

श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनां

# शल्यपर्व,

# सौप्तिकपर्व, तथा स्त्रीपर्व.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરની સાહાય્યથી

સ્વ૰ રા. રા. મણિશંકર મહાનંદ ભટ્ટે

પ્રસિદ્ધ કરેલું ભાષાંતર.


छपावी प्रसिद्ध कर्त्ता

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની તરફથી

નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

સ્થલ: કાલબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબાઈ.

સંવત. ૧૯૮૦ સને ૧૯૨૩

—:o:—

આવૃત્તિ ૪ થી. પ્રત ૧૦૦૦

—:o:—

કીંમત રૂ. ૩—૦—૦

# અનુક્રમણિકા.



# सौप्तिक पर्व.





# स्त्रीपर्व.







# श्रीमन्महाभारत.

# शल्य पर्व.

## અધ્યાય ૧ લો. પુત્રોના નાશથી ધૃતરાષ્ટ્રને થયેલો શોક.

**जनमेजय उवाच—एवं निपातिते कर्णे समरे सव्यसाचिना ।**
**अल्पावशिष्टाः कुरवः किमकुर्वत वै द्विज ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે દ્વિજ! સંગ્રામમાં અર્જુને કર્ણને પાડયા પછી બાકી રહેલા કૌરવોએ પછી શું કર્યું: તેમજ સમય જાણનાર પાંડવોના સૈન્યનો ઉત્કર્ષ જોઇ કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન રાજાએ શું કર્યું? તે હું શ્રવણ કરવા ઇચ્છુ છું, માટે હે દ્વિજોત્તમ! તમે મને કહો. પૂર્વજોનું ચરિત્ર સાંભળતાં હું તૃપ્ત થતો નથી. વૈશંપાયન કહે છે–હે રાજન્! કર્ણ હણાવાથી શોક સમુદ્રમાં ડૂબેલો ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધન નિરાશ થઇ, 'હા કર્ણ! હા કર્ણ!' એ રીતે વારંવાર શોચ કરતો, હણાતાં બાકી રહેલા રાજાઓ સહિત કષ્ટથી પોતાના તંબુ ઉપર ગયો. રાજાઓએ શાસ્ત્રથી નિશ્ચય કરેલા હેતુવડે આશ્વાસન આપ્યું તોપણ સૂતપુત્ર કર્ણના વધને યાદ કરતો તે ખિન્નજ રહ્યો. પછી દુર્યોધન રાજા, દૈવ તથા ભવિતવ્યને બળવાન માની સંગ્રામ કરવાનો નિશ્ચય કરી વિધિપુરઃસર શલ્યને સેનાપતિ કરી, હણાતાં બાકી રહેલા રાજાઓ સહિત વળી યુદ્ધ કરવા નીકળ્યો. તે સમયે હે ભરતશ્રેષ્ઠ! કૌરવ તથા પાંડવની સેનાનું દેવાસુર સંગ્રામની જેને ઉપમા અપાય એવું અત્યંત ભયંકર ને મોટું યુદ્ધ થયું. હે મહારાજ! શલ્યરાજા, ઘણાકનો નાશ કરી મધ્યાન્હ સમયે સૈન્યસહિત ધર્મરાજાના હાથથી હણાયો. ત્યાર પછી હણાયા છે બંધુ જેના એવો દુર્યોધન રણાંગણથી અપસરણ કરી શત્રુના ભયને લીધે ઘોર એવા હ્રદમાં પ્રવિષ્ટ થયો. હ્રદમાંથી દુર્યોધનને ભીમસેને યુદ્ધ વાસ્તે બોલાવી તે દિવસના અપરાન્હ વખતે માર્યો. મોટા ધનુષવાળો તે પણ હણાયો. તેને જોઇ હે રાજેંદ્ર! હણાતાં બાકી રહેલા ત્રણ રથિઓએ રાત્રિ વિષે ક્રોધેકરી પંચાલ તથા સોમકોને હણ્યા. તે રાત્રિનું વૃત્તાંત જોયા પછી દુઃખ તથા શોકે કરીને યુક્ત, દીન એવો દુઃખિત સંજય, બીજે દિવસે પૂર્વાન્હ સમયે તંબુથી પુરી પ્રત્યે આવવા લાગ્યો. પછી કંપતો એવો દુઃખિત સંજય, પુરી પ્રત્યે પ્રવેશ કરી હાથ ઉંચા રાખી રાજાના ઘર પ્રત્યે જઇ અતિ દુઃખિત, હે રાજન્! મહાત્મા રાજાના મરણથી અમે નાશ પામ્યા છીએ, એમ કહી રોવા લાગ્યો. વળી કહેવા લાગ્યો કે, વિધિજ બળવાન છે, પૌરૂષ નિર્થક છે, એમાં સંશય નહિ. નહિ તો ઇન્દ્ર સરખા બળવાળા આપણા સર્વ યોદ્ધાઓને પાંડવો કેમ હણત? એમ

કહી વળી રોવા લાગ્યો. કલેશયુક્ત તેને જોઇ અત્યંત ઉદ્વિગ્ન થએલાં શહેરનાં સર્વ મનુષ્યો છોકરાઓ સહિત હા રાજન્ ! એ રીતે વિસ્વરે તે ઠેકાણે રોવા લાગ્યાં. રાજા હણાયો એમ સાંભળી પીડિત સ્વર કરવા લાગ્યાં. શોકે કરી અત્યંત પીડિત થએલા, નષ્ટ થયું છે ચિત્ત જેમનું એવા, ઉન્મત્ત સરખા શ્રેષ્ઠ પુરૂષો પણ દોડતા દેખાતા હતા. હે જનમેજય ! હે ભરતર્ષભ ! વિહ્વલ એવો સંજય, રાજાના ઘરમાં પ્રવિષ્ટ થઇ, પુત્ર વધૂ, ગાંધારી, વિદુર, સંબંધી જન તથા હિતેચ્છુ એવા પોતાના જ્ઞાતિલાઓથી વિંટાઇને બેઠેલા નિષ્પાપ અને કર્ણનું નિધન સાંભળ્યા પછી તેજ અર્થનું ધ્યાન કરતા પ્રજ્ઞાચક્ષુ રાજશ્રેષ્ઠ પોતાના ઇશ્વર ધૃતરાષ્ટ્રને જોઈ અત્યંત ખેદયુક્ત મનવાળો તે, રૂદન કરતાં સંદિગ્ધ વાણીથી બોલ્યો કે—હે નરવ્યાઘ્ર ! હે ભરતર્ષભ ! હું, સંજય, તમને નમન કરૂં છું અને હે મહારાજ ! હે પુરૂષ વ્યાઘ્ર ! મદ્રાધિપતિ શલ્ય હણાયો તેમજ સુબલપુત્ર શકુનિ અને દઢ પરાક્રમવાળો કપટી એવો ઉલૂક પણ હણાયો. હે મહારાજ ! હે નૃપ ! સર્વ સંશપ્તક, શકેસહિત કાંબોજ, મ્લેચ્છ, પાર્વતીય યવન, પૂર્વદિશાના, દક્ષિણદિશાના, ઉત્તરદિશાના તથા પશ્ચિમદિશાના સર્વ રાજાઓ તથા રાજપુત્રો પણ રણમાં પડયા. તેમજ હે રાજન્ ! પાંડુપુત્ર ભીમસેને કહ્યા પ્રમાણે હણેલો તેથી ભાગ્યો છે સાથળનો ઉપલો ભાગ જેનો એવો દુર્યોધન ધૂળથી વ્યાપ્ત અંગવાળો થઇ રણભૂમિમાં સુતો છે. હે મહારાજ ! ધૃષ્ટદ્યુમ્ન, પરાજય પામેલો નહિ એવો શિખંડી, ઉત્તમૌજા, યુધામન્યુ, પ્રભદ્રક, પંચાલ તથા ચેદિઓ હણાયા તેમજ તમારા સર્વ પુત્રો, દ્રૌપદીના પુત્ર, અને પ્રતાપવાન એવો શૂરવીર કર્ણ પુત્ર વૃષસેન પણ હણાયો. સર્વ નર, ગજ, રથિઓ તથા અશ્વ યુદ્ધ વિષે હણાયા. હે પ્રભો ! તમારાઓનું શિબિર કંઇક જેમાં અવશેષ છે એવું થઇ રહ્યું છે. હે રાજન્ ! કાળે મોહ પમાડેલા કૌરવ પાંડવના સૈન્યે પરસ્પર સામા થઇ સ્ત્રિયો જેમાં અવશેષ છે એવું જગતને કર્યું. હે મહારાજ ! પાંડવ તરફના સાત અને તમારી તરફના ત્રણ અવશિષ્ટ રહ્યા છે તે સાંભળો. પાંચ ભાઈ પાંડવ, વાસુદેવ અને સાત્યકિ, એ સાત, તેમજ કૃપાચાર્ય, કૃતવર્મા અને જય કરનારાઓમાં શ્રેષ્ઠ અશ્વત્થામા, એ ત્રણ તમારી તરફના બાકી રહ્યા છે. હે જનેશ્વર ! એકડી મળેલી સર્વ અક્ષૌહિણીમાંથી એટલા બાકી રહ્યા અને બીજા સર્વ નિધન પામ્યા. હે ભરતર્ષભ ! હે ભારત ! એવી રીતે દુર્યોધન તથા કૌરવને આગળ કરી કાળે સર્વ જગતને હણ્યું છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! સંજયનાં એવાં ક્રૂર વચન સાંભળી ધૃતરાષ્ટ્રરાજા, પ્રાણરહિતની પેઠે પૃથ્વિતલપર પડી ગયા. તેને જોઇ શોક તથા દુઃખથી કૃશ થએલા મોટા યશવાળા વિદુર પણ પડી ગયા. તેમજ હે નૃપશ્રેષ્ઠ ! ગાંધારી તથા સર્વ કૌરવોની સ્ત્રિયો પણ તત્કાલ પૃથ્વિપર પડી ગઇ. એ રીતે બધું રાજમંડળ પટવિષે ચીતરેલાની પેઠે સંજ્ઞા રહિત થઇ પૃથ્વિપર પડી ગયું. પછી થોડે વખતે પુત્રના વ્યસનથી કર્શિત એવો અત્યંત દુઃખી ધૃતરાષ્ટ્રરાજા, ધીરેથી પ્રાણને પ્રાપ્ત થઇ સંજ્ઞા પામેલો સર્વ દિશાઓ પ્રત્યે જોઇ વિદુરને કહેવા લાગ્યો કે, હે વિદ્વન ! હે મહારાજ ! હે ભરતર્ષભ ! ક્ષત પુત્રેકરી હીન અને અનાથ એવો તું મારી ગતિ છે. એમ કહી વળી સંજ્ઞા રહિત થઇ પડી ગયો. તે રીતે પડેલો તેને જોઇ જે કોઇ એના બાંધવ હતા તે, શીતલ જલના સિંચન સાથે વ્યજનથી પવન કરવા લાગ્યા. તે પછી ઘણે કાળે સૌએ આશ્વાસના જેની કરી છે એવો પુત્રના વ્યસનથી કર્શિત અને કુંભમાં નાખેલા સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતો ધૃતરાષ્ટ્રરાજા દુઃખી થયો.

આતુર થએલા રાજાને જોઇ સંજય પણ રૂદન કરવા લાગ્યો. તેમજ સર્વ સ્ત્રીઓ તથા યશસ્વિની એવાં ગાંધારી રૂદન કરવા લાગ્યાં. ઘણે વખતે હે નરશ્રેષ્ઠ ! વારંવાર મોહ પામતા ધૃતરાષ્ટ્રરાજાએ વિદુરને આવી રીતે કહ્યું, મારૂં મન અત્યંત ભ્રમયુક્ત થાય છે, સર્વ સ્ત્રિયો, યશસ્વિની ગાંધારી તથા મારા આ સર્વ સંબંધિઓ જાઓ. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી હે ભરતર્ષભ ! વારંવાર કંપાયમાન થતા વિદુરે ધીરેથી તે સ્ત્રિયોને ત્યાંથી વિસર્જન કરી. હે ભરતસત્તમ ! સર્વ સ્ત્રિયો તથા સર્વ સંબંધિ, રાજાને આતુર જોઇ ત્યાંથી બહાર નિકળ્યાં. ત્યાર પછી હે પરંતપ ! અત્યંત આતુર, વારંવાર શ્વાસોચ્છ્વાસ કરતા દીન, રૂદન કરતા, અને પ્રાપ્ત થઇ છે સંજ્ઞા જેને એવા રાજા સામે જોઇ, હાથ જોડી સંજય તથા વિદુર, મધુર વચને આ પ્રમાણે આશ્વાસના કરવા લાગ્યા.

**प्रांजलिर्निःश्वसंतं च तं नरेंद्रं मुहुर्मुहुः ।**
**समाश्वासय तक्षत्ता वचसामधुरेण च ॥**

**इतिश्री महाभारते शल्यपर्वणि धृतराष्ट्र प्रमोहे गुर्जरभाषायां प्रथमो ऽध्यायः ॥ १ ॥**



## અધ્યાય ૨ જો. ધૃતરાષ્ટ્ર વિલાપન.

**वैशंपायन उवाच—विसृष्टास्वथ नारीषु धृतराष्ट्रोंबिकासुतः ।**
**विललाप महाराज दुःखादुःखांतरं गतः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે–હે મહારાજ ! સ્ત્રિઓ ગયા પછી દુઃખથી બીજા દુઃખને પ્રાપ્ત થએલા અંબિકાપુત્ર ધૃતરાષ્ટ્રરાજા વિલાપ કરવા લાગ્યા. પછી વારંવાર બે હાથ હલાવતા તે, હે મહારાજ ! હૃદયને ધીરે ધીરે સ્વસ્થ કરતા નિઃશ્વાસ મૂકી મનમાં જરા વિચાર કરી સંજય પ્રત્યે કહેવા લાગ્યા કે, હે સંજય ! આ તો મહા દુઃખ, જે પાંડવોને કુશલ તથા કાયમ છે શરીર જેમનાં એવા તારાથી સાંભળું છું અને મારા પુત્ર હણાયા એમ સાંભળું છું, તોપણ મારૂં હૃદય, હજાર પ્રકારે વિદીર્ણ થતું નથી. ખરેખર મારૂં હૃદય વજ્ર સરખું અત્યંત દૃઢ છે એમાં સંશય નહિ. હે સંજય ! હણાયલા તે સર્વ પુત્રોની અવસ્થા તથા બાલક્રીડાને જ્યાં હું યાદ કરૂં છું ત્યાં મારૂં મન અત્યંત વિદીર્ણ લઇ જાય છે. હે અનઘ ! મારે નેત્ર ન હોવાથી એમના રૂપનું દર્શન મને હતું નહિ તોપણ એમને વિષે પુત્રસ્નેહકૃત પ્રીતિ ધારી, બાલભાવને અતિક્રમણ કરી યૌવન તથા મધ્ય અવસ્થાને પ્રાપ્ત થએલા તેમને સાંભળી હું પ્રસન્ન થતો હતો. આજ હણાયું છે ઐશ્વર્ય તથા પરાક્રમ જેમનું એવા હણાયલા તેમને સાંભળી પુત્રની આધિએ કરી વ્યાપ્ત એવો હું શાંતિ પામતો નથી. હે પુત્ર ! હે રાજેંદ્ર ! હે મહાબાહો ! અનાથ એવા તમે મારી પાસે આવો, આવો, કેમકે તમારા વગરનો હું કઇ ગતિને પ્રાપ્ત થઇશ ? હે તાત ! આપણે વાસ્તે આવેલા રાજાઓને છોડી દઇ પ્રાકૃત એવા કુત્સિત રાજાની પેઠે સંગ્રામ વિષે હણાયેલો તું કેમ પૃથ્વી વિષે સુતો છે ? હે વીર ! હે મહારાજ ! જ્ઞાતિ તથા સંબંધીઓની ગતિરૂપ થઇ અંધ તથા વૃદ્ધ એવા મને છોડી દેઇ તું કયાં જાય છે ? હે રાજન્ ! તે તારી કૃપા, તે તારી પ્રીતિ અને તારૂં માનીપણું

છતે પણ પરાજય પમાડેલો નહિ એવો તને સંગ્રામ વિષે પાંડવોએ કેમ હણ્યો? હે વીર! ઉભા થએલા મને હે તાત! હે તાત! હે મહારાજ! હે લોકનાથ! એ રીતે હમેશ વારંવાર કોણ કહેશે? હે પુત્રક! સ્નેહે કરી કિલન્ન છે નેત્ર જેનાં એવો તું મને કંઠ વિષે આલિંગન કરી હે કૌરવ્ય! આજ્ઞા કરો એમ કહેતો હતો તે તારાં સુંદર વચન વળી મને સંભળાવ, તેમ હે પુત્રક! જેમ આ બધી પૃથ્વી યુધિષ્ઠિરની છે તેમ મારી શું નથી? એવી રીતનાં પણ તારાં વચન હું સાંભળતો હતો તે વચન ફરીથી તું બોલ. હે સંજય! યુદ્ધના આરંભ વિષે મારા પુત્રે મને કહ્યું હતું કે હે રાજેંદ્ર! હે રાજસત્તમ! ભગદત્ત, કૃપાચાર્ય, આવંત્ય, જયદ્રથ, ભૂરિશ્રવા, સોમદત્ત, મહારાજ બાહ્લિક, અશ્વત્થામા, ભોજ, મહા બળવાન માગધ, બૃહદ્બલ, કાશીપતિ, સુબલપુત્ર, શકુનિ, બીજા સેંકડો હજારો મ્લેચ્છ, યવન સહિત શક, સુદક્ષિણ કાંબોજ, ત્રિગર્તનો અધિપતિ, પિતામહ ભીષ્મ, દ્રોણાચાર્ય, શ્રુતાયુ, અચ્યુતાયુ, પરાક્રમી શતાયુ, જલસંધ, ઋષ્યશૃંગપુત્ર રાક્ષસ અલાયુધ, મહાબાહુ અલંબુષ, તથા મહારથિ સુબાહુ એટલા અને બીજા પણ ઘણાક રાજાઓ મારે વાસ્તે પ્રાણ તથા ધનનો ત્યાગ કરી ઉદ્યુક્ત થયા છે, તેમના મધ્યમાં ભાઇઓ સહિત ઉભેલો હું સર્વ પંચાલ તથા પાંડવો સાથે યુદ્ધ કરીશ અને અત્યંત ક્રોધાયમાન થએલો હું, ચેદિ, દ્રૌપદીના પુત્ર, સાત્યકિ, કુંતિભોજ તથા રાક્ષસ ઘટોત્કચ એ બધાઓને નિવારણ કરવાને સમર્થ થઇશ. એ બધા શૂરવીરો સહિત તું સમર્થ થાઉં તેમાં શું કહેવું? અથવા તેઓ કદી યુદ્ધ કરશે તો એકઠા મળેલા તે મારી તરફના યોદ્ધાઓ તેમને સંગ્રામ વિષે હણશે, તેમ પાંડવોને તો મારી સાથે રહેલો એકલો કર્ણ, હણશે એટલે શૂરવીર એવા રાજાઓ મારી આજ્ઞાને અનુસરશે. તેમને નિયમમાં રાખનાર મહા બલવાન વાસુદેવ શસ્ત્ર ધારણ કરશે નહિ, કારણ તેમણે મને એમ કહેલું છે. હે સંજય! એવી રીતનાં ઘણાંક વચન તેણે મારી પાસે કહ્યાં હતાં તેથી તેની શક્તિ જોતાં તો હું એમ જાણતો હતો કે સંગ્રામમાં પાંડવો હણાયા છે, તેમ છતે ઉલટા તે મહારથિઓના મધ્યમાં રહેલા મારાજ પુત્ર હણાયા તેનું કારણ ભાગ્ય વિના બીજું શું હોય! લોકનાથ એવા પ્રતાપવાન ભીષ્મ શિખંડીને પ્રાપ્ત થઇ શિયાળને પ્રાપ્ત થઇ જેમ સિંહ હણાય તેમ હણાયા. તેનું કારણ પણ ભાગ્ય વિના બીજું શું? ભાગ્યજ, તેજ રીતે સર્વ શસ્ત્ર તથા અસ્ત્રમાં પારંગત એવા બ્રાહ્મણ દ્રોણાચાર્યને તથા દિવ્યાસ્ત્ર જાણનાર મહાબળવાન કર્ણને પણ સંગ્રામમાં પાંડવોએ હણ્યો, તેનું કારણ આપણાં ભાગ્યજ. ભૂરિશ્રવા, સોમદત્ત, બાહ્લિક, હસ્તિયુદ્ધમાં વિશારદ ભગદત્ત, જયદ્રથ, સુદક્ષિણ, જલસંધ, પૌરવ, શ્રુતાયુ, અચ્યુતાયુ તથા સર્વ શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ મહા બળવાન પાંડવને સંગ્રામમાં પાંડવોએ હણ્યો તેનું કારણ ભાગ્ય વિના બીજું શું? તેમજ બૃહદ્બલ, મહા બલવાન માગધ, વિક્રાંત એવો ઉગ્રાયુધ, આવંત્ય, ત્રૈગર્તરાજા, સંશપ્તક, અલંબુષ, અલાયુધ રાક્ષસ, ઋષ્યશૃંગપુત્ર, નારાયણ નામના યુદ્ધદુર્મદ એવા ગોપાલ તથા ઘણાક હજાર મ્લેચ્છો પણ હણાયા તેનું કારણ ભાગ્યજ. મહાબલવાન એવો કપટી શૂરવીર શકુનિ પણ સૈન્ય સહિત હણાયો તેનું ભાગ્ય વિના બીજું શું કારણ? એ અને બીજા પણ યુદ્ધદુર્મદ એવા અસ્ત્ર શીખેલ હાથમાં છે ભાલા જેમને એવા શૂરવીર રાજાઓ તથા રાજપુત્રો હણાયા તેનું કારણ ભાગ્ય વિના બીજું શું. યુદ્ધમાં દુર્મદઅસ્ત્ર શીખેલા મહેન્દ્ર સરખા પરાક્રમવાળા નાના દેશમાંથી આવેલા મોટાં ધનુષવાળા શૂરવીર ક્ષત્રિયો પણ હણાયા તેનું કારણ ભાગ્ય વિના બીજું શું.

તેમજ હે સંજય! મારા પુત્ર મહા બળવાન પૌત્ર વયસ્ય તથા ભાઇઓ પણ હણાયા માટે તેનું કારણ આપણાં ભાગ્યજ. પુરૂષ, જરૂર ભાગ્ય સહિતજ ઉત્પન્ન થાય છે, તેમાં જે, ઉત્તમ ભાગ્યયુક્ત હોય તેજ કલ્યાણને પ્રાપ્ત થાય છે એમાં સંશય નહીં. હે સંજય! પુત્ર સહિત હું તેવાં ઉત્તમ ભાગ્ય ન હોવાથી કલ્યાણને કેમ પ્રાપ્ત થાઉં?

હવે શત્રુ વશ થએલો વૃદ્ધ હું, કેવી રીતે વર્તીશ. હે પ્રભો! વનવાસ વગર બીજે સ્થાનકે હું શ્રેય માનતો નથી માટે બંધુ વગરનો હું, જ્ઞાતિનો ક્ષય થવાથી વન પ્રત્યે જઇશ. હાલ વનમાં ગયા વિના આ અવસ્થાને પ્રાપ્ત થએલા પક્ષ વગરના મારે બીજું શ્રેય નથી. હે સંજય! યુદ્ધમાં દુર્યોધન હણાયો, શલ્ય પડયો, તેમજ દુઃશાસન, વિવિંશ, તથા મહા બલિષ્ઠ વિકર્ણ પણ સંગ્રામ વિષે હણાયો. સંગ્રામમાં જેણે મારા સોય પુત્રને હણ્યા? એમ વારંવાર તેજ બોલ્યા કરતા ભીમસેનની કઠોર વાણીને દુઃખ તથા શોકે કરી સંતપ્ત એવો હું સાંભળી શકીશ નહીં.

વૈશંપાયન કહે છે—હે રાજન્! એ રીતે સંતપ્ત થએલા હણાયા છે બાંધવ જેમના એવા વારંવાર દુઃખ પામતા, પુત્ર સંબંધી આધિએકરી અભિપ્લુત, ભરતકુળમાં શ્રેષ્ઠ અંબિકા પુત્ર ધૃતરાષ્ટ્ર, ઘણા વખત સુધી વિલાપ કરી ઉષ્ણ એવો મોટો નિશ્વાસ મૂકી પરાભવનું ચિંતન કરી દુઃખથી વળી ગવલ્ગપુત્ર સંજયને પૂછવા લાગ્યો કે હે સંજય! ભીષ્મ, દ્રોણ તથા સૂતપુત્ર કર્ણ હણાયો એ વૃત્તાંત સાંભળ્યા પછી મારી તરફનાઓએ નિયમમાં રાખનાર એવો સેનાપતિ કોને કર્યો? હું તો જ્યાં સાંભળું છું ત્યાં એમજ સાંભળું છું જે, મારી તરફના યુદ્ધમાં જેને જેને સેનાપતિ કરે છે, તેને તેને પાંડવો થોડા વખતમાં હણે છે. જુવો તમે બધા જોતાં રણસંગ્રામમાં અર્જુને ભીષ્મને હણ્યા. એજ રીતે સર્વ જોતાંજ દ્રોણને હણ્યા. તેજ રીતે રાજાઓ સહિત તમે સર્વ જોતાં અર્જુને, પ્રતાપવાન એવા સૂતપુત્ર કર્ણને હણ્યો. મને તો મહાત્મા વિદુરે પૂર્વેજ કહ્યું હતું જે દુર્યોધનના અપરાધે કરી આ પ્રજા નાશ પામશે. તેનાં વચન સાંભળી આ ઠીક કહે છે, એમ જાણુને છતે પણ કેટલાક મૂઢોએ તેમ કર્યું નહિ, પણ મૂઢ એવા મને તેણે જે કહ્યું હતું તે સત્યવાદિનું વચન પ્રાપ્ત થયું. દૈવે હણ્યું છે ચિત્ત જેનું એવા મેં પણ પૂર્વે તેનું કહ્યું કર્યું નહીં તે અન્યાયનું ફળ હે ગવલ્ગ-પુત્ર સંજય! વળી તું મને કહે. કર્ણ પડયા પછી સેનાપતિ કોણ થયો, અને અર્જુન તથા વાસુદેવ સામે કયો રથિ ગયો? સંગ્રામમાં યુદ્ધ કરવાની છે ઇચ્છા જેને એવા શૂરવીર મદ્ર-રાજના દક્ષિણ ચક્રની કોણ રક્ષા કરતા હતા? પાછળથી કોણ રક્ષા કરતા હતા? હે સંજય! એકઠા મળેલા તમારા મધ્યમાં મહારથિ મદ્રરાજને પાંડવોએ કેમ હણ્યો ને મારા પુત્રને પણ કેમ હણ્યો એ બધો ભરતોનો મહાક્ષય યથાર્થ મને કહે. સંગ્રામમાં મારા પુત્ર દુર્યોધનને કેવી રીતે હણ્યો, તે પણ કહે. પાછળ ચાલનારાઓ સહિત સર્વ પંચાલ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી તથા દ્રૌપદીના પાંચ પુત્ર, જે રીતે હણાયા હોય અને પાંચ પાંડવ તથા મધુકુલમાં ઉત્પન્ન થએલા શ્રીકૃષ્ણ તથા સાત્યકિ જે રીતે મૂકાયા હોય તેમજ આપણી તરફના કૃપાચાર્ય, કૃતવર્મા તથા દ્રોણપુત્ર અશ્વત્થામા એ કેવી રીતે મૂકાયા. એ બધું જેમ થયું હોય તેમ યુદ્ધ પ્રવર્તમાન થયું હોય છે તે બધું હું સાંભળવાને ઇચ્છું છું. હે સંજય! તું કુશલ છે વાસ્તે કહે.

**यद्यथा यादृशं चैव युद्धं वृत्तं च सांप्रतं ।**
**अखिलं श्रोतुमिच्छामि कुशलोह्यसि संजय ॥**

ઇતિ શ્રીમહાભારતે શલ્યપર્વણિ ધૃતરાષ્ટ્રવિલાપે ગુર્જરભાષાયાં દ્વિતીયો ઽધ્યાયઃ ॥ ૨ ॥

## અધ્યાય ૩ જો. કૌરવ સૈન્યમાં ભંગાણ.

**સંજય ઉવાચ—શૃણુ રાજન્નવહિતો યથા વૃત્તો મહાન્ ક્ષયઃ ।**
**કુરૂણાંપાણ્ડવાનાં ચ સમાસાદ્ય પરસ્પરમ્ ॥ ૧ ॥**

સંજય કહે છે,—હે રાજન ! પરસ્પર પ્રાપ્ત થઈ કૌરવ તથા પાંડવોનો જે રીતે મોટો ક્ષય પ્રવર્તમાન થયો તે હું તમને કહું તે સાવધાન થઇ સાંભળો. મહાત્મા પાંડુપુત્ર અર્જુને સૂતપુત્ર કર્ણને હણ્યો ત્યાર પછી વારંવાર હણેલાં સૈન્ય પાછાં ચોતરફ ભાગવા લાગ્યાં. મનુષ્યના દેહનો ક્ષય કરનાર ભયંકર સંગ્રામ વિષે અર્જુને સિંહનાદ કર્યો ત્યારે હે રાજન ! તમારા પુત્રોને મોટો ભય પ્રાપ્ત થયો. તમારી તરફના કોઇ પણ યોદ્ધાને પાછાં સૈન્ય સાંધવા વિષે તથા પરાક્રમ કરવામાં બુદ્ધિ થતી ન હતી. અગાધ તથા અપાર જળમાં ભાગ્યું છે નાવ જેમનું એવા વાની હોડી વગરના પારને ઇચ્છતા વ્યાપારીઓ જેમ મુંઝાય તેમ અર્જુને દ્વિપ રૂપ કર્ણને હણવાથી તમારી તરફના સર્વ મુંઝાઇ ગયા હતા. હે રાજન્ ! એ રીતે સૂતપુત્ર હણાયો તે બાણેકરી ક્ષત થએલા ત્રાસયુક્ત હૃદયવાળા સિંહથી પીડિત થએલા મૃગ, ભાગેલાં શીંગડાંવાળા વૃષ, તથા દાઢવગરના સર્પ સરખા અનાથ એવા નાથને ઇચ્છતા અર્જુને પરાજય પમાડેલા અમે સાયંકાલ વખતે તંબુપર ગયા. હે રાજન ! હણાયા છે શૂરવીર જેઓના તીક્ષ્ણ બાણેકરી ક્ષત થએલા, વિધ્વસ્ત કવચવાળા, નથી સૂઝતી દિશાઓ જેમને એવા, બેભાન થએલા તમારા પુત્ર પણ ત્યાંથી પાછા ફર્યા. તેમાં કેટલાક તો પરસ્પર એકબીજાને હણતા, ભયથી દિશાઓ પ્રત્યે જોતા અને જરૂર ભીમસેન તથા અર્જુન મારોજ સામે આવે છે, એમ માનતા રસ્તે પડી જતાં ગ્લાનિ પામતા હતા. બીજા કેટલાક વેગવાળા મહારથિઓ ઘોડા ઉપર, કેટલાક હસ્તિ ઉપર તથા કેટલાક રથમાં બેસી ભયથી પાયદળોને હણતા હતા. તે વેળાએ વેગથી ચાલતા હસ્તિઓએ કરી રથો ભાગી ગયા. મોટા રથોના વેગે કરી ઘોડેસ્વાર નષ્ટ થયા. તેમજ અત્યંત હણાયા હે રાજન ! સૂતપુત્ર કર્ણ હણાયો તે સમયે તમારી તરફના યોદ્ધાઓ, સર્પ તથા તસ્કરેકરી સંકીર્ણ એવા વનમાં પોતાના સથવારાથી જૂદા પડેલા પુરૂષ જેવા દુઃખિત થાય તેમ દુઃખિત થયા. હણાયા છે માવત જેમના એવા હસ્તિઓ ઉપર બેસનાર કપાઇ ગએલા હાથવાળા, ભયથી પીડિત થએલા બીજા કેટલાક, સર્વ લોકને અર્જુનમય દેખવા લાગ્યા. ભીમસેનના ભયથી પીડિત થએલા, નાસી જતા તે સર્વને જોઈ દુર્યોધન હાહાકાર કરી પોતાના સારથિ પ્રત્યે બોલ્યો કે હાથમાં ધનુષ લેઇ સંગ્રામ વિષે યુદ્ધ કરવા ઉભેલા મને અર્જુન, અતિક્રમણ કરશે નહિ વાસ્તે પાછળની બાજુએ જલદી તું મારા અશ્વને ચલાવ; કેમકે સંગ્રામમાં યુદ્ધ કરતા મને કુંતિપુત્ર અર્જુન, મહાર્ણવ જેમ કિનારાને અતિક્રમણ કરે નહિ, તેમ અતિક્રમણ કરવાનો પણ ઉત્સાહ નહિ કરે. આજ ગોવિંદ સહિત અર્જુનને, માની એવા ભીમસેનને તથા શિષ્ટ એવા શત્રુઓને હણી કર્ણના અનૃણીપણાને હું પ્રાપ્ત થઇશ. કુરુરાજ એવા દુર્યોધનનાં શૂર તથા આર્ય સરખાં વચન સાંભળી તેના સારથીએ સુવર્ણના આભરણથી શોભિતા અશ્વોને ધીરે ધીરે આગળ ચલા-

ત્યા, તેટલામાં હે મારિષ ! ગજ અશ્વ તથા રથેકરી હીન એવા પચ્ચીસ હજાર પાયદળ, ધીરેથી પાંડવના સૈન્ય સામે દોડયા. તેમને સંક્રુદ્ધ થએલા ભીમસેન, તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્ને ચતુરંગ સૈન્યથી તિરસ્કાર કરી બાણથી હણવા માંડયા. પાયદળો પણ ધૃષ્ટદ્યુમ્ન સહિત ભીમસેન સાથે યુદ્ધ કરતાં હતાં. તે સમયે બીજા કેટલાક યોદ્ધાઓ, ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નનું નામ ગ્રહણ કરતા તેમની સાથે યુદ્ધ કરતા હતા. ઉભેલા તેમને જોઇ રથમાં બેઠેલા ધર્માપેક્ષી ભીમસેન જલદી રથમાંથી નીચે ઉતરી સુવર્ણથી શોભતી મોટી ગદા હાથમાં લઇ પોતાના ભુજબળનો છે આશ્રય જેને એવા દંડપાણિ કાળની પેઠે તમારી તરફના સર્વ સૈન્યને હણવા લાગ્યા. ત્યાગ કર્યો છે જીવિત તથા બાંધવ જેમણે એવા સજ્જ થએલા પાયદળો પણ સંગ્રામમાં પતંગ નામના જંતુઓ જેમ અગ્નિ સામે દોડે તેમ ભીમસેન સામે દોડવા લાગ્યા. યુદ્ધમાં દુર્મદ એવા અત્યંત ક્રોધાયમાન થએલા ભીમસેનને જોઇ, ભૂતસમુદાય જેમ કાળને જોઇ શબ્દ કરે તેમ તત્કાલ શબ્દ કરવા લાગ્યા. તે સમયે સત્ય પરાક્રમવાળા બાજપક્ષીની પેઠે સંગ્રામમાં વિચરતા મહા બળવાન ભીમસેન, ખડ્ગ તથા ગદાએકરી પચ્ચીસ હજારની જેની સંખ્યા છે એવા પુરૂષસૈન્યને હણી ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી સંગ્રામના મધ્યમાં પાછો ઉભો રહ્યો. પરાક્રમી અર્જુન રથ સૈન્ય આગળ ગયા; તેમજ માદ્રીપુત્ર નકુલ સહદેવ તથા મહાબળવાન સાત્યકિ પ્રસન્ન થએલા એ, દુર્યોધનના સૈન્યને હણતાં વેગેકરી શકુનિ સામે જઇ તીક્ષ્ણ બાણેકરી તેના ઘણાક ઘોડેસ્વારને હણી તેની પાછળ દોડયા. યુદ્ધ પ્રવર્ત્તમાન થયું તેમાં હે રાજન ! અર્જુન ત્રણ લોકમાં વિખ્યાત એવું ગાંડીવધનુષ સજ્જ કરી રથસૈન્ય સામે જવા લાગ્યા. કૃષ્ણ છે સારથિ જેના એવા, શ્વેત અશ્વવાળા રથને તથા યોદ્ધા એવા અર્જુનને જોઇ તમારી તરફનાં સૈન્ય ભયથી ભાગવા લાગ્યાં. વળી હણાયા છે રથ તથા અશ્વ જેમના એવા બાણેકરી વ્યાપ્ત પચ્ચીસ હજાર પાયદળ, પાર્થ સામે દોડયા. પુરૂષસૈન્યને પંચાલોમાં મહારથિ, મોટું ધનુષ ધારનાર, શત્રુગણને મર્દન કરનાર પંચાલ રાજનો પુત્ર મોટા યશવાળો ધૃષ્ટદ્યુમ્ન ભીમસેનને આગળ કરી સંગ્રામમાં ઉભો રહ્યો તે વેળાએ પારાવત સરખા વર્ણવાળા અશ્વ જેના રથમાં જોડેલા છે એવા શ્રેષ્ઠ કોવિદાર વૃક્ષના ચિન્હવાળી ધ્વજાયુક્ત ધૃષ્ટદ્યુમ્નને જોઇ તમારી તરફના સૌ ભયથી નાસવા લાગ્યા. યશસ્વી એવા સાત્યકિસહિત માદ્રિપુત્ર નકુલ, સહદેવ, બાણ ફેંકનાર ગાંધારરાજ શકુનિને અનુસરી સામે ઉભા રહ્યા. હે મારિષ ! ચેકિતાન, શિખંડિ તથા દ્રૌપદીના પુત્ર, તમારા મોટા સૈન્યને હણી શંખ વગાડવા લાગ્યા. પછી તે સર્વ નાસી જતા એવા વિમુખ થએલા તમારાઓને જોઇ બલિવર્દોને જીતી જેમ બીજા બલિવર્દ હણતા હણતા તેમની સામે દોડે તેમ સામે દોડયા. હે નૃપ ! પાંડુપુત્ર અર્જુને પણ બાકી રહેલી તમારા પુત્રની સેનાને જોઇ તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો. બાણમય થએલા પૃથ્વિતલવિષે અંધકાર થવાથી અને ઉડતી રજેકરી કંઇ પણ દેખાતું નહતું એવા ભયંકર વખતને જોઇ હે મહારાજ ! તમારી તરફના યોદ્ધાઓ, સર્વ દિશાઓ પ્રત્યે ભાગવા લાગ્યા. એ રીતે સર્વ સૈન્યમાં ભંગાણ પડયું તે જોઇ કુરૂરાજ દુર્યોધને પોતાનાં તથા પારકાં સૈન્ય સામે દોડી યુદ્ધ વાસ્તે સર્વ પાંડવોને પૂર્વે બલિરાજાએ જેમ દેવતાઓને બોલાવ્યા હતા તેમ બોલાવ્યા. એકઠા મળેલા ક્રોધાયમાન થએલા પાંડવો પણ નાના પ્રકારનાં શસ્ત્ર નાખતા તથા ગર્જના કરતા એનો વારંવાર તિરસ્કાર કરતા સામે ગયા. અસંભ્રાંત એવા દુર્યોધને પણ શત્રુઓને બાણેકરી વિંધ્યા. તે વખતે તમારા પુત્રનું અદ્ભુત એવું પૌરૂષ અમે જોયું, જે સર્વ પાંડવો મળીને પણ એને અતિક્રમણ કરવા સમર્થ થયા

નહિ. તેટલામાં તમારો પુત્ર દુર્યોધન અતિ દૂર ગએલાં નહિ અને પલાયન કરવામાં છે બુદ્ધિ જેની એવા અત્યંત ક્ષત થએલાં પોતાનાં સૈન્યને જોઇ તેને ઉભું રાખી તે યોદ્ધાઓને જાણે હર્ષ પમાડતો હોય નહિ તેની પેઠે કહેવા લાગ્યો કે—હે યોદ્ધાઓ! પૃથ્વી તથા પર્વતવિષે જ્યાં જવાથી તમે હણાવ નહિ એવા કોઇ પણ દેશને હું જોતો નથી, માટે તમારા ભાગવાથી શું ફળ છે? તેમનું સૈન્ય થોડું રહ્યું છે અને કૃષ્ણ તથા અર્જુન અત્યંત ક્ષત થએલા છે માટે જો આપણે સર્વ સંગ્રામ વિષે ઉભા રહીએ તો જરૂર આપણો વિજય થાય. કર્યો છે અપરાધ જેમણે એવા તમોને પાછળ આવી પાંડવો હણશે માટે આપણે તો સંગ્રામમાં મરવું એજ પરમ શ્રેય છે. ક્ષત્રિય ધર્મે કરી યુદ્ધ કરનારને સાંગ્રામિક મૃત્યુ સુખરૂપ છે કારણ કે સંગ્રામમાં મરણ પામેલો દુઃખને જાણે નહિ અને મુવા પછી અનંત સુખને ભોગવે છે, માટે હે ક્ષત્રિયો! તમો અહિં સંગ્રામમાં આવેલા છો તે બધા મારાં વચન સાંભળો. ભાગશો તો દ્વેષિ એવા ભીમસેનને વશ થશો, વાસ્તે પિતામહોએ આચરણ કરેલા ધર્મને ત્યાગ કરવો નહિ. ક્ષત્રિયને પલાયન કરવાથી બીજું કંઇ પાપકર્મ નથી. હે કૌરવો! યુદ્ધકર્મથી કલ્યાણરૂપ સ્વર્ગનો માર્ગ સહેલ થાય છે. ઘણાક કાલે સંપાદન કરેલા લોકને યુદ્ધથી ક્ષત્રિયો તત્કાલ પામે છે. દુર્યોધન રાજાનાં વચન સાંભળી રાજ્યને ન સહન કરી શકતા પરાક્રમ વિષે કર્યું છે ચિત્ત જેમણે એવા મહારથિઓ વળી પાછા પાંડવ સામે આવ્યા. તે વખતે તમારા તથા પારકાઓનું દેવાસુર સંગ્રામની જેને ઉપમા અપાય એવું અત્યંત દારૂણ યુદ્ધ પ્રવર્તમાન થયું. તેમાં હે મહારાજ! યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં એવા પાંડવો પ્રત્યે તમારો પુત્ર દુર્યોધન સર્વ સૈન્ય સહિત દોડ્યો.

**युधिष्ठिरपुरोगांश्च सर्वसैन्येन पांडवान् ।**
**अन्वधावन् महाराज पुत्रो दुर्योधनस्तव ॥**

**इति श्रीमहाभारते शल्यपर्वणि कौरवसैन्यापलायने गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥**

## અધ્યાય ૪ થો. કૃપાચાર્યની સંધિસુલેહ.

**संजय उवाच—पतितान् रथनीडांश्च रथांचापि महात्मनां ।**
**रणे च निहतान् नागान् दृष्ट्वापत्तींश्च मारिष ॥ १ ॥**

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર! હે મારિષ! પડેલા રથના નીડ, મહાત્માઓના રથ, સંગ્રામમાં હણાયલા હસ્તિ તથા પાયદળોને જોઇ તેમજ અપ્રખ્યાતિને પ્રાપ્ત થએલા સેંકડો તથા હજારો રાજાઓના, રૂદ્રની ક્રીડા સરખા ઘોર સંગ્રામને જોઇ શોકે કરી હણાયું છે ચિત્ત જેનું એવો તમારો પુત્ર વિમુખ થયો અને અર્જુનના પરાક્રમને જોઇ દુઃખને પ્રાપ્ત થએલાં સૈન્ય પણ અત્યંત ઉદ્વિગ્ન થયાં તથા વિચાર કરવા લાગ્યાં. મંથન થતાં સૈન્યોનો ઉત્તમ શબ્દ તથા સંગ્રામમાં ક્ષત થએલા રાજાઓનો મનસુબો જાણી હે રાજન્! કૃપાવિષ્ટ થએલા, વય તથા શીલયુક્ત, વાક્ય બોલવામાં વિશારદ, તેજસ્વી કૃપાચાર્ય, દુર્યોધન રાજા પાસે જઇ ક્રોધવશ થઇ આવી રીતે કહેવા લાગ્યા કે, હે મહારાજ! હે કૌરવ! હે દુર્યોધન! હે અનઘ!

આજે હું કહું તે તું સાંભળ; અને સાંભળ્યા પછી તને રૂચે તો તે પ્રમાણે કર. હે રાજેંદ્ર! યુદ્ધધર્મથી બીજો કલ્યાણરૂપ માર્ગ કોઇ નથી તેથી તેનો આશ્રય કરી ક્ષત્રિયો યુદ્ધ કરે છે. હે ક્ષત્રિયર્ષભ! ક્ષાત્રવૃત્તિથી જીવનારાઓ, પુત્ર પિતાને, ભાઇ ભાઇને, પિતા પુત્રને, ભાણેજ મામાને અને સંબંધી તથા બાંધવ, એક બીજાને પરસ્પર હણે છે. ક્ષત્રિયને સામે પગલે મરવું એ પરમ ધર્મ છે અને પલાયન કરવું એ અધર્મ છે; તેથીજ જીવિતાર્થી એવા ક્ષત્રિયો ઘોર એવી જીવિકાને પ્રાપ્ત કરે છે. કંઇ થોડું તારા હિતનું વચન કહું તે સાંભળ. હે અનઘ! ભીષ્મ, દ્રોણ, મહારથિ કર્ણ, જયદ્રથ, તારા ભાઇઓ તથા તારો પુત્ર લક્ષ્મણ હણાયો, માટે હવે કોણ તેવો બાકી રહ્યો છે કે જેનો આપણે આશ્રય કરીએ. જેમના ઉપર ભાર મૂકી આપણે રાજ્ય વિષે મતિ કરીએ, શૂરવીર એવા તે તો સંગ્રામ વિષે પોતાના શરીરનો ત્યાગ કરી બ્રહ્મવેત્તાઓની ગતિને પ્રાપ્ત થયા. ગુણવાન એવા મહારથિઓ વગર આપણે, ઘણાંક રાજાઓને મરાવી કૃપણની પેઠે વરતીશું અને દેવતાઓ પણ જેને સહન કરી શકે નહિ તેવો પરાજય પામેલો નહિ ને શ્રીકૃષ્ણ જેને નિયમમાં રાખનાર છે એવો મહાબાહુ અર્જુન તો બધા જીવતા હતા ત્યારે પણ ઇન્દ્રના ધનુષ સરખું તથા ઇન્દ્રધ્વજ સમાન ઉંચા વાનર ધ્વજને પ્રાપ્ત થઈ મોટી સેનાઓને ચલાયમાન કરતો હતો, વાસ્તે હવે હાલ તો ભીમસેનના સિંહનાદથી, પાંચજન્યના શબ્દે કરી તથા ગાંડીવના ઘોષથી આપણું મન મૂઢ થઇ જશે. સુવર્ણથી વિચિત્ર પ્રકારનું અર્જુને વારંવાર ખેંચેલું ઉંબાડિયા સરખું મોટું ગાંડીવ ધનુષ મેઘ વિષે વિજળી દેખાય તેમ સર્વ દિશાઓમાં દેખાતું હતું. વાયુ જેમ મેઘને વહન કરે તેમ શ્રીકૃષ્ણે ચલાવેલા ચંદ્રપ્રકાશ સરખી કાંતિવાળા વેગ સંપન્ન રથવિષે જોડાયલા આકાશને જાણે પાન કરતા હોય એવા સુવર્ણથી વિચિત્ર પ્રકારના અંગવાળા શ્વેત અશ્વવાળો રથ સંગ્રામવિષે અર્જુનને વહન કરે છે. અસ્ત્ર સાંધવામાં વિશારદ એવો અર્જુન પણ, હે રાજન્! તારા સૈન્યને વૃદ્ધિ પામેલો અગ્નિ જેમ શિશિરઋતુમાં શુષ્ક તૃણને બાળે તેમ બાળી મૂકે છે. તારા સૈન્યને વહન કરતા, મહેન્દ્ર સરખી કાંતિવાળા તારી સેનાને ક્ષોભ પમાડતા, રાજાઓને ત્રાસ આપતા ધનુષના શબ્દેકરી યોદ્ધાઓને નસાડતા ચાર દાંતવાળા હસ્તિ સરખા, નલિનીને મર્દન કરતા કુંજર જેવા તથા મૃગપણાને નસાડતા સિંહ સરખા અર્જુનને વારંવાર અમે જોઇએ છીએ. એ રીતે સર્વ લોકમાં મોટા ધનુષવાળા સર્વ ધનુષ ધરનારાઓમાં શ્રેષ્ઠ, કવચવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુન લોકના મધ્યમાં વિચરે છે.

હે ભારત! સંગ્રામમાં હણાતા એવા રાજાઓના અતિ ઘોર એવા આ સંગ્રામને આજ સત્તર દિવસ થયા. તેમાં વાયુ જેમ શરદઋતુના વાદળસમુદાયને હણે તેમ પાંડવોએ હણેલાં તમારાં સૈન્ય ચોતરફથી વિખરાતાં જાય છે. મહા સમુદ્રમાં વાયુએ ફુગાવેલા નાવની પેઠે હણાયલી તમારી સેનાને હે મહારાજ! અર્જુન કંપાયમાન કરે છે. હે રાજન્! બાણગોચર પ્રાપ્ત થએલા જયદ્રથને જોઇ તમારા સંબંધી ભાઇઓ, સહાય, માતુલ તથા સર્વ જોતાં જેણે હણ્યો હતો. ચાલનાર સહિત દ્રોણ, હું તું, હાર્દિકય, તથા ભાઇઓ સહિત તારો ભાઇ દુઃશાસન એ આપણે બધા ક્યાં અને અર્જુન ક્યાં? હવે તેવો કોણ રહ્યો છે કે જેનો આપણે આશ્રય કરીએ. પાંડુપુત્ર અર્જુનને જીતે એવો આપણામાં કયો પુરૂષ છે? મહાત્માના વિવિધ પ્રકારના દિવ્ય અસ્ત્ર, તથા ગાંડીવનો શબ્દ અમારા ધૈર્યને હરે છે. નષ્ટ થયો છે ચંદ્ર જેમાં એવી રાત્રિ જેવી હણાયેલા નાયકવાળી આ સેના હસ્તિએ ભાગ્યા છે વૃક્ષ જેના એવા

સેનાવિષે મહાબાહુ શ્વેતવાહન અર્જુન, શુષ્ક તૃણમાં પ્રજ્વલિત અગ્નિની પેઠે ઇચ્છા પ્રમાણે વિચરશે. તેમ સાત્યકિ તથા ભીમસેન એ બેનો જે વેગ છે તે તો સર્વ પર્વતોને વિદારણ કરે તથા સાગરોને પણ શોષણ કરે એમાં સંશય નહિ. તેમ હે વિશાંપતે! સભાના મધ્યમાં ભીમસેને જે વાક્ય કહ્યાં હતાં, તે બધાં તેણે સફળ કર્યા અને ફરીથી વળી કરશે. ગાંડીવ છે ધનુષ જેનું એવા અર્જુને કર્ણસન્મુખ ઉભા રહી કોઇથી સહન થાય નહિ એવાં પાંડવોએ રક્ષણ કરેલાં વ્યૂહ રચનાથી ઉભેલાં પોતાના સૈન્યનું રક્ષણ કર્યું હતું. વળી તમે સાધુ એવા પાંડવો સામે જેટલાં જેટલાં નરતાં કામ વિના કારણ કીધાં તેનું આ ફળ તમને પ્રાપ્ત થયું. હે ભરતર્ષભ! પોતા વાસ્તે યત્નેકરી સર્વ લોકનો સંહાર કર્યો, અને હે તાત! તારો આત્મા પણ સંશયિત છે. હે દુર્યોધન! આત્મા સર્વનું પાત્ર છે વાસ્તે આત્માની તું રક્ષા કર. હે તાત! પાત્ર ભંગ થવાથી તેમાં રહેલું સર્વ વેરાઇ જાય છે. હીન થએલાએ તથા સમબળ વાળાએ શત્રુ સાથે સંધિ કરવી અને વૃદ્ધિ પામેલાએ વિગ્રહ કરવો એવી બૃહસ્પતિની નીતિ છે. આપણે પાંડુપુત્ર થકી બળ તથા શક્તિએકરી હીન છીએ માટે હે પ્રભો! પાંડવો સાથે આપણે સંધિ કરવી યોગ્ય છે, એમ હું માનું છું. જે પુરૂષ, શ્રેયને જાણતો નથી તે શ્રેય તથા રાજ્યથી ભ્રષ્ટ થાય છે, અને કલ્યાણને પ્રાપ્ત થતો નથી. હે રાજન્! રાજાને પ્રણિપત્ય કરી કદી રાજ્યને પ્રાપ્ત થઇએ તો શ્રેય થાય, પણ પરાભવને પ્રાપ્ત થએલાને મૂઢતાથી શ્રેય થાય નહિ. ધૃતરાષ્ટ્રના વાક્યથી તથા ગોવિંદના વચનેકરી કૃપાશીલ એવો યુધિષ્ઠિર, રાજ્ય ઉપર તને યોજશે. પરાજય પામેલા નહિ એવા યુધિષ્ઠિર રાજાને, અર્જુનને તથા ભીમસેનને હૃષીકેશ એવા ભગવાન જે વચન કહે તે વચન પ્રમાણે કર. શ્રીકૃષ્ણ, એવા ભગવાન કૌરવ એવા ધૃતરાષ્ટ્રના વચનને અતિક્રમણ કરશે નહિ. શ્રીકૃષ્ણનાં વચનને પાંડુપુત્ર યુધિષ્ઠિર, ઉલ્લંઘન કરશે નહિ એમ હું માનું છું. એમ કરવું એ હું કલ્યાણરૂપ માનું છું પણ પાંડવ સાથે વિગ્રહ કરવો એ હું કલ્યાણરૂપ માનતો નથી. આ રીતે જે હું તને કહું છું તે કંઇ કૃપણતાથી તથા પ્રાણના રક્ષણ વાસ્તે કહેતો નથી. હે રાજન્! તારા હિત વાસ્તે તને કહું છું માટે તેમ નહિ કરે તો મુવા પછી યાદ કરીશ. એ રીતે કહી વૃદ્ધ એવા શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય વિલાપ કરી ઉષ્ણ એવો મોટો નિઃશ્વાસ મૂકી શોચ કરતા મોહને પ્રાપ્ત થયા.

इति वृद्धो विलप्यैतत्कृपः शारद्वतो वचः ।
दीर्घमुष्णं च निःश्वस्य शुशोच च मुमोह च ॥

**इतिश्री महाभारते शल्यपर्वणि कृपवाक्ये गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥४॥**

## અધ્યાય ૫ મો. દુર્યોધન-સંધિ અશક્ય છે.

**संजय उवाच—एवमुक्तस्ततो राजा गौतमेन तपस्विना ।**
**निःश्वस्य दीर्घमुष्णं च तूष्णीमासीद्विशांपते ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે વિશાંપતે! એવી રીતે તપસ્વી એવા ગૌતમે જેને કહ્યું હતું એવો દુર્યોધન રાજા, ઉષ્ણ એવો મોટો નિઃશ્વાસ મુકી તૂષ્ણીભાવને પ્રાપ્ત થયો.

પછી બે ઘડી વિચાર કરી ઉદાર મનવાળો શત્રુને તપાવનાર ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધન, શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યો કે, જે કંઈ હિતેચ્છુક એવા સંબંધીએ કહેવું જોઇએ તે બધું તમે મને સંભળાવ્યું. પ્રાણનો ત્યાગ કરી યુદ્ધ કરતા એવા તમે બધું કર્યું, પણ, સૈન્યોના મધ્યમાં જઇ અત્યંત તેજસ્વી એવા મહારથિ પાંડવો સાથે યુદ્ધ કરતા તમને લોકોએ જોયા. હિતેચ્છુક એવા તમે જે વાક્ય મને સંભળાવ્યું તે બધું તમારૂં કારણ સહિત હિતરૂપ બોલવું, નજીક મરણ આવેલાને જેમ ઉત્તમ ઔષધ રૂચે નહિ તેમ મને રૂચતું નથી, કેમકે હે વિપ્રર્ષિ ! હે મહાબાહો ! યુધિષ્ઠિર રાજાને આપણે અક્ષદ્યૂતમાં છતી રાજ્ય રહિત કર્યા તે હાલ આપણો વિશ્વાસ કેમ કરે ? ફરીથી મારાં વાક્ય ઉપર શ્રદ્ધા કેમ કરે ? હે બ્રહ્મન્ ! પાંડવના હિતમાં પ્રીતિમાન એવા શ્રીકૃષ્ણ, તેમના દૂત થઇ વિષ્ટિ કરવા આવ્યા હતા, હ્રષીકેશ એવા ભગવાનની પણ મેં મશ્કરી કરી હતી, એવી રીતે અવિચારી કર્મ થયાં છે તે મારાં વચનને કેમ માન્ય કરે ? સભામાં પ્રાપ્ત થએલી દ્રૌપદીએ જે વિલાપ કર્યો હતો તથા રાજ્ય હરણ કર્યું હતું તે બધું શ્રીકૃષ્ણ કેમ ભૂલી જાય ? અન્યોઅન્ય જેને આશ્રય છે એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન, એ બેઉ એક જેના પ્રાણ છે એવા છે, માટે હે પ્રભો ! પૂર્વે જે સાંભળ્યું હતું તે હું આજ જોઉં છું. પોતાનો ભાણેજ અભિમન્યુ હણાયો, એ સાંભળી કેશવ સુખેકરી શયન કરતા નથી એવો આપણે તેનો અપરાધ કર્યો છે તે કેમ ક્ષમા કરે ? અર્જુન પણ અભિમન્યુનો વિનાશ થયા પછી સુખ પામતા નથી, તે યાચના કરવાથી પણ મારા હિતનો કેમ યત્ન કરે ? મધ્યમ એવા તીક્ષ્ણ મહા બળવાન પાંડુપુત્ર ભીમસેને તો ઉગ્ર પ્રતિજ્ઞા કરેલી છે માટે તે તો નમેજ નહિ. બાંધ્યાં છે ખડગ તથા કવચ જેમણે એવા આપણને વૈરી જાણનાર શૂરવીર નકુલ સહદેવ પણ યમની જેને ઉપમા અપાય એવા છે. તેમજ હે દ્વિજસત્તમ ! મારી સાથે કર્યું છે વેર જેમણે એવા ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડી પણ મારા હિત વિષે યત્ન કરે નહિ. દુઃશાસને સર્વ લોક જોતાં સભામાં એકવસ્ત્ર જેણે ધારણ કર્યું હતું એવી રજસ્વલા દ્રૌપદીને વસ્ત્રરહિત કરી દીનની પેઠે કલેશયુક્ત કરી હતી તે હજી આજ દિવસ સુધી પાંડવો યાદ કરે છે, માટે શત્રુઓને તપાવનાર તે, હવે સંગ્રામથી નિવૃત્ત થાય નહિ. તેમ કલેશને પ્રાપ્ત થએલી દુઃખિત દ્રૌપદી પણ મારા નાશ વાસ્તે અને પોતાના સ્વામીઓના અર્થની સિદ્ધિ થવા સારૂ વેર ટળે ત્યાં સુધી નિરંતર સ્થંડિલમાં શયન કરી ઉગ્ર એવું તપ કરે છે. વાસુદેવ ભગવાનની બ્હેન સુભદ્રા પણ માન તથા દર્પને છોડી દઇ પ્રેષ્ય સરખી થઇ સદા દ્રૌપદીની સેવા કરે છે, એ રીતે બધું દૃઢ થઈ ગયું છે, તે હવે નિવૃત્ત થાય નહિ. મારે પણ અભિમન્યુ જેવાને હણી હવે તેની સાથે સંધિ કરવા કેમ જવું ? રાજા એવો હું સમુદ્ર પર્યંત એવી આ પૃથ્વીને ભોગવી પાંડવોના પ્રસાદે કરી કેમ રાજ્ય ભોગવું ? રાજાઓની ઉપર સૂર્યની પેઠે પ્રજ્વલિત થઇ હવે દાસની પેઠે યુધિષ્ઠિરની પાછળ કેમ ફરૂં ? પોતે ભોગ ભોગવી બીજાઓને પુષ્કળ ભોગ આપી આ વખતે કૃપણોની સાથે કૃપણની જીવિકાથી કેમ વરતું ? કંઇ તમારા વાક્યને હું નિંદતો નથી, તમે તો પ્રેમથી મારા હિતનાંજ વાક્ય કહો છો પણ આ વખતે હવે સંધિ કરવી એ કોઇ રીતે મારા માનવામાં આવતું નથી.

હે શત્રુને તપાવનાર ! સારી રીતે યુદ્ધ કરી કંઇક સારી યુક્તિ કરવી એમ મારા વિચારમાં આવે છે વાસ્તે આ વખત મારી રીતે યુદ્ધ કરવાનો છે પણ કંઇ નાહિમ્મત થવાનો નથી. મેં એટલા વખતમાં બધું કરી લીધું છે તે કહું તે સાંભળો. મોટા યજ્ઞોવડે મેં યજન

કર્યું છે, બ્રાહ્મણોને દક્ષિણા આપી છે, સર્વ કામ સારી રીતે ભોગવેલાં છે, વેદ શ્રવણ કર્યા છે, શત્રુઓનાં મસ્તક ઉપર રહ્યો છું, તેમ હે તાત! સેવકજનોનું સારી રીતે પોષણ કર્યું છે, દીનજનનો ઉદ્ધાર કર્યો છે, પારકા દેશને હું જીત્યો છું, પોતાના દેશનું પાલન કર્યું છે, વિવિધ પ્રકારના ભોગ ભોગવ્યા છે, ત્રિવર્ગને મેં સેવ્યા છે, પિતૃના ઋણથી હું મુક્ત થયો છું, તેમજ ક્ષાત્રધર્મનું ઋણ પણ મારી ઉપરથી ઉતરી ગયું છે; માટે હે દ્વિજશ્રેષ્ઠ! પાંડવો પ્રત્યે એવાં દીન વચન કહેવાનો મને ઉત્સાહ નથી, તેમ સુખ કંઇ અચળ છે નહિ માટે દેશ તથા યશે કરીને પણ શું? આ લોકમાં કીર્તિનો વિસ્તાર કરવો તે તો યુધ્ધે કરીનેજ થાય, બીજા પ્રકારે થાય નહિ. ક્ષત્રિયને ઘરવિષે મરવું એ નિંદિત છે; કેમકે ઘરવિષે શય્યામાં મરણ, એ મોટો અધર્મ છે, માટે જે, મોટા યજ્ઞ કરી અરણ્યમાં જઇ શરીરનો ત્યાગ કરે, વા સંગ્રામમાં શરીરનો ત્યાગ કરે તે ક્ષત્રિય, મહિમાને પ્રાપ્ત થાય છે. આર્ત એવો જરાગ્રસ્ત ક્ષત્રિય, કૃપણની પેઠે વિલાપ કરતો રૂદન કરતાં જ્ઞાતિલાઓના મધ્યમાં મરણ પામે તેને પુરૂષ જાણવો નહીં. હે દ્વિજશ્રેષ્ઠ! હું પણ ઉત્તમ યુદ્ધ કરી વિવિધ પ્રકારના ભોગનો ત્યાગ કરી પરમ ગતિને પ્રાપ્ત થએલાઓની સલોકતાને પ્રાપ્ત થઇશ. આર્યવૃત્તવાળા, સંગ્રામમાં પાછા ન ફરનાર, શૂરવીર, બુદ્ધિમાન, સત્ય પ્રતિજ્ઞાવાળા, યજ્ઞેકરી યજન કરનાર, શસ્ત્ર તથા અવભૃથસ્નાનેકરી પવિત્ર એવા સર્વનો સ્વર્ગમાં નિવાસ થાય છે. યુદ્ધવિષે મરનારને અપ્સરાઓના ગણ સેવે છે 'આ ક્યારે સ્વર્ગમાં આવશે,' અને દેવતાઓની સભામાં પૂજાયલા, અપ્સરાઓથી વીંટાઇ સ્વર્ગમાં હર્ષ પામતા પુરૂષોને પિતૃઓ જુએ છે. અમે પણ સંગ્રામમાંથી પાછા ન ફરનાર એવા શૂરવીર પુરૂષોએ ગમ્ય દેવમાર્ગ પ્રત્યે જઇશું. મારે વાસ્તે વૃદ્ધ એવા પિતામહ ભીષ્મ, બુદ્ધિમાન દ્રોણાચાર્ય, જયદ્રથ, કર્ણ તથા દુઃશાસન સર્વ યુદ્ધમાં પ્રાણનો ત્યાગ કરી ઉત્તમ માર્ગ પ્રત્યે ગયા તેમ મારે વાસ્તે એકઠા થએલા શૂરવીર, યથોક્ત યજ્ઞેકરી યજન કરનાર ઉત્તમાસ્ત્ર જાણનાર બાણેકરી ક્ષત થયાં છે અંગ જેમનાં એવા ઘણાક રાજાઓ, સંગ્રામમાં પ્રાણનો ત્યાગ કરી ઇન્દ્રલોકમાં જઇ રહ્યા છે, માટે મારે વાસ્તે હણાયલા તે શૂરવીરોના કૃત્યને યાદ કરી તે મારા ઋણથી મુક્ત થવા સારૂ રાજ્યમાં મન ન રાખતાં હું સારી રીતે યુદ્ધ કરીશ. વયસ્ય, ભાઇઓ, તથા પિતામહાદિકને સંગ્રામમાં ઘાત કરાવી હવે જો મારા જીવિતનું હું રક્ષણ કરૂં તો જરૂર લોક મને નિંદે. બંધુ તથા મિત્રોએ કરી હીન એવો હું આ જગતને આવો પરાભવ કરી પાંડવને પ્રણામ કરી રાજ્ય કરૂં તે કેવું? વાસ્તે હું સારી રીતે યુદ્ધ કરી સ્વર્ગને પ્રાપ્ત થઇશ.

એ રીતે દુર્યોધને કહ્યું તે સાંભળી સર્વ ક્ષત્રિયો, 'સાધુ સાધુ' એમ તેની પ્રશંસા કરી પરાજયનો શોચ ન કરતાં પરાક્રમ કરવા કરેલો છે નિશ્ચય જેમણે એવા તે સર્વ, યુદ્ધ કરવામાં કર્યો છે નિશ્ચય જેમણે એવા લડવાને તત્પર થયા. પછી યુદ્ધ કરવાનો છે ઉત્સાહ જેમને એવા સર્વ કૌરવોએ, વાહનોની આશ્વાસના કરી કંઇક બે યોજન છેટે જઈ સુંદર એવા વૃક્ષ રહિત ઉંચા હિમવાનના શિખર પ્રત્યે અરૂણા સરસ્વતીને પ્રાપ્ત થઇ તેમાં સ્નાન કરી તેના જળનું પાન કર્યું. હે રાજન્! તમારા પુત્રે આપ્યો છે ઉત્સાહ જેમને એવા કાળે પ્રેરણા કરેલા તે સર્વ ક્ષત્રિયો, પરસ્પર એક બીજાના આત્માના રક્ષણની સરત કરી રણ સંગ્રામમાં પાછા આવ્યા.

**पर्यवस्थाप्य चात्मानमन्योन्येन पुनस्तदा ।**
**सर्वे राजन्यवर्तंत क्षत्रियाः कालनोदिताः ॥**

इतिश्री महाभारते शल्यपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां पंचमो ऽध्यायः ॥ ५ ॥

## અધ્યાય ૬ ઠ્ઠો. શલ્ય અને દુર્યોધન સંવાદ.

संजय उवाच—अथ हैमवते प्रस्थे स्थित्वा युद्धाभिनंदिनः ।
सर्व एव महायोद्धास्तत्र तत्र समागताः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! તે તે સ્થાનકેથી આવેલા યુદ્ધથી આનંદ પામનાર મોટા યોદ્ધાઓ, હિમવાનના શિખર ઉપર ચઢી. શલ્ય, ચિત્રસેન, મહારથિ શકુનિ, અશ્વત્થામા, કૃપાચાર્ય, સાત્વત એવા કૃતવર્મા, સુષેણ, અરિષ્ટસેન, પરાક્રમી ધૃતસેન, તથા જયત્સેન, એટલા રાજાઓ, રાત્રિ ત્યાં રહ્યા; કેમકે શરીર કર્ણ હણાયા પછી જયશીલ એવા પાંડવોએ ત્રાસ પમાડેલા તમારા પુત્ર, હિમવાન પર્વત વિના બીજે સુખ પામતા ન હતા. સંગ્રામવિષે કર્યો છે યત્ન જેમણે એવા બધા એકઠા મળી હે રાજન ! વિધિપુરઃસર દુર્યોધનનો સત્કાર કરી શલ્ય સાંભળે તે રીતે દુર્યોધન રાજા પ્રત્યે કહેવા લાગ્યા કે, હે રાજન ! જેણે રક્ષણ કરેલા અમે સંગ્રામવિષે શત્રુઓને જીતીએ એવો કોઈ પણ સેનાપતિ આપણા શત્રુ સાથે યુદ્ધ કરવા યોગ્ય છે. એવાં તેમનાં વચન સાંભળી તમારા પુત્ર દુર્યોધન રાજાએ રથમાં બેસી રથિમાં અત્યંત શ્રેષ્ઠ, યુદ્ધના પ્રભાવને જાણનાર, યુદ્ધમાં કાળ સરખા, સુંદર અંગવાળા, ઢંકાએલું છે મસ્તક જેનું, શંખ સરખી ગ્રીવાવાળા, પ્રિય બોલનાર, કમળપત્ર સરખાં નેત્રવાળા, વ્યાઘ્ર સરખાં મુખથી શોભિતા, મેરૂસરખા ગૌરવવાળા સ્કંધ, નેત્ર, ગતિ તથા સ્વરેકરી મહાદેવના વૃષ સરખા, પુષ્ટ તથા મળેલા વિસ્તીર્ણ છે ભુજ જેના એવા, અત્યંત વીસ્તીર્ણ એવાં શ્રેષ્ઠ વક્ષસ્થલવાળા, બળ તથા વેગવિષે સૂર્ય તથા વાયુ સરખા, બુદ્ધિએ કરી શુક્રસરખા, કાંતિરૂપ તથા મુખેકરી ચંદ્ર સરખા, સુવર્ણ સરખી કાયાવાળા, મળી ગએલી છે સંધિ જેની, સારી રીતે વૃત્તાકાર છે ઉરૂ, કટી તથા જંઘા જેની, સુંદર છે પાદ, આંગળી તથા નખ જેના એવા, ગુણને વારંવાર યાદ કરી વિધાતાએ યત્નથી નિર્માણ કરેલા, સર્વ લક્ષણ સંપન્ન, નિપુણ, શ્રુતિના સમુદ્ર, વેગેકરી શત્રુઓને જીતનાર, શત્રુઓએ બળથકી જીતી શકાય નહિ એવા, અને દશ અંગ તથા ચાર પાદવાળા ધનુર્વેદને તત્વથી જાણનાર તેમજ આખ્યાન છે પાંચમું જેમાં એવા અંગ સહિત ચાર વેદને સારી રીતે સમજનાર, મહા તપસ્વી ઉગ્ર વ્રતેકરી મહાદેવનું આરાધન કરી અયોનિજા એવી કૃપીને વિષે અયોનિજ એવા દ્રોણથી ઉત્પન્ન થએલા, ભૂમિપર જેના રૂપ તથા કર્મની બીજાને ઉપમા અપાય નહિ એવા, સર્વ વિદ્યા પારંગત, ગુણના સમુદ્ર તથા અનિંદિત એવા અશ્વત્થામા પાસે આવી કહ્યું કે, ગુરૂપુત્ર એવા તમે અમારી સર્વની પરમ ગતિરૂપ છો માટે જેને અગ્રણી કરી એકઠા મળેલા આપણે યુદ્ધમાં પાંડવોને જીતીએ એવો સેનાપતિ કોને કરવો, તે કહો એટલે આપણે તેમ કરીએ. દુર્યોધનનાં વચન સાંભળી અશ્વત્થામાએ કહ્યું કે, શલ્યરાજા, કુળ, રૂપ, તેજ, યશ તથા લક્ષ્મી ઇત્યાદિ સર્વ ગુણેકરી સંયુક્ત છે વાસ્તે આપણો સેનાપતિ થાઓ, કેમકે કરેલા ઉપકારને જાણનાર બીજા કાર્તિકસ્વામી સરખો, મોટી સેનાવાળો જે પોતાના ભાણેજનો ત્યાગ કરી આપણી તરફ

આવ્યા છે તે હે નૃપસત્તમ ! દેવતાઓએ જેમ કાર્તિકસ્વામીને સેનાપતિ કર્યા હતા તેમ એ રાજાને સેનાપતિ કરી આપણે જય મેળવવા સમર્થ થઇશું. આ રીતે દ્રોણપુત્ર અશ્વત્થામાએ કહ્યું તે સાંભળી ત્યાં ઉભેલા સર્વ રાજાઓ, શલ્યને વીંટી લેઇ 'જય જય' એ રીતે શબ્દ કરવા લાગ્યા તથા યુદ્ધવિષે મતિ કરી પરમ આવેશને પ્રાપ્ત થયા.

દુર્યોધનરાજા, શ્રેષ્ઠ રથમાં બેઠેલા સંગ્રામમાં દ્રોણ તથા ભીષ્મ સરખા શલ્યરાજાને હાથ જોડી કહેવા લાગ્યો કે, હે મિત્રવત્સલ ! જેમાં મિત્ર તથા અમિત્રની બુધજનો પરીક્ષા કરે છે એવો આ મિત્રધર્મનો વખત પ્રાપ્ત થયો છે વાસ્તે શૂરવીર એવા તમે મારી સેનાના મુખવિષે સર્વને નિયમમાં રાખનાર થાઓ. તમે સંગ્રામ કરવા જશો કે મંદ ચિત્તવાળા પાંડવ તથા અમાત્યસહિત પંચાલો નિરૂદ્યમ થઇ જશે. દુર્યોધનનાં એવાં વચન સાંભળી મર્મ જાણનાર મદ્રદેશના અધિપતિ શલ્યરાજાએ, સર્વ રાજાઓની સામે દુર્યોધનને કહ્યું કે—હે રાજન ! મને જે રીતે તું કરવા માગતો હોય તે તારૂં કામ કહે; કેમકે મારા પ્રાણ, રાજ્ય ને ધન એ સર્વ તારે વાસ્તેજ છે. શલ્યનાં વચન સાંભળી દુર્યોધને તેને કહ્યું કે, હે માતુલ ! અતુલ એવા તમને હું સેનાપતિપણાવિષે યોજું છું માટે તમે મારા સેનાપતિ થઇ, હે યુદ્ધશ્રેષ્ઠ ! સંગ્રામમાં કાર્તિકસ્વામીએ જેમ દેવતાઓની રક્ષા કરી હતી, હે રાજેંદ્ર ! દેવતાઓના સેનાપતિનો અભિષેક જેમ કાર્તિકસ્વામીને થયો હતો તેમ અમારા સેનાપતિનો અભિષેક જેને થયો છે એવા તમે હે વીર ! મહેંદ્ર જેમ દૈત્યોને હણે તેમ સંગ્રામવિષે શત્રુઓને હણો.

अभिषिक्त्य स्वराजेंद्र देवानामिव पावकिः ।
जहि शत्रुन् रणे वीर महेंद्रोदानवानिव ॥

**इतिश्री महाभारते शल्यपर्वणि शल्यदुर्योधनसंवादे गुर्जरभाषायां षष्ठो ऽध्यायः ॥ ६ ॥**

---

## અધ્યાય ૭ મો. શલ્યનું સેનાધિપત્ય.

**संजय उवाच—तच्छ्रुत्वाथ वचो राज्ञो मद्रराजः प्रतापवान् ।**
**दुर्योधनं तदा राजन् वाक्यमेतदुवाच ह ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! દુર્યોધનનાં એવાં વચન સાંભળી, પ્રતાપવાન એવો મદ્રરાજ શલ્ય, દુર્યોધન રાજા પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો. હે રાજન ! હે વાક્ય જાણનારાઓમાં શ્રેષ્ઠ ! હે મહાબાહો ! હે દુર્યોધન ! હું કહું તે સાંભળ. રથમાં બેઠેલા આ શ્રીકૃષ્ણ તથા અર્જુનને તું રથિમાં શ્રેષ્ઠ માને છે પણ બાહુબળવિષે તે બેઉ કોઇ રીતે પણ મારા બરોબરીઆ થઇ શકે નહિ. અત્યંત ક્રોધાયમાન થએલો હું અસુર, સુર તથા મનુષ્ય સહિત ઉદ્યુક્ત થએલી સર્વ પૃથ્વી પ્રત્યે પણ સંગ્રામવિષે યુદ્ધ કરૂં ત્યારે પાંડવો સાથે યુદ્ધ કરૂં તેમાં શું ? સંગ્રામમાં સામે આવેલા પાંડવ તથા સોમકોને હું જીતીશ અને તારી સેનાનો નાયક થઇશ, એમાં સંશય નહિ. વ્યૂહ પણ એવો કરીશ કે જેને શત્રુઓ તારી શકે નહિ. હે દુર્યોધન ! આ શલ્ય હું એ વાતને સત્ય કહું છું એમાં પણ સંશય નહિ.

શલ્યનાં વચન સાંભળીને હે ભરતસત્તમ ! હે વિશાંપતે ! કિલષ્ટ છે રૂપ જેનું એવા દુર્યોધનરાજાએ શાસ્ત્રદષ્ટ એવા વિધિએ કરી સેનાના મધ્યમાં મદ્રાધિપતિ શલ્યને સેનાધિપતિનો અભિષેક કર્યો. તે વખતે હે ભારત ! તમારા સૈન્યમાં મોટા સિંહનાદ સાથે વાદિત્ર વાગવા લાગ્યાં. અને ત્યાં બોલાવેલા મહારથિ મદ્રકો સંગ્રામમાં શોભિતા મદ્રરાજાની સ્તુતિ ગાવા લાગ્યા. હે રાજન ! તારો જય થાઓ અને તું ચિરંજીવ રહે અને સામે આવેલા શત્રુઓને તું હણ ને તારા બાહુબળનો આશ્રય કરી હણાયા છે દ્વેષી જેમના એવા મહાબળવાન ધૃતરાષ્ટ્રના પુત્ર, સમગ્ર પૃથ્વીને ભોગવો તું તો સંગ્રામવિષે સુર, અસુર તથા મનુષ્યસહિત સર્વને જીતવા સમર્થ છે ત્યારે મર્ત્યધર્મ એવા સંજય તથા સોમકોને જીતે તેમાં શું આશ્ચર્ય ? એ રીતે જેનો સત્કાર થયો છે એવો બળવાન મદ્રનો અધિપતિ શલ્ય, સાધારણ પુરૂષોએ દુષ્પ્રાપ્ય એવા હર્ષને પ્રાપ્ત થઈ કહેવા લાગ્યો કે, હે રાજન ! આજ હું સંગ્રામમાં પાંડવસહિત સર્વ પંચાલોને હણીશ, વા તેમણે હણેલો હું સ્વર્ગને પ્રાપ્ત કરીશ. આજ નિર્ભયની પેઠે સંગ્રામમાં વિચરતા મને લોકો જુઓ. સર્વ પાંડવ, વાસુદેવ, સાત્યકિ, પંચાલ, ચેદિઓ, દ્રૌપદીના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, તથા સર્વ પ્રભદ્રક મારાં પરાક્રમ, મોટું ધનુષ બળ, લાઘવ અસ્ત્રવીર્ય તથા મારા ભુજબળને જુઓ. ચારણસહિત સિદ્ધ, તથા પાંડવો મારા બાહુબળને તથા મારી અસ્ત્રસંપત્તિને જુઓ મારાં પરાક્રમને જોઇ પાંડવોના મહારથિઓ, તેના પ્રતીકારમાં તત્પર થઇ ઇચ્છા પ્રમાણે વિવિધ પ્રકારની ક્રિયા કરો. પાંડવોના સૈન્યને નસાડીશ. હે કૌરવ્ય ! તારા પ્રિય વાસ્તે દ્રોણ, ભીષ્મ તથા સૂતપુત્ર કર્ણથી પણ અતિશય યુદ્ધ કરતો હું સંગ્રામમાં વિચરીશ.

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! હે ભારત ! હે માનદ ! તમારા સૈન્યમાં શલ્યને અભિષેક થયા પછી તમારી તરફના યોદ્ધાઓ, કર્ણ સંબંધી કંઇ પણ દુઃખ માનતા ન હતા. તમારા સૈનિકો પ્રસન્ન મનવાળા થઇ મદ્રરાજને વશ થએલા પાંડવ હણાયા છે એમ માનતા હતા. હે ભરતર્ષભ ! એ રીતે પ્રહર્ષને પ્રાપ્ત થએલી પ્રસન્ન ચિત્તવાળી તમારી સેના પછી તે રાત્રિ સુખેકરી સુઇ રહી.

તમારા સૈન્યના તે શબ્દને સાંભળી યુધિષ્ઠિરરાજા પણ સર્વ ક્ષત્રિય જોતાં વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા વાસુદેવ ભગવાન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે માધવ ! ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધને, સર્વ સૈન્યમાં શ્રેષ્ઠ એવા મોટા ધનુષવાળા મદ્રરાજ શલ્યને સેનાધિપતિ કર્યો એ વાત જાણી હે માધવ ! તમારે જે કરવા યોગ્ય હોય તે કરો; કેમકે અમને તો નિયમમાં રાખનાર તથા રક્ષણ કરનાર તમે છો, એટલે જે કરવું ઘટે તે કહો. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી વાસુદેવ ભગવાન કહેવા લાગ્યા કે–હે મહારાજ ! હે ભારત ! મદ્રાધિપતિને હું ઓળખું છું. એ મહાત્મા મદ્રરાજ પરાક્રમી, મોટાં તેજવાળો, કુશળ, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, લાઘવયુક્ત અને યુદ્ધવિષે ભીષ્મ, દ્રોણ તથા કર્ણ સરખો વા તેઓથી પણ અધિક છે એમ હું માનું છું. હે ભારત ! હે જનાધિપ ! હું વિચાર કરૂં છું કે યુદ્ધ કરતા એવા તેની સામે યુદ્ધ કરનાર કોઇ પણ યોદ્ધાને હું જોતો નથી. હે ભારત ! શિખંડિ, અર્જુન, ભીમ, સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્નથી પણ બળેકરી તે અધિક છે. વખત આવ્યે સિંહ તથા હસ્તિસમ પરાક્રમવાળો નિર્ભય એવો મદ્રરાજ ક્રોધાયમાન થએલો કાળ જેમ પ્રજાવિષે વિચરે તેમ વિચરશે. વાસ્તે હે પુરૂષવ્યાઘ્ર ! તેની સામે સંગ્રામમાં યુદ્ધ કરનાર સિંહ સરખા પરાક્રમવાળા તમવિના બીજા

યોદ્ધાને હું જોતો નથી. હે કુરુનંદન ! સમગ્ર દેવલોકમાં ક્રોધાયમાન થએલા મદ્રરાજને હણે એવો તમારા વિના બીજો કોઈ છે નહિ, માટે દિવસે યુદ્ધ કરી તમારાં સૈન્યને ક્ષોભ પમાડતા શલ્યને ઇન્દ્રે જેમ શંબરાસુરને હણ્યો તેમ તમે એને હણશો. દુર્યોધને સત્કાર કરેલો શૂરવીર એવો એ અજેય છે, તેને યુદ્ધમાં તમે હણો એટલે અવશ્ય તમારો જય થઇ ચૂક્યો એમાં શંકા નહિ; ને તેને હણ્યો એટલે દુર્યોધનનું મોટું એવું સર્વ સૈન્ય હણાયું, એ મારાં વચન સાંભળી હે મહારાજ ! હે પાર્થ ! હે મહાબાહો ! મહારથિ એવા મદ્રરાજ સામે જઇ ઇન્દ્રે જેમ નમુચિને હણ્યો હતો તેમ તેને હણો. આ મારો મામો છે એમ જાણી એની ઉપર દયા ન કરતાં ક્ષાત્રધર્મનો આશ્રય કરી મદ્રરાજને હણો. હે રાજન્! કર્ણરૂપી પાતાળથી છે સંભવ જેનો એવા દ્રોણ તથા ભીષ્મરૂપ સમુદ્રને તરી જઇ ગણસહિત તમે, શલ્યરૂપી ગોષ્પદને પ્રાપ્ત થઇ તેમાં ડૂબો નહીં અને જે તમારા તપનું બળ, તથા જે તમારૂં ક્ષાત્રબળ છે તે બધું દેખાડો અને સંગ્રામમાં મહારથિ એવા એ રાજાને હણો. બળવાન તથા પારકા શૂરવીરને હણનાર કેશવ એવા ભગવાન, એ રીતે વચન કહી પાંડવોએ જેની પૂજા કરી છે એવા તે, સાયંકાળ વખતે શિબિર પ્રત્યે ગયા. ધર્મપુત્ર યુધિષ્ઠિર પણ સર્વ ભાઇઓ, પંચાલ તથા સોમકોને છોડી શલ્યરહિત હસ્તિની પેઠે પોતે શયન કરી ગયા. કર્ણના નિધનથી પ્રસન્ન થએલા મોટાં ધનુષવાળા સર્વ પાંચાલ તથા પાંડવો પણ તે રાત્રિવિષે સુખેકરી સુતા. હે મારિષ ! સૂતપુત્ર નિધન થવાથી જયને પ્રાપ્ત થઇ શાંત થયો છે તાપ જેનો એવું પાર પામેલું મોટા ધનુષવાળું ઘણાક મહારથિયુક્ત પાંડવોનું સૈન્ય હર્ષિત થયું.

**बभूव पांडवेयानां सैन्यं च मुदितं नृप ।**
**सूतपुत्रस्य निधने जयं लब्ध्वा च मारिष ॥**

**इतिश्री महाभारते शल्यपर्वणि शैल्यसेनापत्याभिषेके गुर्जरभाषायां सप्तमोऽध्याय: ॥ ७ ॥**

---

## અધ્યાય ૮ મો. વ્યૂહ નિર્માણ.

**संजय उवाच—व्यतीतायां रजन्यां तु राजादुर्योधनस्तदा ।**
**अब्रवीत्तावकान् सर्वान् सन्नह्यंतां महारथा: ॥ १ ॥**

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! તે રાત્રિ વ્યતીત થયા પછી દુર્યોધનરાજાએ તમારી તરફના સર્વ યોદ્ધાઓને કહ્યું કે, હે મહારથિઓ ! તમે તૈયાર થાઓ.રાજાનો મત જાણી સેના તૈયાર થઇ અને ચોતરફ દોડતા યોદ્ધાઓ રથોને જોડવા લાગ્યા. હસ્તિ તથા પાયદળ તૈયાર થયાં, ને બીજા હજારો યોદ્ધાઓ રથોને આસ્તરણયુક્ત કરવા લાગ્યા. તે વખતે હે વિશાંપતે! સજ્જ થએલાં સૈન્ય તથા યોદ્ધાઓનાં સંગ્રામ વાસ્તે વાદિત્રો વાગવા લાગ્યાં. હે ભારત ! એ રીતે સેનામાં બાકી રહેલાં સર્વ સૈન્ય, મૃત્યુભયને છોડી પ્રસ્થિત થએલાં દેખાતાં હતાં. તમારી તરફના મહારથિઓ પણ સર્વ સૈન્યનો વિભાગ કરી પોતપોતાની ટુકડીવિષે ઉભા રહેલા હતા, તેટલામાં કૃપાચાર્ય, કૃતવર્મા, અશ્વત્થામા, શલ્ય, સુબલપુત્ર, શકુનિ તથા બાકી રહેલા બીજા રાજાઓએ સર્વ સૈનિકો, તમારા પુત્ર સાથે મળી આપણામાંથી કોઇએ પણ એક જણે

જૂદા પડી પાંડવ સાથે યુદ્ધ કરવું નહિ અને કદી જે કોઇ એકલો યુદ્ધ કરે વા યુદ્ધ કરનારનો ત્યાગ કરે તે, પાંચ પાતક તથા પાંચ ઉપપાતકે કરી યુક્ત થાય, વાસ્તે પરસ્પર રક્ષણ કરતાં એકઠા મળી યુદ્ધ કરવું એવા સોગન ખાઈ સર્વ મહારથિઓ, મદ્રરાજ શલ્યને આગળ કરી શત્રુઓની સામે ધસ્યા. હે રાજન્! પાંડવો પણ મહા સંગ્રામમાં સૈન્યની વ્યૂહરચના કરી યુદ્ધ કરવાને ઇચ્છતા ચોતરફથી કૌરવો સામે આવ્યા ને હે ભરતશ્રેષ્ઠ! ક્ષોભ પામેલા સમુદ્ર સરખા શબ્દવાળું, વૃદ્ધિ પામેલા સમુદ્ર સરખો છે આકાર જેનો એવું, ઘણા રથ તથા હસ્તિઓ વાળું સૈન્ય પણ સામે ધસ્યું. ધૃતરાષ્ટ્ર પૂછે છે, હે સંજય! દ્રોણ, ભીષ્મ તથા રાધાપુત્ર કર્ણનું પડવું તો મેં સાંભળ્યું, પણ ધર્મરાજાએ સંગ્રામમાં શલ્યને કેવી રીતે હણ્યો, અને ભીમસેને મહાબાહુ મારા પુત્રને કેવી રીતે હણ્યો, એ વાત ફરી વિસ્તારથી મને કહે.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે રાજન્! મનુષ્ય, હસ્તિ તથા અશ્વનો જેમાં ક્ષય થતો એવો સંગ્રામ હું કહું તે તમે સાંભળો. હે રાજન્! હે મારિષ! ભીષ્મ તથા દ્રોણ હણાયા અને સૂતપુત્ર કર્ણ પડયો તોપણ શલ્ય, સર્વ પાંડવોને જીતશે એમ તમારા પુત્રોને આશા બંધાઇ, કેમકે આશા બળવાન છે, તે કદી ટળતી નથી. આશા હૃદયમાં ધારી મહારથિ મદ્રરાજની આશ્વાસના કરી સંગ્રામમાં તેનો આશ્રય કરી તમારા પુત્ર પોતાને સનાથ માનવા લાગ્યા. કર્ણ હણાયો તે જોઇ પાંડવોએ સિંહનાદ કર્યો તે વખતે તમારા પુત્રોને મોટો ભય પ્રાપ્ત થયો હતો. પ્રતાપવાન મદ્રરાજ, તમારી તરફના યોદ્ધાઓની આશ્વાસના કરી સમૃદ્ધિમાન એવો સર્વતોભદ્ર નામનો વ્યૂહ રચી ભારને સહન કરનાર અત્યંત વેગવાન ધનુષને હલાવતો મહારથિ, સિંધુદેશના અશ્વ જેને જોડેલા હતા એવા ઉત્તમ રથમાં બેસી પાંડવો સામે યુદ્ધ કરવા ચાલ્યો. તે પ્રયાણ સમયે રથમાં બેઠેલો તેનો સારથિ રથને શોભાવતો હતો. રથેકરી યુક્ત શત્રુને આકર્ષણ કરનાર, તમારા પુત્રના ભયને ટાળનાર કવચ પહેરેલો શૂરવીર મદ્રરાજ, મદ્રક તથા દુર્જય એવા કર્ણપુત્ર સહિત વ્યૂહના મુખ ઉપર ઉભેલો હતો. તેની ડાબી બાજુ ત્રિગર્તોએ વિંટાયલો કૃતવર્મા ઉભો હતો. શક તથા યવનસહિત ગૌતમ, દક્ષિણ તરફ ઉભા હતા. કાંબોજેકરી યુક્ત અશ્વત્થામા પાછળથી રક્ષા કરતા હતા. કૌરવોએ રક્ષણ કરેલો દુર્યોધન, મધ્ય ભાગમાં ઉભો હતો. મોટા અશ્વસૈન્યેકરી વીંટાયલો મહારથિ કૈતવ્ય શકુનિ પણ પાંડવ સામે જવા લાગ્યો. શત્રુને દમન કરનાર મોટા ધનુષવાળા પાંડવો પણ સૈન્યની વ્યૂહ રચના કરી ત્રણ પ્રકારે જૂદા પડી, હે મહારાજ! તમારાં સૈન્ય સામે દોડયા. તેમાં ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, તથા મહારથિ સાત્યકિ એ ત્રણ શલ્યની સેનાને હણવા સંગ્રામમાં તેની સામે ગયા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! પોતાના સૈન્યથી વીંટાયલા યુધિષ્ઠિરરાજા, શલ્યને હણવા સારૂ તેની સામે ચાલ્યા. શત્રુના સૈન્યને હણનાર વેગવાન અર્જુન, મોટાં ધનુષવાળો હાર્દિક્ય તથા સંશપ્તક ગણ સામે દોડયા. ભીમસેન તથા યુદ્ધમાં શત્રુઓને હણવા ઇચ્છતા મહારથિ સોમકો, કૃપાચાર્ય સામે દોડયા, સૈન્યસહિત માદ્રિપુત્રો નકુલ તથા સહદેવ, સૈન્યયુક્ત એવા શકુનિ તથા મહારથિ ઉલૂક સામે જઇ ઉભા રહ્યા. વિવિધ પ્રકારનાં આયુધ છે હાથમાં જેના એવા તમારી તરફના અત્યંત ક્રોધાયમાન થએલા હજારો યોદ્ધાઓ, પાંડવો સામે દોડયા.

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! મોટાં ધનુષવાળા ભીષ્મ, દ્રોણ તથા મહારથિ કર્ણ પણ હણાયો અને અત્યંત ક્રોધાયમાન થએલા કૌરવ તથા પરાક્રમી પાંડવો હણતાં અવશેષ રહ્યા તે મારાઓનું તથા પારકાઓનું સૈન્ય, બાકી કેટલું અવશેષ રહ્યું હતું? સંજય કહે છે—

હે ધૃતરાષ્ટ્ર! હે રાજન્! અમે તથા પારકાઓ જે રીતે યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા હતા અને સંગ્રામમાં જેટલું સૈન્ય બાકી રહ્યું હતું તે હું કહું છું, સાંભળો. હે ભરતર્ષભ! અગિયાર હજાર રથ, દશ હજાર ને સાતસો હસ્તિ, બે લાખ અશ્વ, તથા ત્રણ કરોડ પાયદળ એટલું તમારૂં સૈન્ય બાકી હતું. છ હજાર રથ, છ હજાર હસ્તિ, દશ હજાર અશ્વ, તથા કરોડ પાયદળ, એટલું પાંડવોનું સૈન્ય બાકી રહ્યું હતું. હે ભરતર્ષભ! એટલા યુદ્ધ વાસ્તે રણસંગ્રામમાં આવ્યા હતા. હે રાજેંદ્ર! એ રીતે વિભાગ કરી મદ્રરાજને વશ થઇ રહેલા અત્યંત ક્રોધાવિષ્ટ, જયને ઇચ્છનાર પાંડવ સામે જવા લાગ્યા; તેમજ જયશીલ એવા શૂરવીર પાંડવો, તથા નરવ્યાઘ્ર એવા યશસ્વી પંચાલો તમારી તરફનાઓની સામે આવ્યા. હે પ્રભો! પરસ્પર વધને ઇચ્છતા નરમાં વ્યાઘ્રરૂપ સૈન્યસમુદાય સહિત, પૂર્વ સંધ્યા વખતે એક બાજા સામે આવ્યા, ત્યાર પછી પરસ્પર હણતા એવા તમારા તથા પારકાઓનું ઘોરરૂપ એવું ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું.

**ततः प्रववृते युद्धं घोररूपं भयानकं ।**
**तावकानां परेषां च निघ्नतामितरेतरं ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि व्यूहनिर्माणे गुर्जरभाषायां अष्टमोऽध्यायः ॥ ८ ॥**

## અધ્યાય ૯ મો. શલ્યે કરેલો યુદ્ધારંભ.

**संजय उवाच—ततः प्रववृते युद्धं कुरूणां भयवर्द्धनं ।**
**सृंजयैः सहराजेंद्र घोरंदेवासुरोपमं ॥ १ ॥**

સંજય કહે છે,—હે ધૃતરાષ્ટ્ર! હે રાજેંદ્ર! પછી કૌરવો ને સૃંજયો સાથે દેવાસુર સંગ્રામની જેને ઉપમા અપાય એવું ભય વધારનાર ઘોર યુદ્ધ પ્રવર્તમાન થયું. ક્રોધાયમાન થએલા નર, રથ, હસ્તિના સમુદાય તથા સેંકડો ઘોડેસ્વાર પરસ્પર સામે આવ્યા. ભયંકર છે રૂપ જેમનું એવા હસ્તિઓનો મોટો શબ્દ, વર્ષાઋતુમાં નભસ્તલવિષે મેઘનો શબ્દ સંભળાય તેમ સંભળાતો હતો. મદેકરી ઉત્કટ એવા હસ્તિઓએ હણેલા કેટલાક રથિઓ, રથસહિત રણભૂમિમાં પડતા હતા અને તેમણે નસાડેલા શૂરવીર પુરૂષો આમ તેમ નાસી જતા હતા. હે ભારત! શીખેલા કેટલાક રથિઓ, અશ્વસમુદાય તથા તેમના પાદરક્ષકોને બાણેકરી યમલોક પ્રત્યે મોકલતા હતા. શીખેલા કેટલાક ઘોડેસ્વાર, હે રાજન્! સંગ્રામમાં વિચરતા મહારથિઓને વીંટી લેઇ ભાલા, શક્તિ તથા તલવારોએ કરી તેમને મારતા હતા. ધનુષ ધરનાર કેટલાક પુરૂષો, મહારથિઓને વીંટી લેઇ એકને ઘણાક મળી યમલોક પ્રત્યે મોકલતા હતા. બીજા કેટલાક મહારથિઓ, હસ્તિ તથા અશ્વરથિઓને વીંટી લેઇ છેટેથી યુદ્ધ કરનાર મહારથિને હણતા હતા. તેમજ હે મહારાજ! કેટલાક હસ્તિ ઉપર બેસનાર પુરૂષો, ઘણાક બાણ નાંખતાં ક્રોધાયમાન થએલા રથિને ચોતરફથી વીંટી લેઇ તેને હણતા હતા. હે ભારત! કેટલાક તો હસ્તિ, હસ્તિ સામે અને રથિ, રથિ સામે દોડી, શક્તિ, ભાલા તથા બાણેકરી પરસ્પર હણતા હતા. પાયદળોને

મર્દન કરતા એવા કેટલાક રથ, હસ્તિ તથા ઘોડાઓ, અત્યંત આકુળ થાય તે રીતે સંગ્રામમાં દેખાતા હતા. હિમવાન પર્વતના શિખર ઉપર જાણે પૃથ્વીનું પાન કરતા હોય નહિ એવા હંસો દોડે તેમ ચામરેકરી શોભિતા અશ્વ ચોતરફ દોડતા હતા. હે વિશાંપતે! અશ્વની ખરીઓએ કરી વિચિત્ર પ્રકારની પૃથ્વી, નખેકરી ક્ષત વિક્ષત થએલી સ્ત્રી શોભે તેમ શોભતી હતી. તે અશ્વની ખરીના શબ્દ રથચક્રના પાટાના અવાજ, પાયદળોના સિંહનાદ, હસ્તિઓના બૃંહિત, વાદિત્રોનો ઘોષ, તથા શંખના શબ્દોએકરી વજ્રપાતના શબ્દેકરી પૃથ્વી શબ્દાયમાન થતી હતી. તે વખતે શબ્દ કરતા ધનુષ, દેદીપ્યમાન એવાં શસ્ત્રના સમુદાય તથા કવચોની પ્રભાએ કરી બીજું કંઇ પણ દેખાતું ન હતું. કપાએલા હાથિની સુંઢ સરખા ઘણાક શૂરવીરોના બાહુ, દારૂણ એવા વેગેકરી ચેષ્ટા કરતા તેમજ હે મહારાજ! પૃથ્વીતલવિષે પડતાં શૂરવીરોનાં મસ્તકોનો તાલવૃક્ષ ઉપરથી પડતા તાલફળોના શબ્દ જેવો શબ્દ સંભળાતો હતો. રૂધિરેકરી આર્દ્ર એવા શૂરવીરોનાં મસ્તકોએકરી રણભૂમિ સુવર્ણ સરખા કમળોએકરી શોભે તેમ શોભતી હતી. તેમજ હે રાજન્! ઉઘાડાં છે નેત્ર જેમાં એવાં નિર્જીવ સારી રીતે ક્ષત થએલાં મસ્તકોએકરી રણભૂમિ પુંડરીક નામના કમળોએકરી શોભે તેમ શોભતી હતી. હે રાજેંદ્ર! ચંદનેકરી લીંપેલા અમૂલ્ય બાજુબંધસહિત બાહુઓએ કરી રણભૂમિ મોટા ઇન્દ્રધ્વજેકરી શોભે તેમ શોભતી હતી. મહાસંગ્રામમાં હાથીની શુંઢની જેમને ઉપમા અપાય એવા કપાઇ ગયેલા રાજાઓના સાથળેકરી રણાંગણ ભરાઈ ગયું હતું. તે વખતે સેંકડો માથાં વિનાના મનુષ્યના શરીરેકરી સંકીર્ણ અને છત્ર તથા ચામરે સંકુલ સેનાવન, પુષ્પયુક્ત વન શોભે તેમ શોભતું હતું. રણભૂમિવિષે હે મહારાજ! રૂધિરેકરી વ્યાપ્ત છે અંગ જેમનાં એવા નિર્ભયની પેઠે વિચરતા યોદ્ધાઓ, પુષ્પિત એવા ખાખરાના વૃક્ષસરખા દેખાતા હતા બાણ તથા ભાલાએકરી પીડિત એવા તે તે ઠેકાણે પડતા હસ્તિઓ પણ સંગ્રામ વિષે કપાઈ ગએલા વાદળાસરખા દેખાતા હતા. હે મહારાજ! મહાત્મા પુરૂષોએ હણવા માંડેલું હસ્તિસૈન્ય સર્વ દિશાઓ પ્રત્યે વાયુએ નસાડેલા મેઘ જેમ જૂદા પડી નાસી જાય તેમ નાસી જતું હતું. ચોતરફ રણભૂમિવિષે પડેલા મેઘ સરખા હસ્તિઓ યુગના ક્ષય વખતે વજ્રથી હણાયલા પર્વત શોભે તેમ શોભતા હતા. રણભૂમિમાં તે તે સ્થાનકે પર્વત સરખા સ્વાર સહિત પડેલા અશ્વ સમુદાય જ્યાં ત્યાં દેખાતા હતા. ભયંકર રણભૂમિ વિષે પરલોક પ્રત્યે વહેનારી, રૂધિરના જળવાળી, રથચક્રરૂપી આવર્તથી શોભિતી, ધ્વજરૂપી વૃક્ષ તથા અસ્થિરૂપી છે કાંકરા જેમાં, હાથરૂપી નક્ર નામના ભયંકર જંતુ સહિત, હસ્તિરૂપી પર્વત અને અશ્વરૂપ પાષાણવાળી મેદ તથા મજ્જારૂપ કર્દમથી સંકુલ, છત્રરૂપી હંસ તથા ગદારૂપી નાની હોડીવાળી, કવચ તથા શૂરવીરોની પાઘડીઓએ કરી ઢંકાયલી, પતાકારૂપી સુંદર વૃક્ષથી શોભિતી, ચક્રરૂપી ચક્રાવળીએ સેવન કરેલી, ત્રિવેણુરૂપી દંડથી વિંટાયલી, શૂરપુરૂષોને હર્ષ ઉત્પન્ન કરનારી અને બીકણને ભય વધારનારી એવી કૌરવ તથા સૃંજયેકરી સંકુલ નદી પ્રવર્તમાન થઇ હતી. પરલોક વાસ્તે વહન કરતી અતિ ભયંકર એવી તે નદીને હાથમાં છે ભાલા જેમને એવા શૂરવીર, વાહનરૂપી નૌકાએકરી તરી જતા હતા. હે વિશાંપતે! એ રીતે દેવાસુર સંગ્રામની જેને ઉપમા અપાય એવાં ચતુરંગ સૈન્યનો ક્ષય કરનાર નિર્મર્યાદ તથા ભયંકર યુદ્ધમાં તે તે સ્થાનકે કેટલાક પોતાના બાંધવોને આક્રોશ કરતાં જોતા તોપણ તેથી પીડાએલા પાછા ફરતા ન હતા, નિર્મર્યાદ તથા ભયંકર યુદ્ધમાં અર્જુન તથા ભીમસેન, શત્રુઓને મોહિત કરતા હતા હે

નરાધિપ! તેમણે હણુવા માંડેલી મોટી સેના મદવશ થએલી સ્ત્રી જેમ તે તે સ્થાનકે મોહ પામે તેમ મોહ પામતી હતી. એવી રીતે ભીમસેન તથા અર્જુન, તમારી સેનાને મોહ પમાડી પોતાના શંખ વગાડી સિંહનાદ કરતા હતા. તે મોટા શબ્દને સાંભળી ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડી ધર્મરાજને આગળ કરી મદ્રરાજ સામે દોડયા. હે વિશાંપતે! અમે ભયંકરરૂપવાળું આશ્ચર્ય જોયું; જે શલ્ય સાથે મળેલા યોદ્ધાઓ, પોતાના વિભાગ પ્રમાણે યુદ્ધ કરતા હતા. હે પરંતપ! અસ્ત્ર શીખેલા યુદ્ધમાં દુર્મદ, જયને ઇચ્છતા, વેગવાન ત્વરાયુક્ત એવા માદ્રીપુત્ર નકુલ સહદેવ સામે આવ્યા, તે સમયે હે ભરતર્ષભ! જયશીલ એવા પાંડવોએ બહુ પ્રકારે બાણેકરી હણેલું તમારૂં સૈન્ય પાછું વળ્યું. એ રીતે હે મહારાજ! પાંડવોએ બાણવૃષ્ટિએ કરી હણુવા માંડેલી તમારી સેના તમારા પુત્રો જોતાં દિશાઓ તરફ નાસવા લાગી. હે ભારત! નસાડેલા યોદ્ધાઓનો મોટો હાહાકાર થયો અને મહાત્માઓનો 'અરે ઉભો રહે ઉભો રહે' એ રીતે શબ્દ થવા માંડયો. હે ભરતર્ષભ! પરસ્પર જયને ઇચ્છતા ક્ષત્રિયોના એવા ભયંકર સંગ્રામમાં પાંડવોએ નસાડેલા તમારા સૈનિકો, યુદ્ધવિષે પ્રિયપુત્રોને, ભાઇઓને, પિતામહોને, માતુલને, ભાગિનેયને તથા પોતાના વયસ્યોને પણ છોડી દઇ નાસવા લાગ્યા. હે ભરતર્ષભ! એવી રીતે પોતાના રક્ષણનો કર્યો છે ઉત્સાહ જેમણે એવા તમારી તરફના યોદ્ધાઓ, અશ્વ, તથા હસ્તિઓને ઉતાવળા કરતા ચોતરફ નાસી જવા લાગ્યા.

**हयान् द्विपान् त्वरयंतो योधाजग्मुः समंततः ।**
**आत्मत्राणकृतोत्साहास्तावका भरतर्षभ ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां नवमो ऽध्यायः ॥ ९ ॥**

---

## અધ્યાય ૧૦ મો. નકુલ ને ચિત્રસેનનું યુદ્ધ.

**संजय उवाच—तंप्रभग्नं बलं दृष्ट्वा मद्रराजः प्रतापवान् ।**
**उवाच सारथिं तूर्णं चोदयाश्वान् महाजवान् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે ભંગાણ પડેલા સૈન્યને જોઇ પ્રતાપવાન મદ્રરાજાએ, પોતાના સારથિને કહ્યું કે, મહાવેગવાળા મારા અશ્વને જલદી ચલાવી હે સારથે! વિરાજમાન છે શ્વેતછત્ર જેમને એવા પાંડુપુત્ર યુધિષ્ઠિરરાજા જ્યાં ઉભા છે ત્યાં રથ લઇ જા. અને મારૂં બળ જો. આજ પાર્થ એવો તે, યુદ્ધમાં મારી સામે ઉભો રહેવા સમર્થ નથી. મદ્રરાજનાં વચન સાંભળી તેનો સારથિ, જ્યાં સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્મપુત્ર યુધિષ્ઠિર ઉભા હતા ત્યાં ગયો. પાંડવોનું મોટું સૈન્ય પણ તત્કાલ તે સ્થાનકે આવ્યું. ક્ષોભ પામેલા સમુદ્રને જેમ કિનારો રોકે તેમ એકલા શલ્યે તેને રોકી રાખ્યું. હે મારિષ! પાંડવોના સૈન્યનો ઓઘ, શલ્યને પ્રાપ્ત થઇ સિંધુનો વેગ જેમ પર્વતને પ્રાપ્ત થઇ ઉભો રહે તેમ ઉભો રહ્યો. સંગ્રામમાં યુદ્ધ વાસ્તે ઉભેલા મદ્રરાજને જોઇ કૌરવો પણ મૃત્યુ ભયને છોડી દઇ પાછા વળી ત્યાં ઉભા રહ્યા. હે રાજન્! પાછા વળેલા પોતાના વિભાગ પ્રમાણે વ્યૂહ રચનાથી ઉભા રહ્યા. તે

પછી રૂધિરરૂપી છે ઉદક જેમાં એવા મહા ભયંકર સંગ્રામ પ્રવર્તમાન થયો. તેમાં યુદ્ધ વિષે દુર્મદ એવો નકુલ ચિત્રસેન નામના કર્ણપુત્ર સામે ગયો. વિચિત્ર પ્રકારના ધનુષ ધરેલા દક્ષિણ તથા ઉત્તરમાં વસનારા બે મેઘ જાણે હોય નહિ એવા તે બેઉ પરસ્પર પ્રાપ્ત થઇ સંગ્રામના મધ્યમાં બાણરૂપી જલેકરી એકબીજાને સિંચન કરતા હતા. તે સમયે અસ્ત્ર શીખેલા, બળવાન, રથચર્યામાં વિશારદ પરસ્પર વધ કરવાવિષે યત્નવાન એકબીજાનાં છિદ્ર ખોળવામાં તત્પર એવા તે બેઉમાંથી એકેયનું કંઇપણ છિદ્ર હું દેખતો ન હતો. તેટલામાં ચિત્રસેને પાએલા તીક્ષ્ણ ભલ્લ નામના બાણેકરી હે મહારાજ! નકુલના મુષ્ટિદેશવિષે રહેલું તેનું ધનુષ કાપી નાખ્યું. કપાઇ ગએલા ધનુષવાળાઓને અસંભ્રાંત એવા તેણે શિલા ઉપર તીક્ષ્ણ કરેલા સુવર્ણના પુંખવાળા ત્રણ બાણેકરી લલાટ વિષે વિંધી, તીક્ષ્ણ બાણોએકરી એના અશ્વને પણ યમલોક પ્રત્યે મોકલી દીધા. ત્રણ ત્રણ બાણેકરી એના ધ્વજ તથા સારથિને પાડયા. હે રાજન્! શત્રુના ભુજમાંથી મૂકાયલા લલાટવિષે રહેલા ત્રણ બાણેકરી નકુલ, ત્રણ શિખરવાળો પર્વત શોભે તેમ શોભવા લાગ્યો. પછી કપાયું છે ધનુષ જેનું એવા વિરથ થએલો શૂરવીર ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી પર્વતના અગ્ર ભાગમાંથી કેસરી ઉતરે તેમ રથમાંથી નીચે ઉતરી ચિત્રસેન સામે ગયો. એ રીતે પગે કરી પોતા સામે આવતા તેની ઉપર ચિત્રસેને બાણનો વર્ષાદ કર્યો. તેને વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, જીત્યો છે શ્રમ જેણે એવા ઘણા પરાક્રમવાળા મહાબાહુ નકુલે ઢાલથી બચાવ કરતાં ચિત્રસેનના રથ આગળ જઇ સર્વ સૈન્ય જોતાં રથમાં ચઢી જઇ સુંદર નાસિકા અને વિસ્તીર્ણ નેત્રવાળું કુંડળ તથા ભ્રૂકુટી સહિત ચિત્રસેનનું મસ્તક કાયા ઉપરથી પાડી નાંખ્યું. સૂર્ય સરખી કાંતિવાળો રથમાં બેસવાને ઠેકાણે તે પડી ગયો. એ રીતે નાશ પામેલા ચિત્રસેનને જોઇ પાંડવ તરફના મહારથિઓ સાધુવાદ સાથે પુષ્કળ સિંહનાદ કરવા લાગ્યા. હે રાજન્! એ રીતે નકુલે હણેલા ભાઇને જોઇ પાંડુપુત્રને હણવાની જેમને ઇચ્છા છે એવા સુષેણ તથા સત્યસેન નામે મહારથિ કર્ણપુત્ર, વિવિધ પ્રકારના બાણ મૂકતા મહાવનમાં હસ્તિ સામે બે વાઘ દોડે તેમ રથિમાં શ્રેષ્ઠ એવા પાંડુપુત્ર નકુલ સામે દોડયા. બે મેઘ જેમ જળ વરસાવે તેમ ઘણાક બાણનો વર્ષાદ કરતા તીક્ષ્ણ બાણો મૂકતા મહારથિ સામે દોડયા. તે વખતે ચોતરફથી બાણે કરી વિંધાયલો શૂરવીર વેગવાન પાંડુપુત્ર નકુલ જાણે અત્યંત પ્રસન્ન થતો હોય નહિ તેમ બીજું ધનુષ લેઇ રથમાં બેશી ક્રોધાયમાન છે રૂપ જેનું એવા કાળની પેઠે સંગ્રામના મધ્યમાં ઉભો રહ્યો. તે સમયે હે રાજન્! હે વિશાંપતે! કર્ણના પુત્ર તે બે ભાઇઓ, સન્નત છે પર્વ જેનાં એવાં બાણેકરી પાંડુપુત્ર નકુલના રથના કટકા કરવા તૈયાર થયા. પાંડુપુત્ર નકુલે હાસ્ય કરી તીક્ષ્ણ એવાં ચાર બાણેકરી સત્યસેનના ચાર ઘોડાઓને હણી, હે રાજેંદ્ર! શિલા ઉપર તીક્ષ્ણ કરેલો સુવર્ણના પાંખવાળો બીજો નારાચ નામનો બાણ સાંધી સત્યસેનનું ધનુષ કાપી નાંખ્યું. ધનુષને છોડી દઇ બીજું ધનુષ ગ્રહણ કરી બીજા રથમાં બેશી સત્યસેન તથા સુષેણ, નકુલ સામે દોડયા. અસંભ્રાંત એવા તે બેઉને હે મહારાજ! પ્રતાપવાન માદ્રીપુત્ર નકુલે બે બે બાણેકરી વિંધ્યા, તેથી ક્રોધાયમાન થયેલા મહારથિ સુષેણે અત્યંત હાસ્ય કરી ક્ષુરપ્ર નામના બાણેકરી નકુળનું ધનુષ કાપી નાંખ્યું. ક્રોધે કરી મૂર્છિત નકુળે બીજું ધનુષ ગ્રહણ કરી પાંચ બાણથી સુષેણને વિંધી એકેકરી એના ધ્વજને કાપી વેગથી સત્યસેનનું ધનુષ તથા તેના હાથના મોજા કાપી નાંખ્યા. તે જોઇ સૌ મોટેથી પોકારવા લાગ્યા. સત્યસેને પણ વેગને હણનાર, ભારના સાધનરૂપ બીજું ધનુષ ગ્રહણ કરી ચોતરફથી

બાણેકરી પાંડુનંદન નકુળને આચ્છાદાન કરી દીધો. શૂરવીરને હણનાર નકુળે, બાણને અટકાવી સત્યસેન તથા સુષેણને બેબે બાણેકરી વિંધ્યા, તે બેઉએ નકુળને જૂદા જૂદા બાણથી વિંધી, હે રાજેંદ્ર ! તીક્ષ્ણ બાણોએકરી સારથિને પણ વ્યથિત કર્યો. બાણ નાંખવામાં ચતુર એવા પ્રતાપવાન સત્યસેને જૂદાં જૂદાં બે બાણેકરી નકુળના રથને દંડ તથા એનું ધનુષ કરીને કાપી નાંખ્યું. રથમાં બેઠેલા અતિરથ એવા નકુળે સુવર્ણના દાંડાવાળી, અકુંઠિત છે અગ્રભાગ જેનો એવી તેલથી સાફ કરેલી અત્યંત નિર્મળ, જીભ કાઢતી મોટાં વિષવાળી નાગકન્યા સરખી શકિત ગ્રહણ કરી સત્યસેન ઉપર નાંખી તેથી શત પ્રકારે ભેદાયું છે હૃદય જેનું એવો પ્રાણરહિત અલ્પ ચેતનવાળો, તે રથ ઉપરથી પૃથ્વી પર પડી ગયો.

એ રીતે હણાયલા ભાઇને જોઇ ક્રોધેકરી મૂર્છિત એવા કર્ણપુત્ર સુષેણે, પાંડુનંદન નકુળ ઉપર બાણનો વર્ષાદ કરી ચાર બાણેકરી એનાં ચાર વાહનને હણી પાંચથી ધ્વજને છેદી બીજા ત્રણ બાણેકરી સારથિને હણી મોટો સિંહનાદ કર્યો. વિરથ થએલા મહારથિ નકુળને જોઇ સંગ્રામમાં પિતાના રક્ષણને ઇચ્છતો દ્રૌપદીપુત્ર સુતસોમ, તેની સામે દોડયો. તેટલામાં નકુળ, સુતસોમના તે રથમાં અધિરોહણ ભરતકુળમાં શ્રેષ્ઠ એવો પર્વત ઉપર રહેલો કેસરી શોભે તેમ શોભતો હતો. પાંડુનંદન નકુળ, બીજું ધનુષ લેઇ સુષેણ સાથે યુદ્ધ કરવા લાગ્યો. પરસ્પર સામા થઇ એક બીજા ઉપર બાણનો વર્ષાદ કરતા મહારથિ એવા તે બેઉ પરસ્પર વધ કરવાનો યત્ન કરતા હતા, તેટલામાં ક્રોધાયમાન થએલા સુષેણે તીક્ષ્ણ ત્રણ બાણેકરી પાંડુપુત્ર નકુળને વીંધી સુતસોમને પણ વીસ બાણેકરી બે બાહુ તથા વક્ષસ્થળમાં વીંધ્યો. ક્રોધાયમાન થએલા શૂરવીરને હણનાર પરાક્રમી નકુળે હે મહારાજ ! બાણેકરી તેની સર્વ દિશાઓને આચ્છાદન કરી અત્યંત ચકચકિત, તીક્ષ્ણ અગ્રભાગવાળું અત્યંત વેગવાન્ અર્દ્ધચંદ્રાકૃતિ બાણ ગ્રહણ કરી કર્ણપુત્ર ઉપર નાંખ્યું તેથી તેનું મસ્તક, સર્વ સૈન્ય જોતાં કાયા ઉપરથી નીચે પડી ગયું, હે રાજન ! મહાત્મા નકુલે હણેલો તે નદીના વેગથી હણાયલો તીર ઉપર ઉત્પન્ન થએલું મોટું વૃક્ષ પડે તેમ નીચે પડયો. હે ભરતર્ષભ ! એવી રીતે નકુલે કરેલા કર્ણપુત્રના વધને તથા તેના પરાક્રમને જોઈ તમારી સેના નાસવા લાગી. હે મહારાજ શત્રુને દમન કરનાર પ્રતાપવાન શૂરવીર સેનાપતિ મદ્રરાજ, સેનાને પાછી સ્થાપન કરી તેનું પાલન કરતો નિર્ભય થઇ અત્યંત સિંહનાદ તથા દારૂણ એવો ધનુષનો શબ્દ કરી સંગ્રામના મધ્યમાં ઉભો રહ્યો. હે રાજન્ ! એ રીતે દૃઢ છે ધનુષ જેનું એવા મદ્રરાજે સંગ્રામમાં રક્ષણ કરેલા તમારી તરફના યોદ્ધાઓ, વ્યથારહિત થઇ, ચોતરફથી સેના પ્રત્યે આવી યુદ્ધની છે કામના જેમને એવા મોટી સેનાવાળા મોટા ધનુષવાળા મદ્રરાજને ચોતરફથી વિંટી લેઇ સંગ્રામના મધ્યમાં ઉભા રહ્યા. તેટલામાં સાત્યકિ, ભીમસેન, માદ્રીપુત્ર નકુલ અને સહદેવ એ સર્વ શૂરવીર, શત્રુને દમન કરનાર લજ્જાવાન એવા યુધિષ્ઠિરને આગળ કરી તેને વિંટી લેઇ સિંહનાદ તથા તીવ્ર એવા બાણ અને શંખના શબ્દ સાથે વિવિધ પ્રકારની ક્રીડા કરતા હતા. તેમજ અત્યંત ક્રોધાયમાન થએલા તમારી તરફના સર્વ યોદ્ધાઓ મદ્રાધિપતિ શલ્યને ચોતરફથી વિંટી લેઇ વળી યુદ્ધ કરવા તૈયાર થયા. તે સમયે હે રાજન્ ! છોડી દીધો છે મૃત્યુભય જેમણે તથા ભયરહિત એવા તમારા તથા પારકાઓનો પૂર્વે થએલા દેવાસુર સંગ્રામની જેને ઉપમા અપાય એવો યમના દેશને વધારનાર ભયંકર સંગ્રામ પ્રવર્તમાન થયો. હે રાજન્ ! કપિધ્વજ એવા અર્જુન સંગ્રામમાં સંશપ્તકોને હણી કૌરવની

સેના સામે દોડયા. તેમજ ધૃષ્ટદ્યુમ્ન છે અગ્રણી જેમાં એવા સર્વ પાંડવો તીક્ષ્ણ એવા બાણ મૂકતા, તે સેના સામે દોડયા. એ રીતે સામે આવી પાંડવોએ નાખેલા તીક્ષ્ણ બાણોએકરી પૂરાઇ ગએલાં મોહાવિષ્ટ સૈન્યો, દિશા તથા વિદિશાઓને પણ જાણતાં નહતાં. હે કૌરવ્ય! હણાયો છે શૂરવીર જેમાંથી એવી ચોતરફથી વારી રાખેલી તમારી સેનાને એ રીતે મહારથિ પાંડુપુત્ર હણતા હતા. તેમજ તમારા પુત્રો પણ બાણેકરી પાંડવ સૈન્યના સેંકડો તથા હજારો યોદ્ધાઓને મારતા હતા. એવી રીતે પરસ્પર હણાતી અત્યત સંતપ્ત થએલી તે બેઉ સેના વર્ષાઋતુમાં પરસ્પર સામે આવેલી બે નદીઓની પેઠે વ્યાકુળ થતી હતી. હે રાજેન્દ્ર! તે રીતે પ્રવર્તતા મોટા સંગ્રામમાં તમારી તરફનાઓને તથા પાંડવોને તીવ્ર એવું મોટું ભય થતું હતું.

**आविवेश ततस्तीव्रं तावकानां महद्भयं ।**
**पांडवानां च राजेंद्र तथाभूते महाहवे ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥**

## અધ્યાય ૧૧ મો. ભીમ ને શલ્ય વચ્ચે યુદ્ધ.

**संजय उवाच—तस्मिन् विलुलिते सैन्ये वध्यमाने परस्परं ।**
**द्रवमाणेषु योधेषु विद्रवत्सु च दंतिषु ॥ १ ॥**

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર! પરસ્પર હણાતાં સૈન્ય આમ તેમ નાસવા લાગ્યાં તેમ યોદ્ધાઓ તથા હસ્તિઓ પણ નાસવા લાગ્યા, શબ્દ કરતાં પાયદળોના મોટા સંગ્રામમાં બહુધા અશ્વ પણ નષ્ટ થયા. સર્વ દેહિનો સંહાર કરનાર યુદ્ધમાં ચતુરને હર્ષ આપનાર અને ભીરૂઓને ભય વધારનાર નાના પ્રકારના શસ્ત્રવાળા મળી ગયા છે રથ તથા હસ્તિઓ જેમાં એવા પ્રાણના પણવાળા યમના દેશને વધારનાર ઘોરરૂપ સંગ્રામરૂપી દ્યૂતને પરસ્પર વધને ઇચ્છતા યોદ્ધાઓ વહન કરવા લાગ્યા, તે સમયે પાંડવ, તીક્ષ્ણ બાણોએ તમારા સૈન્યને હણવા લાગ્યા, તેમજ તમારી તરફના યોદ્ધાઓ પાંડવ સૈન્યને હણવા લાગ્યા. એ રીતે પૂર્વાન્હ સમયે ભાસ્કરના ઉદય વખતે, ભીરૂપુરૂષને ભય વધારનાર પ્રવર્તમાન થએલા તે યુદ્ધમાં હે રાજન્! મહાત્માએ રક્ષણ કરેલા લબ્ધ છે લક્ષ જેમને એવા સામેવાળાઓ મૃત્યુભય છોડી દઇ તમારા સૈન્ય સાથે યુદ્ધ કરવા લાગ્યા. એવી રીતે મદોન્મત્ત, લબ્ધ છે લક્ષ જેમને એવા પ્રહાર કરનાર બળવાન પાંડવોએ હે કૌરવ્ય! ખેદ પમાડેલી તમારી સેના અગ્નિએકરી જેમ મૃગલી આકુલ થાય તેમ આકુલ થઇ કીચડવિષે ખૂંચેલી દુર્બલ ગાય જેમ ખેદ પામે તેમ ખેદ પામતી સેનાને જોઈ તેનો ઉદ્ધાર કરવાની જેને ઇચ્છા છે એવો અત્યંત ક્રોધાયમાન થએલો મદ્રરાજ શલ્ય, ઉત્તમ ધનુષ ગ્રહણ કરી સંગ્રામવિષે ઉઘાડેલાં શસ્ત્રવાળા પાંડવો સામે દોડયો. હે ભૂપાળ! સંગ્રામ વિષે જયશીલ એવા પાંડવો મદ્રરાજને પ્રાપ્ત થઇ તીક્ષ્ણ બાણેકરી તેને હણવા લાગ્યા. મહારથિ એવો મદ્રરાજ તીક્ષ્ણ એવાં સેંકડો બાણેકરી ધર્મરાજ જોતાં તેની સેનાને પીડિત કરવા લાગ્યો. તેટલામાં અશુભસૂચક એવાં વિવિધ પ્રકારનાં

અનેક નિમિત્ત થવા લાગ્યાં. શબ્દ કરતી પૃથિવી, પર્વતસહિત ચલાયમાન થવા લાગી. દંડ તથા ત્રિશૂળ સહિત પ્રદીપ્ત અગ્રભાગવાળાં વિદીર્યમાન એવાં ઉંબાડિયાંઓ, રવિમંડળને સ્પર્શ કરી આકાશમાંથી પૃથ્વીપ્રત્યે પડતાં હતાં, તેમજ હે વિશાંપતે! મૃગ મહિષ તથા પક્ષિઓ, તમારી સેનાને અપસવ્ય કરતાં હતાં. સર્વ પૃથ્વીના રાજા એવા પાંડવોમાં યુધિષ્ઠિરને, શુક્ર, ભૌમ, તથા બુધ સપ્તમસ્થાનવિષે બળને વહન કરનારા હતા. શસ્ત્રના અગ્રભાગવિષે ઉત્પન્ન થએલી જ્વાળા નેત્રનો સ્પર્શ કરી પૃથ્વીવિષે પડતી હતી. કાગડા તથા ઉલૂક, મસ્તક તથા ધ્વજવિષે લીન થતા હતા. ત્યાર પછી વળી હે રાજન્! અતિ ઉગ્ર એવું યુદ્ધ થયું તેમાં કૌરવોનાં સર્વ સૈન્ય, એકઠાં મળી, પાંડવની સેના સામે આવ્યાં અને વર્ષાદ કરતા ઇન્દ્રની પેઠે બાણનો વર્ષાદ કરતો એવો શલ્ય ધર્માત્મા એવા કુંતિપુત્ર યુધિષ્ઠિર ઉપર બાણનો વર્ષાદ કરતો હતો. ત્યાર પછી વીર મહા બળવાન એવા શલ્યરાજાએ, સુવર્ણના પુંખવાળા શિલા ઉપર તીક્ષ્ણ કરેલાં દશ દશ બાણેકરી ભીમસેનને, સર્વ દ્રૌપદી પુત્ર, માદ્રીપુત્ર નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ તથા શિખંડીને પણ વિંધી વર્ષાઋતુમાં ઇન્દ્ર જેમ વર્ષાદ કરે તેમ વારી રાખ્યા, તેથી પડી ગએલા તથા પડતા એવા હજારો પ્રભદ્રક તથા સોમક દેખાતા હતા. ભ્રમરોના તથા શલભ નામના જંતુઓના સમુદાયની પેઠે અગણિત એવા શલ્યના બાણ મેઘમાંથી જેમ વિજળીઓ પડે તેમ પૃથ્વીપર પડતા હતા. તેમણે કરી પીડિત થએલા હસ્તિ, અશ્વ, પાયદળ તથા રથિઓ, શબ્દ કરતા સંગ્રામવિષે પડતા હતા. એ રીતે ક્રોધ તથા પૌરૂષેકરી આવિષ્ટ હોય નહિ એવો મેઘ સરખો શબ્દ કરતો કાળ સરખો મહા બળવાન મદ્રરાજ, સંગ્રામના મધ્યમાં શત્રુઓને આચ્છાદન કરી દેતો હતો.

એવી રીતે શલ્યે હણવા માંડેલી પાંડવોની સેના અજાતશત્રુ એવા કુંતિપુત્ર યુધિષ્ઠિરને પ્રાપ્ત થઇ, તોપણ બાણ નાખવામાં ચતુર એવા શલ્યે, તે સેનાને પીડિત કરતાં યુધિષ્ઠિર ઉપર પણ બાણનો વર્ષાદ કર્યો. ક્રોધાયમાન થએલા યુધિષ્ઠિર રાજાએ પણ, પાયદળ તથા અશ્વ સહિત પોતા સામે આવતા તેને તીક્ષ્ણ બાણોએકરી મોટા હસ્તિને જેમ અંકુશેકરી વારે તેમ વારી રાખ્યો. તે સમયે શલ્ય રાજાએ સર્પની જેને ઉપમા અપાય એવું ઘોર બાણ, યુધિષ્ઠિર ઉપર નાંખ્યું, વેગવાન એવો તે મહાત્મા એવા ધર્મરાજને ભેદી પૃથ્વી પ્રત્યે પડયું, તેથી ક્રોધાયમાન થએલા ભીમસેને સાતથી, સહદેવે પાંચથી, તથા નકુલે દશેકરી, શત્રુને હણનાર શૂરવીર એવા શલ્યને વિંધ્યો. તેમજ દ્રૌપદી પુત્રોએ પણ મેઘ જેમ પર્વત ઉપર જળનો વર્ષાદ કરે તેમ તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો. એ રીતે ચોતરફથી પાંડવોએ વારવા માંડેલા શલ્યને જોઇ, ક્રોધાયમાન થએલા કૃતવર્મા, કૃપાચાર્ય, મહા પરાક્રમી ઉલૂક, સુબલપુત્ર શકુનિ, મહા બલિષ્ટ અશ્વત્થામા તથા તમારા પુત્ર સર્વ, ધીરેથી ત્યાં આવી સંગ્રામમાં શલ્યની રક્ષા કરવા લાગ્યા. ક્રોધાયમાન થએલા કૃતવર્માએ ત્રણ બાણથી ભીમસેનને વિંધી ક્રુદ્ધરૂપ એવા તેની ઉપર વળી મોટો બાણનો વર્ષાદ કરી, બાણવૃષ્ટિથી ધૃષ્ટદ્યુમ્નને પણ પીડિત કર્યો. શકુનિ દ્રૌપદીના પુત્ર સામે ગયો, અશ્વત્થામા, નકુલ સહદેવ સામે ગયો. બળવાન એવા ઉગ્ર તેજવાળા યુદ્ધ કરનારમાં શ્રેષ્ઠ દુર્યોધને, કેશવ તથા અર્જુન સામે જઇ બાણેકરી તેમને પીડ્યા. હે વિશાંપતે! એ રીતે તમારાઓનાં પારકાઓ સાથે તે તે ઠેકાણે ઘોરરૂપ એવાં વિચિત્ર પ્રકારનાં સેંકડો દ્વંદ્વ થયાં હતાં. તેટલામાં ભોજે, રીંછ સરખા વર્ણવાળા ભીમસેનના ઘોડાઓને હણ્યા. તે સમયે પાંડુનંદન ભીમસેન હણાયા છે અશ્વ જેના એવા રથમાંથી નીચે

ઉતરી કાળ જેમ દંડને ઉગામે તેમ હાથમાં ગદા લેઇ યુદ્ધ કરવા લાગ્યા. મદ્રરાજ શલ્યે, સહદેવ જોતાં જોતાંજ તેના અશ્વને હણ્યા. કોપાયમાન થએલા સહદેવે પછી ખડ્‌ગેકરી શલ્યના પુત્રને હણ્યો. આચાર્ય એવા અસંભ્રાંત ગૌતમ, યત્નેકરી વળી અતિ યત્નવાન્ એવા અસંભ્રાંત ધૃષ્ટદ્યુમ્ન સાથેયુદ્ધ કરવા લાગ્યા. અત્યંત ક્રોધાયમાન થએલા નહિ એવા આચાર્યપુત્ર અશ્વત્થામાએ હસતા હોય નહિ તેની પેઠે શૂરવીર એવા દ્રૌપદીના પુત્રોને એક એકને દશ દશ બાણે કરી વિંધી ભીમસેનના અશ્વને હણ્યો. તે વખતે હણાયા છે અશ્વ જેના એવા પાંડુનંદન ભીમસેને રથમાંથી ઉતરી ક્રોધાયમાન થએલા મહા બળવાન કાળ જેમ દંડ ઉગામે તેમ હાથમાં ગદા ગ્રહણ કરી કૃતવર્માના ઘોડા તથા રથને મારી નાખ્યા. કૃતવર્મા, રથમાંથી નીચે ઉતરી બાજુએ નાસી ગયો.

સંક્રુદ્ધ થએલા શલ્યે સોમક તથા પાંડવોને હણી તીક્ષ્ણ બાણેકરી યુધિષ્ઠિરને પીડિત કર્યા. ક્રોધાયમાન થએલા પરાક્રમી ભીમસેને, દાંતે કરી ઓઠને ડશી તેના નાશ વાસ્તે યમદંડસરખી, ઉદ્યુક્ત થએલી કાળરાત્રિની જેને ઉપમા અપાય એવી, હસ્તિ, અશ્વ તથા મનુષ્યના દેહના અંતને કરનારી સુવર્ણમય વસ્ત્રથી ઢંકાયલી, પ્રજ્વલિત ઉંબાડિયાં સરખી કંડીઆમાં રહેલી સર્પિણીની પેઠે અતિ ઉગ્ર, વજ્ર સરખી, લોહમયી ચંદન તથા અગરચંદન ચોપડેલી, ઇચ્છિત એવી પ્રમદાસરખી, વસા તથા મેદેકરી લીંપાયેલા અંગવાળી, યમરાજાની જીભ સરખી, સુંદર ઘંટાના સેંકડો શબ્દવાળી, ઇન્દ્રના વજ્ર સરખી, છુટી મૂકેલી સર્પિણી સરખા આકારવાળી, હસ્તિ મદેકરી જાણે સ્પર્શ કરેલી હોય તેવી સર્વ ભૂતને ત્રાસ આપનારી પોતાના સૈન્યને હર્ષ વધારનારી, મનુષ્ય લોકમાં વિખ્યાત, પર્વતના શિખરને વિદારણ કરનારી અને જે ગદાવડે ઘણુંકે વાર્યો તો પણ મહા બળવાન શબ્દ કરતા ભીમસેને કૈલાસભવનવિષે મહાદેવના સખા એવા કુબેરને દ્રૌપદીનું પ્રિય કરવા સારૂ યુદ્ધ વાસ્તે બોલાવ્યા હતા ને તેમના ઘર વિષે રહેતામદોન્મત્ત એવા અત્યંત ગુહ્યકોને હણ્યા હતા તે વજ્રમયી તથા રત્નના ઓઘેકરી વિચિત્ર પ્રકારના વર્ણવાળી વજ્ર સરખી ગૌરવ એવી ગદા ઉગામી યુદ્ધમાં કુશળ એવા મહાબાહુ શલ્ય સામે દોડી દારૂણ શબ્દવાળી ગદાએકરી મોટા વેગવાળા શલ્યના ચાર અશ્વને હણ્યા. ક્રોધાયમાન થએલા શૂરવીર એવા શલ્યે શબ્દેકરી અતિ સ્થૂલ એવા તેના વક્ષસ્થળમાં ભાલું માર્યું તેથી તેનું કવચ ભેદાયું, એટલામાં તો અસંભ્રાંત એવા ભીમસેને તેજ ભાલું લેઇ મદ્રરાજના સારથિને હૃદયવિષે માર્યું તેથી ભેદાયું છે કવચ જેનું એવો ત્રાસયુક્ત મનવાળો રૂધિરનું વમન કરી પૃથ્વીપર પડી ગયો. દીન એવો તેમજ કરેલાં કર્મનો બદલો મળ્યો એમ જાણી વિસ્મયયુક્ત છે મન જેનું એવો મદ્રરાજ ત્યાંથી દૂર જતો રહ્યો. ધર્માત્મા એવો ભીમસેન ગદાનો આશ્રય કરી શત્રુની વાટ જોઇ ઉભો રહ્યો. સંગ્રામવિષે અક્લિષ્ટ છે કર્મ જેનાં એવા ભીમસેનના ઘોર કર્મને જોઇ હર્ષિત મનવાળા પાંડવ, તેની પ્રશંસા કરવા લાગ્યા.

तथाः सुमनसः पार्थाभीमसेनमपूजयन् ।
ते दृष्ट्वा कर्मसंग्रामे घोरमक्लिष्टकर्मणः ॥

**इतिश्री महाभारते शल्यपर्वणि भीमसेनशल्ययुद्धे गुर्जरभाषाया मेकादशोऽध्यायः ॥ ११ ॥**

## અધ્યાય ૧૨ મો. ભીમનું ભયંકર યુદ્ધ.

**संजय उवाच—पतितं प्रेक्ष्य यंतारं शल्यः सर्वायसीं गदां ।**
**आदाय तरसा राजंस्तस्थौ गिरिरिवाचलः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! સારથિ પડયો તેને જોઇ શલ્ય, વેગેકરી લોહમયી ગદાને ગ્રહણ કરી અચળ પર્વતની પેઠે સંગ્રામમાં ઉભો રહ્યો. પ્રદીપ્ત એવા કાળાગ્નિ સરખા, પાશ છે હાથમાં જેના એવો જાણે કાળ હોય નહિ એવો, શિખરવાળા કૈલાસ પર્વત જેવા વજ્રથી શોભિતા ઇન્દ્ર સરખા ત્રિશૂલ ધરેલા રૂદ્રની જેને ઉપમા અપાય એવો, વન વિષે રહેલા મદોન્મત્ત હસ્તિ સરખા, સામે ઉભેલાને જોઇ મોટી ગદા ગ્રહણ કરી ભીમસેન વેગેકરી તેની સામે દોડયો. શંખના શબ્દ, તથા હજારો તૂરીના શબ્દ સાથે શૂરવીરોના હર્ષને વધારનાર સિંહનાદ થતા હતા, યોદ્ધાઓમાં મોટા હસ્તિ સરખા તે બેઉને ચોતરફથી જોતા એવા તમારા તથા પારકા યોદ્ધાઓ, સારી રીતે તેમની પ્રશંસા કરતા હતા. સંગ્રામમાં ભીમસેનના વેગને મદ્રાધિપતિ વિના તથા યદુનંદન એવા રામ વિના બીજો સહન કરવા સમર્થ હતો નહિ. તેમજ મહાત્મા એવા મદ્રાધિપતિની ગદાના વેગને પણ ભીમસેન વિના બીજો યોદ્ધો સહન કરવા સમર્થ હતો નહિ. બે વૃષની પેઠે પરસ્પર શબ્દ કરતા, ગદા છે હાથમાં જેમના એવા મદ્રરાજ તથા વૃકોદર બેઉ નાના પ્રકારનાં મંડલ થાય તેમ વિચરતા હતા. એ રીતે ગદાએ કર્યો છે વિહાર જેમાં એવા મંડલાવર્ત માર્ગ વિષે પુરૂષમાં સિંહરૂપ એવા તે બેઉનું નિર્વિશેષ યુદ્ધ થયું. તેમાં તપાવેલા સુવર્ણમય દીપ્તિમાન્ અગ્નિની જ્વાળા સરખી વસ્ત્રથી બાંધેલી શલ્યની ગદા શોભતી હતી. મંડળાકારે માર્ગ પ્રત્યે વિચરતા મહાત્મા ભીમસેનની વીજળી સહિત મેઘ જેવી ગદા શોભતી હતી. હે રાજન્ ! મદ્રરાજે પોતાની ગદાએકરી તાડન કરેલી ભીમસેનની ગદા બળતી હોય નહિ જાણે તેની પેઠે આકાશવિષે અગ્નિની જ્વાળા ઉત્પન્ન કરતી હતી. તેમજ ભીમસેને પોતાની ગદાએકરી તાડન કરેલી શલ્યની ગદામાંથી આકાશ વિષે અંગારાનો વર્ષાદ થતો હતો, દાંતેકરી બે મોટા હસ્તિઓ, શીંગડાએ કરી બે મોટા બળદ તથા ચાબખાએ કરી કોઇ બે યોદ્ધાઓ પરસ્પરને હણે તેમ ભીમસેન તથા શલ્ય બેઉ ગદાના અગ્રભાગેકરી પરસ્પર એક બીજાને હણતા હતા. પછી ક્ષણમાત્રમાં ગદાએકરી હણાયાં છે શરીર જેમનાં એવા રૂધિરથી વ્યાપ્ત શરીરવાળા તે બેઉ પુષ્પિત એવા બે ખાખરાના વૃક્ષની પેઠે અત્યંત જોવા લાયક છે મૂર્તિઓ જેમની એવા થઇ રહ્યા. ડાબી તથા જમણી બાજુ મદ્રરાજની ગદાએકરી હણાયલા મહાબાહુ ભીમસેન, અચળ પર્વતની પેઠે ચલાયમાન થતા નહતા. તેમજ હે રાજન્ ! ભીમસેનની ગદાના વેગેકરી વારંવાર તાડન કરેલો શલ્ય હસ્તિવડે જેમ મોટો પર્વત વ્યથા ન પામે તેમ વ્યથાને પામતો નહતો. પુરૂષમાં સિંહરૂપ એવા તેમની ગદાપાતનો શબ્દ, સર્વ દિશાઓમાં બે વજ્રના શબ્દ સરખો સંભળતો હતો. ઉચી કરી છે મોટી ગદા જેમણે એવા મહા પરાક્રમી તે બેઉ, નિવૃત્તિ પામી પાછા વ્યવધાન જેમાં છે એવા માર્ગ વિષે રહી નાના પ્રકારના મંડળ પ્રત્યે વિચરતા હતા. પછી અતિ માનુષ છે કર્મ જેમનાં એવા તે બેઉ આઠ પગલાં પરસ્પર સામે આવી ઉગામેલા લોહદંડેકરી પરસ્પર આઘાત કરવા લાગ્યા નાના પ્રકારના મંડળ પ્રત્યે વિચરતા તથા પરસ્પર હણતા ગદા યુદ્ધમાં ચતુર એવા તે બેઉ, ક્રિયાવિશેષપણું દેખાડતા હતા. શિખરવાળા બે પર્વત જાણે હોય

નાંઠ તેની પેઠે પરસ્પર ઘોર એવી ગદા ઉગામી નાના પ્રકારના મંડળ પ્રત્યે વિચરતા પરસ્પર એકબીજાને હણતા હતા. ક્રિયા કૌશલ્ય દાખવતા તેઓ રણભૂમિવિષે અચળ પર્વત સરખા, ક્રોધેકરી પરસ્પર નાંખેલી ગદાએકરી બેઉ બાજુ હણાયલા શૂરવીર હાહાકાર કરવા લાગ્યા. અત્યંત મર્મસ્થાનવિષે હણાયલા તે બંને સારી રીતે વિહ્વળ થઇ ગયા. પછી કૃપાચાર્ય મદ્રાધિપતિ શલ્યને પોતાના રથમાં બેસારી સંગ્રામમાંથી બાહાર લઈ ગયા. તેટલામાં વિહ્વલ એવા ભીમસેન, નિમિષ માત્રમાં મદોન્મત્તની પેઠે પાછા ઉભા થઇ હાથમાં ગદા લેઈ મદ્રાધિપતિને બોલાવવા લાગ્યા.

તે વખતે નાના પ્રકારના અસ્ત્ર ધારણ કરેલા દુર્યોધન છે મુખ્ય જેમાં એવા તમારી તરફના યોદ્ધાઓ, હાથ ઉંચા કરી શસ્ત્ર ઉગામી, નાના પ્રકારનાં વાદિત્ર સાથે સિંહનાદ કરતા યુદ્ધ વાસ્તે પાંડવની સેના સામે દોડયા. તેમનું સૈન્ય જોઈ પાંડવો સિંહનાદ કરતા તેમની સામે દોડયા. એ રીતે સામસામે જતા યોદ્ધાઓમાંથી ચેકિતાનને તમારા પુત્રે, મોટી સાંગેકરી હૃદયમાં અત્યંત વિંધ્યો. તમારા પુત્રે વિંધેલો રૂધિરના ઓઘેકરી વ્યાપ્ત એવો તે અત્યંત મોહિત થઇ રથમાં બેસવાને ઠેકાણે પડી ગયો. એ રીતે ચેકિતાન હણાયો તેને જોઇ જયશીલ તથા દર્શનીય છે મૂર્તિ જેમની એવા મહારથિ પાંડવો જૂદા જૂદા બાણનો વર્ષાદ કરતા તમારી સેનામાં વિચરતા હતા. તે સમયે કૃપાચાર્ય, કૃતવર્મા, તથા સુબલ પુત્ર મહારથિ શકુનિ એ સર્વ યોદ્ધાઓ, મદ્રરાજને આગળ કરી ધર્મરાજ સાથે યુદ્ધ કરવા લાગ્યા. હે મહારાજ ! ભારદ્વાજને હણનાર ઘણાક વીર્ય તથા પરાક્રમવાળા ધૃષ્ટદ્યુમ્ન સાથે દુર્યોધન, યુદ્ધ કરવા લાગ્યો. હે રાજન્! તમારા પુત્રે પ્રેરણા કરેલા, વિજયનો કર્યો છે સંકલ્પ જેમણે, એવા સંગ્રામમાં જીવિતનો ત્યાગ કરનાર અશ્વત્થામા છે મુખ્ય જેમાં એવા ત્રણ હજાર યોદ્ધાઓ, અર્જુન સાથે યુદ્ધ કરતા હતા. બાકી હે રાજન્! તમારી તરફના યોદ્ધાઓ, હંસ જેમ મોટા તળાવમાં પ્રવેશ કરે તેમ પાંડવના સૈન્યમાં પ્રવિષ્ટ થયા. પછી પરસ્પર વધને ઇચ્છતા તેમનું અન્યોન્ય વધસંયુક્ત, પરસ્પર પ્રીતિ વધારનાર મહા ઘોર યુદ્ધ થયું. હે રાજન્! શ્રેષ્ઠ શૂરવીરનો જેમાં ક્ષય છે એવા પ્રવર્તમાન થએલા સંગ્રામ વિષે વાયુએ પ્રેરણા કરેલી ઘોર એવી રજ ઉડતી હતી, તેને લીધે પાંડવોના નામનાં કીર્તનના શ્રવણેકરી અમે પરસ્પરને ઓળખતા હતા. યોદ્ધાઓ પણ નિર્ભયની પેઠે યુદ્ધ કરતા હતા. પછી ઉડેલી રજ, હે પુરૂષવ્યાઘ્ર ! રૂધિરવડે શાંત થઇ ગઇ. તે રીતે પ્રવર્તમાન થએલા ભયાનક એવા ઘોરરૂપ સંગ્રામવિષે તમારા તથા સામેના યોદ્ધાઓમાંથી કોઇ પણ યોદ્ધો વિમુખ થતો ન હતો, અને યુદ્ધમાં જયની પ્રાર્થના કરતા બ્રહ્મલોક જવાને તત્પર, સ્વર્ગમાં આસક્ત છે મન જેનું એવા પરસ્પર શબ્દ કરતા અન્યોન્ય પ્રહાર ઇચ્છતા, નાના પ્રકારનાં શસ્ત્ર મૂકતા, સ્વામિના કાર્યનો છે નિશ્ચય જેમને એવા મહારથિઓ પરસ્પર યુદ્ધ કરતા હતા. તે સમયે હે રાજન્! તમારા તથા તેમના સૈન્યમાં અરે હણો, વિંધો, ગ્રહણ કરો, પ્રહાર કરો, કાપો, એવી વાણી સંભળાતી હતી. તેટલામાં હે મહારાજ ! હણવાની છે કામના જેને એવા શલ્યે, ધર્મપુત્ર એવા મહારથિ યુધિષ્ઠિરને તીક્ષ્ણ બાણેકરી વિંધ્યા. મર્મને જાણનાર એવા યુધિષ્ઠિરે હે મહારાજ ! મર્મને ઉદ્દેશી હસતા હોય નહીં તેની પેઠે નારાચ નામનાં ચૌદ બાણ તેની ઉપર નાંખ્યાં. હણવાની છે ઇચ્છા જેને એવા મહા બળવાન સંક્રુદ્ધ થએલા શલ્યે બાણેકરી પાંડુપુત્ર યુધિષ્ઠિરને વારી રાખી ગૃધ્રનાં પિંછ બાંધેલાં બીજાં ઘણાંક બાણેકરી તેમને વિંધી. વળી હે મહારાજ ! સન્નત છે પર્વ

જેના એવાં બાણેકરી સર્વ સૈન્ય જોતાં યુધિષ્ઠિરને હણ્યા. મોટા યશવાળા સંક્રુદ્ધ થએલા મહારથિ ધર્મરાજાએ ગૃધ્રના તથા મયૂર પિંછ બાંધેલા તીક્ષ્ણ બાણેકરી મદ્રરાજને વિંધી બીજા સિંતેરથી ચંદ્રસેનને, નવ બાણેકરી સૂતને અને ચોસઠથી દ્રુમસેનને હણ્યો. એ રીતે મહાત્મા પાંડવે ચક્રરક્ષકને હણ્યા તે જોઇ હે રાજન્! શલ્યે પચ્ચીસ ચેદીઓને હણી પચ્ચીસથી સાત્યકિને, પાંચેકરી ભીમસેનને તથા તીક્ષ્ણ એવા સો બાણે કરી માદ્રીપુત્ર નકુળ તથા સહદેવને વિંધ્યા. હે રાજસત્તમ! સંગ્રામમાં એવી રીતે વિચરતા તેની ઉપર કુંતીપુત્ર યુધિષ્ઠિરે સર્પ સરખાં તીક્ષ્ણ એવાં બાણ નાંખી ભલ્લ નામના બાણેકરી પોતાની સંમુખ ઉભેલા એના ધ્વજને રથ ઉપરથી પાડયો. એવી રીતે મહાત્મા પાંડુપુત્રે કાપેલા તે હણેલા પર્વતના શિખરની પેઠે પડતા તેના ધ્વજને અમે જોતા હતા. પડેલા ધ્વજને તથા પોતા સામે ઉભેલા પાંડુપુત્ર યુધિષ્ઠિરને જોઈ ક્ષત્રિયમાં શ્રેષ્ઠ, ઘણા બળવાળો સંક્રુદ્ધ થએલો મદ્રરાજ શલ્ય વૃષ્ટિમાન મેઘની પેઠે ક્ષત્રિયો ઉપર બાણની વૃષ્ટિ કરી, સાત્યકિ, ભીમસેન તથા માદ્રીપુત્ર નકુળ સહદેવ એઓમાંથી એક એકને પાંચ પાંચ બાણથી વિંધી યુધિષ્ઠિરને પીડવા લાગ્યો. તે સમયે હે મહારાજ! પાંડુપુત્ર યુધિષ્ઠિરના વક્ષસ્થળ વિષે વૃદ્ધિ પામેલા મેઘજળ સરખા વિસ્તૃત એવા બાણમય જલને અમે જોતા હતા, ત્યાર પછી વળી ક્રોધાયમાન થએલા મહારથિ શલ્યે સન્નત છે પર્વ જેમનાં એવાં બાણેકરી તેની દિશા તથા વિદિશાઓને આચ્છાદન કરી દીધી. શલ્યના બાણ પુરેકરી અદ્‌ભુત પરાક્રમવાળા યુધિષ્ઠિર રાજા, ઇન્દ્રવડે જેમ જંભાસુર પીડિત થયો હતો તેમ પીડિત થયા.

**ततो युधिष्ठिरो राजा बाणजालेन पीडितः ।**
**बभूवाद्भुतविक्रांतो जंभो वृत्रहणा यथा ॥**

**इतिश्री महाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥**

---

## અધ્યાય ૧૩ મો. સેનાપતિ શલ્યનું પરાક્રમ.

**संजय उवाच—पीडिते धर्मराजे तु मद्रराजेन मारिष ।**
**सात्यकिर्भीमसेनश्च माद्रीपुत्रौ च पांडवौ ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મારિષ! મદ્રરાજાએ ધર્મરાજાને પીડિત કર્યા ત્યારે સાત્યકિ, ભીમસેન તથા માદ્રીપુત્ર નકુલ અને સહદેવ સંગ્રામના મધ્યમાં રથેકરી શલ્યને વીંટી લેઇ તેને પીડિત કરવા લાગ્યા. ઘણાક મહારથિઓએ પીડિત કરેલા તે, એકને જોઈ મોટો સાધુનાદ થયો. અત્યંત હર્ષિત થયેલા ને એકઠા મળેલા મુનિઓ પણ આ તો આશ્ચર્ય જેવું થયું એમ કહેવા લાગ્યા; તેટલામાં ભીમસેને પરાક્રમ કરવામાં શલ્યરૂપ એવા શલ્યને એક અને સાત બાણથી વિંધ્યો. સાત્યકિએ ધર્મપુત્રની રક્ષાવાસ્તે મહેશ્વરને સો બાણથી પીડિત કરી સિંહનાદ કર્યો. નકુલ તથા સહદેવે પાંચ પાંચ બાણથી એને વીંધી વળી સાત બાણે કરી તેને વિંધ્યો. એવી રીતે મહારથિઓએ પીડિત કરેલા શૂરવીર સાવધાન એવા શલ્યે, વેગને હણ-

નાર, ભાર સાધન એવું ઘોર ધનુષ ખેંચી, હે મારિષ ! પચ્ચીસેકરી સાત્યકિને, સીત્તેરથી ભીમસેનને, સાત બાણથી નકુલને વીંધી, ભલ્લ બાણેકરી ધનુષ ધરનાર સહદેવનું બાણ સહિત ધનુષ કાપી નાંખ્યું. વળી બીજા એકવીસ બાણેકરી એને વિંધ્યો અત્યંત સંક્રુદ્ધ થએલા સહદેવે સંગ્રામમાં બીજું ધનુષ ગ્રહણ કરી સર્પ સરખા જેમના આકાર હતા તે એવા પ્રજ્વલિત અગ્નિ સરખા પાંચ બાણથી ઘણા તેજવાળા શલ્યને વિંધી, સન્નત છે પર્વ જેનું એવા બાણે કરી એના સારથિને વિંધી વળી બીજા ત્રણ બાણેકરી વિંધ્યો. ભીમસેને સીતેરથી, સાત્યકિએ નવથી તથા ધર્મરાજાએ સાઠ બાણેકરી શલ્યને વિંધ્યો. હે મહારાજ ! એ રીતે તે મહારથિઓએ વિંધેલા શલ્યના શરીરમાંથી પર્વત ઉપરથી ગૈરિકધાતુમિશ્ર ઝરણ ઝરે તેમ રૂધિર સ્ત્રવવા લાગ્યું. મહારથિ એવા તેણે મોટાં ધનુષવાળા સર્વને, વેગેકરી પાંચ પાંચ બાણથી વિંધી, બીજા ભલ્લ નામના બાણેકરી ધર્મપુત્ર યુધિષ્ઠિરનું પ્રત્યંચા સહિત ધનુષ કાપી નાંખ્યું. ધર્મપુત્ર યુધિષ્ઠિરે બીજું ધનુષ ગ્રહણ કરી અશ્વ, સારથિ, ધ્વજ તથા રથ સહિત શલ્યને બાણેકરી આચ્છાદિત કરી દીધો. સંગ્રામમાં ધર્મપુત્રના બાણેકરી ઢંકાઇ ગએલા તેણે તીક્ષ્ણ એવાં દશ બાણેકરી યુધિષ્ઠિરને વિંધ્યા. એ રીતે ધર્મપુત્ર યુધિષ્ઠિર બાણથી પીડિત થયા તે જોઇ ક્રોધાયમાન થએલા સાત્યકિએ મદ્રના અધિપતિ શૂરવીર શલ્યને પાંચ બાણેકરી વિંધ્યો. શલ્યે પણ ક્ષુરપ્ર નામના બાણથી સાત્યકિનું મોટું ધનુષ કાપી, ભીમસેન છે મુખ્ય જેમાં એવા યોદ્ધાઓને ત્રણ ત્રણ બાણેકરી તાડન કર્યા. હે મહારાજ ! ક્રોધાયમાન થએલા સત્ય પરાક્રમવાળા સાત્યકિએ સુવર્ણનો દાંડો જેને હતો એવું અમૂલ્ય ભાલું તેની ઉપર નાંખ્યું. ભીમસેને, સર્પ સરખું નારાચ નામનું પ્રજ્વલિત બાણ, નકુલે શક્તિ, સહદેવે સુંદર ગદા તથા શલ્યને મારવાની જેને ઇચ્છા છે એવા ધર્મરાજે શતઘ્ની તેની ઉપર નાંખી. એ પાંચના હાથમાંથી મૂકાયલા સામે આવતા આયુધને મદ્રદેશના અધિપતિ શલ્યે શસ્ત્રસમુદાયે કરી વારી રાખ્યાં. સાત્યકિએ નાંખેલા ભાલાને પ્રતાપવાન એવા બાણ નાંખવામાં ચતુર શલ્યે, ભલ્લ નામના બાણથી કાપી નાંખ્યું. ભીમસેને નાંખેલા સુવર્ણથી શોભિતા બાણના ભલ્લ નામના બાણેકરી બે કટકા કરી નાંખ્યા. નકુલે નાંખેલી ભય આપનારી સુવર્ણના દાંડાવાળી શક્તિના તથા સહદેવે નાંખેલી ગદાને બાણના ઓઘથી અટકાવી. હે ભારત ! ધર્મરાજે નાંખેલી શતઘ્નીને પણ પાંડવો જોતાં બે બાણથી કાપી નાંખી પોતે સિંહનાદ કર્યો. સંગ્રામમાં થએલો શત્રુનો વિજય સહન થતો નહિ એવા શિનિકુળમાં ઉત્પન્ન થએલા ક્રોધ મૂર્ચ્છિત સાત્યકિએ, બે બાણેકરી મહેશ્વરને વિંધી, બીજા ત્રણેકરી એના સારથિને વિંધ્યો. તે વખતે હે રાજન્ ! અત્યંત સંક્રુદ્ધ થએલા શલ્યે સંગ્રામના મધ્યમાં અંકુશેકરી જેમ મોટા હસ્તિઓને વિંધે તેમ તે સર્વને દશ બાણેકરી વિંધ્યા. સંગ્રામમાં મદ્રરાજાએ વારી રાખેલા શત્રુને નાશ કરનાર મહારથિઓ, તેથી સંમુખ ઉભા રહેવા સમર્થ થતા ન હતા.

દુર્યોધન રાજા, શલ્યનું પરાક્રમ જોઇ પાંડવ, પંચાલ તથા સૃંજય હણાયાજ છે એમ માનવા લાગ્યો. તેટલામાં હે રાજન્ ! મહાબાહુ પ્રતાપવાન ભીમસેન, મનથી પ્રાણનો ત્યાગ કરી મદ્રાધિપ સાથે યુદ્ધ કરવા આવ્યો. નકુલ, સહદેવ તથા મહારથિ સાત્યકિ એ સર્વ યોદ્ધાઓ શલ્યને વીંટી લેઇ ચોતરફથી તેની ઉપર બાણ નાંખવા લાગ્યા, પાંડવ તરફના મોટા ધનુષવાળા એ ચાર મહારથિઓએ વીંટાયલો પ્રતાપવાન મદ્રરાજ, તેમની સાથે યુદ્ધ કરતો હતો, તેટલામાં ધર્મપુત્ર યુધિષ્ઠિરે મહા સંગ્રામમાં ક્ષુરપ્ર નામના બાણથી મદ્રરાજના ચક્ર-

રક્ષકને હણ્યો. શૂરવીર એવો મહારથિ ચક્રરક્ષક હણાયો તે જોઇ બળવાન એવા તેણે પાંડવના સૈનિકોને બાણેકરી આચ્છાદન કરી દીધા. શલ્યના બાણેકરી ઢંકાઇ ગએલા પોતાના સૈનિકોને જોઇ ધર્મપુત્ર યુધિષ્ઠિર વિચાર કરવા લાગ્યા કે માધવનું વચન પાળવા કેમ મારાથી સમર્થ થવાશે ? ક્રોધાયમાન થએલો તે મારા સૈન્યનો તો ક્ષય નહિ કરે ? એમ વિચાર કરતા હતા તેટલામાં તો હે રાજન્ ! હે પાંડુપૂર્વજ, રથ, હસ્તિ તથા અશ્વ સહિત પાંડવો ચોતરફથી મદ્રરાજને બાણવૃષ્ટિથી પીડતા તેની સામે આવી ઉભા રહ્યા. નાના પ્રકારના શસ્ત્રના ઓઘેકરી ઘણીક એવી ઉદ્યુક્ત થએલી શરવૃષ્ટિને વાયુ જેમ મોટા વાદળને હણે તેમ મદ્રરાજાએ હણી. ત્યારપછી સુવર્ણના પુંખવાળી શલ્યે નાંખેલી આકાશમાં સણસણાટ કરતી તીડ સરખી શરવૃષ્ટિ થવા લાગી. રણસંગ્રામમાં મદ્રરાજાએ નાંખેલાં બાણ, શલભ નામના જંતુ સમુદાય સરખાં દેખાતાં હતાં. હે જનાધિપ ! મદ્રરાજના ધનુષમાંથી મૂકાયલા સુવર્ણથી શોભિતા બાણેકરી સઘળું છવાઈ ગયું હતું. મહા સંગ્રામમાં બાણેકરી મોટો અંધકાર થયો તેને લીધે, અમારૂં તથા પાંડવોનું કંઇ પણ દેખાતું ન હતું. બળવાન મદ્રરાજાએ, લાઘવથી નાંખેલી બાણવૃષ્ટિએ ચલાયમાન કરેલા પાંડવના સૈન્યરૂપી સમુદ્રને જોઇ દેવ, ગંધર્વ, તથા મનુષ્ય, પરમ વિસ્મયને પ્રાપ્ત થયા. હે મારિષ ! મદ્રરાજ સાવધાન એવા સર્વને બાણથી આચ્છાદન કરી ધર્મરાજને પણ ઢાંકી દેઇ સિંહની પેઠે વારંવાર શબ્દ કરતો હતો. સંગ્રામમાં મદ્રરાજાએ બાણે કરી આચ્છાદન કરેલા પાંડવોના મહારથિઓ, યુદ્ધ વિષે મોટા મહારથિ સામે જવા સમર્થ થતા ન હતા. ધર્મરાજ તથા ભીમસેન છે મુખ્ય જેમાં એવા રથિઓ, સંગ્રામમાં શોભતા શૂરવીર શલ્યને સંગ્રામમાં છોડી દેતા ન હતા.

**धर्मराज पुरोगास्तु भीमसेन मुखारथाः।**
**नजहुः समरे शूरं शल्यमाहवशोभिनं ॥**

**इतिश्री महाभारते शल्यपर्वाणि शल्ययुद्धेगुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

## અધ્યાય ૧૪ મો. ભયંકર યુદ્ધારંભ.

**संजय उवाच—अर्जुनो द्रौणेना विद्धो युद्धे बहुभिरायसैः ।**
**तस्य चानुचरैः शूरैस्त्रिगर्तानां महारथैः ॥ १ ॥**

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! યુદ્ધ વિષે દ્રોણ પુત્ર અશ્વત્થામાએ તથા તેના અનુચર એવા શૂરવીર ત્રિગર્તોના મહારથિઓએ લોહમય ઘણાક બાણેકરી અર્જુનને વિંધ્યો. ધનંજય એવા અર્જુને સંગ્રામના મધ્યમાં ત્રણ બાણેકરી અશ્વત્થામાને વિંધી તેમજ મોટા ધનુષવાળા બીજાઓને બે બાણથી વિંધી, હે મહારાજ ! તેમની ઉપર બાણનો વર્ષાદ કર્યો. હે ભરતર્ષભ ! બાણેકરી કંટકિત એવા તીક્ષ્ણ બાણેકરી તાડન કરેલા અર્જુનને પ્રાપ્ત થઇ તેને છોડી દેતા ન હતા. દ્રોણપુત્ર છે મુખ્ય જેમાં એવા મહારથિઓ, રથ સમુદાયેકરી અર્જુનને વીંટી લેઇ સંગ્રામમાં યુદ્ધ કરતા હતા. તેમણે નાંખેલા, હે રાજન્ ! સુવર્ણથી શોભતા બાણ, અમાસામે કરી અર્જુનના રથમાં બેસવાના સ્થાનકમાં પડતા હતા. બાણેકરી ભેદાયાં છે અંગ જેમનાં

એવા સર્વ ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ, મોટાં ધનુષવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇ યુદ્ધમાં દુર્મદ એવા તે, અત્યંત પ્રસન્ન થતા હતા. કૂબડા, રથના ચક્ર, ઇષા, જોતર, ધોંસરી; અને રથની નીચેનું લાકડું એ સર્વ બાણમય થઇ ગયું. હે રાજન્! ચોતરફ રહેલા વિચિત્ર પ્રકારના પુંખવાળા તીક્ષ્ણ બાણેકરી અર્જુનનો રથ પણ, સેંકડો ઉંબાડિઆએ કરી અત્યંત પ્રદીપ્ત એવા પૃથ્વીતલ વિષે રહેલું વિમાન શોભે તેમ શોભતો હતો. હે રાજન્! તે વખતે તમારી તરફના યોદ્ધાઓએ અર્જુન સામે જેવું કર્મ કર્યું તેવું પૂર્વે કોઇએ કરેલું અમે દીઠું નથી, અને સાંભળ્યું પણ નથી. ત્યાર પછી અર્જુને હે મહારાજ! મેઘ જેમ પર્વત ઉપર જળનો વર્ષાદ કરે તેમ તમારી સેના ઉપર બાણનો વર્ષાદ કર્યો. એ રીતે સંગ્રામમાં અર્જુનના નામેકરી અંકિત એવા બાણોવડે હણાયલા યુદ્ધને જોતા તે બધું પાર્થમય માનતા હતા. તગતગ થતા બાણરૂપી તણખાઓ અને ધનુષના શબ્દરૂપી વાયુએ વૃદ્ધિ પમાડેલો અર્જુનરૂપી અગ્નિ, તમારા સૈન્યરૂપી ઇન્ધનને બાળતો હતો. હે ભારત! પડતા એવા ચક્ર, ધોંસરીઓ, ભાલા, પતાકા, રથ સહિત ધ્વજ, ઇષા નામનું રથનું કાષ્ઠ, રથની નીચેનું કાષ્ઠ, ત્રિવેણું, આરા, જોતર, ચાબખા, તથા પડતાં એવાં કુંડળ તથા પાઘડી સહિત મસ્તક, બાહુ, સ્કંધ, ચક્ર, વ્યજન તથા મુકુટના રાશિઓ, રથમાર્ગ વિષે, દેખાતા હતા. હે વિશાંપતે! ક્રોધાયમાન થએલા અર્જુનના રથમાર્ગ વિષે, હે ભરતશ્રેષ્ઠ! માંસ તથા રૂધિરનો છે ગારો જેમાં, એવું ભીરૂ પુરૂષોને ત્રાસ ઉત્પન્ન કરનારૂં, અને શૂરપુરૂષોને હર્ષ વધારનારૂં રૂદ્રના ક્રીડાસ્થાન સરખું અગમ્ય છે રૂપ જેનું એવી પૃથ્વી થઇ. શત્રુને તપાવનાર અર્જુન, સંગ્રામ વિષે સૈન્ય સહિત બે હજાર રથિઓને હણી પ્રજ્વલિત ભગવાન અગ્નિ ચરાચર જગતને બાળી જેમ ધૂમરહિત દેખાય તેમ હે રાજન્! ધનંજય એવા અર્જુન વિધૂમ દેખાતા હતા. સંગ્રામ વિષે પાંડુપુત્ર અર્જુનનું એવું પરાક્રમ જોઇ અશ્વત્થામાએ મોટા છે પતાકા જેમાં એવા રથેકરી પાંડુપુત્ર અર્જુનને વારી રાખ્યો. પુરૂષમાં વ્યાઘ્રરૂપ, ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ, પરસ્પર વધને ઇચ્છતા તે બેઉ પરસ્પર એકબીજા સામે થયા. હે મહારાજ! હે ભરતર્ષભ! તે બેઉની વર્ષાઋતુમાં બે મેઘની વૃષ્ટિ થાય તેવી અતિ દારૂણ બાણ વૃષ્ટિ થતી હતી. અન્યોઅન્ય છે સ્પર્દ્ધા જેમને એવા તે બેઉ, સન્નત છે પર્વ જેમનાં એવા બાણેકરી બે વૃષભ જેમ શીંગડાએકરી પરસ્પર હણે તેમ એકબીજાને હણતા હતા. એ રીતે હે મહારાજ! તે બેઉનું ઘણાક કાળ સુધી જાણે સરખું હોય નહિ એવું યુદ્ધ થતું હતું, તેમાં ઘોર એવો શસ્ત્રનો સમાગમ થતો હતો, તેટલામાં હે ભારત! અશ્વત્થામાએ સુવર્ણના છે પુંખ જેમના એવા અત્યંત ચકચકિત બાર બાણેકરી અર્જુનને અને દશ બાણથી વાસુદેવ ભગવાનને વિંધ્યા. શત્રુને તપાવનાર અર્જુન મોટા હર્ષથી ગાંડીવ ધનુષ સજ્જ કરી મહા સંગ્રામમાં મુહૂર્તપર્યંત ગુરૂપુત્રને માન આપી, અશ્વ, સારથિ તથા રથ વગરના તેને કરી વળી મૃદુતાથી એમને વારંવાર તાડન કરવા લાગ્યા. હણાયા છે અશ્વ જેના એવા રથમાં બેઠેલા દ્રોણપુત્રે ભાલાંની જેને ઉપમા અપાય એવું લોહમય મુસળ, પાંડુપુત્ર અર્જુન ઉપર નાંખ્યું. સુવર્ણના પાટાથી શોભતા પોતા સામે આવતા મુસળને શત્રુને નાશ કરનાર શૂરવીર અર્જુને સાત પ્રકારે છેદન કર્યું. કપાયલા મુસળને જોઇ યુદ્ધમાં વિશારદ પરમ યુદ્ધ જોઇ અશ્વત્થામાએ પર્વતના શિખરની જેને ઉપમા અપાય એવું ઘોર ભાલું ગ્રહણ કરી અર્જુન ઉપર નાંખ્યું. ક્રોધાયમાન કાળ સરખા તે ભાલાને જોઈ પાંડુપુત્ર અર્જુને ઉતાવળથી ઉત્તમ એવાં પાંચ બાણેકરી તેને હણ્યું. હે ભા-

રત ! અર્જુનના બાણેકરી કપાયલું તે ભાલું રાજાઓના મનને જાણે વિદારણ કરતું હોય નહિં તેની પેઠે પૃથ્વીપર પડયું. પછી ભલ્લ નામના બીજા ત્રણ બાણથી પાંડુપુત્ર અર્જુને દ્રોણપુત્ર અશ્વત્થામાને વિંધ્યા. એ રીતે બળવાન એવા મહાત્મા અર્જુને અત્યંત વિંધેલો પૌરૂષ વિષે રહેલો તે, કંપાયમાન થયો નહિ. હે રાજન્ ! ભારદ્વાજ એવા તેણે સર્વ ક્ષત્રિય જોતાં મહારથિ એવા સુરથે સર્વ ભાર સહન કરે એવું દૃઢ ધનુષ ખેંચી સંગ્રામમાં મેઘ સરખા શબ્દવાળા રથેકરી અશ્વત્થામા સામે દોડી અગ્નિ તથા સર્પ સરખા બાણેકરી એને વિંધ્યો. દંડેકરી હણેલા સર્પની પેઠે કોપાયમાન થએલા અશ્વત્થામાએ ત્રણ શિખા દેખાય એવી ભ્રકુટી કરી, ગલોફાં ચાટી સામે આવતા ક્રોધાયમાન થએલા મહારથિ સુરથને જોઇ ધનુષની પ્રત્યંચા ખેંચી યમદંડની જેને ઉપમા અપાય એવું તીક્ષ્ણ નારાચ નામનું બાણ તેની ઉપર નાંખ્યું. અતિ વેગથી ઇન્દ્રના વજ્ર સરખું તે, તેનું હૃદય ભેદી પૃથ્વીતલને વિદારણ કરતું તેમાં પ્રવિષ્ટ થયું. અશ્વત્થામાએ નારાચ નામના બાણેકરી હણેલો તે, વજ્રેકરી વીદીર્ણ થતા પર્વતનું શિખર જેમ પડે તેમ પૃથ્વી વિષે પડયો. તે શૂરવીર હણાયો ત્યાર પછી સંગ્રામમાં દુર્મદ, રથિમાં શ્રેષ્ઠ પ્રતાપવાન સજ્જ થયેલો દ્રોણપુત્ર, તેજ રથમાં આરોહણ કરી, હે મહારાજ ! સંશપ્તક ગણ સહિત, અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે સમયે મધ્યાન્હના સૂર્ય વખતે, અર્જુનને પારકાઓ સાથે યમદેશને વધારનાર એવું મોટું યુદ્ધ પ્રવર્તમાન થયું. તે વેળાએ તેમનું પરાક્રમ જોઇ અમે આશ્ચર્ય પામતા હતા જે શૂરવીરો સાથે એકલો અર્જુન એક કાલાવછિન્ન યુદ્ધ કરતો હતો. પૂર્વે ઇન્દ્રને મોટી દૈત્યસેના સાથે જેવો વિમર્દ થયો હતો તેવો એકલા અર્જુનને ઘણાક સાથે અત્યંત મોટો વિમર્દ થયો.

**विमर्दः सुमहानासीदेकस्य बहुभिः सह ।**
**शतक्रतोर्यथापूर्वं महत्या दैत्यसेनया ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥**

---

## અધ્યાય ૧૫ મો. સંકુલ યુદ્ધ.

**संजय उवाच—दुर्योधनो महाराज धृष्टद्युम्नश्च पार्षतः ।**
**चक्रतुः सुमहद्युद्धं शरशक्तिसमाकुलं ॥**

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! દુર્યોધન, તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલો ધૃષ્ટદ્યુમ્ન, બાણ તથા શક્તિએકરી અતિ આકુલ એવું અત્યંત મોટું યુદ્ધ કરતા હતા. હે રાજન્ ! વર્ષાઋતુમાં ચોતરફથી મેઘ જેવી જલધારાઓ વરસાવે તેવી તે બેઉના બાણની પરસ્પર હજારો ધારાઓ થતી હતી. યુદ્ધ વિષે દુર્યોધન રાજાએ પાંચ બાણેકરી ધૃષ્ટદ્યુમ્નને વિંધી, વળી બીજા સાત બાણેકરી ઉગ્રબાણવાળા દ્રોણને હણનાર એવા તેને વિંધ્યો, દૃઢ પરાક્રમવાળા બળવાન ધૃષ્ટદ્યુમ્ને સીતેર બાણેકરી દુર્યોધનને પીડિત કર્યો. પીડિત થએલા રાજાને જોઇ, હે ભરતર્ષભ ! તેના ભાઈઓએ મોટી સેના સહિત ધૃષ્ટદ્યુમ્નને વીંટી લીધો. અતિરથિઓએ કરી ચોતરફથી અત્યંત વીંટાયલો શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન, અસ્ત્રલાઘવ દેખાડતો, સં-

ગ્રાસ વિષે વિચરતો હતો. પ્રભદ્રકે યુક્ત એવો શિખંડિ, ધનુષ ધારનાર કૃતવર્મા તથા મહારથિ ગૌતમ સાથે યુદ્ધ કરતો હતો, ત્યાં હે વિશાંપતે! પ્રાણનો ત્યાગ કરનાર યોદ્ધાઓ પ્રાણનું છે પણ જેમાં એવા યુદ્ધરૂપી દ્યૂતવિષે ઘોરરૂપ એવું મોટું યુદ્ધ પ્રવર્તમાન થયું હતું. સર્વ દિશાઓ પ્રત્યે બાણની વૃષ્ટિ કરતો શલ્ય, સાત્યકિ તથા ભીમસેન સહિત પાંડવોને પીડિત કરવા લાગ્યો. યમ સરખું છે પરાક્રમ જેનું એવા સાત્યકિ તથા ભીમસેન પણ હે રાજેંદ્ર! વીર્ય તથા અસ્ત્રબળેકરી ઘોર યુદ્ધ કરતા હતા. મહા સંગ્રામમાં કેટલાક મહારથિઓ શલ્યના બાણેકરી છિન્નભિન્ન થએલા પાંડવોના રક્ષકને જોતા ન હતા. એ રીતે ધર્મરાજ અત્યંત પીડિત થયા તે જોઇ માદ્રીપુત્ર શૂરવીર નકુલે હાસ્ય કરી શૂરવીર એવા શલ્યને બાણથી આચ્છાદન કરી બીજા દશ બાણેકરી સ્તનના મધ્યમાં તેને વિંધ્યો. એ રીતે મહાત્મા એવા ભાણેજ નકુલે લોહમય શરાણીએ સજેલા સુવર્ણના પુંખવાળા, શિલા ઉપર ઘસેલા, ધનુષ યંત્રમાંથી મૂકેલા બાણેકરી પીડિત થએલો શલ્ય, નત છે પર્વ જેના એવા બાણેકરી સામો નકુલને પીડવા લાગ્યો. યુધિષ્ઠિર રાજા, ભીમસેન, સાત્યકિ તથા માદ્રીપુત્ર સહદેવ એ સર્વ એકઠા મળી મદ્રરાજ સામે દોડયા. રથના શબ્દેકરી દિશા તથા વિદિશાઓને શબ્દાયમાન કરતા અને પૃથ્વીને કંપાવતા પોતાની સામે આવતા શત્રુને જીતનાર સેનાપતિ મદ્રેશ્વરે, તેમને રોકી રાખી, ત્રણથી યુધિષ્ઠિરને, પાંચે ભીમસેનને, સો બાણથી સાત્યકિને તથા ત્રણ બાણેકરી સહદેવને વિંધી હે મારિષ! ક્ષુરપ્ર નામના બાણેકરી મહાત્મા નકુલનું બાણ સહિત ધનુષ કાપી નાંખ્યું. એ રીતે શલ્યના બાણેકરી કપાઇ ગએલું ધનુષ તરત વિશીર્ણ થઇ ગયું. મહારથિ એવા માદ્રીપુત્ર નકુલે બીજું ધનુષ લઇ બાણથી મદ્રરાજના રથને પૂરી દીધો. હે મારિષ! યુધિષ્ઠિર તથા સહદેવે પણ દશ દશ બાણેકરી વક્ષસ્થળમાં એને વિંધ્યો. ભીમસેને પણ મદ્રરાજ સામે દોડી સાઠ બાણે કરી તેને હણ્યો. તેમજ સાત્યકિએ પણ ગૃદ્ધનાં પિંછ બાંધેલા દશ બાણેકરી સામો તેને વિંધ્યો. ક્રોધાયમાન થએલા મદ્રરાજાએ નવ બાણથી સાત્યકિને વિંધી, નત છે પર્વ જેનાં એવા તીક્ષ્ણ સીત્તેર બાણેકરી ફરીથી વિંધી મુષ્ટિમાં રહેલું બાણ સહિત એનું ધનુષ કાપી, ચાર ઘોડાઓને પણ મૃત્યુલોક પ્રત્યે મોકલી દીધા. એ રીતે સાત્યકિને વિરથ કરી મહારથિ મદ્રરાજાએ વળી સો બાણેકરી ચોતરફથી એને હણી, હે કૌરવ્ય! અત્યંત ક્રોધાયમાન એવા પાંડુપુત્ર નકુલ સહદેવને, પાંડુપુત્ર ભીમસેનને, તથા યુધિષ્ઠિરને દશ દશ બાણેકરી વિંધ્યા. તે વખતે મદ્રરાજના અદ્‌ભુત એવા પૌરૂષને અમે જોતા હતા, કે જે એકઠા મળેલા પાંડવો પણ એની સામે ઉભા રહી શકતા ન હતા. સત્ય પરાક્રમવાળો સાત્યકિ, બીજા રથમાં બેસી મદ્રરાજાથી પીડિત એવા પાંડવોને જોઇ બલિષ્ટ એવો તે વેગેકરી મદ્રાધિપતિ સામે દોડયો, આવતા તેના રથને જોઇ સંગ્રામમાં શોભિતો શલ્ય, રથેકરી મદોન્મત્ત હસ્તિ સામે જાય તેમ તેની સામે ગયો. તે સમયે શૂરવીર સાત્યકિનો તથા મદ્રાધિપતિનો, પૂર્વે શંબરાસુર તથા ઇન્દ્રનો સન્નિપાત થયો હતો તેવો અદ્‌ભુત દેખાવવાળો ભયંકર સન્નિપાત થયો. સાત્યકિએ સામે ઉભેલા મદ્રરાજને જોઈ દશ બાણથી તેને વિંધી 'અરે ઉભો રહે, ઉભો રહે,' એમ કહ્યું. અત્યંત વિંધેલા મદ્રરાજે પણ વિચિત્ર પ્રકારના પુંખવાળા તીક્ષ્ણ બાણેકરી સાત્યકિને વિંધ્યો. મોટા ધનુષવાળા પાંડવોએ સાત્યકિની સામે આવેલા મદ્રરાજને તેના વધની ઇચ્છાથી રથેકરી વીંટી લીધો. ત્યાર પછી સિંહની પેઠે શબ્દ કરતા શૂરવીર યોદ્ધાઓનો, રૂધિરનું જેમાં ઉદક છે એવો ભયંકર પરામર્દ થયો. હે મહારાજ! સંગ્રામમાં માંસને ઇચ્છતા સિંહની પેઠે શબ્દ કરતા તેમનો પરસ્પર વ્યાધિક્ષેપ થતો હતો. તેમના હજારો બાણના ઓઘેકરી રણભૂમિ ઢંકાઇ

ગઇ અને આકાશ પણ તત્કાલ બાણભૂત થઇ ગયું. એવી રીતે મહાત્માએ મૂકેલા બાણેકરી અભ્રચ્છાયાની હેઠે સૂર્ય ઢંકાઇ ગયો. એ રીતે ચોતરફ બાણેકરી અંધકાર થયો હતો. હે રાજન્! તે વેળાએ છુટા મૂકેલા સર્પ સરખા ધનુષમાંથી મૂકાયલા સુવર્ણના પુંખવાળા પ્રકાશમાન બાણેકરી દિશાઓ શોભતી હતી. શત્રુને નિર્મર્દણ એવા શલ્યે પરમ આશ્ચર્ય કર્યું, તે શૂરવીર એકલો પોતે ઘણાક સાથે યુદ્ધ કરતો હતો. મદ્રરાજના હાથમાંથી મૂકાયલા ગૃધ્રનાં પિંછ તથા મયૂર પિંછ બાંધેલા પડતા ઘોર એવા બાણેકરી રણભૂમિ પૂરાઇ જતી હતી. હે રાજન્! તે મહા સંગ્રામમાં પૂર્વે અસુરના સંક્ષય સમયે ઇન્દ્રનો રથ જેમ વિચરતો હતો, તેમ વિચરતા શલ્યના રથને અમે જોતા હતા.

**तत्र शल्यरथं राजन् विचरंतं महाहवे ।**
**अपश्याम यथापूर्वं शक्रस्यासुरसंक्षये ॥**

**इति श्रीमहाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां पंचदशोऽध्यायः॥ १५ ॥**



## અધ્યાય ૧૬ મો. શલ્ય ને યુધિષ્ઠિર વચ્ચે સંગ્રામ.

**संजय उवाच—ततः सैन्यास्तवविभो मद्रराजपुरस्कृताः ।**
**पुनरभ्यद्रवन् पार्थान् वेगेन महता रणे ॥ १ ॥**

સંજય કહે છે-હે ધૃતરાષ્ટ્ર! પછી મદ્રરાજ છે મુખ્ય જેમાં એવા તમારા સૈનિકો મોટા વેગેકરી પાછા પાંડવો સામે દોડયા. રણમાં ઉત્કટ એવા, દોડતા, પીડિત થએલા તમારી તરફના સર્વ યોદ્ધાઓએ ક્ષણ માત્રમાં ઘણા હોવાથી પાંડવોને વ્યાકુલ કર્યા. એ રીતે સંગ્રામમાં તમારાઓએ હણવા માંડેલા પાંડવ, શ્રીકૃષ્ણ તથા અર્જુન જોતાં ભીમસેને વારવા માંડયા તોપણ ઉભા રહ્યા નહીં. ક્રોધાયમાન થએલા અર્જુને પાછળ ચાલનાર કૃપાચાર્ય તથા કૃતવર્મા ઉપર ઘણાંક બાણ નાંખ્યાં. સહદેવે સૈન્ય સહિત શકુનિ ઉપર બાણ નાંખ્યાં. નકુલે પડખે ઉભા રહી મદ્રરાજને જોયો. દ્રૌપદીના પુત્રોએ ઘણાક રાજાઓને વારી રાખ્યા. દ્રોણપુત્ર અશ્વત્થામાને પાંચાલ એવા શિખંડિએ વારી રાખ્યો. ગદા છે હાથમાં જેના એવા ભીમને શિખંડિએ વારી રાખ્યો. ગદા છે હાથમાં જેના એવા ભીમસેને, શલ્યને સામે આવતાં અટકાવ્યો. સૈન્ય સહિત શલ્યને કુંતીપુત્ર યુધિષ્ઠિરે પણ વારી રાખ્યો. ત્યાર પછી સંગ્રામમાં પાછા ન ફરનાર એવા તમારા તથા સામાવાળાઓનું તે તે ઠેકાણે સૈન્ય મળી ગયું. તેમાં શલ્યનું અતિ મોટું કર્મ અમે જોતા હતા, તે એકલો પોતે પાંડવોનાં સર્વ સૈન્ય સાથે યુદ્ધ કરતો હતો. તે વખતે ચંદ્રમાની પાસે શનિશ્ચર નામનો ગ્રહ દેખાય તેમ યુધિષ્ઠિરની સામે શલ્ય ગ્રહ દેખાતો હતો. એ રીતે મદ્રરાજ શલ્ય, સર્પ સરખા બાણથી રાજાને પીડી બાણનો વર્ષાદ કરતો ભીમસેન સામે દોડયો, એવું તેનું લાઘવ તથા કૃતાસ્ત્રતા જોઇ પારકાં તથા તમારાં સૈન્ય, તેનાં વખાણ કરતાં હતાં. એ રીતે શલ્યે પીડિત કરેલા અત્યંત ક્ષત થએલા પાંડવ, યુધિષ્ઠિર આક્રોશ કરતા તો પણ સંગ્રામ છોડી ભાગવા લાગ્યા. એવી રીતે મદ્રરાજે સૈન્યને હણવા માંડયાં તે જોઇ ક્રોધા-

વશ થએલા પંડુપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિર, પૌરૂષનો આશ્રય કરી "મારો જય થાઓ વા વધ થાઓ" એમ કરી છે બુદ્ધિ જેણે એવા મહારથિ તે, મદ્રરાજને તાડન કરી પોતાના સર્વ ભાઇઓ તથા માધવ એવા શ્રીકૃષ્ણને બોલાવી કહેવા લાગ્યા કે, ભીષ્મ, દ્રોણ, કર્ણ તથા પરાક્રમી એવા બીજા રાજાઓ પણ કૌરવ વાસ્તે સંગ્રામમાં નિધનને પ્રાપ્ત થયા. તેમાં પોતાના ભાગ તથા ઉત્સાહ પ્રમાણે તમે પૌરૂષ બતાવ્યું છે. હવે મારો ભાગ એવો આ મહારથિ એક શલ્ય બાકી રહ્યો છે માટે હું યુદ્ધવડે આજ મદ્રાધિપને જીતવાનો ઉત્સાહ કરૂં છું. મારા મનનું જે અભિપ્રેત છે તે સર્વ તમારી આગળ હું કહું છું. શૂરવીર તથા ઇન્દ્રે પણ જીતાય નહિ એવો સંગ્રામમાં શૂર પુરૂષોને સંમત, માન લાયક, સત્ય પ્રતિજ્ઞાવાળા, મારા ચક્રરક્ષક માદ્રવતી પુત્ર નકુલ સહદેવ, યુદ્ધમાં ક્ષાત્રધર્મથી પોતાના મામા સાથે સારી રીતે મારે વાસ્તે યુદ્ધ કરે છે. પછી સંગ્રામમાં મને શલ્ય હણો વા તેને હું હણું, જે થાય તે ખરૂં. હે લોકવીરો! આ મારી પ્રતિજ્ઞા સત્ય છે એમ તમે જાણો. હે પાર્થિવો! આજ હું ક્ષાત્ર ધર્મેકરી પોતાના ભાગનું અભિસંધાન કરી વા પરાજય વાસ્તે માતુલ સાથે યુદ્ધ કરીશ. સર્વ પ્રકારનાં અસ્ત્ર શસ્ત્ર, તથા સર્વ ઉપકરણ, સાથે રથની યોજના કરનારા, શાસ્ત્ર પ્રમાણે રથ વિષે જલદી યોજના કરો. શિનિકુળમાં ઉત્પન્ન થએલો સાત્યકિ, દક્ષિણ ચક્રનું, અને ધૃષ્ટદ્યુમ્ન ઉત્તર ચક્રનું રક્ષણ કરો. ધનંજય એવો અર્જુન, મારી પાછળથી રક્ષા કરો તથા શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ ભીમસેન મારી આગળ થાઓ. એમ થવાથી હું મહા સંગ્રામમાં શલ્યથી અધિક થઇશ. રાજાનાં વચન સાંભળી તેમના પ્રિયને ઇચ્છનાર તેઓએ તેજ પ્રમાણે કર્યું. સૈન્યોને, પંચાલોને, સોમકોને તથા વિશેષેંકરી મત્સ્યોને પણ અત્યંત હર્ષ થતો હતો, રાજા તે પ્રતિજ્ઞા કરી મદ્રેશ સામે ગયા તે વખતે પંચાલો, સેંકડો શંખ તથા ભેરી નામનાં યુદ્ધવાદ્યને વગાડતા સિંહનાદ કરવા લાગ્યા. કુરૂકુળમાં શ્રેષ્ઠ, અત્યંત ક્રોધાયમાન થએલા તે, હર્ષથી ઉત્પન્ન થએલા મોટા શબ્દેકરી, હસ્તિઓની ઘંટાના શબ્દથી તથા શંખના અને તૂરીના મોટા શબ્દેકરી પૃથ્વીને શબ્દાયમાન કરતા, વેગવાન એવા મદ્રરાજ સામે દોડયા. તેમને ત્રણાક મોટા મેઘને જેમ અસ્તાચલ તથા ઉદયાચલ રોકાણ કરે તેમ તમારા પુત્રે તથા વીર્યવાન મદ્રરાજે રોકી રાખ્યા. સંગ્રામમાં વખાણવા લાયક શલ્યે શત્રુને દમન કરનાર ધર્મરાજા ઉપર ઇન્દ્રે જેમ શંબરાસૂર ઉપર બાણનો વર્ષાદ કર્યો હતો તેવો બાણનો વર્ષાદ કર્યો તેમજ કુરૂરાજ એવા ઉદાર મનવાળા યુધિષ્ઠિરે પણ સુંદર ધનુષ ગ્રહણ કરી વિચિત્ર પ્રકારના દ્રોણના ઉપદેશ દેખાડતાં લઘુતાથી સારી રીતે તેની ઉપર વિચિત્ર પ્રકારનાં બાણનો વર્ષાદ કર્યો. એ રીતે સંગ્રામમાં વિચરતા, એના છિદ્રને કોઇ પણ જોતો ન હતો. માંસને ઇચ્છતા બે સિંહ જેમ પરસ્પર એક બીજાને હણે તેમ તે બેઉ વિવિધ પ્રકારનાં બાણેકરી પરસ્પર હણતા હતા. ભીમસેન તો યુદ્ધમાં ચતુર એવા તમારા પુત્ર સાથે યુદ્ધ કરતો હતો. તેમજ પાંચાલ, સાત્યકિ તથા માદ્રીપુત્ર નકુલ સહદેવ, શકુનિ છે મુખ્ય જેમાં એવા શૂરવીરોને ચોતરફથી સંતાપતા હતા. હે રાજન્! તમારા ખરાબ વિચારને લીધે જય ઇચ્છતા એવા તમારા તથા પારકાઓનું વળી ભયંકર એવું યુદ્ધ થયું. દુર્યોધને તો નત છે પર્વ જેનું એવા બાણેકરી સંગ્રામવિષે સુવર્ણથી શોભિતો ભીમસેનનો ધ્વજ કાપી નાખ્યો. તે વખતે સુંદર ઘુઘરીઓની મોટી જાલેકરી મનોહર છે દર્શન જેનું એવો તે, ભીમસેન જોતાં સંગ્રામવિષે પડયો. ત્યારપછી વળી તમારા પુત્રે મોટા હસ્તિની સૂંઢની જેને ઉપમા અપાય એવું એનું ધનુષ, તીક્ષ્ણ છે ધાર

જેની એવા ક્ષુરપ્ર નામના બાણુથી કાપી નાંખ્યું. કપાયું છે ધનુષ જેનું એવા તેજસ્વી તેણે પણ પરાક્રમ દેખાડી રથશક્તિએ કરી તમારા પુત્રને વક્ષસ્થળમાં ભેદ્યો. રથમાં બેસવાને ઠે કાણે તે પડી ગયો. એ રીતે મોહને પ્રાપ્ત થયો એટલામાં વળી ભીમસેને ક્ષુરપ્ર નામના બાણે કરી તેના સારથિનું મસ્તક કાપી નાંખ્યું. હે રાજન્! હે ભારત! હણાયો છે સારથિ જેનો એવા તેના અશ્વ, રથને ગ્રહણ કરી દિશાઓ પ્રત્યે ભાગવા લાગ્યા. હાહાકાર કરતા સૌ તે વેળાએ મહારથિ દ્રોણપુત્ર, કૃપાચાર્ય તથા કૃતવર્મા તમારા પુત્રના રક્ષણ વાસ્તે તેની સામે દોડ્યા. એ રીતે સૈન્યમાં ભંગાણ પડ્યું તેથી તેની પાછળ ચાલનારા ત્રાસ પામવા લાગ્યા. તેમને ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને ધનુષ ખેંચી બાણેકરી હણ્યા. મન સરખા વેગવાળા અને દાંત સરખા શ્વેત વર્ણવાળા અશ્વને પોતે પ્રેરણા કરતા અસહનશીલ એવા યુધિષ્ઠિર તો મદ્રાધિપતિ સામે દોડ્યા. તે સમયે કુંતિપુત્ર યુધિષ્ઠિરવિષે અમે મોટું આશ્ચર્ય જોયું. ફાડ્યાં છે નેત્ર જેણે અને ક્રોધેકરી કંપાયમાન કુંતિપુત્ર ક્રોધે ભરાઇ તીક્ષ્ણ બાણેકરી સેંકડો તથા હજારો યોદ્ધાઓને હણતા હતા. મોટા એવા પાંડુપુત્ર તે, જે જે સેના સામે જતા હતા તે તે સેનાને બાણેકરી હે રાજન્! ઉત્તમ વજ્રેકરી જેમ પર્વતને પાડે તેમ પાડતા હતા. અશ્વ, સારથિ, ધ્વજ તથા રથસહિત ઘણાક રથિઓને પાડતા બળવાન તે, પવન જેમ મેઘ પ્રત્યે ક્રીડા કરે તેમ સંગ્રામમાં ક્રીડા કરતા હતા. તેમજ સંગ્રામના મધ્યમાં ક્રોધાયમાન થયેલા રૂદ્ર જેમ પશુને હણે તેમ યુધિષ્ઠિર રાજાએ સ્વાર સહિત ઘોડા તથા હજારો પાયદળોને હણી ચોતરફ બાણના વર્ષાદેકરી સંગ્રામને શૂન્ય કરી મદ્રેશ સામે દોડી 'અરે હે શલ્ય! ઉભો રહે' એમ તેને કહ્યું. સંગ્રામમાં ભયંકર કર્મવાળા તેમનું તે ચરિત્ર જોઇ તમારી તરફના સર્વ યોદ્ધાઓ ત્રાસ પામ્યા પણ શલ્ય એમની સામે દોડ્યો. પરસ્પર અત્યંત ક્રોધાયમાન તથા એકબીજાને તિરસ્કાર કરતા તે બેઉ શંખ વગાડી પરસ્પરને બોલાવી સામેસામા આવ્યા. તે સમયે શલ્યે બાણના વર્ષાદથી પાંડુપુત્ર યુધિષ્ઠિરને પીડિત કર્યા. તેમજ કુંતિપુત્ર યુધિષ્ઠિરે પણ તેની ઉપર બાણનો વર્ષાદ વરસાવ્યો. તે વખતે હે રાજન્! ગૃધ્રનાં પીંછ બાંધેલા બાણેકરી ખચિત છે અંગ જેમનાં એવા રૂધિરયુક્ત શરીરવાળા ઉત્સાહથી દુર્મદ, દેદીપ્યમાન, શૂરવીર મહાત્મા એવા મદ્રરાજ તથા યુધિષ્ઠિર, વસંતઋતુમાં પુષ્પિત એવાં બે ખાખરાનાં વૃક્ષ શોભે તેમ શોભતા હતા. તેમનું યુદ્ધ જોઇ સર્વ સૈન્યોને, તેઓમાંથી કોનો જય થશે એમ નિશ્ચય થતો ન હતો. તેમજ હે ભારત! મદ્રાધિપતિને હણી યુધિષ્ઠિર, પૃથ્વી ભોગવશે, વા પાંડુપુત્ર યુધિષ્ઠિરને હણી શલ્ય, દુર્યોધનને પૃથ્વી અપાવશે એ રીતે યોદ્ધાઓને નિશ્ચય થતો નહતો. યુદ્ધ કરતા ધર્મરાજને બધું પ્રદક્ષિણ થતું હતું. એટલામાં શલ્યે યુધિષ્ઠિર ઉપર સો બાણ નાંખી, તીક્ષ્ણ છે અગ્રભાગ જેનો એવા બાણેકરી એનું ધનુષ કાપી નાખ્યું. યુધિષ્ઠિરે બીજું ધનુષ ગ્રહણ કરી ત્રણસો બાણથી શલ્યને વિંધી, ક્ષુરપ્ર નામના બાણથી એનું ધનુષ પણ કાપી, નત છે પર્વ જેનાં એવા બાણેકરી એના ચાર અશ્વને હણી, તીક્ષ્ણ અગ્રભાગવાળા બે બાણેકરી એની પડખેથી રક્ષા કરનાર સારથિને હણી, દીપ્યમાન તથા પાએલ એવા ભલ્લ નામના તીક્ષ્ણ બાણેકરી એના ધ્વજને પાડ્યો. હે અરિંદમ! દુર્યોધનનું સૈન્ય ભાગવા લાગ્યું, તે રીતે વિરથ કરેલા મદ્રાધિપતિને જોઇ દ્રોણપુત્ર અશ્વત્થામા ત્યાં આવી સત્વર એને પોતાના રથમાં બેસાડી ત્યાંથી નાસી ગયો. ત્યારપછી બે ઘડીને સુમારે તે બેઉ પ્રત્યે જઇ યુધિષ્ઠિર સિંહનાદ કરવા લાગ્યા. તે સાંભળી મદ્રપતિ શલ્ય, વિધિપુરઃસર કલ્પેલા મોટા મેઘ સરખા શબ્દવાળા, સજ્જ

છે યંત્ર તથા ઉપકરણ જેમાં તથા દ્વેષિઓનાં રૂંવાં ઉભાં કરનાર એવા બીજા શુભ્ર રથમાં આરૂઢ થયા.

विधिवत् कल्पितं शुभ्रं महांबुदनिनादितं ।
सज्जयंत्रोपकरणां द्विषतोलोमहर्षणं ॥

इति श्री महाभारते शल्यपर्वणि शल्ययुधिष्ठिरयुद्धे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો. શલ્યનો વધ.

संजय उवाच—अथान्यद्धनुरादाय बलवान् वेगवत्तरं ।
युधिष्ठिरं मद्रपतिर्भित्वा सिंह इवानदन् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! ત્યાર પછી બળવાન એવા મદ્રપતિએ અત્યંત વેગવાન એવું બીજું ધનુષ ગ્રહણ કરી યુધિષ્ઠિરને ભેદી સિંહના જેવો શબ્દ કરી ઘણા બળવાળા ક્ષત્રિયમાં શ્રેષ્ઠ તેણે, વૃષ્ટિમાન્ પર્વતની પેઠે ક્ષત્રિય એવા યુધિષ્ઠિર ઉપર બાણનો વર્ષાદ કરી દશ બાણે સાત્યકિને, ત્રણથી ભીમસેનને, તથા ત્રણે કરી સહદેવને વિંધી, યુધિષ્ઠિરને પીડિત કરી, અશ્વ તથા રથના કૂબડા સહિત મોટા ધનુષવાળા બીજા તે તે યોદ્ધાઓને પણ ઉંમાડિયાંઓએ કરી જેમ હસ્તિઓને પીડે તેમ બાણથી પીડિત કરી, કુંજર તથા તે ઉપર બેસનાર, અશ્વ તથા અશ્વથી જનાર તથા રથિ સહિત રથને હણી રથિમાં શ્રેષ્ઠ એવા તેણે વેગેકરી આયુધ સહિત શૂરવીરોના બાહુ તથા રથમાં બેસવાના સ્થાનકોને છેદી કુશ નામના દર્ભેકરી જેમ વેદી ઢંકાય તેમ યોદ્ધાઓએકરી રણભૂમિને ઢાંકી દીધી. તે રીતે શત્રુ સૈન્યને હણતા કાળ સરખા તેને અત્યંત ક્રોધાયમાન થયેલા પાંડવ, પંચાલ તથા સોમકોએ વીંટી લીધો. ભીમસેન, સાત્યકિ તથા પુરૂષમાં અત્યંત શૂરવીર માદ્રીપુત્ર નકુલ સહદેવ, ભયંકર છે સૈન્ય જેનું એવા રાજા સહિત આવેલા તેને જોઇ પરસ્પર હુંકારે બોલાવતા હતા. ત્યાર પછી હે નરેંદ્ર! પુરૂષમાં શ્રેષ્ઠ એવા શૂરવીર તેમણે યુદ્ધ કરનારમાં શ્રેષ્ઠ એવા રાજાને પાસેજ સંગ્રામમાં વારી રાખી ઉગ્ર વેગવાળા બાણેકરી એને હણવા માંડયો. તેમજ ભીમસેન, માદ્રીપુત્ર નકુલ સહદેવ તથા માધવ ભગવાને સારી રીતે રક્ષણ કરેલા ધર્મપુત્ર યુધિષ્ઠિરે પણ ઉગ્ર વેગવાળા બાણેકરી મદ્રાધિપતિને સ્તનના મધ્યમાં હણ્યો. રણસંગ્રામમાં એ રીતે યુધિષ્ઠિરના બાણેકરી પીડિત થયેલા મદ્રાધિપતિને જોઈ તમારી તરફના અત્યંત શ્રેષ્ઠ એવા ઘણાક અત્યંત સજ્જ થયેલા રથિઓએ દુર્યોધનના અનુમત પ્રમાણે આગળથી તેને વીંટી લીધો. એટલામાં મદ્રરાજાએ સત્વર સાત બાણેકરી યુધિષ્ઠિરને વિંધ્યા. તેમજ ભયંકર એવા તે સંગ્રામમાં હે રાજન્! મહાત્મા એવા યુધિષ્ઠિરે નવ બાણેકરી તેને વિંધ્યો. મહારથિ એવા મદ્રાધિપતિ તથા યુધિષ્ઠિરરાજા કાન પર્યંત ધનુષ ખેંચી મૂકેલા તથા તેલથી સાફ કરેલા બાણેકરી એકબીજાને આચ્છાદન કરતા હતા, અને પરસ્પરનાં છિદ્ર જોતા, મહા બળવાન શત્રુથી સહન થાય નહિ એવા, રાજામાં ઉત્તમ એવા મહારથિ તે બેઉ બાણેકરી એકબીજાને અત્યંત હણતા હતા.

એવી રીતે બાણ જાલ કરી પરસ્પર વર્ષાદ કરતા શૂરવીર એવા મદ્રપતિ તથા પાંડુપુત્ર યુધિષ્ઠિરની ધનુષની પ્રત્યંચા તથા તલનો વજ્ર સરખો મોટો શબ્દ થતો હતો. મોટા વનમાં માંસને ઇચ્છતાં વાઘનાં બે બચ્ચાં હોય નહીં તેવા, ઉત્પન્ન થયો છે દર્પ જેમને એવા તે બેઉ, દાંતવાળા મોટા બે હસ્તિઓ જેમ એકબાજાને હણે તેમ પરસ્પર હણતા સંગ્રામમાં વિચરતા હતા. મહાત્મા એવા મદ્રાધિપતિએ, ભયંકર બળવાળા અતિ વેગવાન શૂરવીર એવા યુધિષ્ઠિર રાજાને બલાત્કારથી સૂર્ય તથા અગ્નિ સરખી કાંતિવાળાં બાણેકરી હૃદયમાં વિંધ્યા. મદ્રાધિપતિના બાણેકરી અત્યંત વિંધાયલા કૌરવોમાં શ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિર પણ હે રાજન્! સારી રીતે યોજના કરેલા બાણેકરી મદ્રાધિપતિને હણી હર્ષને પ્રાપ્ત થયા. પછી બે ઘડીએ પ્રાપ્ત થઇ છે સંજ્ઞા જેને એવા ઇન્દ્ર સરખા પ્રભાવવાળા ક્રોધથી લાલ નેત્ર થએલા મદ્રપતિ રાજાએ સત્વર સો બાણેકરી યુધિષ્ઠિરને હણ્યા. ઉતાવળા થએલા મહાત્મા ધર્મપુત્રે પણ ક્રોધથી નવ બાણેકરી શલ્યનું સુવર્ણમય કવચ તથા વક્ષસ્થળ ભેદી વળી બીજા છ બાણેકરી તેને હણ્યો. શ્રેષ્ઠ એવું ધનુષ ખેંચી બાણ નાંખતા એવા મદ્રાધિપતિએ પણ બે બાણેકરી કુરૂકુળમાં શ્રેષ્ઠ એવા રાજાનું ધનુષ કાપી નાંખ્યું. મહાત્મા એવા ધર્મપુત્ર યુધિષ્ઠિરે પણ અત્યંત ઘોર એવું બીજું નવું ધનુષ ગ્રહણ કરી, તીક્ષ્ણ છે અગ્રભાગ જેના એવા બાણેકરી મહેન્દ્ર, જેમ નમુચિ દૈત્યને વિંધે તેમ ચોતરફથી શલ્યને વિંધ્યો. મહાત્મા શલ્યે પણ નવ બાણેકરી ભીમસેન તથા યુધિષ્ઠિર રાજાના સુંદર એવા સુવર્ણના કવચને ભેદી તેમના બાહુને વિદારણ કર્યા. અગ્નિ તથા સૂર્યસરખા તેજવાળા બીજા ક્ષુરપ્ર નામના બાણેકરી રાજાનું ધનુષ પણ મંથન કર્યું. કૃપાચાર્યે છ બાણેકરી તેના સારથિને હણ્યો, તેથી તે, સન્મુખ પડ્યો અને મહાત્મા મદ્રાધિપતિએ પણ ચાર બાણેકરી યુધિષ્ઠિરના વાહનને હણી ધર્મપુત્ર એવા તે રાજાના યોદ્ધાઓનો ક્ષય કરવા માંડ્યો. આમ ધર્મપુત્રને પીડયા તે જોઇ મહાત્મા ભીમસેને વેગવાન એવા બાણેકરી મદ્રાધિપતિનું ધનુષ કાપી બીજા બે બાણથી તેને અત્યંત વિંધી, કોપાયમાન થએલા સર્વ ધનુષ ધરનારમાં અગ્રણી એવા તેણે બીજા બાણથી દૃઢ સંધિવાળો છે મધ્યભાગ જેનો એવી કાયા ઉપરથી એના સારથિનું મસ્તક કાપી ચાર અશ્વને પણ હણી, સંગ્રામમાં એકલા વિચરતા અતિ વેગવાન એવા તેની ઉપર સેંકડો બાણ નાંખ્યાં. તેમજ માદ્રીપુત્ર સહદેવે પણ નાંખ્યાં. તે બાણેકરી મોહ પામેલા શલ્યને જોઇ ભીમસેને બાણેકરી એનું કવચ કાપી નાંખ્યું. ભીમસેને કાપ્યું છે કવચ જેનું એવો તે મહાત્મા મદ્રાધિપતિ, હજારો તારાસરખાં છે ચિન્હ જેમાં એવી ઢાલ તથા ખડગ ધારણ કરી રથમાંથી નીચે ઉતરી નકુલના રથના દંડને ભાગી ભયંકર બળવાળો તે, કુંતિપુત્ર યુધિષ્ઠિર સામે દોડ્યો. એ રીતે સંગ્રામમાં કુદતા ક્રોધાયમાન થએલા કાળ સરખા તે રાજાને, ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્ર, શિખંડિ તથા સાત્યકિ ઇત્યાદિ યોદ્ધાઓએ ચોતરફથી તત્કાલ વિંટી લીધો. એટલામાં મહાત્મા ભીમસેન, નવ બાણથી અપ્રતિમ એવી એની ઢાલને કાપી મુષ્ટિમાં રહેલા ખડગને પણ ભલ્લનામના બાણથી ભાગી નાંખી પ્રસન્ન થએલો તે, તમારા સૈન્યના મધ્યમાં શબ્દ કરવા લાગ્યો. ભીમસેનનું તે કર્મ જોઇ પ્રસન્ન થએલા પાંડવ તરફના અત્યંત શ્રેષ્ઠ એવા રથિઓના ઓઘ અત્યંત હાસ્યકરી સિંહનાદ સાથે ચંદ્ર સરખા શંખ વગાડવા લાગ્યા. તે ભયંકર શબ્દેકરી કોઇથી સહન થાય નહિ એવું, રૂધિરથી વ્યાપ્ત છે અંગ જેનું એવું, ખેદયુક્ત, કયી દિશામાં જઇએ છીએ એમ જેને જ્ઞાન નથી એવું, બેભાન થએલું તમારૂં સૈન્ય અત્યંત સંતપ્ત થયું. તેમજ પાંડવ તરફના

મુખ્ય યોદ્ધાઓએ ભયંકર અગ્રભાગવાળાં બાણેકરી હણેલો મદ્રરાજ તત્કાલ વેગેકરી સિંહ જેમ મૃગ વાસ્તે જાય તેમ યુધિષ્ઠિરની સંમુખ ગયો. હણાયા છે અશ્વ તથા સારથિ જેના, ક્રોધેકરી પ્રદીપ્ત, અગ્નિ સરખા પ્રકાશવાળા રથમાં બેઠેલા મહાત્મા શલ્યનું તે યુદ્ધરૂપ કર્મ તથા હવે બાકી રહેલા પોતાના ભાગને જોઇ બળ સહિત શત્રુ સામે દોડી ગોવિંદ ભગવાનનાં વચનને સંભારી શલ્યના વધનું મન કરી તત્કાળ ફાડયાં છે નેત્ર જેણે એવા ક્રુદ્ધ થએલા યુધિષ્ઠિરે મણિ તથા સુવર્ણનો દાંડો છે જેનો એવી સુવર્ણ સરખા પ્રકાશવાળી શક્તિ ગ્રહણ કરી ક્રોધથી મદ્રાધિપતિ સામે જોયું. હે નરદેવ ! હે રાજન્ ! પવિત્ર છે આત્મા જેનો એવા પાપરહિત રાજાએ ક્રોધેકરી નિરીક્ષણ કરેલો મદ્રરાજ, જે ભસ્મ થઈ ગયો નહિ એ મને આશ્ચર્ય લાગે છે. ત્યારપછી કૌરવોમાં અત્યંત શ્રેષ્ઠ મહાત્મા એવા તે રાજાએ સુંદર છે ઉગ્ર દાંડો જેનો,ઉત્તમ મણિએ કરી ઉજ્વલિત તથા પ્રદીપ્ત એવી શકિત અત્યંત વેગેકરી મદ્રાધિપતિ ઉપર નાંખી. બળેકરી નાંખેલી પ્રદીપ્ત અગ્નિના તણખા જેમાંથી ઉડે છે એવી તથા યુગાંત વિષે આકાશમાંથી પડતા મોટા કાંબાડિયા સરખી શકિતને એકઠા મળેલા સર્વ કૌરવો જોતા હતા. કાળરાત્રિની પેઠે ઉગ્રરૂપવાળી પાશ જેના હાથમાં છે એવી યમરાજાની ધાત્રી સરખી, બ્રહ્મદંડની ઉપમા લાયક, અમોઘ, સાવધાન થએલા ધર્મરાજાએ યુદ્ધમાં નાંખેલી, પાંડુપુત્રોએ પ્રયત્નવડે ગંધ, માળા, ઉત્તમ આસન, પાન તથા ભોજનેકરી પૂજન કરેલી, પ્રલય સમયના અગ્નિની જેને ઉપમા અપાય એવી, પ્રજ્વલિત, અથર્વાંગિરસી અભિચારિક કૃત્યા સરખી ઉગ્ર, મહાદેવ વાસ્તે ત્વષ્ટાએ નિર્માણ કરેલી, શત્રુના પ્રાણ તથા દેહને ભક્ષણ કરનારી, ભૂમિ તથા અંતરીક્ષ આદિ લેઇ જલાશયમાં રહેનાર પ્રાણિઓને પણ હણવા સમર્થ, ઘંટા તથા પતાકા યુકત, મણિ તથા વજ્રનું છે નાળચું જેનું, વૈદૂર્યમણિએકરી વિચિત્ર પ્રકારની, સુવર્ણના દાંડાવાળી, ત્વષ્ટાએ પ્રયત્નથી નિયમેકરી રચેલી, બ્રહ્મદ્વેષિઓનો અંત કરનારી, અમોઘ બળ તથા પ્રયત્નેકરી અધિરૂઢ છે વેગ જેનો એવી ઘોર, મંત્રે અભિમંત્રણ કરી મદ્રાધિપતિના નાશ વાસ્તે સારે માર્ગે મોકલેલી, 'અરે હે પાપરૂપ તું હણાયો છે' એમ કહી રૂદ્રે જેમ અંધકાસુર પ્રત્યે તેનો અંત કરે એવું બાણ નાંખ્યું હતું તેમ અત્યંત દૃઢ એવો બાહુ પ્રસારણ કરી ક્રોધે કરીને જાણે નૃત્ય કરતા હોય નહીં એવા યુધિષ્ઠિરે નાંખેલી, અપ્રતિવાર્ય છે વીર્ય જેનું એવી સર્વ શક્તિએકરી નાંખેલી સારી રીતે અગ્નિ પ્રત્યે હોમેલી ઘીની ધારા સરખી તે સુંદર શક્તિ મોટા શબ્દ કરતા શલ્યનાં મર્મસ્થાન વિદારણ કરી શલ્ય રાજાના વિપુલ એવા યશને બાળતી શુભ્ર તથા વિશાળ એવા તેના વક્ષસ્થળને ભેદી કોઇ સ્થાનકે નથી હણાતી ગતિ જેની એવી તે, જળની પેઠે સુપ્રવેશ એવી પૃથ્વીમાં પેસી ગઇ.

તે વખતે નાસા, અક્ષિ, કાન તથા મુખમાંથી નિકળેલા અને વ્રણથી ઉત્પન્ન થયેલા રૂધિરેકરી સંસિકત છે શરીર જેનું એવો મદ્રરાજ કાર્તિકસ્વામિએ હણેલા મોટા ક્રૌંચ નામના પર્વત સરખો દીસતો હતો. યુધિષ્ઠિરે છેદ્યું છે કવચ જેનું એવો રથમાંથી પૃથ્વીપર પડેલો મહેન્દ્રના વાહનની જેને ઉપમા અપાય એવો વજ્રે હણેલા પર્વતના શિખર સરખો મદ્રરાજ, બે બાહુ પ્રસારણ કરી યમરાજની સંમુખ પૃથ્વીને વિષે ઊંચો એવો ઇન્દ્રધ્વજ પડે તેમ પડયો. એ રીતે ભેદાયાં છે સર્વ અંગ જેનાં, રૂધિરેકરી વ્યાપ્ત અને પૃથ્વીએ પ્રેમેકરી જાણે પ્રાપ્ત થયો હોય નહીં એવો, પ્રિય એવી કાંતા સહિત તેના વક્ષસ્થળવિષે પડેલો જાણે તેનો કાંત હોય નહીં તેની પેઠે દેખાતો હતો. પ્રિય એવી કાંતાની પેઠે વસુમતીને ઘણાક કાળ

પૃથ્વી ભોગવવી સમર્થ એવો તે, સર્વ અંગે કરી વસુમતીને આશ્લેષ કરી જાણે સારી રીતે સુઈ રહ્યો હોય નહિ તેવો દેખાતો હતો. ધર્માત્મા એવા ધર્મપુત્રે ધર્મયુદ્ધમાં હણેલો મદ્રરાજ, યજ્ઞવિષે સારી રીતે હોમ કર્યો છે જેમાં એવો અત્યંત શાંત થએલો સ્વિષ્ટાગ્નિ શોભે તેમ શોભતો હતો. શક્તિએ કરી ભેદાયું છે હૃદય જેનું એવા વિંધાએલા આયુધ તથા ધ્વજવાળા સારી રીતે શાંત થએલા મદ્રેશને પણ લક્ષ્મી, મૂકતી ન હતી. તેટલામાં વળી યુધિષ્ઠિર, ઇન્દ્ર-ધનુષ સરખું ધનુષ ગ્રહણ કરી સંગ્રામમાં ગરૂડ જેમ સર્પોને હણે તેમ દ્વેષિઓને હણવા લાગ્યા. એ રીતે અત્યંત તીક્ષ્ણ એવા ભલ્લ બાણેકરી શત્રુઓના દેહને ક્ષણ માત્રમાં નાશ કરતો હતો. ત્યારપછી યુધિષ્ઠિરના બાણ સમુદાયેકરી વિંટાએલા, મિચ્યાં છે નેત્ર જેમણે એવા, અત્યંત અર્દિત, ક્ષય પામતા, હણાયું છે આયુધ તથા જીવિત જેમનું એવા તમારા સૈનિકોના શરીરમાંથી રૂધિર સ્રવતું હતું. એવી રીતે શલ્ય પડયા પછી સર્વ ગુણેકરી ભાઇ સરખા યુવાવસ્થાવાળો યુદ્ધદુર્મદ નરશ્રેષ્ઠ, રથિ મદ્રરાજના નાના ભાઇએ, ઉતાવળથી પાંડવ સામે જઇ હણાયલા ભાઇની સેવા કરવા ઇચ્છતા તેણે ઘણાક નારાચ નામના બાણથી તેને વિંધ્યો. ધર્મરાજે પણ ઉતાવળ કરતા હોય નહીં તેની પેઠે છ બાણથી તેને વિંધ્યો. ક્ષુરપ્ર નામના બે બાણથી એનું ધનુષ તથા ધ્વજ છેદી દીપ્યમાન તથા અત્યંત દૃઢ એવા તીક્ષ્ણ ભલ્લ નામના બાણેકરી સંમુખ વરતતા એનું મસ્તક કાપી નાંખ્યું.

રથમાંથી કુંડળ સહિત તે પડતું દેખાતું હતું. પુણ્ય ક્ષયને પ્રાપ્ત થઇ સ્વર્ગમાંથી ભ્રષ્ટ થએલો પડે તેમ કપાઇ ગયું છે મસ્તક જેમાંથી એવું શરીર, રથમાંથી નીચે પડયું. રૂધિરેકરી અવસિક્ત છે અંગ જેનાં એવા તે શરીરને જોઈ તમારૂં સૈન્ય, ભાગવા લાગ્યું. વિચિત્ર પ્રકારનું છે કવચ જેનું એવો મદ્રરાજનો નાનો ભાઇ હણાયો, તેને જોઇ કૌરવો, હાહાકાર કરતા ભાગવા લાગ્યા. તેમજ ત્યાગ કર્યું છે જીવિત જેણે એવા તમારી તરફના બીજા યોદ્ધાઓ પણ પાંડવના ભયથી નાસી જવા લાગ્યા. તે રીતે ભાગતા કૌરવો ઉપર હે ભરતર્ષભ! બાણનો વરસાદ કરતો સાત્યકિ, તેમની સામે આવી ઉભો રહ્યો. એ રીતે સામે આવતા દુઃખે કરી સહન થાય નહીં એવા મોટા ધનુષવાળા દુરાસદ તેને હે રાજન્! જલદી હાર્દિક્યે નિર્ભયની પેઠે રોકી રાખ્યો. વૃષ્ણિકુલમાં ઉત્પન્ન થએલા, શ્રેષ્ઠ અશ્વવાળા સિંહની પેઠે બળે કરી ઉત્કટ, સૂર્ય સરખી કાંતિવાળા મહાત્મા એવા હાર્દિકય તથા સાત્યકિ નિર્મળ આભાસવાળા બાણેકરી પરસ્પર આચ્છાદન કરતા હતા. તે વેળાએ વૃષ્ણિસિંહ એવા તે બેઉના આકાશમાં ગયેલા પતંગ જંતુની પેઠે ધનુષમાર્ગે બળથી નાંખેલા બાણને અમે જોતા હતા. તેટલામાં હાર્દિકયે દશ બાણથી સાત્યકિને વિંધી, ત્રણ બાણેકરી એના અશ્વને હણી, નત છે પર્વ જેનું એવા એકેકરી એનું ધનુષ પણ કાપી નાંખ્યું. સર્વ ધનુર્ધર ધરનારમાં શ્રેષ્ઠ શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિએ કપાઇ ગએલા ધનુષનો ત્યાગ કરી, અત્યંત વેગવાન એવું બીજું ધનુષ ગ્રહણ કરી દશ બાણથી હાર્દિકયને સ્તનના મધ્ય ભાગમાં વિંધી તે પછી સારી રીતે મૂકેલા ભલ્લ નામના બાણેકરી રથના યુગ તથા ઇષા નામના દંડને કાપી તેના અશ્વને હણી પડખેથી રક્ષા કરનાર તથા સારથિને પણ હણ્યા. એ રીતે વિરથ થએલા તેને જોઇ હે પ્રભો! પરાક્રમી એવા શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, સત્વર રથમાં બેસાડી તેને એક બાજુ લેઇ ગયા. હે રાજન્! એવી રીતે મદ્રરાજને હણ્યો અને કૃતવર્માને વિરથ કર્યો તેને જોઈ દુર્યોધનનું હણાતાં બાકી રહેલું સર્વ સૈન્ય, રણથી વિમુખ થયું. સૈન્યથી ઉડેલી રજને લીધે બીજાઓ

તે જાણતા ન હતા. હે પુરૂષર્ષભ ! એક મુહૂર્ત પછી વિવિધ પ્રકારના રૂધિર સ્રાવેકરી ઉડેલી રજ પ્રશાંત થઇ; ત્યાર પછી વિમુખ થએલા સૈન્યને તે જોતા હતા, તે વખતે દુર્યોધને પણ પોતાની પાસેથી નાસવા લાગેલા પોતાના સૈન્યને જોઇ વેગેકરી આવતા સર્વ પાંડવોને પોતે એકલે વારી રાખ્યા, તેમજ પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્નને તથા દુરાધર્ષ એવા આનર્તને તીક્ષ્ણ બાણે કરી વારી રાખ્યા. મનુષ્યો આવતા મૃત્યુ સામે જાય નહિ તેમ તેની સામે બીજા કોઇ જતા ન હતા. તેટલામાં હાર્દિક્ય પણ બીજા રથમાં બેસી પાછો આવ્યો. ઉતાવળા થતા મહારથિ યુધિષ્ઠિર રાજાએ, ચાર બાણેકરી કૃતવર્માના અશ્વને હણી સારી રીતે પાએલાં ભલ્લ નામનાં છ બાણેકરી ગૌતમને પણ વિંધ્યા. એટલામાં અશ્વત્થામા, રાજાએ અશ્વ હણી વિરથ કરેલા હાર્દિક્યને પોતાના રથેકરી યુધિષ્ઠિર પાસેથી દૂર લેઇ ગયા. ત્યાર પછી શરદ્વાન પુત્ર કૃપાચાર્યે, છ બાણથી યુધિષ્ઠિરને વિંધો, તીક્ષ્ણ એવાં આઠ બાણેકરી તેમના અશ્વને વિંધ્યો. હે રાજન્ ! હે ભારત ! પુત્ર સહિત તમારા ખરાબ વિચારથી હે મહારાજ ! એ રીતે આ યુદ્ધ નામ માત્ર અવશેષ રહ્યું. મોટું ધનુષ ધરનાર મદ્રેશ શલ્યને કુરૂપુંગવ એવા યુધિષ્ઠિરે સંગ્રામના મધ્યમાં હણ્યો તે જોઇ અત્યંત પ્રસન્ન થએલા અને એકઠા મળેલા પાંડવો, શંખ વગાડવા લાગ્યા. સંગ્રામ વિષે પૂર્વે વૃત્રાસુરનો વધ થયો ત્યારે જેમ ઇન્દ્રને વખાણતા હતા તેમ યુધિષ્ઠિરની સૌ પ્રશંસા કરતા હતા. એકઠા મળેલા તેઓ પૃથ્વીને શબ્દાયમાન કરતા નાનાપ્રકારનાં વાદ્યના શબ્દ કરતા હતા.

**युधिष्ठिरं च प्रशशंसुराजौः पुराकृतवृत्रवधे यथेंद्रं ।**
**चक्रुश्च नानाविधवाद्यशब्दान्निनादयंतो वसुधां समेता ॥**

**इतिश्री महाभारते शल्यपर्वणि शल्यवधे गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥**

## અધ્યાય ૧૮ મો. સંકુલ યુદ્ધ.

**संजय उवाच—शल्येथ निहते राजन् मद्रराजपदानुगाः ।**
**रथाः सप्तशतावीरा निर्ययुर्महतो बलात् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! શલ્ય હણાયો તે જોઇ મદ્રરાજની પાછળ ચાલનાર શૂરવીર એવા સાતસો રથિઓ, મોટા સૈન્યમાંથી બહાર નીકળ્યા. છત્ર જેને માથે ધર્યું છે અને ચામર જેને થાય છે એવા પર્વત સરખા હસ્તિ ઉપર બેઠેલા દુર્યોધને " અરે તમારે જવું નહિ, અરે તમારે જવું નહિ" એ રીતે માદ્રજનોને વાર્યા. દુર્યોધને વારંવાર વારણ કરેલા, યુદ્ધ વિષે કર્યું છે મન જેમણે એવા શૂરવીરો પાંડવના સૈન્યમાં પ્રવિષ્ટ થઇ ધનુષનો શબ્દકરી યુધિષ્ઠિરને હણવા માટે પાંડવ સાથે યુદ્ધ કરવા લાગ્યા. શલ્ય હણાયો અને મદ્રરાજનું પ્રિય ઇચ્છનાર મદ્રકોના મહારથિઓએ ધર્મપુત્રને પીડિત કર્યો, એ વાત સાંભળી મહારથિ અર્જુન ગાંડીવ ધનુષનો શબ્દ કરી રથના ઘોષેકરી સર્વ દિશાઓને પૂરતો ત્યાં આવીને ઉભો રહ્યો. તેમજ ભીમસેન માદ્રીપુત્ર નકુળ સહદેવ, પુરૂષમાં સિંહરૂપ સાત્યકિ, દ્રૌપદી પુત્ર, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડે, તથા સોમક સહિત પાંચાળ, યુધિષ્ઠિરના રક્ષણને ઇચ્છતા સર્વ યોદ્ધાઓએ ચોત-

રફથી તેમને વિંટી લીધા. ચોતરફથી વિંટાયલા પુરૂષમાં શ્રેષ્ઠ પાંડવો, મગરમચ્છ જેમ સમુદ્રને ક્ષોભ પમાડે તેમ સેનાને ક્ષોભ પમાડી, વાયુ જેમ વૃક્ષોને કંપાવે તેમ તમારી તરફના યોદ્ધાઓને કંપાવતા હતા. ત્યાર પછી પૂર્વના વાયુએ કરી મહાનદી ગંગા જેમ ક્ષોભ પામે તેમ પાંડવોની સેના ક્ષોભ પામી. એ રીતે ઘણાક મહાત્મા મહારથિઓ મોટી સેનાને ક્ષોભ પમાડી, 'યુધિષ્ઠિર રાજા કયાં છે, અને શૂરવીર એવા એના કોઇ ભાઇઓ અહિં કેમ દેખાતા નથી?' એમ પૂછવા લાગ્યા. ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રૌપદીના પુત્ર, મહાપરાક્રમી પંચાળ, તથા મહારથિ શિખંડિ વગેરે સર્વે મહારથિ યોદ્ધાઓ, એ રીતે બોલનાર મદ્રરાજની પાછળ ચાલનાર શૂરવીરોને હણવા લાગ્યા. મંથન થયાં છે ચક્ર જેનાં એવા રથવાળા તમારી તરફના યોદ્ધાઓ, સંગ્રામમાં દેખાતા હતા. હે રાજન્! હે ભારત! તમારી તરફના યોદ્ધાઓ, યુદ્ધવિષે પાંડવોને જોઇ તમારા પુત્રે વાર્યા તોપણ વેગથી ભાગવા લાગ્યા. શૂરવીરને સાંત્વના પુરઃસર દુર્યોધને વાર્યા તોપણ કેટલાક મહા રથિઓએ તેની આજ્ઞા પ્રમાણે કર્યું નહિ. તે સમયે વચન બોલવામાં સમર્થ એવો ગાંધાર રાજનો પુત્ર શકુનિ, હે મહારાજ! દુર્યોધન પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યો કે, આપણા જોતાં મદ્રોનું સૈન્ય હણાય છે, સંગ્રામમાં તમે ઉભેલા છતાં તેઓ મરાય એ કંઇ યુક્ત નહિ, વાસ્તે સર્વેએ એકઠા મળી યુદ્ધ કરવું એવા હું શપથ કરૂં છું. હે નૃપ! તમે પણ હણતા એવા શત્રુઓને કેમ સહન કરો છો? શકુનિનાં વચન સાંભળી દુર્યોધને તેને કહ્યું કે, મેં પૂર્વે વાર્યા તોપણ તેમણે મારાં વચન પ્રમાણે કર્યું નહિ, અને પાંડવોની સેનામાં હઠથી ગયા તેથી એ સર્વ હણાયા. દુર્યોધનનાં વચન સાંભળી શકુનિએ તેને કહ્યું કે, અસહનશીલ એવા શૂરવીર સંગ્રામમાં સ્વામિની આજ્ઞા માને નહિ તોપણ એની ઉપર ક્રોધ કરવો નહિ, કેમકે આ વખત ઉપેક્ષા કરવાનો નથી; માટે વાજી, રથ તથા કુંજર સહિત આપણે સર્વ, એકઠા મળી મોટા ધનુષવાળા મદ્રરાજની પાછળ ચાલનારાઓની રક્ષા કરવા સારૂ જઇએ. હે નૃપ! ત્યાં જઈ મોટા યત્નથી આપણે પરસ્પરનું રક્ષણ કરીએ. એમ વિચાર કરી, સર્વે જ્યાં સૈનિકો હતા ત્યાં ગયા.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! શકુનિએ જેને આમ કહ્યું હતું એવો મોટા સૈન્યથી વિંટાયલો રાજા, સિંહનાદેકરી પૃથ્વીને કંપાવતો હોય નહિ તેની પેઠે જવા લાગ્યો. તે વખતે હે ભારત! 'હણો, વિંધો, ગ્રહણ કરો, પ્રહાર કરો, કાપો,' એવો ભયંકર શબ્દ, તમારા સૈન્યમાં થતો હતો. પાંડવો તો સંગ્રામવિષે મદ્રરાજની પાછળ ચાલનાર મદ્રકોને જોઇ મધ્યમ ટુકડી પ્રત્યે રહી તેમની સામે જઇ ઉભા. હે વિશાંપતે! પછી શૂરવર એવા તેમણે હસ્તાહસ્તિ યુદ્ધ કરી હણેલા મદ્રરાજની પાછળ ચાલનાર યોદ્ધાઓ સંગ્રામમાં હણાયા દેખાતા હતા. એ રીતે અમે ગયા તોય વેગવાન મદ્ર હણાયા. તે વખતે પ્રસન્ન થએલા એકઠા મળેલા શત્રુઓ કિલકિલ શબ્દ કરતા હતા. સંગ્રામના મધ્યમાં ઉભાં થએલાં માથાં વિનાનાં ધડ ચોતરફ દેખાતાં હતાં. આદિત્ય મંડળના મધ્યમાં થઇ મોટું ઉંબાડિયું પડતું હતું, ભાગેલા રથ, યુગ, આરા તથા પડેલા અશ્વેકરી રણભૂમિ ઢંકાઇ ગઈ હતી. હે મહારાજ! રણાંગણમાં વાતાયમાન છે તુરંગ જેના એવા યોદ્ધાઓ તે તે ઠેકાણે દેખાતા હતા. રણસંગ્રામમાં હણાયાં છે ચક્ર જેનાં એવા રથને કેટલાક ઘોડાઓ વહન કરતા હતા. કેટલાક ઘોડાઓ, અર્ધા રથને ગ્રહણ કરી દશે દિશાઓમાં ભમતા હતા. ચોખડા સહિત કેટલાક ઘોડાઓ તે તે ઠેકાણે ભમતા દેખાતા હતા. પુણ્યનો ક્ષય થવાથી સ્વર્ગમાંથી સિદ્ધ દેવતાઓ પડતા હોય તેની પેઠે કેટલાક શ્રેષ્ઠ પુ-

રૂપો રથમાંથી નીચે પડતા દેખાતા હતા. એ રીતે શૂરવીર એવા મદ્રરાજની પાછળ ચાલનારા હણાયા ત્યારપછી સામે આવતા અમને જોઇ જયને ઇચ્છતા, પ્રહાર કરનાર, લબ્ધ છે લક્ષ જેમણે એવા મહારથિ પાંડવો વેગેકરી અમારી સામે આવી વળી અમને મળી શંખના શબ્દ સાથે બાણના શબ્દ કરી, ધનુષને હલાવતા મોટા સિંહનાદ કરવા લાગ્યા. તે વખતે હણાએલા એવા મોટા મદ્રરાજના સૈન્યને તથા સંગ્રામમાં પાડેલા શૂરવીર મદ્રરાજને જોઇ વિમુખ થએલું દુર્યોધનનું સર્વ સૈન્ય, હે મહારાજ! દૃઢ ધનુષવાળા જયશીલ પાંડવોએ હણવા માંડેલું તથા ભમાવેલું અને સંભ્રાંત થએલું દિશાઓ પ્રત્યે નાસી જવા લાગ્યું.

**वध्यमानं महाराज पांडवैर्जितकाशिभिः ।**
**दिशो भेजेथ संभ्रांतं भ्रामितं दृढधन्विभिः ॥**

**इतिश्री महाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥ १८ ॥**



## અધ્યાય ૧૯ મો. સંકુલ યુદ્ધ. [ચાલુ]

**संजय उवाच—पातिते युधि दुर्धर्षे मद्रराजे महारथे ।**
**तावकास्तवपुत्राश्च प्रायशो विमुखाभवन् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! યુદ્ધમાં દુર્ધર્ષ એવા મહારથિ મદ્રરાજને રણમાં પાડ્યો તે જોઇ તમારી તરફના યોદ્ધાઓ તથા તમારા પુત્ર, બહુ દુ:ખી થયા. તે વેળાએ અગાધ સમુદ્રમાં ભાગ્યું છે નાવ જેમનું એવા હોડી વગરના પારને ઇચ્છતા વ્યાપારિઓ સિંહથી પીડાયલા મૃગોની પેઠ, ભાગી ગયાં છે શીંગડાં જેમનાં એવા વૃષભ તથા વીખરાઇ ગયા છે દાંત જેમના એવા હસ્તિઓ, ત્રાસ પામે તેમ મહાત્મા યુધિષ્ઠિરે શૂરવીર મદ્રરાજને હણ્યા પછી બાણથી ક્ષત થએલા નાથને ઇચ્છતા અનાથ એવા શત્રુએ જીતેલા ત્રાસ પામેલા અમે, મધ્યાન્હ સમયે સંગ્રામમાંથી પાછા વળ્યા. તે સમયે હે રાજન્! સૈન્યનું સંધાન કરવામાં તથા પરાક્રમ કરવા વિષે ફરીથી કોઇ પણ યોદ્ધાની મતિ થતી ન હતી. હે ભારત! ભીષ્મ, દ્રોણ તથા સૂતપુત્ર કર્ણ હણાયો તે વખતે હે વિશાંપતે! તમારા યોદ્ધાઓને જે દુ:ખ તથા જે ભય થયો તે ભય તથા તે શોક શલ્ય હણાયાથી અમને પણ ન થયો. મહારથિ શલ્ય હણાયો ત્યાર પછી, જયવિષે નિરાશ, હણાયા છે શૂરવીર જેમના એવા, તીક્ષ્ણ બાણેકરી હણાયલા તમારી તરફના યોદ્ધાઓ, ભયથી આમતેમ નાસવા લાગ્યા તેમાં કેટલાક ઘોડા ઉપર, કેટલાક હસ્તિ ઉપર તથા કેટલાક મહારથિઓ વેગથી રથ ઉપર ચઢી ભાગવા લાગ્યા. અંકુશ તથા અંગુઠાથી ચલાવેલા પ્રહાર કરનાર, પર્વત સરખા રૂપવાળા બે હજાર હસ્તિઓ ભાગવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ! એ રીતે તમારા યોદ્ધાઓ, સંગ્રામ છોડી દઇ દિશાઓ તરફ ભાગતા હતા. દોડતા, શ્વાસોચ્છ્વાસ કરતા, બાણથી હણાયલા, હણાયો છે ઉત્સાહ જેમનો એવા પરાજય પામેલા યોદ્ધાઓને અમે જોતા હતા. જય ઇચ્છતા એવા પાંડવ તથા પંચાલ સામે આવતા હતા, ને બાણશબ્દ સાથે મળેલા પુષ્કળ સિંહનાદ તથા દારૂણ એવા શૂરવીરોના શંખના શબ્દ થતા હતા. એવી રીતે ભયથી સંત્રસ્ત થએલા તથા ભંગાણ પડેલા કૌરવના સૈન્ય જોઇ, પાંડવ સહિત પાંચાલ પરસ્પર

ભાષણ કરતા હતા કે આજ સત્ય ધૃતિવાળા યુધિષ્ઠિર, હણાયા છે શત્રુ જેના એવા થયા. આજ દુર્યોધન, પ્રદીપ્ત એવી રાજલક્ષ્મીથી હીન થયો. આજ ધૃતરાષ્ટ્ર રાજા, પુત્ર હણાયો એમ સાંભળી વિહ્વળ થઇ પૃથ્વીવિષે પડેલા દુઃખને પ્રાપ્ત થાઓ. આજ પાપ કરનાર દુર્બુદ્ધિવાળો તે, કુંતિપુત્ર યુધિષ્ઠિરને સર્વ ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ જાણો. આજ દુર્મેધાવાળો તે પોતાના આત્માની નિંદા કરી હિતનાં વચન કહેતા એવા વિદુરનાં સત્ય વચનને યાદ કરો; આજથી યુધિષ્ઠિરના ચાકરની પેઠે આચરતો તે, પાંડવને જે દુઃખ પ્રાપ્ત થયું હતું તે જાણો. આજ મહીપતિ એવો તે શ્રીકૃષ્ણના માહાત્મ્યને જાણો, તેમજ આજ સંગ્રામમાં ઘોર એવા અર્જુનના ધનુર્ઘોષને પણ સાંભળો. ઇન્દ્ર જેમ અસુરના સૈન્યને હણે તેમ યુદ્ધમાં દુર્યોધન હણાયાથી આજ ધૃતરાષ્ટ્રરાજા, મહાત્મા ભીમસેનના સર્વ અસ્ત્રબળને, બાહુબળને તથા ઘોર એવા શરીરબળને પણ જાણશે. દુઃશાસનના વધ વખતે ભીમસેને જે કર્મ કર્યું છે તે કર્મ આલોકમાં મહાબળવાન ભીમસેન વિના બીજો કોઇપણ કરનાર નથી. આજ દેવતાઓએ પણ દુઃસહ એવા મદ્રરાજને હણાયો સાંભળી ધૃતરાષ્ટ્ર રાજા, મોટા શૂરવીરો સાથે શૂરવીર એવો સુબલપુત્ર શકુનિ હણાયો. એમ સાંભળી સંગ્રામમા માદ્રીપુત્ર નકુલ સહદેવ, અતિદુઃસહ છે એમ સમજશે. જેમના યોદ્ધા અર્જુન, સાત્યકિ, ભીમસેન, પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલો ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પાંચ પુત્ર, માદ્રીપુત્ર નકુલસહદેવ, મોટા ધનુષવાળો શિખંડિ, તથા યુધિષ્ઠિરરાજા છે, તેમનો જય કેમ ન થાય, તેમજ જેમના નાથ પણ જગતના નાથ એવા જનાર્દન શ્રીકૃષ્ણ છે અને ધર્મનો જેમને આશ્રય છે તેમનો જય કેમ ન થાય? ભીષ્મ, દ્રોણ, કર્ણ, મદ્રરાજા તથા શૂરવીર એવા બીજા પણ સેંકડો તથા હજારો રાજાઓને સંગ્રામ વિષે જીતવા સમર્થ પાર્થ જેવા બંધુવગર યુધિષ્ઠિર વિના બીજો કોણ સમર્થ થાય? કેમકે સદાય સત્ય તથા યશના નિધિ એવા ઋષીકેશ ભગવાન જેના નાથ છે, એ રીતે પરસ્પર બોલતા મોટા હર્ષયુક્ત સંસૃષ્ટ થઇ ભાગ્યા એવા તમારા યોદ્ધાઓની પાછળ દોડતા હતા. તેમાં પરાક્રમી અર્જુન, રથસૈન્ય સામે દોડયા. માદ્રીપુત્ર નકુળ સહદેવ તથા સાત્યકિ શકુનિ સામે ગયા. ભીમસેનના ભયથી પીડિત ભાગતા એવા તે સર્વને જોઇ, દુર્યોધનરાજા, વિજય વાસ્તે પોતાના સારથિ પ્રત્યે કહેવા લાગ્યો કે, હાથમાં ધનુષ લેઇ ઉભેલા મને અર્જુન અતિક્રમણ કરે નહિ વાસ્તે સર્વ સૈન્યની પાછળ મારા અશ્વને ચલાવ; કેમકે પાછળથી યુદ્ધ કરતા મને કુંતિપુત્ર મહોદધિ જેમ કિનારાને અતિક્રમણ કરે નહિ તેમ અતિક્રમણ કરવાનો ઉત્સાહ કરશે નહિ. હે સૂત! પાંડવોએ નસાડેલાં મોટાં સૈન્યને જોઇ ચોતરફથી ઉડતી સૈન્ય સંબંધી આ રજને જો, તેમજ ભય કરનાર એવા ઘણાક સિંહનાદને સાંભળ. વળી હે સૂત! ધીરેથી અશ્વને ચલાવી પાછળથી રક્ષા કર. સંગ્રામમાં હું ઉભો રહી પાંડવને રોકીશ એટલે પરાક્રમથી મારૂં સૈન્ય પાછું આવશે. તમારા પુત્રનાં શૂર તથા આર્યસરખાં વચન સાંભળી સારથિએ સુવર્ણની જાળમાં ઢંકાઇ ગએલા અશ્વને ધીરે ધીરે આગળ ચલાવ્યા. ગજ, અશ્વ તથા રથેકરી હીન, ત્યાગ કર્યો છે આત્મા જેમણે એવા, નાના દેશમાં ઉત્પન્ન થએલા, નાના નગરમાં નિવાસ કરનારા, મોટા યશની પ્રાર્થના કરતા એકવીશ હજાર પાયદળ યોદ્ધાઓ યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા. સંસૃષ્ટ થઇ આવતા એવા તેમનો પરસ્પર ભયાનક ઘોરરૂપ અતિ મોટો સંમર્દ થયો. હે રાજન્! ભીમસેને તથા પાર્ષત એવા ધૃષ્ટદ્યુમ્ને ચતુરંગ સૈન્યેકરી નાના દેશમાં રહેનારા યોદ્ધાઓને વારી રાખ્યા તેમજ વીરલોકપ્રત્યે જવાને ઇચ્છતા યુદ્ધમાં દુર્મદ અત્યંત ક્રોધાયમાન થએલા બીજા પાયદળો સિંહ

નાદ સાથે બાહુશબ્દકરી ભીમસેનને ઘેરી તેનીજ સામે ઉભા રહ્યા. એ રીતે કરી બીજી વાત ન કરતાં તમારી તરફના યોદ્ધાઓ ચોતરફથી ભીમસેનને ઘેરી તેને હણવા લાગ્યા. સંગ્રામમાં તેમણે હણવા માંડેલા પદાતિગણથી વિંટાયલો તે, મૈનાકપર્વતની પેઠે સ્થાનકથી ચલાયમાન થયો નહિ. હે મહારાજ ! પાંડવના મોટા રથને નિગ્રહ કરવા પ્રવર્તમાન થએલા ક્રોધાયમાન એવા તે, બીજા યોદ્ધાઓને પણ વારવા લાગ્યા. ચોતરફ ઉભેલા તે પાયદળોને જોઇ ક્રોધાયમાન થએલો પુરૂષમાં શ્રેષ્ઠ ભીમસેન રથમાંથી નીચે ઉતરી, સુવર્ણથી શોભતી મોટી ગદાને ગ્રહણ કરી હાથમાં દંડ લેઇ ઉભેલા કાળની પેઠે તમારી તરફના યોદ્ધાઓને હણવા લાગ્યો. રથ તથા અશ્વેકરી હીન એવા તે એકવીશ હજાર પાયદળરૂપ પુરૂષ સૈન્યને હણી સત્ય છે પરાક્રમ જેનું એવો ભીમસેન, ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી વળી બીજે સ્થાનકે જઇ દેખાતો હતો. એ રીતે ભીમસેને હણેલા રૂધિરેકરી વ્યાપ્ત છે અંગ જેમનાં એવા, રણભૂમિવિષે સુતેલા, વીર પુરુષો વાયુએ કરી ભાંગેલાં અત્યંત પુષ્પિત એવા કર્ણિકારના વૃક્ષ શોભે તેમ શોભતા હતા નાનાપ્રકારના શસ્ત્રયુક્ત, નાના પ્રકારના કુંડળ ધરનારા, નાનાપ્રકારની જાતિથી ઉત્પન્ન થએલા, નાનાપ્રકારનાં દેશમાંથી આવેલા પાયદળો ત્યાં હણાયાં. પતાકા તથા ધ્વજેકરી ઢંકાઇ ગએલું, ભયને વહેનાર, નાશ પામેલું ઘોરરૂપ એવું પાયદળોનું મોટું રૌદ્રસૈન્ય ત્યાં હતું. યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં એવા સૈન્યસહિત પાંડવ તરફના મહારથિઓ, મહાત્મા એવા તમારા પુત્ર દુર્યોધન સામે દોડ્યા. તે સર્વ પાંડવ તરફના યોદ્ધાઓ મોટાં છે ધનુષ જેમનાં એવા વિમુખ થએલા તમારી તરફનાઓને જોઇને તમારા પુત્રને કિનારો જેમ સમુદ્રને અતિક્રમણ કરે નહિ તેમ અતિક્રમણ કરતા ન હતા. તમારા પુત્રનું અદ્ભુત એવું તે પૌરૂષ અમે જોતા હતા, જે એકલા એને એકઠા મળેલા પાંડવો પણ અતિક્રમણ કરવા સમર્થ થતા ન હતા. અતિ દૂર ગએલાં નહિ તથાપિ પલાયન કરવાવિષે કરી છે બુદ્ધિ જેમણે એવાં અત્યંત ક્ષત થએલાં પોતાનાં સૈન્યને દુર્યોધન રાજા આવી રીતે કહેવા લાગ્યો કે, જ્યાં ગએલા તમને પાંડવો હણે નહિ એવા પૃથ્વી તથા પર્વતવિષે કોઇપણ દેશને હું જોતો નથી. એમનું સૈન્ય પણ થોડું બાકી રહ્યું છે અને શ્રીકૃષ્ણ તથા અર્જુન પણ અત્યંત ક્ષત થએલા છે, માટે જો આપણે બધા ઉભા રહિએ તો જરૂર આપણો જય થાય. નહિ તો ભેદ પામી ભાગેલા તમને, કર્યું છે વિપ્રિય જેમનું એવા પાંડવ, પાછળ આવી હણશે, માટે સંગ્રામમાં મરવું એ આપણું કલ્યાણ છે. હે ક્ષત્રિયો ! જેટલા તમે અહિં આવ્યા છો, તે બધા મારાં વચન સાંભળો. જ્યારે શૂર તથા ભીરૂને પણ કાળ મારે છે ત્યારે ક્ષત્રિય એવો મૂઢપુરૂષ કોણ હોય કે જે યુદ્ધ ન કરે, માટે ક્રોધાયમાન થએલા ભીમસેનની આગળ ઉભું રહેવું એજ આપણું શ્રેય છે; કેમકે ક્ષાત્રધર્મેકરી યુદ્ધ કરનારને સાંગ્રામિક મૃત્યુ સુખરૂપ છે, ઘરવિષે રહેનાર મનુષ્યોને પણ મરવું તો છેજ, ને ક્ષાત્રધર્મેકરી યુદ્ધ કરનારને આ સનાતન મૃત્યુ તો છેજ પણ સંગ્રામમાં યુદ્ધ કરનારા શત્રુને હણે તો આલોકવિષે સુખ ભોગવે, અને હણાયલા મુવા પછી મોટાં ફળને પ્રાપ્ત થાય. હે કૌરવો ! યુદ્ધધર્મથી ઉત્તમ બીજો કોઇપણ સ્વર્ગનો માર્ગ નથી, કેમકે થોડા વખતમાં યુદ્ધવિષે હણાયલો ઉત્તમ લોકને પામે છે. દુર્યોધનનાં વચન સાંભળી તેનાં વખાણ કરી રાજાઓ ઉઘાડાં શસ્ત્ર ધરેલા પાંડવો સામે પાછા આવ્યા. તેમને આવતા જોઈ વ્યૂહરચના કરેલા, પ્રહાર કરનાર જયને ઇચ્છતા અત્યંત ક્રોધાયમાન થયેલા પાંડવો, તેમની સામે આવ્યા પરાક્રમી અર્જુન સંગ્રામમાં ત્રણ લોકવિષે વિખ્યાત એવું ગાંડીવ ધનુષ ખેંચતાં રથેકરી સામે આવ્યો.

માદ્રીપુત્ર નકુલ સહદેવ તથા મહા બળવાન સાત્યકિ, શકુનિ પ્રત્યે આવ્યા. એ રીતે સાવધાન એવા હૃષ્ટ થએલા તે બધા તમારા સૈન્ય સામે વેગે કરી આવ્યા.

**माद्रीपुत्रौ च शकुनिं सात्यकिश्च महाबलः ।**
**जवेनाभ्यपतन् हृष्टायत्तावतावकं बलं ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां एकोनविंशोऽध्यायः ॥ १९ ॥**

## અધ્યાય ૨૦ મો. શાલ્વનો વધ.

**संजय उवाच—सन्निवृत्ते जनौघे तु शाल्वोम्लेच्छगणाधिपः ।**
**अभ्यवर्ततसंक्रुद्धः पांडवानां महद्बलम् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એવી રીતે મનુષ્યના ઓઘ સારી રીતે નિવૃત્ત થયા પછી, સંક્રુદ્ધ થએલો મ્લેચ્છગણનો અધિપતિ શાલ્વ, પાંડવોના મોટા સૈન્ય સામે આવી ઉભો રહ્યો. રાજાઓમાં શ્રેષ્ઠ એવો તે, મદ્રકુળમાં ઉત્પન્ન થયેલો, દુર્યોધને નિરંતર સારી રીતે સત્કાર કરેલો શાસ્ત્રનો નિશ્ચય જાણનારાઓએ સારી રીતે કલ્પેલા સંગ્રામમાં વહન કરવાલાયક, શત્રુગણને મર્દન કરનાર, ઐરાવત સરખા મદોન્મત, પર્વતસરખા મદ ઝરતા અત્યંત મોટા હસ્તિઉપર બેસી પ્રાતઃકાળે ઉદય પર્વતઉપર રહેલા સૂર્યસમ શોભતો તે, શ્રેષ્ઠ હસ્તિએકરી હે રાજન્! એકઠા મળેલા પાંડવો સામે આવ્યો ત્યાર પછી, મહેન્દ્રના વજ્રસરખા વેગવાન અત્યંત ઘોર ને તીક્ષ્ણ બાણેકરી વિદારણ કરતા તથા મહાસંગ્રામમાં બાણ ફેંકી યોદ્ધાઓને યમલોક પ્રત્યે મોકલતા, એના છિદ્રને પૂર્વે ઐરાવત ઉપર બેઠેલા વજ્ર ધરનાર ઇન્દ્રના છિદ્રને પ્રથમ સેનાના વિમર્દમાં જેમ દૈત્ય તથા દેવતાઓ દેખતા ન હતા તેમ પોતાના તથા પારકાઓ જાણતા ન હતા. પાંડવ, સોમક તથા સૃંજય, હજારો સ્થાનકે વિચરતા મહેન્દ્રના હસ્તિસરખા એક હસ્તિને ચોતરફ જોતા હતા. તે સમયે નસાડેલું મૃતસરખું પારકાઓનું સૈન્ય પરસ્પર મર્દન થવાથી સંગ્રામમાં એક સ્થાનકે ઉભું રહી શકતું ન હતું. એ રીતે શાલ્વરાજાએ તત્કાળ નસાડેલી હસ્તિના વેગને પાર ન પામતી પાંડવોની મોટી સેના ચારે દિશાઓમાં દોડવા લાગી. સેનાને દોડતી જોઈ તમારી તરફના મુખ્ય એવા સર્વ યોદ્ધાઓ, તે રાજાનાં વખાણ કરતા ચંદ્રસરખા શંખને વગાડવા લાગ્યા. શંખના શબ્દ સાથે થતા કૌરવોના હર્ષયુક્ત શબ્દને સાંભળી તે સહન ન કરી શકતો એવો પાંડવ તથા સૃંજયનો સેનાપતિ મહાત્મા પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન. ઉતાવળે પોતાના જય વાસ્તે, શત્રુના સમાગમ વખતે જંભાસુર, જેમ ઇન્દ્રના ઐરાવત હસ્તિ સામે ગયો હતો તેમ તે હસ્તિ સામે ગયો. યુદ્ધવિષે સામે આવતા પંચાલ પુત્રને જોઇ રાજામાં સિંહરૂપ શાલ્વે, દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્નના વધ વાસ્તે હસ્તિને તેની સામે ચલાવ્યો. ધૃષ્ટદ્યુમ્ને પણ પોતા સામે આવતા હસ્તિને સરાણિએ સજેલા પ્રજ્વલિત ઉગ્ર વેગવાળા અગ્નિસરખા નારાચ નામના ત્રણ બાણેકરી વિંધી વળી મહાત્મા એવા તેણે, તે હસ્તિના કુંભસ્થળવિષે નારાચ નામનાં બીજાં પાંચસો બાણ માર્યાં. વિંધાયલો તે મોટો હસ્તિ, સંગ્રામમાંથી પાછો ફરી

**નાસવા લાગ્યો.** એ રીતે વિંધાયલા હસ્તિને શાલ્વરાજાએ ચાબુક તથા અંકુશથી પાછો વાળી પંચાલ રાજાના રથ ઉપર ચલાવ્યો. પોતાના રથ ઉપર આવતા તે હસ્તિને જોઇ ભયેકરી વિહ્વળ છે અંગ જેનું એવો શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન, વેગેકરી રથમાંથી નીચે ઉતરી હાથમાં ગદા લેઇ સામે ઉભો રહ્યો. તેટલામાં તો તે મોટા હસ્તિએ અશ્વ તથા સારથિસહિત સુવર્ણથી શોભિતાં છે અંગ જેનાં એવા તે રથને મર્દન કરી સૂંઢથી ઉંચો ઉપાડી મોટો શબ્દ કરતાં પૃથ્વીપર પછાડયો. તે શ્રેષ્ઠ હસ્તિએકરી પીડિત થએલા પંચાલરાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને જોઇ તત્કાળ ભીમ, શિખંડિ તથા સાત્યકિ, આદિ યોદ્ધાએ વેગેકરી તેની સામે દોડી, બાણેકરી સામે આવતા તે હસ્તિના વેગને રોકયો. મહારથિ એવા તેમણે સંગ્રામમાં વાર્યો તોપણ તે હસ્તિ ચલાયમાન થયો નહિ અને તેની ઉપર બેઠેલા શાલ્વરાજાએ તો સૂર્ય, જેમ પોતાના કિરણ સમુદાયનો ચોતરફ વિસ્તાર કરે તેમ ચોમેર બાણનો વર્ષાદ કર્યો. તે બાણેકરી હણાયલા રથિઓ, આમતેમ નાસવા લાગ્યા. શાલ્વના કર્મને જોઇ પાંચાલપુત્ર તથા સૃંજય, હાહાકાર શબ્દ કરતા તે હસ્તિને રૂંધવા લાગ્યા, એટલામાં શૂરવીર એવો પંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ન, પર્વતના શિખર સરખી ગદા ગ્રહણ કરી હે ભારત ! શત્રુનો ઘાત કરનાર શૂરવીર એવો તે, વેગેકરી હસ્તિ સામે ગયો. સામે જઇ વેગવાન એવા પંચાલરાજાના પુત્રે, મેઘ સરખા પ્રકાશવાળા પર્વત સરખા મદ ઝરતા તે હસ્તિને ગદા ઉગામી અત્યંત હણ્યો. ભેદાયું છે મોટું કુંભસ્થળ જેનું એવો પર્વત સરખો તે હસ્તિ, શબ્દ કરી મુખમાંથી રૂધિરનું વમન કરતો પૃથ્વીના કંપથી ચલાયમાન થએલો પર્વત જેમ પડે પતેમ પૃથ્વી વિષે પડયો. એ હસ્તિને પાડયો અને તમારા પુત્રનું સૈન્ય હાહાકાર કરવા લાગ્યું, તેટલામાં શિનિકુળમાં અત્યંત શ્રેષ્ઠ એવા સાત્યકિએ તીક્ષ્ણ એવા ભલ્લ નામના બાણેકરી શાલ્વનું મસ્તક કાપી નાંખ્યું. યુદ્ધમાં સાત્વત એવા સાત્યકિએ હણ્યું છે ઉત્તમાંગ જેનું એવો તે, હસ્તિરાજ સહિત ઇન્દ્રે મોકલેલા વજ્રેકરી હણાયલું અત્યંત મોટું પર્વતનું શિખર પડે તેમ પૃથ્વી ઉપર પડયું.

**हृत्तोत्तमांगो युधि सात्वतेन पपात भूमौ सहनागराज्ञा ।**
**यथाद्रिशृंगं सुमहत्प्रणुन्नं वज्रेण देवाधिपचोदितेन ॥**

**इतिश्री महाभारते शल्यपर्वणि शाल्ववधे गुर्जरभाषायां विंशतितमो ऽध्यायः ॥ २० ॥**



## અધ્યાય ૨૧ મો. સાત્યકિને કૃતવર્માનું યુદ્ધ.

**संजय उवाच—तस्मिंस्तु निहते शूरे शाल्वे समितिशोभने ।**
**तवा भज्यद्बलं वेगाद्वातेनेव महाद्रुमः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! સંગ્રામને શોભાવનાર શૂરવીર એવો શાલ્વ હણાયો તેને જોઇ વાયુએકરી મોટું વૃક્ષ ભાગે તેમ વેગે કરી તમારૂં સૈન્ય ભાગવા લાગ્યું. ભાગવા માંડેલા તે સૈન્યને જોઇ મહા બળવાન તથા મહારથિ એવા શૂરવીર કૃતવર્માએ શત્રુના સૈન્યને વારી રાખ્યું. હે રાજન્ ! પર્વતની પેઠે, સ્થિર થઇ ઉભેલા બાણેકરી વ્યાપ્ત છે શરીર જેનું એવા કૃતવર્માને જોઇ તમારી તરફના શૂરવીર પાછા વળી આવ્યા. ત્યાર પછી હે મહારાજ ! મૃ-

ત્સુમય છોડી દઇ પાછા આવેલા કૌરવોનું પાંડવ સાથે યુદ્ધ પ્રવર્તમાન થયું. તેમાં સાત્વત એવા કૃતવર્માનું પારકાઓ સાથે આશ્ચર્યરૂપ યુદ્ધ થયું, જે એકલા તેણે દુરાસદ એવી પાંડવની સેનાને વારી રાખી. એવી રીતે તેણે દુષ્કર કર્મ કર્યું તે જોઇ પરસ્પર સંબંધી એવા પ્રહૃષ્ટ થએલા તેમનો સ્વર્ગને સ્પર્શ કરે એવો મોટો સિંહનાદ થયો. તે શબ્દે કરી ત્રાસ પામેલા પંચાલોને જોઇ હે ભરતર્ષભ ! મહાબાહુ એવા સાત્યકિએ ત્યાં આવી મહા બળવાન એવા ક્ષેમમૂર્તિ રાજાને મળી તીક્ષ્ણ એવાં સાત બાણેકરી એને યમલોક પ્રત્યે મોકલી દીધો. તીક્ષ્ણ એવા બાણ નાખતા તથા સામે આવતા એવા મહાબાહુ સાત્યકિને જોઇ વેગેકરી બુદ્ધિમાન એવો હાર્દિક્ય તેની સામે ગયો. તે સમયે રથિમાં શ્રેષ્ઠ, ધનુષ ધરનાર, શ્રેષ્ઠ એવાં શસ્ત્ર ધારણ કરેલા મહા પરાક્રમી સાત્વત એવા તે બેઉ, પરસ્પર સામસામે લડતા હતા. તે બેઉના એવા ઘોર સમાગમ વિષે પંચાલ સહિત પાંડવ તથા યોદ્ધાઓ એવા બીજા રાજાઓ પણ પ્રેક્ષક થયા. વૃષ્ણિ તથા અંધકકુળમાં મહારથિ એવા તે બેઉ, પ્રહૃષ્ટ થએલા બે મોટા હસ્તિની પેઠે નારાચ તથા વત્સદંત નામના બાણેકરી અન્યોન્ય હણતા હતા. એ રીતે વિવિધ પ્રકારના માર્ગ પ્રત્યે વિચરતા હાર્દિક્ય તથા સાત્યકિ, પરસ્પર બાણવૃષ્ટિએકરી વારંવાર અંતર્ધાન થતા હતા. ધનુષનો વેગ તથા બળથી મૂકેલા પતંગ નામના જંતુની પેઠે આકાશમાં વિચરતા વૃષ્ણિકુળમાં સિંહ એવા તે બેઉના બાણને અમે જોતા હતા. તેટલામાં સત્ય છે કર્મ જેનાં એવા સાત્યકિને આગળ વધી કૃતવર્માએ તીક્ષ્ણ એવા ચાર બાણેકરી ચાર ઘોડાઓને વિંધ્યા. અંકુશેકરી પીડિત કરેલા હસ્તિની પેઠે, સંક્રુદ્ધ થએલા મહાબાહુ સાત્યકિએ ઉત્કૃષ્ટ એવાં આઠ બાણેકરી કૃતવર્માને વિંધ્યો. કૃતવર્માએ પણ શિલા ઉપર તીક્ષ્ણ કરેલાં કર્ણપર્યંત ધનુષ્ય ખેંચી મૂકેલાં ત્રણ બાણેકરી સાત્યકિને હણી બીજા એક બાણેકરી એનું ધનુષ કાપી નાંખ્યું. કપાઇ ગએલા શ્રેષ્ઠ ધનુષનો ત્યાગ કરી શિનિકુળમાં શ્રેષ્ઠ સર્વ ધનુષ ધરનારમાં ઉત્તમ, મહા બળવાન તથા મહા પરાક્રમી એવા સાત્યકિએ વેગેકરી બાણ સહિત બીજું ધનુષ ગ્રહણ કરી કૃતવર્માએ કરેલા ધનુષચ્છેદનને ન સહન કરી શકતા કંપિત થએલા અતિરથ એવા તેણે કૃતવર્મા સામે જઇ અત્યંત તીક્ષ્ણ દશ બાણેકરી તેના સારથિ, અશ્વ તથા ધ્વજને હણ્યો. હે રાજન્ ! મોટા ધનુષવાળા મહારથિ કૃતવર્માએ હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવા સુવર્ણથી શોભિતા રથને જોઇ મોટા ક્રોધથી આવિષ્ટ થએલા તેણે ત્રિશૂલ ઉગામી હે મારિષ ! હાથના વેગેકરી શિનિકુળમાં શ્રેષ્ઠ એવા તેની ઉપર તેને હણવાની ઇચ્છાથી ત્રિશૂલ નાંખ્યું. તે સાત્વત એવા સાત્યકિએ તીક્ષ્ણ બાણથી ભેદી માધવ એવા કૃતવર્માને જાણે મોહ પમાડતો હોય નહિ તેની પેઠે ચૂર્ણિત કરી નાખ્યું. બીજા ભલ્લ નામના બાણેકરી એને હૃદય વિષે તાડન કર્યો. એ રીતે સાત્યકિએ હણ્યા છે અશ્વ તથા સારથિ જેના એવો કૃતવર્મા પૃથ્વીપર પડયો. તેને જોઇ સર્વ સૈન્યને મોટો ભય ઉત્પન્ન થયો અને તમારા પુત્રને પણ અત્યંત ખેદ ઉત્પન્ન થયો. શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિને હણવા ઇચ્છતા કૃપાચાર્ય ત્યાં સામે આવી સર્વ ધનુષ ધરનાર જોતાં મહાબાહુ એવા કૃતવર્માને પોતાના રથમાં બેસાડી સંગ્રામમાંથી દૂર લઇ ગયા, દુર્યોધનનું બધું સૈન્ય પાછું વિમુખ થયું. તેને સૈન્યથી ઉડતી રજેકરી વિંટાયલા બીજાઓ તો જાણતા પણ ન હતા. હે રાજન્ ! તમારી તરફના તો એક દુર્યોધન રાજા વગર બધા નાસવા લાગ્યા. દુર્યોધન રાજાએ એકલે પોતાની પાસે થઇ ભાગતા એવા પોતાના સૈન્યને જોઇને વેગથી તેની સામે જઇ બધાઓને વારી રાખી દુરાધર્ષ એવા

સંનદ્ધ થએલા તેણે, સર્વ પાંડવ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ, દ્રૌપદીના પુત્રો, પંચાલ, કેકય, સોમક તથા સૃંજયો ઉપર તીક્ષ્ણ એવાં ઘણાં બાણ નાંખી સાવધાન એવો મહા બળવાન તમારો પુત્ર સંગ્રામમાં ઉભો રહ્યો. એ રીતે દુર્યોધન રાજા, યજ્ઞ વિષે મંત્ર કરી પુનિત એવો પ્રકાશવાન મોટો અગ્નિ જેમ ચોતરફ ફેલાય તેમ સંગ્રામમાં ચોતરફ દેખાતો હતો. સંગ્રામ વિષે બીજા શત્રુઓ, મનુષ્યો જેમ મૃત્યુ સામે ન જાય, તેમ તેની સામે જતા ન હતા, એટલામાં બીજા રથવિષે બેસી હાર્દિક્ય પણ ત્યાં ગયો.

तं परेनाभ्यवर्ततमर्त्या मृत्युमिवाहवे ।
अथान्यं रथमास्थाय हार्दिक्यः समपद्यत ॥

इतिश्री महाभारते शल्यपर्वणि सात्यकिकृतवर्मयुद्धे गुर्जरभाषाया मेकविंशोऽध्यायः ॥ २१ ॥

## અધ્યાય ૨૨ મો. સંકુલ યુદ્ધારંભ.

संजय उवाच—पुत्रस्तु ते महाराज रथस्थो रथिनांवरः ।
दुरुत्सहो बभौ युद्धे यथा रुद्रः प्रतापवान् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ! રથમાં બેઠેલો રથિમાં શ્રેષ્ઠ દુરૂત્સહ અને પ્રતાપવાન્ તમારો પુત્ર યુદ્ધવિષે રૂદ્ર સમ શોભતો હતો. તેનાં હજારો બાણેકરી રણભૂમિ ઢંકાઇ ગઇ હતી, ને મેઘ જેમ ધારાએકરી પર્વતપર સિંચન કરે તેમ તેણે બાણધારાઓથી શત્રુને સિંચન કર્યા. તે વખતે પાંડવના સૈન્યરૂપ સમુદ્રમાં તેના બાણેકરી ક્ષત થએલો નહિ હોય એવો કોઈ પણ પુરૂષ, અશ્વ, ગજ, તથા રથ રહ્યો નહિ. હે વિશાંપતે! હે ભારત! સંગ્રામવિષે જે જે યોદ્ધાને હું જોતો હતો તે તે યોદ્ધાને તમારા પુત્રના બાણેકરી વિંધાયલોજ જોતો હતો. સૈન્યમાંથી ઉડેલી રજેકરી ઢંકાઇ ગએલી પૃથ્વી દેખાતી પણ ન હતી તેમજ મહાત્માના બાણેકરીને ઢંકાયલી રણભૂમિ દેખાતી ન હતી. હે પૃથ્વીપતે! બાણ ફેંકનાર ધનુષધારી દુર્યોધને બાણભૂત કરેલી પૃથ્વીને અમે જોતા હતા. તે સમયે તમારા તથા શત્રુના હજારો યોદ્ધાઓ એકઠા થયા હતા, તેમાં દુર્યોધનજ પુરૂષ છે, એમ મારી મતિ થતી હતી. હે ભારત! તમારા પુત્રના અદ્‌ભુત પરાક્રમને અમે જોતા હતા. તે એકલાની સામે એકઠા મળેલા પાંડવો ઉભા રહી શકતા ન હતા, એટલામાં તો તમારા પુત્રે હે ભરતર્ષભ! સોએ કરી યુધિષ્ઠિરને, સીત્તેરથી ભીમસેનને, પાંચેકરી સહદેવને, ચોસઠથી નકુલને, પાંચથી ધૃષ્ટદ્યુમ્નને, સાતે દ્રૌપદીના પુત્રોને તથા ત્રણ બાણેકરી સાત્યકીને વિંધી, હે મારિષ! ભલ્લ નામના બાણેકરી સહદેવનું ધનુષ પણ કાપી નાંખ્યું. કપાઇ ગએલા ધનુષનો ત્યાગ કરી પ્રતાપવાન માદ્રીપુત્રે બીજું મોટું ધનુષ ગ્રહણ કરી સંગ્રામમાં દશ બાણે દુર્યોધનને વિંધ્યો. શૂરવીર એવા મોટા ધનુષવાળા નકુલે પણ ઘોરરૂપ એવાં નવ બાણથી તેને વિંધી સિંહનાદ કર્યો. સાત્યકિએ, નત છે પર્વ જેનું એવા બાણથી તેને વિંધ્યો. તેમજ દ્રૌપદી પુત્રોએ તોતેર, ધર્મરાજાએ પાંચ, તથા ભીમસેને એંશી બાણ રાજા ઉપર નાંખ્યાં. એ રીતે મહાત્મા પુરૂષોએ ચોતરફથી બાણ સમુદાય જેની

ઉપર નાખ્યા છે એવો તે, હે મહારાજ ! સર્વ સૈન્ય જોતાં ત્યાંથી ચલાયમાન થતો ન હતો તે વખતે તેનાં સર્વ ભૂતને અતિક્રમણ કરે એવા લાઘવ, સૌષ્ઠવ તથા વીર્યને સર્વ મનુષ્ય જોતા હતા. હે રાજેન્દ્ર ! તેના થોડા પણ છિદ્રને ન જોતા એવા, કવચવાળા તમારી તરફના યોદ્ધાઓએ રાજાને વિંટી લીધો. યોદ્ધાઓનો, વર્ષાઋતુમાં ક્ષોભ પામેલા સમુદ્રનો શબ્દ થાય તેવો ભયંકર શબ્દ થતો હતો. મોટાં ધનુષવાળા તે યોદ્ધાઓ, પરાજય પામેલા નહિ એવા રાજા પાસે જઇ ઉઘાડાં શસ્ત્ર લેઇ ઉભેલા પાંડવોની સામે દોડયા. તે સમયે સંગ્રામમાં કોપાયમાન થએલા દ્રોણપુત્રે ચોતરફ મૂકેલાં નાના પ્રકારનાં બાણે કરી ભીમસેનને વારી રાખ્યો. હે ભારત ! હે મહારાજ ! તે સમયે ક્રૂર છે કર્મ જેમનાં, દુઃસહ કરેલાનો પરસ્પર બદલો લેવા ઇચ્છતા, સર્વ દિશાઓને ત્રાસ પમાડતા, પ્રત્યંચા ખેંચવાથી કઠિન થયેલી છે હાથની ત્વચા જેમની એવા તે બેઉ ઘોરરૂપ યુદ્ધ કરતા હતા. શૂરવીરો સંગ્રામમાં દિશા તથા વિદિશાઓને પણ જાણતા ન હતા, તેટલામાં હે વિભો ! સર્વ સૈન્યને કોપાવતા શૂરવીર સુબલપુત્ર શકુનિએ, યુધિષ્ઠિરને પીડિત કરી તેમના ચાર અશ્વને હણી બળથી મોટો સિંહનાદ કર્યો. અવકાશમાં તો પ્રતાપવાન સહદેવ, પરાજય પામેલા નહિ એવા શૂરવીર રાજાને પોતાના રથમાં બેસાડી બીજે સ્થળે લેઇ ગયો. તેજ સમે બીજા રથમાં બેસી સર્વ ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ એવા ધર્મપુત્ર યુધિષ્ઠિરે નવ બાણથી શકુનિને વિંધી વળી બીજાં પાંચથી ફરીને વિંધી મોટો સિંહનાદ કર્યો. હે મારિષ ! જોનારાઓને પ્રીતિ ઉત્પન્ન કરનાર, સિદ્ધ તથા ચારણે સેવેલું એવું વિચિત્ર પ્રકારનું ભયંકર યુદ્ધ ત્યાં થયું, તેમાં ઘણા બળવાળા ઉલૂક યુદ્ધમાં દુર્મદ એવા મોટા ધનુષવાળા નકુલ ઉપર ચોતરફથી બાણનો વર્ષાદ કર્યો. તેમજ શૂરવીર નકુલે પણ શકુનિ પુત્રને મોટા બાણના વર્ષાદે કરી ચોતરફથી વારી રાખ્યો. કરેલાનો પરસ્પર બદલો આપવા ઇચ્છતા શૂરવીર નકુલ પુત્ર એવા મહારથિ તે બેઉ, યુદ્ધ કરતાં પરસ્પર એક બીજા સામે જોતા હતા. હે રાજન્ ! કૃતવર્મા સાથે યુદ્ધ કરતો શિનિકુળમાં ઉત્પન્ન થએલો સાત્યકિ બલિ રાજા સાથે યુદ્ધ કરતો ઇન્દ્ર શોભે તેમ સંગ્રામમાં શોભતો હતો. બળવાન ધૃષ્ટદ્યુમ્ન પણ સંગ્રામમાં પરમાયુધ ગ્રહણ કરી સર્વ ધનુષ ધરનાર જોતાં રાજા સાથે યુદ્ધ કરતો હતો. હે ભરતર્ષભ ! તે બેઉનું મદ ઝરતા શ્રેષ્ઠ મદોન્મત્ત બે હસ્તિઓનું જેમ પરસ્પર યુદ્ધ થાય તેમ યુદ્ધ થતું હતું. ક્રોધાયમાન થએલા શૂરવીર ગાતમે, મહા બળવાન દ્રૌપદી પુત્રોને સન્નત છે પર્વ જેમનાં એવાં ઘણાંક બાણેકરી વિંધ્યો. તે સમયે તેમની સાથે જીવનું જેવું ઇન્દ્રિયો સાથે યુદ્ધ થાય તેવું નિર્મર્યાદ અવાર્ય અને ઘોરતમ યુદ્ધ થયું. તેમાં ઇન્દ્રિયો જેમ દેહાભિમાની જીવને પીડે તેમ દ્રૌપદીપુત્ર તેને પીડવા લાગ્યા. અત્યંત ક્રોધાયમાન થએલો ગૌતમ પણ સંગ્રામમાં તેમની સાથે યુદ્ધ કરતો હતો. હે ભારત ! હે વિભો ! એ રીતે તેનું તેમની સાથે, દેહિઓનું જેવું ઇન્દ્રિયો સાથે યુદ્ધ થાય તેવું વારંવાર વિચિત્ર પ્રકારનું યુદ્ધ થતું હતું. નર નર સાથે, હસ્તિઓ હસ્તિ સાથે, અશ્વ અશ્વ સાથે, તથા રથિઓ રથિઓ સાથે યુદ્ધ કરતા હતા. હે વિશાંપતે ! વળી એવું ઘોરરૂપ સંકુલ યુદ્ધ થયું તે વખતે હે મહારાજ ! "આ વિચિત્ર ઘોર તથા રૌદ્ર યુદ્ધ" છે એવી જોનારની વાણી જે રીતે સંભળાય તેમ ઘોરરૂપ ઘણાંક યુદ્ધ થતાં હતાં. શત્રુને દમન કરનાર તે બેઉ તરફના યોદ્ધાઓ, મહા સંગ્રામમાં એક બીજાને પ્રાપ્ત થઇ સિંહનાદ કરતા પરસ્પર હણતા હતા. તેમના વાહનથી ઉત્પન્ન થએલી તીવ્ર રજ, ચોતરફ દેખાતી હતી. એ રીતે દોડતા ઘોડેસ્વાર, રથના ઝપાટા, તથા હસ્તિઓના લાંબા નિઃશ્વાસથી ઉત્પન્ન થએલી

સંધ્યાકાળના વાદળ સરખી રજ, છેવટ સૂર્યના માર્ગ તરફ જતી હતી. તે રજે કરી ઢંકાઇ ગએલો સૂર્ય પણ કાંતિરહિત થઇ ગયો હતો. તેમજ રણભૂમિ તથા મહારથિ શૂરવીરો પણ સંછાદિત થઇ ગયા હતા. વળી બે ઘડી મુહૂર્ત પછી વીર પુરૂષોના રૂધિરેકરી સિક્ત એવી રણભૂમિ ઉડેલી તીવ્ર રજ શાંત થઇ ગઇ. ત્યાર પછી વળી હું તે મધ્યાન્હ વખતે અત્યંત દારૂણ એવાં વિચિત્ર પ્રકારનાં દ્વંદ્વયુદ્ધ જોતો હતો. હે રાજેન્દ્ર! શૂરવીરોના કવચોની ઉજ્વલ એવી કાંતિઓ, ચોતરફ દેખાતી હતી, ને પર્વત વિષે બળતા મોટા વાંસના વનનો શબ્દ થાય તેવો સંગ્રામમાં પડતા બાણનો ભયંકર શબ્દ થતો હતો.

**शद्बश्च तुमुलः संख्ये शराणां प्रततामभूत् ।**
**महावेणुवनस्येव दह्यमानस्य पर्वते ॥**

**इति श्रीमहाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां द्वाविंशो-ऽध्यायः ॥ २२ ॥**



## અધ્યાય ૨૩ મો. ભયંકર રણસંગ્રામ.

**संजय उवाच—वर्तमाने तदा युद्धे घोररूपे भयानके ।**
**अभज्यत बलं तत्र तव पुत्रस्य पांडवैः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે રીતે પ્રવર્તમાન થએલા ઘોરતરને ભયંકર યુદ્ધમાં પાંડવથી ત્રાસ પામેલું તમારા પુત્રનું સૈન્ય આમતેમ નાસવા લાગ્યું. મહારથિઓને મોટા યત્નથી વારી રાખી તમારો પુત્ર, પાંડવની સેના સાથે યુદ્ધ કરવા લાગ્યો, એટલામાં તમારા પુત્રના જયને ઇચ્છનારા યોદ્ધાઓ, તત્કાલ પાછા આવ્યા. ત્યાર પછી તમારા તથા સામાવાળાનું દેવાસુર સંગ્રામની જેને ઉપમા અપાય એવું અતિ દારૂણ યુદ્ધ આરંભાયું તમારા તથા સામાના સૈન્યમાં કોઇ પણ યોદ્ધો વિમુખ થતો નહતો. માત્ર સંજ્ઞાથીજ યોદ્ધાઓ પરસ્પર યુદ્ધ કરતા હતા, તેથી યોદ્ધાઓનો મોટો ક્ષય થતો હતો. રાજા સહિત ધૃતરાષ્ટ્રના પુત્રોને સંગ્રામમાં જીતવા ઇચ્છતા મોટા ક્રોધ યુક્ત યુધિષ્ઠિર રાજાએ, સુવર્ણના પુંખવાળાં શિલા ઉપર તીક્ષ્ણ કરેલાં ત્રણ બાણેકરી શરદ્વાનપુત્ર કૃપાચાર્યને વીંધી, નારાચ નામનાં ચાર બાણેકરી કૃતવર્માના અશ્વને હણ્યો. તે સમે અશ્વત્થામા, યશસ્વી એવા કૃતવર્માને પોતાના રથમાં બેસાડી બાજુપર લેઇ ગયા. પછી કૃપાચાર્યે આઠ બાણેકરી યુધિષ્ઠિરને વીંધ્યા, એટલામાં દુર્યોધન રાજાએ જ્યાં ધર્મપુત્ર યુધિષ્ઠિર ઉભા હતા ત્યાં સાતસો રથ મોકલ્યા. રથિઓએકરી યુક્ત મન તથા વાયુસરખા વેગવાળા તે રથસંગ્રામમાં યુધિષ્ઠિરના રથ સામે દોડ્યા. હે મહારાજ! રથિઓએ ચોતરફથી યુધિષ્ઠિર રાજાને વીંટી લેઇ મેઘ જેમ સૂર્યને અદસ્ય કરે તેમ બાણેકરી તેમને અદસ્ય કર્યા. કૌરવ તરફના યોદ્ધાઓએ એ રીતે કરેલા ધર્મરાજને જોઇ તે સહન ન કરી શકતા એવા અત્યંત ક્રોધાયમાન થયેલા શિખંડિ આદિ રથિઓ, ઘુઘરીયુક્ત જાલથી વીંટાયલા શ્રેષ્ઠ અશ્વયુક્ત રથે કરી કુંતિપુત્ર યુધિષ્ઠિરનું રક્ષણ કરતા ત્યાં આવ્યા. ત્યાર પછી પાંડવ તથા કૌરવોનો યમદેશમાં પ્રેત વૃદ્ધિકર રૂધિરના ઉદકવાળો ભયંકર સંગ્રામ પ્રવર્તમાન થયો. પંચાલ સહિત પાંડવ, આતતાયી એવા કૌરવોના સાતસો રથિઓને હણી, વળી તેમને વારવા લાગ્યા. તે વેળાએ પાંડવોને

તમારા પુત્ર સાથે મોટું યુદ્ધ થયું, તેવું યુદ્ધ અમે દીઠું તેમ સાંભળ્યું પણ નથી, એવી રીતે ચોતરફથી નિર્મર્યાદ યુદ્ધ પ્રવર્તમાન થયું, તમારા તથા શત્રુ તરફના યોદ્ધાઓ હણાવા લાગ્યા, તેમજ યોદ્ધાઓના સિંહનાદ ઉત્તમ શંખના શબ્દ જેમાં થઇ રહ્યા છે એવા પ્રવર્તમાન થએલા તે યુદ્ધમાં, છેદાયાં છે મર્મસ્થાન જેમનાં એવા જયને ઇચ્છતા યોદ્ધાઓ, ચોતરફ દોડતા હતા. પૃથ્વી વિષે શોકનો છે સંભવ જેમાંથી એવા, ચોતરફથી સંહારવાળા, ઘણીક ઉત્તમ સ્ત્રીયોના સીમંતનું ઉદ્ધરણ છે જેમાં એવા, અતિ દારૂણ નિર્મર્યાદ તે મહાસંગ્રામમાં નાશસૂચક એવા અતિદારૂણ ઉત્પાત થતા હતા. શબ્દ કરતી પર્વત તથા વનસહિત પૃથ્વી ચલાયમાન થતી હતી. દંડ તથા ઉત્સુક સહિત ચોતરફ વિસ્તાર પામતી ઉલ્કાઓ, રવિમંડલને ઘેરતી આકાશમાંથી પૃથ્વી વિષે પડતી હતી. કાંકરાનો છે વર્ષાદ જેમાં એવા વાયુ ચોતરફથી વાતા હતા. હસ્તિઓ નેત્રમાંથી અશ્રુ મૂકતાં અત્યંત કંપાયમાન થતા હતા. અત્યંત દારૂણ ને ભયંકર એવા એ ઉત્પાતોનો અનાદર કરી સ્વર્ગપ્રત્યે જવાને ઇચ્છતા અત્યંત સાવધાન થએલા વ્યથા રહિત ક્ષત્રિયો, પવિત્ર એવા રમણીય કુરૂક્ષેત્રમાં યુદ્ધમાં એકતાર થઇ રહ્યા હતા. ગાંધારરાજના પુત્ર શકુનિએ પોતાની તરફના યોદ્ધાઓને કહ્યું કે, તમે આગળ યુદ્ધ કરો ને હું પાછળથી પાંડવોને હણું, એવાં તેનાં વચન સાંભળી અમે આગળ જતા હતા, તેટલામાં પ્રસન્ન થએલા વેગવાન એવા મદ્રદેશના યોદ્ધાઓ કિલકિલ શબ્દ કરવા લાગ્યા. તેમજ લબ્ધ છે લક્ષ જેમને એવા, કોઇથી સહન થાય નહિ એવા ધનુષ હલાવતા શત્રુઓ અમને મળી અમારી ઉપર બાણનો વર્ષાદ કરવા લાગ્યા. એ રીતે હણવા માંડેલા મદ્રરાજના સૈન્યને જોઇ, દુર્યોધનનું સૈન્ય વિમુખ થયું. બળવાન ગાંધાર રાજાએ તે સમે આવી રીતે વાક્ય કહ્યું કે—હે અધર્મને જાણનારાઓ ! યુદ્ધ કરો, ભાગવાથી તમને શું ફળ છે ? હે ભરતર્ષભ ! એવાં તેનાં વચન સાંભળી વિશાળ ભાલાથી યુદ્ધ કરનાર દશહજાર ઘોડેસ્વારનો નાયક પોતાનું સૈન્ય ક્ષય થવા છતાં તે બળથી પોતે પણ પરાક્રમ કરી પાછળથી પાંડવના સૈન્યને તીક્ષ્ણ બાણેકરી હણવા લાગ્યો. વાયુએ હણેલાં વાદળાંની પેઠે તેણે હણવા માંડેલું પાંડવનું અત્યંત મોટું સૈન્ય આમતેમ ભાગવા લાગ્યું. એવી રીતે રણથી નાસતા પોતાના સૈન્યને જોઇ, અવ્યગ્ર એવા યુધિષ્ઠિર રાજા મહા બળવાન સહદેવ પ્રત્યે કહેવા લાગ્યા કે, હે પાંડવ ! કવચવાળો આ સુબલપુત્ર, આપણા પાછલા ભાગને પીડિત કરી સૈન્યનો નાશ કરે છે. દુર્બુદ્ધિવાળા એને જો. દ્રૌપદી પુત્રોસહિત ત્યાં જઇ સુબલપુત્ર શકુનિને હણ, અને હે અનઘ ! પંચાલ સહિત હું રથસૈન્યનો નાશ કરીશ. સર્વ અશ્વ તથા સર્વ હસ્તિઓને સંગાથે લેઇ ત્રણ હજાર પાયદળોથી વીંટાયલો તું શકુનિને હણ. એવાં યુધિષ્ઠિરનાં વચનથી, હાથમાં છે ધનુષ જેના એવા શરવીરોએ આરૂઢ સાતસો હસ્તિ, પાંચ હજાર અશ્વ લઇ પરાક્રમી સહદેવ, ત્રણ હજાર પાયદળ તથા દ્રૌપદીપુત્ર, ચોતરફથી સંગ્રામમાં યુદ્ધ દુર્મદ એવા શકુનિ સામે દોડયા. જયને ઇચ્છનાર પ્રતાપવાન સુબલપુત્ર શકુનિ પણ, હે રાજન્ ! પાંડવોને અતિક્રમણ કરી પાછળથી તેમની સેનાને હણવા લાગ્યો. તેમજ અત્યંત ક્રોધાયમાન થએલા ઘોડેસ્વાર સાથે વેગવાન રથ લઇને શકુનિના સૈન્ય પ્રત્યે સહદેવ પ્રવિષ્ટ થયો. એવી રીતે શકુનિના મોટા સૈન્ય પ્રત્યે ઉભેલા શૂરવીર ઘોડેસ્વાર સંગ્રામના મધ્યમાં બાણનો વર્ષાદ કરતા હતા. હે રાજન્ ! તમારા ખરાબ વિચારથી ઉદ્યુક્ત થઇ છે ગદા તથા ભાલા જેમાં એવા શૂરવીર પુરૂષોએ સેવન કરેલું મોટું યુદ્ધ પ્રવર્તમાન થયું. પ્રત્યંચાના શબ્દ જેમાં વિરામ પામ્યા છે તથા રથિઓ જેમાં પ્રેક્ષક થયા છે એવા તે

યુદ્ધમાં પોતાના તથા પારકાઓમાંથી કોઇનો વિશેષ દેખાતો ન હતો. તે વખતે હે ભરતર્ષભ ! શૂરપુરૂષના બાહુમાંથી મૂકાલયલી સાંગોના ઉપરા ઉપરી થતા સરખા સંપાત કૌરવ તથા પાંડવો જોતા હતા. હે વિશાંપતે ! તે મહાસંગ્રામમાં તે તે સ્થાનકે પડતી એવી નિર્મલ તરવારોએ કરી વીંટાઇ ગએલું આકાશ અત્યંત શોભતું હતું. હે ભરતસત્તમ ! હે રાજન્ ! ચોતરફથી પડતા ભાલાઓનું રૂપ, આકાશ વિષે ઉડતાં તીડ નામના જંતુના ટોળા જેવું દીસતું હતું. વીંધાયા છે સ્વાર જેમના એવા રૂધિરે કરી વ્યાપ્ત સર્વ અંગવાળા સેંકડો તથા હજારો અશ્વ, રણભૂમિ વિષે પડતા હતા. પરસ્પર પીસાયલા, ચોતરફથી ક્ષત થએલા કેટલાક અશ્વ, પરસ્પર પ્રાપ્ત થઇ મુખે કરી રૂધિરનું વમન કરતા દેખાતા હતા. તેટલામાં સૈન્યથી ઉડેલી રજે કરી વીંટાયલા સૈન્યમાં ઘોર એવો અંધકાર ઉત્પન્ન થયો. હે અરિંદમ ! તે સ્થાનકેથી નાસી જતા અશ્વ તથા મનુષ્યોને હું જોતો હતો. એક બીજાના કેશ ગ્રહણ કરેલા ઘણાક રૂધિરનું વમન કરતા પૃથ્વી ઉપર પડેલા બીજા કેટલાક પુરૂષો, ચેષ્ટા કરવા પણ સમર્થ થતા ન હતા. અશ્વના પૃષ્ટ ઉપરથી એક બીજાને આકર્ષણ કરતા મહા બળવાન કેટલાક યોદ્ધાઓ, મલ્લની પેઠે એક બીજાને મળી પરસ્પર હણતા હતા. પ્રાણ રહિત એવા કેટલાએક યોદ્ધાઓને ખેંચી જતા ઘોડાઓ, તે તે ઠેકાણે દોડતા હતા. તેમજ જીતવાની છે ઇચ્છા જેમને એવા શૂરવીરો પૃથ્વીપર પડેલા ઘણાક પુરૂષ, તે તે સ્થાનકે દેખતા હતા. રૂધિરે કરી વ્યાપ્ત, કપાઇ ગયા છે હાથ જેમના, અને ખેંચાઇ ગયા છે કેશ જેમના એવા સેંકડો તથા હજારો યોદ્ધાથી વીંટાયલી પૃથ્વી દેખાતી હતી. તે સમયે સ્વાર સહિત હણાયલા અશ્વે કરી વીંટાયલા પૃથ્વીતલ પર કોઇ પણ અશ્વ, દૂર જવા સમર્થ થતો ન હતો. રૂધિરે કરી વ્યાપ્ત છે કવચ જેમનાં, શસ્ત્ર ગ્રહણ કરેલા, ઉઘાડાં આયુદ્ધવાળા, ઘોર એવાં નાના પ્રકારનાં શસ્ત્રેકરી પરસ્પર વધને ઇચ્છતા, અત્યંત પાસે ઉભેલા, હણાયા છે ઘણાક સૈનિકો જેમના એવા સૈનક સહિત સુબળપુત્ર શકુનિ, સંગ્રામ વિષે યુદ્ધ કરી, હે વિશાંપતે ! બાકી રહેલા છ હજાર અશ્વસહિત ત્યાંથી દૂર જતો રહ્યો. તેમજ રૂધિરે કરી વ્યાપ્ત થયાં છે વાહન જેનાં એવું પાંડવોનું સૈન્ય પણ બાકી રહેલા છ હજાર અશ્વસહિત ત્યાંથી દૂર ગયું. તે સમે રૂધિએકરી વ્યાપ્ત શરીરવાળા અને અત્યંત નજીકના તે સંગ્રામમાં ત્યાગ કર્યું છે જીવિત જેમણે એવા પાંડવ તરફના ઘોડેસ્વાર કહેવા લાગ્યા કે, રથિઓ સાથે અમે યુદ્ધ કરવા સમર્થ થતા નથી, ત્યારે મોટા હસ્તિઓ સાથે તો ક્યાંથીજ થઇએ ? માટે રથિપ્રત્યે રથિઓ જાઓ, અને હસ્તિઓ, હસ્તિ સામે જાઓ, એટલે પોતાના સૈન્ય વચ્ચે ઉભેલો સુબલપુત્ર શકુનિ યુદ્ધમાં ફરીથી આવશે નહિ, તેટલામાં તો દ્રૌપદીના પુત્ર, તથા મદોન્મત્ત એવા મોટા હસ્તિઓ, જ્યાં પાંચાલ્ય એવો મહારથિ ધૃષ્ટદ્યુમ્ન હતો ત્યાં ગયા. તેમજ હે કૌરવ ! રજનો વર્ષાદ ઉત્પન્ન થયો તેને જોઇ એકલો સહદેવ પણ જ્યાં યુધિષ્ઠિર રાજા હતા ત્યાં ગયો. એવી રીતે તે બધા ગયા, તે સમયે વળી ક્રોધાયમાન થયેલો સુબળપુત્ર શકુનિ, ધૃષ્ટદ્યુમ્નની સેનાને પડખેથી હણવા લાગ્યો, ત્યારે પણ વળી પરસ્પર વધને ઇચ્છતા એવા તમારા તથા પારકાઓનો પ્રાણનો જેમાં ત્યાગ થતો હતો એવો સંગ્રામ પ્રવર્તમાન થયો. શૂરવીરના સમાગમ વિષે હે રાજન્ ! પરસ્પર નિરીક્ષણ કરતા એવા સેંકડો તથા હજારો યોદ્ધાઓ સંગ્રામ વિષે પડતા હતા. લોકના ભયંકર સંક્ષયવાળા તે સંગ્રામમાં, તલવારથી કપાઇ નીચે પડતાં મસ્તકોનો, પૃથ્વી વિષે પડતાં તાલફલોના જેવો મોટો શબ્દ થતો હતો.

હે વિશાંપતે! શસ્ત્રથી કપાઇ ગએલાં પૃથ્વી ઉપર પડતાં શરીરોનો, આયુધ સહિત પડતા બાહુનો તથા સાથળોનો રૂવાં ઉભાં કરે એવો અત્યંત મોટો કડકડાટ શબ્દ થતો હતો. તીક્ષ્ણ શસ્ત્રેકરી ભાઇઓ, પુત્ર તથા મિત્રોને પરસ્પર હણતા યોદ્ધાઓ માંસ વાસ્તે જેમ પક્ષિઓ લડે તેમ રણમાં લડતા હતા. પરસ્પર અત્યંત ક્રોધાયમાન થએલા હજારો યોદ્ધાઓ એકબીજાને મળી 'હું પૂર્વે, હું પૂર્વે' એમ કરી પરસ્પર હણતા હતા. સંઘાતને લીધે આસનથી ભ્રષ્ટ થએલા પ્રાણરહિત સ્વાર સહિત સેંકડો તથા હજારો અશ્વ પણ રણભૂમિપર પડતા હતા. હે રાજન્! તમારા ખરાબ વિચારને લીધે સ્ફુરાયમાન પરસ્પર પીસાયલા ઉતાવળે ચાલનાર અશ્વોનો, શબ્દ કરતો કવચ પહેરેલા મનુષ્યોનો, તથા પરનાં મર્મસ્થાન ભેદતાં શક્તિ, તલવાર તથા ભાલાંઓનો એકઠો મળેલો ભયંકર શબ્દ થતો હતો. દારૂણ સંગ્રામમાં પરાભવ પામેલા અત્યંત ક્રોધાયમાન, થાકી ગયાં છે વાહન જેમનાં એવા, તીક્ષ્ણ શસ્ત્રેકરી ક્ષત થએલા એવા, તૃષાથી પીડિત થએલા તમારી તરફના યોદ્ધાઓ સામે ઉભા હતા. રૂધિરના ગંધેકરી મત્ત, બેભાન થએલા ઘણાક યોદ્ધાઓ, એકબીજા સામે પ્રાપ્ત થએલા પોતાના તથા પરના યોદ્ધાઓને હણતા હતા. હે રાજન્! જયને ઇચ્છતા બાણવૃષ્ટિથી વીંટાયલા ઘણાક ક્ષત્રિયો પ્રાણરહિત થઇ પૃથ્વીવિષે પડતા હતા. વૃક, ગૃધ્ર તથા શિયાળિયાંઓને આનંદ આપનાર દિવસ વિષે તમારા પુત્રના જોતાં ઘોર એવો સૈન્યનો ક્ષય થતો હતો. હે વિશાંપતે! તે વખતે નર તથા અશ્વની કાયાએ કરી ઢંકાઇ ગએલી, રૂધિરરૂપી ઉદકે કરી વિચિત્ર દેખાતી એવી, ભીરૂ પુરૂષોને ભય વધારનારી રણભૂમિ થઇ રહી હતી. હે ભારત! તરવાર, પટા તથા ત્રિશૂલેકરી પરસ્પર હણતા તમારા તથા સામાના યોદ્ધાઓ સંગ્રામમાંથી નિવૃત્ત થતા ન હતા. બળ તથા શક્તિ પ્રમાણે પરસ્પર પ્રહાર કરતા વ્રણેકરી યુક્ત બીજા યોદ્ધાઓ પણ રૂધિરનું વમન કરી પૃથ્વીપર પડતા હતા. ભયંકર એવી રણભૂમિમાં એક હાથેકરી ઉગામેલું છે ખડ્ગ જેણે એવા બીજા હાથમાં કેશવાળાં મસ્તકને બેડોળ એવાં ધડ ચોતરફ દેખાતાં હતાં. હે નરાધિપ! તે રીતે ઉઠેલા ઘણાક ધડના રૂધિર ગંધેકરી યોદ્ધાઓ, મોહને પ્રાપ્ત થતા હતા. ત્યારપછી યુદ્ધ ઘોર મંદ થયો તેને જોઇ સુબલપુત્ર શકુનિ, બાકી રહેલા થોડા અશ્વસહિત, પાંડવના મોટાં સૈન્ય સામે આવી ઉભો. જયને ઇચ્છતા ઉગામેલાં આયુધવાળા ઘોડેસ્વાર કોઠો કરી ચોતરફથી એને તિરસ્કાર કરી નાના પ્રકારનાં શસ્ત્રથી હણવા લાગ્યા. ચોતરફથી દોડયા આવતા તેમને જોઇ, તમારી તરફના રથ, અશ્વ, પાયદળ તથા હસ્તિઓ, પાંડવો સામે દોડયા. ક્ષીણ થયાં છે શસ્ત્ર જેમનાં એવા કેટલાક શૂરવીર પાયદળો, પાટુ તથા મુષ્ટિએ કરી પરસ્પર હણી સંગ્રામમાં પડતા હતા. પુણ્યનો ક્ષય થવાથી સ્વર્ગમાંથી ભ્રષ્ટ થએલા સિદ્ધ, જેમ વિમાનમાંથી પડે તેમ રથિઓ, રથ ઉપરથી અને હસ્તિ ઉપર બેસનાર, તે ઉપરથી નીચે પડતા હતા. એ રીતે બીજા કેટલાક યોદ્ધાઓ, મહા સંગ્રામમાં સાવધાન થઇ પિતા, ભાઇ, વયસ્ય તથા પુત્ર સામે પણ પરસ્પર લડતા હતા. હે ભરતસત્તમ! એ રીતે વર્તતા અતિ દારૂણ એવા સંગ્રામમાં પ્રાસ, ખડ્ગ તથા બાણેકરી સંકુલ એવું મર્યાદા રહિત યુદ્ધ ચાલતું હતું.

**एवमासीदमर्यादं युद्धं भरतसत्तम ।**

**प्रासासिबाणकलिलं वर्तमाने सुदारुणे ॥**

इति श्रीमहाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां त्रयोदशो-ऽध्यायः॥ २३ ॥

## અધ્યાય ૨૪ મો. દુર્યોધનનું અશાંત વેર.

**संजय उवाच—तस्मिन् शब्दे मृदौ जाते पांडवैर्निहते बले।**
**अश्वैः सप्तशतैः शिष्टैरुपावर्तत सौबलः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે શબ્દ મૃદુ થયો અને પાંડવોએ સૈન્યને હણ્યું તે સામે સુબલપુત્ર શકુનિએ બાકી રહેલા સાતસો અશ્વ સહિત પાછા વળી જલદી સેના પ્રત્યે જઇ, 'હે શત્રુને દમન કરનાર યોદ્ધાઓ! સંહૃષ્ટ થઇ તમો વારંવાર યુદ્ધ કરો' એવી રીતે તેમને કહી ક્ષત્રિયોને પૂછ્યું કે મહા બળવાન રાજા ક્યાં છે? શકુનિનાં એવાં વચન સાંભળી હે ભરતર્ષભ! તેમણે કહ્યું કે, જ્યાં પૂર્ણ ચન્દ્ર સરખી કાંતિવાળું અત્યંત મોટું છત્ર દેખાય છે, અને જ્યાં કવચ પહેરેલા રથિઓ ઉભા છે તથા જ્યાં મેઘના શબ્દની જેને ઉપમા અપાય એવો ભયંકર મોટો શબ્દ થઇ રહ્યો છે, કૌરવ્ય એવો મહા બળવાન રાજા ત્યાં ઉભો છે વાસ્તે હે રાજન્! જલદી ત્યાં જાઓ એટલે તે કૌરવરાજને તું દેખીશ. એવી રીતે યોદ્ધાઓને જેણે કહ્યું છે એવો સુબલપુત્ર શકુનિ, હે નરાધિપ! જ્યાં સંગ્રામમાં વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર શૂરવીરોએ કરી ચોતરફથી વીંટાયલો તમારો પુત્ર હતો ત્યાં જઇ, રથસૈન્યના મધ્યમાં ઉભેલા દુર્યોધનને જોઇ તમારી તરફના સર્વ રથિઓને હર્ષ પમાડતો તથા કર્યું છે કાર્ય જેણે એવો પોતાના આત્માને માનતો હૃષ્ટરૂપવાળો શકુનિ, દુર્યોધન રાજા પ્રત્યે આવી રીતે વીરવચન કહેવા લાગ્યો. હે રાજન્! સર્વ અશ્વને મેં જીતી લીધા છે અને રથસૈન્યને તું હણ. કેમકે જીવિતનો ત્યાગ કર્યા વગર સંગ્રામમાં યુધિષ્ઠિરને જીતવા સમર્થ થવાય નહિ. પ્રાણનો ત્યાગ કરી પાંડવે પાલન કરેલા રથસૈન્યને હણી હસ્તિઓને તથા બીજા પાયદળોને પણ મારી નાંખ. એવાં તેનાં વચન સાંભળી જયને ઇચ્છતા હૃષ્ટ થએલા તમારી તરફના યોદ્ધાઓ, વેગેકરી પાંડવની સેના સામે દોડી ખુલ્લા રાખ્યા છે ભાથા જેમણે એવા હાથમાં ધનુષ ગ્રહણ કરેલા સર્વ યોદ્ધાઓ, ધનુષ હલાવતાં સિંહનાદ કરવા લાગ્યા. હે વિશાંપતે! પ્રત્યંચા તથા તલ્લાંનો અને સારી રીતે મૂકેલા બાણનો અતિ દારૂણ એવો શબ્દ ઉત્પન્ન થતો હતો. ઉગામેલાં છે ધનુષ જેમણે એવા વેગેકરી સમીપ આવેલા તેમને જોઇ કુંતિપુત્ર અર્જુન, દેવકીપુત્ર ભગવાનને કહેવા લાગ્યા કે અસંભ્રાંત એવા તમે અશ્વને ચલાવી આ સૈન્યરૂપી સમુદ્ર પ્રત્યે પ્રવેશ કરો, કેમકે આજ તીક્ષ્ણ બાણેકરી, હું શત્રુઓનો અંત આણીશ. હે જનાર્દન! પરસ્પર પ્રાપ્ત થઇ વર્તતા મોટા યુદ્ધને આજ અઢાર દિવસ થયા એટલામાં નથી અંત જેનો એવી આ મહાત્માની સેના યુદ્ધ કરી આજસુધી ક્ષયને પ્રાપ્ત થવા આવી છે. વિપરીત દૈવને તો તમે જુવો. હે માધવ! હે અચ્યુત! સમુદ્ર સરખું દુર્યોધનનું સૈન્ય, આપણને પ્રાપ્ત થઇ ગોષ્પદની જેને ઉપમા અપાય એવું તુચ્છ થઇ ગયું. હે માધવ! ભીષ્મ હણાયા તે વખતેજ જો તેણે સંધી કરી હત તો સર્વનું કલ્યાણ થાત, તથાપિ સુબાલિશ એવા મૂઢ દુર્યોધને તેમ કર્યું નહિં; તેમજ હે માધવ! ભીષ્મે તેના હિતરૂપ જે સત્યવાક્ય કહ્યાં તે પ્રમાણે પણ બુદ્ધિ રહિત એવા દુર્યોધને કર્યું નહિં; ને તે અતિશય મોટા એવા ભીષ્મ પડયા

ત્યાર પછી પણ યુદ્ધ પ્રવર્તમાન થયું તેનું કારણ હું જાણતો નથી. મુખાલિશ એવા ધૃતરાષ્ટ્ર પુત્રોને હું મૂઢ માનું છુ. શંતનુના પુત્ર પડયા તે પછી પણ પાછા યુદ્ધમાં પ્રવર્ત-માન થયા. બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણ હણાયા, બાકી રહેલા આ સૈન્ય વિષે પુરૂષમાં સિંહરૂપ એવો, પુત્ર સહિત રાધાપુત્ર કર્ણ પડયો વિકર્ણ મરાયો તોપણ તારૂં વૈર શાંત થયું નહિ. હે જનાર્દન! શૂરવીર શ્રુતાયુધ, પૌરવ જલસંધ, રાજા શતાયુધ, ભૂરિશ્રવા, શલ્ય, શાલ્વ, શૂરવીર આવંત્ય, જયદ્રથ, અલાયુધ, રાક્ષસ બાહ્લિક, સોમદત્ત, શૂરવીર ભગદત્ત, અત્યંત દારૂણ એવો કાંબોજ, તથા દુઃશાસન ઇત્યાદિ સર્વ હણાયા તે પણ તેના વૈરની શાંતિ થઈ નહિ. હે કૃષ્ણ! જૂદા જૂદા બળવાન શૂરવીરમાં માંડલિક રાજાઓ હણાયા, તેમજ મોહથી વા લોભથી ભીમસેને અક્ષૌહિણીના પતિને પાડયા, તેમને જોઇને એનું વૈર શાંત થયું નહિ, માટે રાજાના કુળમાં ઉત્પન્ન થએલો તેમાં વિશેષેકરી કૌરવ વંશીય એવા દુર્યોધન વિના બીજો કોણ નિર્થક મોટું વૈર ન કરે. ગુણ, બળ તથા શૌર્યકરી શત્રુઓને પોતાથી અધિક જાણીને હિતહિતને જાણનાર અમૂઢ એવો પ્રાજ્ઞ પુરૂષ, કોણ યુદ્ધ કરે. જેને પાંડવ સાથે સલાહ કરવાનાં તમે હિતરૂપ વચન કહ્યાં હતાં તેમ કરવાનું પણ મન થયું નહિ તે દુર્યોધન, બીજાનું કેમ સાંભળે? જેણે શાંતિ વાસ્તે યત્ન કરતા શંતનુ પુત્ર ભીષ્મ, શૂરવીર દ્રોણાચાર્ય તથા વિદુરને પણ ના કહી હતી, તેનું હવે આજ શું ઔષધ થાય? તેમજ જેણે હે જનાર્દન! મૂર્ખપણાથી વૃદ્ધ એવા પિતાનાં તથા હિતૈષિણી એવી માતાનાં હિતરૂપ વચન પણ માન્ય કર્યાં નહતાં તેને કોનાં વચન રૂચે? હે જનાર્દન! દુર્યોધન અવશ્ય કુળનો નાશ કરવા વાસ્તેજ ઉત્પન્ન થયો છે એમાં સંશય નહિ; કેમકે એની નીતિ તથા ચેષ્ટા તેવીજ દેખાય છે. હે અચ્યુત! મારી મતિ પણ એવીજ હતી કે આ, આપણને રાજ્ય નહિ આપે અને મહાત્મા વિદુરે પણ ઘણી વાર મને કહ્યું હતું કે જીવતો દુર્યોધન તને ભાગ નહિ આપે, ને જ્યાં સૂધી એના પ્રાણ રહેશે ત્યાં સૂધી દુર્મતિવાળો તે, નિષ્પાપ એવા તમારે વિષે પાપ કર્યા કરશે. વાસ્તે યુદ્ધ વિના બીજી રીતે તમે અને વિદુર નિરંતર મને કહેતા હતા વળી બીજું જે કંઈ તે મહાત્મા વિદુરે મને કહ્યું હતું તે સર્વ આજ હું તે દુરાત્માનો નિશ્ચય જોઇ ખરૂં માનું છું. કાળના મુખવિષે રહેલા દુર્બુદ્ધિવાળાએ પરશુરામનાં યથાર્થ પથ્યરૂપ વચન સાંભળી તેનો પણ અનાદર કર્યો હતો અને તેનો જન્મ થયો તે વખતે પણ ઘણાક સિદ્ધ પુરૂષોએ કહ્યું હતું કે આ દુરાત્માને પ્રાપ્ત થઇ ક્ષત્રિયો નાશ પામશે. હે જનાર્દન! સિદ્ધ પુરૂષોના કહેવા પ્રમાણેજ ક્ષત્રિયો દુર્યોધન વાસ્તે નાશ પામ્યા. હે માધવ! હું આજ સંગ્રામમાં સર્વ યોદ્ધાઓને હણીશ. અને યોદ્ધાઓ હણાયા પછી શિબિર શૂન્ય થશે ત્યારે પોતાના વધ વાસ્તે તેને આપણી સાથે સંગ્રામ રૂચશે. હે માધવ! હે વાર્ષ્ણેય! વિદુરના વાક્યથી તથા આ દુરાત્માની ચેષ્ટાએકરી મારી બુદ્ધિથી પણ હું વિચાર કરૂં છું, અને અનુમાને કરી મને એવું ભાસે છે કે તેના અંતરનું વૈર આજ સમાપ્ત થશે માટે હે વીર! હે મહાબાહો! સંગ્રામમાં જ્યાં સૂધી તીક્ષ્ણ બાણેકરી દુર્યોધનને તથા એની સેનાને હણું ત્યાં સૂધી તેની સેના તરફ મને લઇ જાઓ. હે માધવ! આજ દુર્યોધન જોતાં દુર્બળ એવા એ સૈન્યને હણી હું ધર્મરાજનું કલ્યાણ કરીશ.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે અર્જુને જેને કહ્યું છે એવા હાથમાં આણુક વાળા નિર્ભય શ્રીકૃષ્ણ, બળે કરી શત્રુઓના સૈન્યસમુદાયમાં પ્રવિષ્ટ થઇ ભાલા તથા ખડ્ગરૂપ શર નામના તૃણેકરી ઘોર, શક્તિ રૂપી કંટકે કરી સંકુલ, રથ તથા હસ્તિ રૂપ છે મોટા વૃક્ષો

જેમાં, અશ્વ તથા પાયદળ રૂપ લતાએ કરી સંકીર્ણ વન જેવા માર્ગે ગદા તથા પરિઘને વહન કરતા મોટા યશવાળા ગોવિંદ ભગવાન, સુંદર પતાકાવાળા રથે કરી ત્યાં વિચરતા હતા. હે રાજન્! સંગ્રામમાં અર્જુનને વહન કરતા શ્રીકૃષ્ણે પ્રેરણા કરેલા શ્વેત અશ્વ, સર્વ દિશાઓમાં દેખાતા હતા. એ રીતે મેઘ જેમ જલધારાઓ વરસાવે તેમ તીક્ષ્ણ એવાં સેંકડો બાણને મૂકતા શત્રુને તપાવનાર અર્જુન, રથે કરી સંગ્રામમાં આવ્યા તે સમે અર્જુને બાણેકરી કાપેલાં નતપર્વ એવાં શત્રુના બાણોનો મોટો શબ્દ ઉત્પન્ન થતો હતો, ઇન્દ્રના વજ્ર સરખા સ્પર્શવાળા ગાંડીવમાંથી મૂકાયલા અર્જુનના બાણના ઓઘ, શત્રુઓના કવચને ભેદી પૃથ્વીપર પડતા હતા. હે વિશાંપતે! અર્જુનનાં શબ્દ કરતાં બાણ, નર, હસ્તિ તથા અશ્વને હણી પતંગ નામના જંતુની પેઠે સંગ્રામમાં પડતાં હતાં. ગાંડીવમાંથી નીકળેલા બાણેકરી બધું ઢંકાઇ ગયું તેથી સંગ્રામમાં દિશા તથા વિદિશાઓ પણ જણાતી ન હતી. સુવર્ણના પુંખવાળા તૈલેકરી ધૌત, શરાણિઆએ સજેલાં પાંડવના નામથી અંકિત બાણેકરી સર્વ જગત પૂર્ણ થઇ ગયું. અગ્નિ જેમ હસ્તિઓને બાળવા માંડે તેમ અર્જુને બાળવા માંડેલા તથા તીક્ષ્ણ બાણેકરી હણેલા તે, અર્જુનને છોડતા ન હતા. બાણ તથા ધનુષ ધરેલા પ્રજ્વલિત સૂર્યસરખા અર્જુન, પ્રજ્વલિત એવો અગ્નિ જેમ સુકા ઘાસના સમુદાયને બાળે તેમ યોદ્ધાઓને બાળતા હતા. જેમ વનના પાળનારાઓએ વનના અંતમાં મૂકેલો સુંદર શબ્દવાળો અત્યંત વૃદ્ધિ પામેલો પ્રતાપી અગ્નિ, સુકા ઘાસ, લતા સમુદાય તથા ઘણાંક વૃક્ષને બાળે, તેમ નારાચ ગણેકરી પ્રતાપી, બાણરૂપી જ્વાળાવાળો, તીક્ષ્ણ છે તેજ જેનું એવો અસહનશીલ વેગવાળો અર્જુન, તમારા પુત્રની સર્વ સેનાને બાળતો હતો. સુવર્ણની પુંખવાળાં સારી રીતે મૂકેલાં પ્રાણ હરનારાં બાણ, શત્રુ સૈન્યમાં જઇ તેમનાં મર્મસ્થાન ભેદતાં હતાં; તેથી નર, અશ્વ તથા પરમ એવા હસ્તિ વિષે પણ તેને બીજું બાણ મૂકવું પડતું ન હતું. અનેક તરેહનાં છે રૂપ તથા આકૃતિ જેમની એવા બાણેકરી મોટા રથસૈન્યમાં પ્રવિષ્ટ થઇ એકલા અર્જુન, વજ્રપાણિ એવો ઇન્દ્ર જેમ દૈત્યોને હણે તેમ તમારા પુત્રની સેનાને હણતો હતો.

**अनेकरूपाकृतिभिर्हिबाणैर्महारथानीकमनुप्रविश्य ।**
**स एव एकस्तव पुत्रस्य सेनां जघान दैत्यानिव वज्रपाणिः ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥**

## અધ્યાય ૨૫ મો. દુર્યોધનનું પલાયન.

**संजय उवाच—पश्यतां यतमानानां शूराणामनिवर्तिनां ।**
**संकल्पमकरोन्मोघं गांडीवेन धनंजयः ॥१॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! સંગ્રામમાંથી પાછા ન ફરનાર યત્ન કરતા શૂરવીરોનો અર્જુને, ગાંડીવ ધનુષેકરી સંકલ્પ ફોકટ કર્યો. જલધારાને મૂકતો મેઘ જેમ આકાશમાં દેખાય તેમ ઇન્દ્રનાં વજ્ર સરખાં સ્પર્શવાળાં કોઇથી સહન થાય નહિ એવાં મહા તીક્ષ્ણ બાણ મૂકતો અર્જુન, સંગ્રામમાં દેખાતો હતો. એ રીતે અર્જુને હણવા માંડેલું સૈન્ય હે ભરતશ્રેષ્ઠ! તમારા પુત્રના જોતાં સંગ્રામમાંથી નાસવા લાગ્યું. કેટલાક તો પિતા, ભાઇ તથા વયસ્યોને

છોડી દેઇ નાસવા લાગ્યા. હે વિશાંપતે ! કેટલાક તો હણાયા છે અશ્વ, સારથિ તથા રથ જેમના એવા અને બીજા ભાગ્યા છે આરા, ધોસરી, ચક્ર અને ઈષ નામનું રથકાષ્ટ જેમનું એવા થયા. કેટલાકનાં બાણ ક્ષીણ થઇ ગયાં, કેટલાક બાણથી પીડિત થએલા અક્ષત એવા કેટલાક એકદમ ભાગવા લાગ્યા. હણાયા છે ઘણાક બાંધવ જેમના એવા કેટલાક પુત્રોને લેઇ આક્રોશ કરતા હતા. બીજા કેટલાક, હે નરવ્યાઘ્ર ! પિતાને, સહાયને, બાંધવને તથા સંબંધિઓને છોડી દેઇ તે તે ઠેકાણે નાસી જતા હતા. અત્યંત વિંધાવાથી મોહ પામી ગએલા ઘણાક મહારથિઓ શ્વાસોચ્છ્વાસ કરતા દેખાતા હતાં. તેમને રથમાં બેસાડી બે ઘડી આશ્વાસના કરી થાકી ગએલા તૃષ્ણારહિત બીજા યોદ્ધાઓ, વળી યુદ્ધ વાસ્તે જતા હતા. તમારા પુત્રની આજ્ઞાને માનનારા યુદ્ધમાં દુર્મદ એવા કેટલાક યોદ્ધાઓ તેમને છોડી દેઇ વળી યુદ્ધ વાસ્તે જતા હતા. બીજા કેટલાક જળપાન કરી વાહનની આશ્વાસના કરી કવચ પેહેરી યુદ્ધ કરવા સાવધાન થયા. કેટલાક યોદ્ધાઓ તો, ભાઇઓને આશ્વાસના કરી તેમને ત્યાં તંબુમાં નાખીને, યુદ્ધ વાસ્તે તૈયાર થયા. તેમજ બીજા કેટલાક યોદ્ધાઓ પુત્ર તથા પિતાને તંબુમાં છોડી દેઇ યુદ્ધ વાસ્તે સજ્જ થયા. કેટલાક મુખ્ય યોદ્ધાઓ, રથને તૈયાર કરી પાંડવના સૈન્ય પ્રત્યે જઈ યુદ્ધ કરવા લાગ્યા. ઘુઘરીઓની જાલેકરી ઢંકાઇ ગએલા શૂરવીર, ત્રૈલોક્યનો વિજય કરવા સજ્જ થએલા દૈતેય તથા દાનવ જેવા શોભે તેવા શોભતા હતા. કેટલાક શૂરવીરો તો સુવર્ણથી શોભિતા રથેકરી તત્કાલ પાંડવના સૈન્ય વિષે આવી ધૃષ્ટદ્યુમ્ન સાથે યુદ્ધ કરવા લાગ્યા. પાંચાલ્ય એવો ધૃષ્ટદ્યુમ્ન, મહારથિ શિખંડિ, તથા નકુલપુત્ર શતાનીક આદિ સર્વ, રથસૈન્ય સાથે યુદ્ધ કરતા હતા. વળી મોટા સૈન્યથી વીંટાયલો સંક્રુદ્ધ એવો પાંચાલ્ય, તમારાઓની સામે દોડી તેમને હણવા ઉદ્યુક્ત થયો. હે જનાધિપ ! ધનુષ ધરનાર તમારા પુત્રે સામે આવતા પાંચાલ્ય ઉપર અનેક બાણ નાખી શરાણીયાએ સજેલાં નારાચ, અર્દ્ધનારાચ તથા વત્સદંત નામનાં ઘણાંક બાણેકરી એના ચાર અશ્વને હણી બે બાહુ તથા વક્ષઃસ્થળમાં ઘણાંક બાણ માર્યાં. અંકુશે કરી પીડિત એવો હસ્તિ હોય તેમ અત્યંત વીંધાયલા મોટા ધનુષવાળા તેણે પણ બાણેકરી તેના ચાર અશ્વને યમલોક પ્રત્યે મોકલી ભલ્લ નામના બાણેકરી સારથિનું મસ્તક કાયા ઉપરથી નીચે પાડી નાખ્યું. તે વખતે હણાયો છે રથ જેનો એવો શત્રુને દમન કરનાર દુર્યોધન રાજા, ઘોડાના પૃષ્ટ ઉપર આરોહણ કરી થોડેક દૂર સંગ્રામમાંથી દૂર જઇ મહા બળવાન એવો તમારો પુત્ર, હણાયું છે પરાક્રમ જેનું એવા પોતાના સૈન્યને જોઇ સુબલપુત્ર શકુનિ હતો ત્યાં ગયો. એ રીતે રથિઓ ભાગ્યા તે સમયે ત્રણ હજાર મોટા હસ્તિઓએ, રથિ એવા સર્વ પાંડવોને ચારેતરફથી વીંટી લીધા. હે ભારત ! હે મહારાજ ! સંગ્રામના મધ્યમાં હસ્તિસૈન્યથી વીંટાયલા તે પાંચ, મેઘેકરી વીંટાયલા ગ્રહ શોભે તેમ શોભતા હતા. હે મહારાજ ! એટલામાં કૃષ્ણ છે સારથિ જેના એવા લબ્ધલક્ષ મહાબાહુ અર્જુન રથે કરી બહાર નિકળી પર્વત સરખા હસ્તિઓએ કરી ચોતરફથી વીંટાયલા તીક્ષ્ણ તથા નિર્મળ એવા નારાચ નામના બાણેકરી હસ્તિસૈન્ય સાથે યુદ્ધ કરવા લાગ્યા. યુદ્ધ ભૂમિમાં અર્જુને એક બાણે કરી હણેલા ભૂમિપર પડતા મોટા હસ્તિઓને અમે જોતા હતા. મદોન્મત્ત હસ્તિની જેને ઉપમા અપાય એવો બળવાન ભીમસેન રથમાંથી નીચે ઉતરી હાથમાં મોટી ગદા લેઇ દંડ છે હાથમાં જેના એવા કાળની પેઠે સામે આવી ઉભો રહ્યો. પાંડવોમાં મહારથિ એવા ઉગામેલા ગદાયુક્ત હસ્તવાળા તેને જોઇ તમારી તરફના સૈનિક, ત્રાસ પામી વિષ્ટા તથા મુત્રને સ્રવવા લાગ્યા. બધું સૈન્ય ઉદ્વિગ્ન થયું. પછી ભીમસેને ગદાએ કરી ભેદ્યાં છે કુંભસ્થલ

જેમનાં, રજેકરી યુક્ત, પર્વતની જેમને ઉપમા અપાય એવા દોડયા જતા હસ્તિઓને અમે જોતા હતા. ભીમસેનની ગદાએ કરી હણાયલા હસ્તિઓ, સંગ્રામમાંથી આમતેમ નાસી જતા હતા. કેટલાક પીડિત સ્વર કરી કપાઇ ગઇ છે પાંખો જેમની એવા પર્વત જેમ પડે તેમ પૃથ્વી ઉપર પડતા હતા. ભેદાયાં છે કુંભસ્થળ જેમનાં એવા અહિં ત્યાં દોડતા તથા પડતા ઘણાક હસ્તિઓને જોઇ તમારા સૈનિકો ત્રાસ પામવા લાગ્યા. સંક્રુદ્ધ થએલા યુધિષ્ઠિર, તથા માદ્રી પુત્ર નકુલ સહદેવ પણ ગૃધ્રનાં પિંછ બાંધેલાં તીક્ષ્ણ બાણેકરી તેમને યમલોક પ્રત્યે મોકલવા લાગ્યા. ધૃષ્ટદ્યુમ્ન તો દુર્યોધનરાજાને પરાજય પમાડી અશ્વના પૃષ્ઠના આશ્રયે તમારો પુત્ર સંગ્રામમાંથી દૂર ગયા પછી હસ્તિઓએ કરી વીંટાયલા સર્વ પાંડવોને જોઇ તેની સામે દોડી હણવાને ઇચ્છતો પંચાલ રાજાનો પુત્ર હસ્તિઓ સામે જવા લાગ્યો. રથસૈન્ય વિષે શત્રુને દમન કરનાર એવા દુર્યોધનને ન જોવાથી થયો છે ભય જેમને એવા અશ્વત્થામા, કૃપાચાર્ય, તથા સાત્વત એવો કૃતવર્મા વર્તતા મનુષ્યના ક્ષયવિષે રાજાને ન જોવાથી તમારા પુત્રને હણવા માગતા એવા તે મહારથિઓ, વિવર્ણ છે મુખ જેમનાં એવા થઇ ક્ષત્રિયોને પૂછવા લાગ્યા કે, આ રણમાંથી દુર્યોધન રાજા કયાં ગયા ? તેમનાં વચન સાંભળી કેટલાકે કહ્યું કે, સારથિ હણાવાથી દુરૂત્સહ એવા પાંચાલ રાજના સૈન્યને છોડી દેઇ જ્યાં સુબલપુત્ર શકુનિ હતો ત્યાં રાજા પોતે ગયા. અત્યંત ક્ષત થએલા, હણાયાં છે વાહન જેમનાં તથા જેમના બાણેકરી વ્યથિતથએલા ક્ષત્રિયો અતિસ્પષ્ટ નહિ એવું કહેવા લાગ્યા કે, દુર્યોધનનું તમારે શું પ્રયોજન છે ? કયાંય પણ તે જીવતો હશે તો સહજ દેખાશે, વાસ્તે એકઠા મળી યુદ્ધ કરો, રાજા તમારૂં શું કરશે ? આ સર્વ પાંડવ, હસ્તિઓને હણી જાય છે, વાસ્તે જેથી આપણે વીંટાયા છીએ તે સર્વ સૈન્યને હણીએ. એવાં તેમનાં વચન સાંભળી મહા બળવાન અશ્વત્થામા, દુરૂત્સહ એવા પંચાલ રાજના તે સૈન્યને ભેદી જ્યાં સુબલપુત્ર શકુનિ હતો ત્યાં ગયો. તેમજ દઢ ધનુષવાળા શૂરવીર કૃપાચાર્ય તથા કૃતવર્મા પણ ત્યાં ગયા. તેટલામાં હે રાજન્ ! ધૃષ્ટદ્યુમ્ન છે મુખ્ય જેમાં એવા પાંડવો પણ તમારી તરફનાઓને હણતા ત્યાં આવ્યા. પ્રસન્નતાથી આવતા તે મહારથિઓને જોઇ તમારી તરફના શૂરવીર, જીવિત વિષે નિરાશ થયા. તેમજ બહુધા તમારૂં સૈન્ય પણ વિવર્ણ મુખવાળું થઇ ગયું. ક્ષીણ થયાં છે આયુધ જેમનાં એવા તેમને જોઈ હે રાજન્! અંગરહિત એવા સૈન્યસહિત પોતાના જીવિતનો ત્યાગ કરી અશ્વત્થામા આદિ લેઇ ચાર અને પાંચમો હું, જ્યાં કૃપાચાર્ય હતા ત્યાં ઉભો રહી પાંચાલના સૈન્ય સાથે યુદ્ધ કરતો હતો. પછી અર્જુનના બાણેકરી પીડિત તથા તેણે જીતી લીધેલા એવા અમે પાંચેય સંગ્રામમાંથી એક તરફ નાસી ગયા. તે મહા રૌદ્ર એવા ધૃષ્ટદ્યુમ્ન સાથે તે સમયે મોટો સંગ્રામ થયો નહિ. તે સામે આવતા મહારથિ સાત્યકિને મેં જોયો, તેટલામાં તો શૂરવીર એવો તે, ચારસો રથસહિત સંગ્રામમાં મારી સામે દોડયો. થાકી ગયાં છે વાહન જેનાં એવા ધૃષ્ટદ્યુમ્નથી કોઈ રીતે હું મૂકાયો, પણ પાછો દુષ્કૃતિ જેમ નરકમાં પડે તેમ માધવ એવા સાત્યકિના સૈન્યમાં પડયો. તે વખતે ત્યાં બે ઘડીપર્યંત અતિદારૂણ એવું ભયંકર યુદ્ધ થયું. તેમાં મહાબાહુ સાત્યકિએ, મારા પરિકર જનને હણી મૂર્છા પામી પૃથ્વી વિષે પડેલા મને ગ્રહણ કર્યો. તે પછી બે ઘડીને સુમારે ભીમસેનની ગદાથી અને અર્જુનના નારાચ બાણેકરી પીસાયલા પર્વત સરખા મોટા હસ્તિએકરી પાંડવોને જવાનો માર્ગ અતિ સંકુચિત થઇ ગયો. તે વખતે મોટા હસ્તિઓને ખેંચી દૂર નાંખતા મહા બલવાન ભીમસેને પાંડવનો રથ ચલાવા વાસ્તે માર્ગ કર્યો. હે રાજન્ !

રથસૈન્યમાં શત્રુને દમન કરનાર દુર્યોધનને ન જોતા એવા અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા, મહારથિ તમારા પુત્રને, સંગ્રામમાં ખોળતા હતા. વર્તમાન એવા તે જનક્ષયવિષે રાજાના અદર્શનથી ઉદ્વિગ્ન થએલા પાંચાલ્યને છોડી દઈ જ્યાં સુબલપુત્ર શકુનિ હતો ત્યાં ગયા.

परित्यज्य च पांचाल्यं प्रयाता यत्र सौबलः ।
राज्ञो दर्शनसंविग्ना वर्तमाने जनक्षये ॥

इति श्री महाभारते शल्यपर्वणि दुर्योधनापयने गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

## અધ્યાય ૨૬ મો. ધૃતરાષ્ટ્ર પુત્રોનો નિપાત.

संजय उवाच—गजानीकेहते तस्मिन् पांडुपुत्रेण भारत ।
वध्यमाने बले चैव भीमसेनेन संयुगे ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે ભારત ! સંગ્રામમાં પાંડુપુત્ર ભીમસેને ગજસૈન્યને હણ્યું તે સમે હાથમાં દંડ લેઇ પ્રાણ હરનાર કુપિત કાળ હોય નહિ તેની પેઠે સંગ્રામમાં વિચરતા શત્રુને દમન કરનાર ભીમસેનને જોઇ કૌરવ્ય એવા તમારા પુત્ર દુર્યોધનને ક્યાંય ન જોતા એવા હણતાં બાકી રહેલા દુર્મર્ષણ, શ્રુતાંત, જૈત્ર, ભૂરિબલ, રવિ, જયત્સેન, સુજાત, શત્રુને હણનાર દુર્વિષહ, દુર્વિમોચન, દુષ્પ્રધર્ષ, અને મહાબાહુ શ્રુતર્વા, યુદ્ધમાં વિશારદ એવા સર્વ સોદર્ય તમારા પુત્ર, એકઠા મળી ભીમસેન સામે દોડી ચોતરફથી તેને ઘેરવા લાગ્યા. હે મહારાજ ! ભીમસેને પણ ફરીથી પોતાના રથમાં બેસી તમારા પુત્રોના મર્મસ્થાન વિષે તીક્ષ્ણ બાણ માર્યાં. મહા સંગ્રામમાં ભીમસેનના બાણેકરી વ્યાપ્ત એવા તમારા પુત્ર ચતુષ્પથમાંથી જેમ લોકો, હસ્તિને મળે તેમ ભીમસેનને મળ્યા. ક્રોધાયમાન થએલા ભીમસેને ક્ષુરપ્ર નામના બાણથી મથન કરી, દુર્મર્ષણ નામના તમારા પુત્રનું મસ્તક, તત્કાલ પૃથ્વી ઉપર પાડી નાંખ્યું. ત્યાર પછી વળી મહારથિ ભીમસેને, સર્વ આવરણ ભેદનાર ભલ્લ નામના બીજા બાણેકરી તમારા પુત્ર શ્રુતાંતને પણ હણ્યો. વળી હસતો હોય તેમ શત્રુને દમન કરનાર તેણે, નારાચ નામના બાણેકરી તમારા પુત્ર જયત્સેનને વીંધી, રથમાં બેસવાના સ્થાનક ઉપરથી નીચે પાડ્યો. રથ ઉપરથી પૃથ્વીપર પડી તે મરણ પામ્યો. ક્રોધાયમાન થએલા શ્રુતર્વા નામના તમારા પુત્રે હે મારિષ ! ગૃધ્રનાં પિંછ બાંધેલાં નતંપર્વ સો બાણેકરી ભીમસેનને વીંધ્યો, તેથી ક્રોધાયમાન થએલા ભીમસેને સંગ્રામમાં જૈત્ર, ભૂરિબળ, તથા રવિ નામના તમારા ત્રણ પુત્રને વિષ તથા અગ્નિ સરખાં ત્રણ બાણેકરી વીંધ્યા. ભીમસેને વીંધેલા તે મહારથિ વસંત ઋતુમાં પુષ્પયુક્ત ખાખરાના વૃક્ષની પેઠે રથમાંથી પૃથ્વીપર પડયા. ત્યાર પછી શત્રુને તપાવનાર તેણે તીક્ષ્ણ એવા ભલ્લ નામના બીજા બાણેકરી દુર્વિમોચન નામના તમારા પુત્રને હણી યમલોક પ્રત્યે મોકલી દીધો. ભીમસેને હણેલો રથિઓમાં શ્રેષ્ઠ તે, વાયુએ ભાગેલા પર્વતના શિખર ઉપરથી વૃક્ષ પડે તેમ પોતાના રથમાંથી પૃથ્વીપર પડ્યો. ત્યાર પછી વળી સેના મુખ વિષે તેણે, દુષ્પ્રધર્ષ તથા સુજાત નામના તમારા બે પુત્રને એક એકને બે બે બાણેકરી હણ્યા. તે વખતે ભીમસેનના બાણેકરી વીંધાયાં છે અંગ જેમનાં એવા રથિઓમાં

શ્રેષ્ઠ તે બેઉ, રણભૂમિપર પડયા. તે પડયા તેમને જોઇ સંગ્રામમાં પોતા સામે આવતા દુર્વિષહ નામના તમારા પુત્રને જોઇ ભીમસેને, ભલ્લ નામના બાણેકરી તેને પણ પાડયો. હણાયલો તે ધનુષ ધરનાર જોતાં વાહન ઉપરથી પૃથ્વીપર પડયો. આ રીતે સંગ્રામમાં એકલા ભીમસેને ઘણાક ભાઇઓને હણ્યા. તેમને જોઈ ક્રોધવશ થએલા શ્રુતવર્માએ સુવર્ણથી શોભિતું મોટું ધનુષ લઇ ભીમસેન સામે દોડી, વિષ તથા અગ્નિ સરખાં ઘણાંક બાણ તેની ઉપર નાંખી મહા સંગ્રામમાં પાંડુપુત્ર એવા તેનું ધનુષ કાપી, કપાઇ ગએલા ધનુષવાળા એની ઉપર વળી વીસ બાણ નાંખ્યાં તે વખતે મહા બળવાન ભીમસેને બીજું ધનુષ ગ્રહણ કરી તમારા પુત્ર ઉપર ઘણાંક બાણ નાંખી 'અરે ઉભો રહે ઉભો રહે, એમ તેને કહ્યું. તે વખતે તે બેઉનું પૂર્વે જંભાસુર તથા ઇન્દ્રનું યુદ્ધ થયું હતું તેવું વિચિત્ર ભયંકર યુદ્ધ થયું. તે બેઉનાં મૂકેલાં યમદંડ સરખાં તીક્ષ્ણ બાણેકરી સર્વ પૃથ્વી, આકાશ, દિશા તથા વિદિશાઓ ઢંકાઇ ગઇ. સંક્રુદ્ધ થએલા શ્રુતર્વાએ ધનુષ ગ્રહણ કરી ઘણાંક બાણ ભીમસેનના બે બાહુ તથા વક્ષસ્થળમાં માર્યાં. હે મહારાજ ! ધનુષ ધરનાર તમારા પુત્રે અત્યંત વીંધેલા પર્વ વિષે મહા સમુદ્ર ક્ષોભ પામે તેમ ક્ષુભિત થઇ ક્રોધાવિષ્ટ એવા તેણે બાણેકરી તમારા પુત્રના સારથિને તથા એના ચાર અશ્વને યમલોક પ્રત્યે મોકલી વિરથ એવા તેને જોઈ હસ્તલાઘવી દેખાડતા ગૃધ્રનાં પિંછ બાંધેલાં ઘણાંક બાણ તેની ઉપર નાંખ્યાં. હે રાજન્ ! તે સમે વિરથ એવા શ્રુતવર્માએ ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કર્યાં. ખડ્ગ તથા સેંકડો ચંદ્રાકૃતિ ચિન્હવાળી ઢાલ, એ ગ્રહણ કરતો હતો એટલામાં તો પાંડુપુત્ર ભીમસેને, ક્ષુરપ્ર નામના બાણેકરી કાયા ઉપરથી એનું મસ્તક નીચે પાડી નાંખ્યું. મહાત્મા ભીમસેને ક્ષુરપ્ર નામના બાણેકરી કાપ્યું છે ઉતમાંગ જેનું એવા શ્રુતર્વાની કાયા પૃથ્વીને શબ્દાયમાન કરતી નીચે પડી. તે શૂરવીર પડયો તે જોઇ ભયે કરી મોહિત એવા તમારી તરફના યોધ યુદ્ધ કરવાની ઇચ્છાથી ભીમસેન સામે દોડયા. હણાતાં બાકી રહેલા સૈન્ય સમુદ્રથી પોતા સામે આવતા કવચવાળા તેમને પ્રતાપવાન ભીમસેને વારી રાખ્યા. તેમણે પણ ચોતરફથી ભીમસેનને વીંટી લીધો. એવી રીતે વીંટાયલા ભીમસેને, તીક્ષ્ણ બાણેકરી તમારી તરફના સર્વ યોદ્ધાઓને, ઇંદ્ર જેમ અસુરોને પીડે તેમ પીડિત કર્યા. ત્યાર પછી ભીમસેને, પડદા સહિત મોટા પાંચસો રથને હણી યુદ્ધમાં સાતસો જેટલી જેની સંખ્યા છે એવા હસ્તિસૈન્યને હણ્યું. પછી પાંડુપુત્ર ઉત્કૃષ્ટ બાણેકરી લક્ષ પાયદળ તથા આઠસો અશ્વને હણી સંગ્રામમાં શોભતો હતો. હે પ્રભો ! એવી રીતે કુંતીપુત્ર ભીમસેન, યુદ્ધ વિષે તમારા પુત્રને હણી પોતાના આત્માને કૃતાર્થ તથા પોતાના જન્મને સફળ માનવા લાગ્યો. હે નરાધિપ ! તે રીતે યુદ્ધ કરતા અને તમારાઓને હણતા જેની સામું જોવા પણ તમારા સૈનિકો ઉત્સાહ કરતા ન હતા; એવો પરાક્રમી પાંડુપુત્ર ભીમસેન, સર્વ કૌરવોને નસાડી તેમની પાછળ ચાલનારાઓને હણી મોટા હસ્તિઓને ત્રાસ પમાડતો બે હાથેકરી શબ્દ કરતો હતો. હે મહારાજ ! હે વિશાંપતે ! હણાયા છે ઘણાક યોદ્ધાઓ જેમાંથી એવી કંઈ અવશેષ રહેલી તમારી સેના દીન થઇ પડી.

**हतभूयिष्ठयोधा तु तव सेना विशांपते ।**
**किंचिच्छेषा महाराज कृपणं समपद्यत ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि एकादशधार्तराष्ट्रवधे गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥**

## અધ્યાય ૨૭ મો. સુશર્માનો વધ.

**संजय उवाच—दुर्योधनो महाराज सुदर्शश्चापि ते सुतः ।
हतशेषौ तदा संख्ये वाजिमध्ये व्यवस्थितौ ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર. હે મહારાજ! દુર્યોધન તથા સુદર્શન નામનો તમારો પુત્ર, હણાતાં બાકી રહેલા હોવાથી સંગ્રામ વિષે વાજિ વચ્ચે ઉભા હતા. વાજિના મધ્યમાં ઉભેલા દુર્યોધનને જોઇ દેવકીપુત્ર કૃષ્ણ, કુંતિપુત્ર અર્જુનને કહેવા લાગ્યા કે, ઘણાક શત્રુઓ હણાયા, જ્ઞાતિયોનું પરિપાલન કર્યું. ને શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિ પણ સંજયને ગ્રહણ કરી, નિવૃત્ત થયો. તેમ હે ભારત! પાછળ ચાલનાર સહિત ધૃતરાષ્ટ્રના પુત્રો સાથે યુદ્ધ કરી નકુલ તથા સહદેવ થાકી ગયા છે. કૃપાચાર્ય, કૃતવર્મા, તથા મહારથિ અશ્વત્થામા, એ ત્રણ યોદ્ધાઓ પણ દુર્યોધનને છોડી દઇ ઉભા છે. દુર્યોધનના સૈન્યને હણી સર્વ પ્રભદ્રક સહિત, પરમ શોભાયુક્ત એવો આ પાંચાલ્ય, ઉભો છે. હે પાર્થ! મસ્તક ઉપર જેને છત્ર ધર્યું છે એવો વારંવાર નિરીક્ષણ કરતો દુર્યોધન રાજા, સર્વ સૈન્યની વ્યૂહ રચના કરી સંગ્રામના મધ્યમાં ઉભો છે, એને તીક્ષ્ણ બાણથી હણી તું કૃતકૃત્ય થઇશ. હે શત્રુને દમન કરનાર, હણાયેલા હસ્તિસૈન્યને તથા પ્રાપ્ત થએલા તને જોઇ જ્યાં સુધી આ યોદ્ધાઓ નાઠા નથી ત્યાં સુધી દુર્યોધનને હણ. કોઇપણ દૂત, પાંચાલ્ય પ્રત્યે જઇ અહિં આવો એમ તેને કહે, તે વિના હે તાત! થાકી ગયું છે સૈન્ય જેનું એવો અપરાધી બચશે નહિ. ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન સંગ્રામમાં તારા સર્વ સૈન્યને હણીને પાંડુપુત્રને જીતેલાજ છે એમ માની મોટું રૂપ ધારણ કરે છે. પણ તે હાલ, પાંડવોએ પીડિત કરેલા તથા હણેલા પોતાના સૈન્યને જોઇ અવશ્ય, સંગ્રામમાં પોતાના વધ વાસ્તે આવશે. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી અર્જુન, આવી રીતે કહેવા લાગ્યો. હે માધવ! ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રને ભીમસેને હણ્યા અને આ બે બાકીના ઉભેલા છે તે પણ હે કૃષ્ણ! આજ નાશ પામશે અને ભીષ્મ, દ્રોણ, સૂર્યપુત્ર કર્ણ, મદ્રરાજ શલ્ય, તથા જયદ્રથ, એ સર્વ હણાયા ને સુબલપુત્ર શકુનિના પણ બાકીના પાંચસો અશ્વ રણમાં રહ્યા છે. હે જનાર્દન! રથ તો બાકી બસો અવશેષ રહ્યા છે. દોઢસો હસ્તિ તથા ત્રણ હજાર પાયદળ બાકી રહ્યાં છે. તેમજ અશ્વત્થામા, કૃપાચાર્ય, ત્રિગર્તનો અધિપતિ, ઉલુક, શકુનિ તથા સાત્વત એવો કૃતવર્મા, હે માધવ! દુર્યોધનનું બાકી એટલું સૈન્ય અવશેષ રહ્યું છે. તેમ પૃથ્વી વિષે કાળ થકી કોઇનો પણ જરૂર મોક્ષ છેજ નહિ, એ રીતે સૈન્ય હણાવાથી ઉભેલા દુર્યોધનને જુવો. આજના દિવસમાં મહારાજ યુધિષ્ઠિર, હણાયા છે શત્રુ જેના એવા થશે. હે કૃષ્ણ! મદોત્કટ એવા સંગ્રામનો ત્યાગ નહિ કરે તેમાંથી તો કોઇને હું મૂકીશ નહિ, કદી મનુષ્ય નહિ ને દેવ હશે તોપણ તે સર્વને હું હણીશ. આજ અત્યંત ક્રુદ્ધ થએલો હું યુદ્ધમાં તીક્ષ્ણ બાણે કરી ગાંધાર એવા શકુનિને હણી રાજાના ઘણા વખતના ઉજાગરા ટાળીશ. દુરાચારી સુબલપુત્ર શકુનિએ છળે કરી દ્યૂત વિષે સભામાં જે રત્ન હરણ કર્યા છે તે આજ હું પાછાં લઇશ. આજ યુદ્ધમાં પાંડવોએ હણેલા પતિ તથા પુત્રને સાંભળી નાગપુરમાં તે સર્વ સ્ત્રીયો રૂદન કરશે. હે કૃષ્ણ! આજ સર્વ કર્મ સમાપ્ત થશે. આજ દુર્યોધન રાજા હે કૃષ્ણ! સંગ્રામ વિષે ભયને લીધે મારી પાસેથી જો નાસી જાય તો પ્રદીપ્ત એવી રાજ્યલક્ષ્મી તથા પ્રાણનો ત્યાગ કરશે. હે અરિંદમ! હે વાર્ષ્ણેય! બાલબુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધનને મેં હણ્યોજ છે, એમ તમે જાણો; કેમકે, આ વાજિવૃંદ મારી પ્રત્યંચા તથા તલાના શબ્દને

સહન કરવા અસમર્થ છે. જ્યાં સુધી એને હું હણું ત્યાં સુધી ત્યાં જઇ તમે ઉભા રહો, એ રીતે યશસ્વી એવા પાંડુપુત્ર અર્જુને કહ્યું એટલે દાશાર્હ ભગવાને, હે રાજન્! દુર્યોધનના સૈન્યપ્રત્યે ઘોડાઓને ચલાવ્યા. એ રીતે દુર્યોધનના સૈન્યને જોઇ ભીમસેન, અર્જુન તથા સહદેવ સજ્જ થયેલા મહારથિ એવા એ ત્રણેય યોદ્ધાઓ, દુર્યોધનને હણવાની ઇચ્છાથી સિંહનાદ કરતા ત્યાં ગયા. વેગે કરી ઉગામેલાં છે ધનુષ જેમણે એવા, એકઠા મળેલા તે સર્વને જોઇ સુબળપુત્ર શકુનિ, યુદ્ધમાં ઉઘાડાં શસ્ત્ર ધરેલા પાંડવો સામે દોડયો. સુદર્શન નામનો તમારો પુત્ર, ભીમસેન સામે દોડયો. સુશર્મા તથા શકુનિ, અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યા. હે જનાધિપ! અશ્વ ઉપર બેઠેલા તમારા પુત્રે સહદેવ સામે જઇ યત્ને કરી સાંગ નામનું શસ્ત્ર હાથમાં લઇ સહદેવના મસ્તક વિષે પ્રહાર કર્યો. એ રીતે તમારા પુત્રે તાડન કરેલા રૂધિરથી વ્યાપ્ત છે અંગ જેનાં એવો સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતો તે રથમાં બેસવાને સ્થાનકે ઢળી પડયો. હે વિશાંપતે! ત્યાર પછી સંજ્ઞા જેને પ્રાપ્ત થઇ છે, એવા સંક્રુદ્ધ થએલા સહદેવે તીક્ષ્ણ બાણે કરી દુર્યોધનને વિંધ્યો. તેટલામાં કુંતિપુત્ર અર્જુન, અશ્વના પૃષ્ટ ઉપર બેઠેલા શૂરવીરનાં મસ્તકો કાપી, ઘણાંક બાણથી તે સૈન્યને વિંધી, સર્વ અશ્વને પાડી, ત્રિગર્તોના રથ પ્રત્યે ગયો. તેને જોઇ એકઠા મળેલા ત્રિગર્તોના મહારથિઓએ અર્જુન તથા વાસુદેવ ભગવાન ઉપર બાણનો વર્ષાદ કર્યો. હે વિભો! મોટા યશવાળા પાંડુનંદન અર્જુને, સત્યકર્માને તિરસ્કાર કરી ક્ષુરપ્ર નામના બાણથી એના રથના ઇષ નામના રથકાષ્ઠને કાપી શિલાઉપર તીક્ષ્ણ કરેલા ક્ષુરપ્ર નામના બીજા બાણેકરી કુંડળથી શોભિતા તેના મસ્તકને કાપી નાંખ્યું. ત્યાર પછી વળી તેણે, વનમાં ભૂખ્યો એવો સિંહ જેમ મૃગને ગ્રહણ કરે તેમ યોદ્ધાઓ જોતાં સત્યેષુને ગ્રહણ કરી તેને હણી, વળી ત્રણ બાણેકરી સુશર્માને વીંધી સુવર્ણથી શોભિતા તે સર્વ રથને હણી, હે રાજન્! હે ભરતર્ષભ! ઉતાવળ કરતાં અર્જુને ઘણા કાળથી ભેગું કરેલું તીક્ષ્ણ એવું ક્રોધરૂપી વિષ પ્રસ્થલાધિપતિ પ્રત્યે મૂકવા સારૂ સો બાણેકરી એના અશ્વ ઉપર પ્રહાર કરી યમદંડ સરખું બીજું બાણ ગ્રહણ કરી, હસતા હોય નહિ તેની પેઠે સુશર્માને ઉદ્દેશી નાંખ્યો. ક્રોધથી પ્રદીપ્ત એવા ધનુષ ધરનાર તેણે નાંખેલા તે બાણે સુશર્માને પ્રાપ્ત થઇ તેનું હૃદય ભેદ્યું તેથી હે મહારાજ! સર્વ પાંડવોને આનંદ કરનો તથા તમારી તરફનાઓને વ્યથા પમાડનો પ્રાણરહિત તે પૃથ્વીતલ વિષે પડનો હતો. એ રીતે તે સંગ્રામમાં સુશર્માને હણી મહારથિ એવા એના પુત્રોને પણ યમલોક પ્રત્યે મોકલી તીક્ષ્ણ બાણેકરી સર્વ પાછળ ચાલનારાઓને હણી, મહારથિ તે, હણાતાં બાકી રહેલી દુર્યોધનની સેના સામે ગયો. હે જનાધિપ! સંગ્રામમાં કોપાયમાન થએલા ભીમસેને, સુદર્શન નામના તમારા પુત્રને હસતા હોય નહિ તેની પેઠે બાણથી અદશ્ય કરી અત્યંત તીક્ષ્ણ એવા ક્ષુરપ્ર નામના બાણેકરી કાયા ઉપરથી તેનું મસ્તક નીચે પાડી નાખ્યું. હણાયલો તે, પૃથ્વી પર પડયો. શૂરવીર એવો તે હણાયા પછી તેની પાછળ ચાલનારાઓએ વિવિધ પ્રકારના બાણે કરી સંગ્રામમાં ભીમસેનને વીંટી ઉભા. હે ભરતર્ષભ! ભીમસેને પણ ઇન્દ્રના વજ્ર સરખાં સ્પર્શવાળાં તીક્ષ્ણ બાણ ચોતરફથી તમારા સૈન્ય ઉપર નાંખી ક્ષણમાત્રમાં તેને હણ્યું. તે સૈન્ય હણાવાથી મહારથિ એવા સેનાના અધ્યક્ષ ભીમસેનને પ્રાપ્ત થઇ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. પાંડુપુત્ર ભીમસેન પણ તે સર્વની ઉપર ઘોર એવાં બાણ નાંખવા લાગ્યા. તેમજ હે રાજન્! તમારી તરફનાઓએ પણ મહારથિ પાંડવોના બાણના વર્ષાદે કરી ચોત-

રફથી વારી રાખ્યા. યુદ્ધ કરવા ઇચ્છતા તમારા તથા પારકાઓનું સર્વ સૈન્ય એ રીતે વ્યાકુળ થયું હતું. હે રાજન્! બેઉ સેના વિષે બાંધવોનો શોક કરતા પરસ્પર હણાયલા યોદ્ધાઓ સંગ્રામમાં પડતા હતા.

तत्र योधास्तदापेतुः परस्परसमाहताः ।
उभयोः सेनयो राजन् संशोचंतः स्म बांधवान् ॥

इतिश्री महाभारते शल्यपर्वणि सुशर्मवधे गुर्जरभाषायां सप्तविंशो-ऽध्यायः ॥ २७ ॥

## અધ્યાય ૨૮ મો. શકુનિનો વધ.

संजय उवाच—तस्मिन् प्रवृत्ते संग्रामे गजवाजिनरक्षये ।
शकुनिः सौबलो राजन् सहदेवं समभ्ययात् ॥

સંજય કહે છે—ધૃતરાષ્ટ્ર! ગજ, વાજિ તથા મનુષ્યનો જેમાં ક્ષય થતો હતો એવા પ્રવર્તમાન થએલા તે સંગ્રામમાં હે રાજન્! સુબલપુત્ર શકુનિ સહદેવ સામે આવ્યો. સામે આવતા તેની ઉપર પ્રતાપવાન સહદેવે પતંગ નામના જંતુ હોય નહિ એવાં ઘણાંક બાણ નાંખ્યાં. મહા સંગ્રામના મધ્યમાં ઉલૂકે દશ બાણેકરી ભીમસેનને વીંધ્યો. તેમજ શકુનિએ પણ હે મહારાજ! ત્રણ બાણથી ભીમસેનને વીંધી નેવું બાણ સહદેવ ઉપર નાંખ્યાં. એ રીતે હે રાજન્! તે શૂરવીરો સંગ્રામમાં પરસ્પર પ્રાપ્ત થઇ ગૃધ્રનાં પિંછ બાંધેલાં સુવર્ણનાં પુંખવાળાં શિલા ઉપર ઘસેલાં, કાન પર્યંત ધનુષ ખેંચી મૂકેલાં તીક્ષ્ણ બાણેકરી એક બીજાને વીંધાતા હતા. હે વિશાંપતે! તેમના ધનુષ તથા ભુજમાંથી મૂકાયલી તે બાણવૃષ્ટિ, મેઘની ધારાઓની પેઠે સર્વ દિશાઓને આચ્છાદન કરતી હતી, એટલામાં હે ભારત! મહા બળવાન પાંડવો તથાકૌરવો પરસ્પર નાશ કરતા સંગ્રામમાં વિચરતા હતા. હે ભારત! તે બેઉનાં સેંકડો બાણેકરી તમારૂં સૈન્ય, ઢંકાઇ ગયું હતું, તે તે ઠેકાણે આકાશ પણ અંધકારયુક્ત હોય તેવું થઇ રહ્યું હતું. હે વિશાંપતે! રણભૂમિવિષે પડેલા ઘણાક હણાયલાને ખેંચતા બાણથી ઢંકાયલા ચોતરફ દોડતા અશ્વેકરી માર્ગ ભરાઇ ગયો હતો. હે મારિષ! સ્વાર સહિત હણાયલા અશ્વના કવચ, કપાઇ ગયેલા ભાલા, તલવાર, શક્તિ, સાંગ તથા ફરશીઓએકરી રણભૂમિ જેમ પુષ્પેકરી ઢંકાય તેમ ઢંકાઇ ગઇ હતી. મહા સંગ્રામમાં યોદ્ધાઓ પરસ્પર પ્રાપ્ત થઇ ક્રોધથી પરસ્પર હણતા સંગ્રામમાં વિચરતા હતા. ઉઘાડાં છે નેત્ર જેમનાં એવા, ક્રોધથી ઓઠ કરડેલા કમળના કિંજલ્ક સરખા મુખવાળા કુંડળ સહિત, મસ્તકે કરીને પણ રણભૂમિ ઢંકાઇ ગઇ હતી, તેમજ હે મહારાજ! બાજુબંધ તથા મોજાથી શોભિતા ખડ્ગ, સાંગ તથા ફરશી સહિત મોટા હસ્તિની સુંઢ સરખા કપાઇ ગએલા શૂરવીરોના બાહુ તથા ઉભા થઇ નૃત્ય કરતાં કેટલાંક માથા વગરનાં ધડેકરી ઘોર એવી પૃથ્વી માંસ ખાનાર પ્રાણિઓએ કરી ઢંકાઇ ગઇ હતી. પ્રહારને લીધે અવશેષ થોડું સૈન્ય રહ્યું તે વખતે પ્રહૃષ્ટ થએલા પાંડવો મહા સંગ્રામમાં કૌરવ તરફના યોદ્ધાઓને યમલોક પ્રત્યે મોકલતા હતા. તેટલામાં તો પ્રતાપવાન એવા શૂરવીર સુબલપુત્ર શકુનિએ સાંગવડે સહદેવના મસ્તક વિષે પ્રહાર કર્યો.

હે મહારાજ ! વિહ્વળ થએલો તે રથમાં બેસવાને ઠેકાણે બેસી ગયો, તેવી અવસ્થાને પ્રાપ્ત થએલા સહદેવને જોઇ પ્રતાપવાન સંક્રુદ્ધ થએલા ભીમસેને હે ભારત ! સર્વ સૈન્યને વારી રાખી, સેંકડો તથા હજારો નારાચ નામના બાણથી તેને ભેદી શત્રુને દમન કરનાર મોટો સિંહનાદ કર્યો. તે સાંભળી ભયભીત થએલા શકુનિ પાછળ ચાલનાર સર્વ યોદ્ધાઓ અશ્વ તથા હસ્તિ સહિત તત્કાળ નાસવા લાગ્યા. યોદ્ધાને નાસતા જોઈ દુર્યોધન રાજાએ તેમને કહ્યું કે, હે અધર્મજ્ઞો ! પાછા વળો અને યુદ્ધ કરો. તમારા નાસવાથી શું ? યુદ્ધમાં જે ધીરવીર, વાંસો ન દેખાડતાં પોતાના પ્રાણનો ત્યાગ કરે છે તે આ ઉત્તમ લોકને પામે છે માટે આ ઉત્તમ મરણને છોડી દેઇ શું કરવા ભાગો છો, જ્યાં મૃત્યુ નથી એવું કોઇ પણ સ્થાન જગતમાં નથી, વાસ્તે યુદ્ધ કરો. દુર્યોધનનાં વચન સાંભળી શકુનિ પાછળ ચાલનાર યોદ્ધાઓ મૃત્યુભય છોડી દઇ પાંડવ સામે દોડયા. હે રાજેંદ્ર ! દોડતા એવા તેમણે અતિ દારૂણ એવો શબ્દ કર્યો, ક્ષોભ પામેલા સમુદ્ર સરખા તે પણ ચોતરફથી ક્ષુભિત થયા. પોતાની સામે આવેલા શકુનિની પાછળ ચાલનારાઓને જોઇ હે મહારાજ ! વિજયમાં ઉદ્યુક્ત થએલા પાંડવો પણ તેમની સામે આવ્યા. એટલામાં વળી સ્વસ્થ થએલા દુર્ધર્ષ એવા સહદેવે દશ બાણથી શકુનિને વિંધી ત્રણ બાણથી તેના અશ્વને હણી હસતો હોય નહિ જાણે તેની પેઠે એનું ધનુષ પણ બે બાણે કરી કાપી નાંખ્યું. યુદ્ધમાં દુર્મદ એવા શકુનિએ બીજું ધનુષ ગ્રહણ કરી સાઠ બાણથી નકુળને વીંધી સાત બાણે ભીમસેનને વીંધ્યો. એટલામાં હે મહારાજ ! પિતાના રક્ષણને ઇચ્છતા ઉલૂકે પણ સાત બાણથી ભીમસેનને વીંધી, સીત્તેર બાણે કરી સહદેવને વીંધ્યો. મહા સંગ્રામમાં ભીમસેને નવ બાણથી તેને તથા ચોસઠથી શકુનિને વીંધી તેના પાર્શ્વવર્તિઓને પણ ત્રણ ત્રણ બાણે કરી વીંધ્યા. એ રીતે સંગ્રામમાં ભીમસેને, તૈલેકરી તીક્ષ્ણ કરેલા નારાચ બાણથી હણેલા ક્રુદ્ધ થયેલા તેમણે બાણવૃષ્ટિએ કરી સહદેવને, વિદ્યુત સહિત મેઘ જેમ જલધારાએ કરી પર્વતને આચ્છાદન કરે તેમ આચ્છાદન કરી દીધો; તેટલામાં તો પ્રતાપવાન એવા શૂરવીર સહદેવે ભલ્લ બાણેકરી પોતા સામે આવતા ઉલૂકનું મસ્તક કાપી નાખ્યું. એવી રીતે સહદેવે પાડેલો રૂધિરેકરી વ્યાપ્ત સર્વ અંગવાળો પાંડવોને આનંદ આપતો રથમાંથી પૃથ્વી ઉપર પડયો. હે ભારત ! હણાએલા પુત્રને જોઈ અશ્રુએ કરી પૂર્ણ છે નેત્ર જેનાં એવા શ્વાસોચ્છ્વાસ કરતા શકુનિએ વિદુરનાં વચન યાદ કરી બે ઘડી મનમાં વિચાર કરી સહદેવ પાસે જઇ, ત્રણ બાણથી તેને વીંધ્યો. પ્રતાપવાન સહદેવે પણ બાણ સમુદાયે કરી શકુનિએ મૂકેલા બાણને કાપી એનું ધનુષ કાપી નાંખ્યું. હે રાજેંદ્ર ! કપાયું છે ધનુષ જેનું એવા સુબલપુત્ર શકુનિએ ખડ્ગ ગ્રહણ કરી સહદેવ ઉપર નાંખ્યું. હે વિશાંપતે ! સહદેવે પણ હસતો હોય નહિ તેની પેઠે પોતા સામે આવતા ઘોરરૂપ એવા શકુનિના ખડ્ગને બે પ્રકારે કાપી નાંખ્યું. તે રીતે કપાયલા ખડ્ગને જોઇ શકુનિએ મોટી ગદા ગ્રહણ કરી સહદેવ ઉપર નાંખી, તે પણ નિષ્ફળ ગઇ. ત્યાર પછી વળી સંક્રુદ્ધ થએલા સુબલપુત્ર શકુનિએ ઉદ્યુક્ત થએલી કાળરાત્રી સરખી મહાઘોર એવી શક્તિ ગ્રહણ કરી પાંડુપુત્ર સહદેવ ઉપર નાંખી. પોતા સામે આવતી તેને તત્કાળ સુવર્ણથી શોભિતા બાણેકરી, સહદેવે હસતો હોય નહિ તેની પેઠે ત્રણ પ્રકારે છેદી. ત્રણ પ્રકારે કપાયલી સુવર્ણથી શોભિતી ને વીખરાએલી પ્રદીપ્ત એવી વિજળી આકાશમાંથી જેમ પડે તેમ તે પૃથ્વી ઉપર પડી. એવી રીતે હણાયલી શક્તિને તથા ભયથી પીડિત થએલા સુબલપુત્ર શકુનિને જોઈ થયું છે ભાન જેમને એવા શકુનિ સહિત

તમારી તરફના સર્વ યોદ્ધાઓ રણમાંથી નાસવા લાગ્યા. જયશીલ એવા પાંડવોએ મોટો પોકાર કર્યો. તે સાંભળી તમારી તરફના સર્વ યોદ્ધાઓ, બહુધા કરી વિમુખ થયા. વિમુખ થએલા તેમને જોઇ પ્રતાપવાન માદ્રીપુત્રે હજારો બાણેકરી તેમને વારી રાખ્યા. ત્યાર પછી સહદેવ, પુષ્ટ જેમના અશ્વ છે એવા, ગાંધારકોએ રક્ષણ કરેલા, જયને ઇચ્છતા, સંગ્રામમાં આવતા શકુનિને પ્રાપ્ત થઇ, પોતાનો ભાગ છે એવું યાદ કરી સુવર્ણના જેવાં અંગ છે જેનાં એવા રથે કરી તેની સામે જઇ બળવાન એવું અત્યંત મોટું ધનુષ ખેંચી સુબલપુત્ર શકુનિ સામે દોડી હે નૃપ! બાકી રહેલા શકુનિને ગૃધ્રનાં પિંછબાંધેલાં તથા શીલા ઉપર તીક્ષ્ણ કરેલાં બાણથી અંકુશે કરી જેમ મોટા હસ્તિને હણે તેમ તેને હણી મેધાવી એવો તે આગળ થએલા વિગ્રહને જાણે યાદ કરાવતો હોય નહિ તેની પેઠે કહેવા લાગ્યો કે, હે દુર્મતે! ક્ષાત્ર ધર્મવિષે સ્થિર થઇ યુદ્ધ કર અને પુરૂષ થા. હે મૂઢ! સભાતળ વિષે પાસાએ કરી ક્રીડા તું કરતાં રાજી થતો હતો, તે તારાં કર્મનાં ફળને આજ ભોગવ. પૂર્વે તારી તરફના અમારૂં હાસ્ય કરતા હતા તે દુરાત્મા એવા સર્વેજણ હણાયા, હવે તો કુળમાં અંગારારૂપ એવો દુર્યોધન તથા એનો મામો તું એ બે અવશેષ રહ્યા છો. તેમાંથી તારૂં મસ્તક તો આજ હું ક્ષુપ્ર નામના બાણેકરી જેમ લાકડીએકરી વૃક્ષથી ફળ પાડે તેમ પાડીશ, એમ કહી, હે મહારાજ! સંક્રુદ્ધ થએલા રણમાં સિંહરૂપ અતિ દુર્ધર્ષ યોદ્ધાઓનો પતિ મહા બળવાન સહદેવ, વેગેકરી તેની સામે જઈ ક્રોધે કરીને જાણે પ્રજ્વલિત થતો હોય નહિ તેની પેઠે મોટું બળવાન ધનુષ ખેંચી દશ બાણથી શકુનિને અને ચારથી એના અશ્વને વીંધી, તેમજ છત્ર, ધ્વજ તથા ધનુષ પણ કાપી સિંહની પેઠે મોટો શબ્દ કરવા લાગ્યો. વળી હે મહારાજ! ક્રોધાયમાન થયેલા પ્રતાપવાન સહદેવે, મર્મસ્થાનમાં વિંધાયલા શકુનિ ઉપર દુરાસદ એવી બાણવૃષ્ટિ કરી; તેથી ક્રોધાયમાન થયેલો સુબલપુત્ર માદ્રીપુત્ર સહદેવને મારવાની ઇચ્છાથી સુવર્ણથી શોભિતી સાંગ ગ્રહણ કરી એકલો તેની સામે ગયો. તે સમે સંગ્રામના મધ્યમાં માદ્રીપુત્ર સહદેવે ઉદ્યુક્ત થએલી તેની સાંગને તથા વૃતાકાર એવા તેના બે ભુજને પણ ભલ્લ નામનાં ત્રણ બાણે કરી એક સપાટે કાપી વેગે કરી મોટેથી સિંહનાદ કર્યો. વળી બાણ ફેંકનાર એવા અત્યંત સાવધાન થએલા તેણે સુવર્ણના પુંખવાળા, સર્વ આવરણ ભેદનાર, દઢ, લોહમય, ભલ્લ બાણેકરી શરીર ઉપરથી એના મસ્તકને કાપી નાંખ્યું. એ રીતે સુવર્ણથી શોભિતા સૂર્ય સરખાં સહદેવના બાણેકરી હણાયું છે ઉત્તમાંગ જેનું એવો સુબલપુત્ર શકુનિ, પૃથ્વી ઉપર પડયો. એ રીતે ક્રોધાયમાન થએલા પાંડુપુત્રે સુવર્ણના પુંખવાળા, વેગવાન, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણે કૌરવના અન્યાયના મૂળભૂત એવા શકુનિનું મસ્તક કાપી નાંખ્યું. હે પાર્થિવ! શૂરવીર એવા તેણે પ્રથમ સુવૃત્ત એવા તેના ભુજ કાપી પછી વહેતા રૂધિરે કરી વ્યાપ્ત ઘોર એવું તેનું ધડ ઉત્તમ રથમાંથી નીચે પડયું, તે વખતે હણાયું છે ઉત્તમાંગ જેનું એવા રૂધિરાર્દ્ર શરીરવાળા પૃથ્વી વિષે સૂતેલ શકુનિને જોઇ ભયથી નષ્ટ થયું છે સત્વ જેમનું એવા શસ્ત્ર ગ્રહણ કરેલા તમારી તરફના યોદ્ધાઓ, દિશાઓ પ્રત્યે ભાગવા લાગ્યા. તેમજ સુકાયાં છે મુખ જેમનાં, સંજ્ઞારહિત ગાંડીવના શબ્દે કરી હણાયલા, ભયથી પીડિત અને ભાગ્યા છે રથ, અશ્વ તથા હસ્તિ જેમના એવા બીજા યોદ્ધાઓ, તથા દુર્યોધન સહિત પાયદળો પણ નાસી ગયાં. હે ભારત! એ રીતે રથમાંથી શકુનિને પાડી અતિ હૃષ્ટ થએલા, સૈનિકોને હર્ષ કરતા, હર્ષે કરી યુક્ત, કેશવસહિત પાંડવ તરફના યોદ્ધાઓ, શંખ વગાડવા લાગ્યા અને સંગ્રામવિષે રહેલા સહદેવને જો-

ઇ સર્વ શૂરવીરો પણ તેનાં વખાણ સાથે તેને કહેવા લાગ્યા કે, હે વીર! કપટ કરનાર પુત્ર સહિત મહાત્મા શકુનિને સંગ્રામમાં તેં હણ્યો તે ઘણુંજ સારૂં થયું.

ते चापि सर्वे प्रतिपूज्यं ते हृष्टा ब्रुवाणा: सहदेवमाजौ ।
दिष्ट्या हतो नैकृतिको महात्मा सहात्मजो वीर रणे त्वयेति ॥

इति श्री महाभारते शल्यपर्वाणि शकुन्युलूकवधे गुर्जरभाषायामष्टाविंशतितमोऽध्यायः ॥ २८ ॥

## અધ્યાય ૨૯ મો. દુર્યોધનનું પાણીમાં પેસીજવું.

### हृदप्रवेशपर्व.

संजय उवाच—ततः कुद्ध महाराज सौबलस्य पदानुगा: ।
त्यक्त्वा जीवितमाक्रंदे पांडवान् पर्यवारयन् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! ક્રોધાયમાન થએલા શકુનિની પાછળ ચાલનારાઓએ તે ભયંકર યુદ્ધ વિષે જીવિતનો ત્યાગ કરી ચોતરફથી પાંડવોને વીંટી લીધા. તેમને તેજસ્વી એવા અર્જુને તથા સહદેવનો જય કરવામાં ધીર, ક્રોધાયમાન થએલા સર્પ સરખા ભીમસેને ગ્રહણ કરી રાખ્યા. શક્તિ, તલવાર ને સાંગેકરી સહદેવને હણવા ઇચ્છતા તેમનો સંકલ્પ અર્જુને ગાંડીવ ધનુષથી ફોગટ કર્યો. ચોતરફ દોડતા યોદ્ધાઓનાં આયુદ્ધ સહિત બાહુ મસ્તક, તથા અશ્વોને અર્જુને ભલ્લ બાણથી કાપી નાંખ્યાં. એ રીતે સંગ્રામમાં વિચરતા લોકવીર અર્જુને હણેલા પ્રાણરહિત અશ્વ, પૃથ્વીપર પડતા હતા, તે વખતે દુર્યોધન રાજાએ પોતાના સૈન્યનો સારી રીતે ક્ષય થવા લાગ્યો તે જોઇ હણાતાં બાકી રહેલા ઘણાક રથિઓ, કુંજર, અશ્વ તથા પાયદળોને ચોતરફથી બોલાવી એકઠાકરી ક્રોધથી તેમને આવી રીતે કહ્યું. સુહૃદ્ગણ સહિત સર્વ પાંડવોને તથા સૈન્ય સહિત પાંચાલ્યને હણી પાછા વળી આવો. એવાં તેનાં વચનને યુદ્ધમાં દુર્મદ એવા તે, મસ્તક ઉપર ગ્રહણ કરી તમારા પુત્રના હુકમથી સંગ્રામમાં પાંડવ સામે ગયા. પોતા સામે આવતા મહા સંગ્રામમાં હણાતાં બાકી રહેલા તેમની ઉપર પાંડવોએ સર્પ સરખાં બાણ નાંખ્યાં. હે ભરતશ્રેષ્ઠ ! તે પછી મુહૂર્ત માત્રમાં મહાત્મા પાંડવોએ હણવા માંડેલું તે સૈન્ય, કોઇ પણ રક્ષકને પ્રાપ્ત થયું નહિ. દોડતા અશ્વને લીધે સૈન્યથી ઉડતી રજેકરી નથી જણાતી દિશા તથા વિદિશા એવા ભયંકર સંગ્રામમાં ભય પડેરેલું તે સૈન્ય ભયથી એક સ્થાનકે ઉભું રહી શકતું ન હતું; એટલામાં તો હે ભારત ! પાંડવના સૈન્યમાંથી બહાર નીકળી, ઘણાક પુરૂષોએ મુહૂર્ત માત્રમાં તમારી તરફના ઘણાક યોદ્ધાઓને હણ્યા. હે ભારત ! તમારૂં સૈન્ય થોડું અવશેષ રહ્યું. હે પ્રભો ! હે ભારત ! યુદ્ધ વિષે, પાંડવ તથા સૃંજયોએ, એકઠી મળેલી તમારા પુત્રની અગિયાર અક્ષૌહિણી સેનાને હણી. હે રાજન્! મહાત્મા એવા તમારી તરફના હજારો રાજાઓ હતા તેમાં અત્યંત ક્ષત થએલો એક દુર્યોધન દેખાતો હતો સૈન્ય, વાહન તથા સર્વ યોદ્ધાઓએ કરી હીન, ક્ષયે કરી ચોતરફથી વીંટાયલા દુર્યોધને પણ સર્વ દિશાઓ પ્રત્યે પૃથ્વીને શૂન્ય જોઇ ચોતરફથી હર્ષિત થએલા

શબ્દ કરતા સિદ્ધ એવા પાંડવોને પણ જોઇ તે મહાત્માઓના બાણુ શબ્દ સાથે થતા સિંહ-નાદને સાંભળી ત્યાંથી નાસી જવાનું મન કર્યું. ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય! મારૂં સૈન્ય હણાયું અને નથી કોઇ બાકી જેમાં એવા સૈન્યને રહેવાનું સ્થાન શિબિર થયું તે વખતે પાંડવના સૈન્યમાં બાકી શું અવશેષ રહ્યું હતું? હે સંજય! તું કુશળ છે માટે મને કહે, પૃથ્વીપતિ એવા એકલા મંદ બુદ્ધિવાળા મારા પુત્ર દુર્યોધને પણ સૈન્યનો ક્ષય જોઇ શું કર્યું તે મને કહે? સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે રાજન્! બે હજાર રથ, સાતસો હસ્તિ, પાંચ હજાર અશ્વ, તથા દશ હજાર પાયદળ પાંડવોનું બાકી એટલું સૈન્ય અવશેષ રહ્યું હતું. જેને ગ્રહણ કરી યુદ્ધ વિષે ધૃષ્ટદ્યુમ્ન ઉભો હતો. હે ભરતશ્રેષ્ઠ! પછી સંગ્રામમાં કોઇ સહાયને ન જોતો એવો રથિમાં શ્રેષ્ઠ એકલો દુર્યોધન રાજા, શબ્દ કરતા શત્રુઓને તથા પોતાના અલ્પ સૈન્યના ક્ષયને જોઇ હે મહારાજ! એકાદશ અક્ષૌહિણીનો પતિ તેજસ્વી એવો પૃથ્વીપતિ હણાયલા પોતાના અશ્વનો ત્યાગ કરી હાથમાં ગદા લેઇ ત્યાંથી થોડે દૂર પગે ચલીને જલનો હ્રદ હતો તે પ્રત્યે ગયો. ત્યાં જઇ બુદ્ધિમાન એવા ધર્મશીલ વિદૂરનાં વચન યાદ કર્યાં. મહા પ્રાજ્ઞ એવા વિદુરે જરૂર આ પૂર્વે જોયું હતું તેમ ક્ષત્રિયોનો નાશ પણ જોયો હતો; કેમકે તે મહાત્માએ તો પૂર્વેજ આ સૌ કહ્યું હતું. એ રીતે ચિંતન કરતો દુઃખેકરી સંતપ્ત હ્રદયવાળો રાજા, તે હ્રદપ્રત્યે પ્રવેશ કરવા તૈયાર થયો. હે રાજન્! ધૃષ્ટદ્યુમ્ન છે મુખ્ય જેમાં એવા સંક્રુદ્ધ થએલા પાંડવો તો તમારાં સૈન્ય સામે દોડયા. તે વખતે અર્જુન ગાંડીવ ધનુષેકરી શક્તિ, તલવાર તથા ભાલાં છે હાથમાં જેમના એવા શબ્દ કરતા તમારી તરફના યોદ્ધાઓનો સંકલ્પ ફોગટ કરી તીક્ષ્ણ બાણેકરી અમાત્ય તથા બંધુ સહિત તેમને હણી શ્વેત છે અશ્વ જેના એવા રથમાં બેઠેલો અત્યંત શોભતો હતો. હે રાજન્! અશ્વ, રથ તથા કુંજર સહિત સુબલપુત્ર શકુનિ હણાયા પછી કપાએલા મહાવનની પેઠે તમારૂં સૈન્ય નામ શેષથઇ ગયું. તેમ હે રાજન્! લક્ષાવધિ જેમાં યોદ્ધાઓ છે એવા દુર્યોધનના સૈન્યમાં દ્રોણપુત્ર અશ્વત્થામા, શૂરવીર કૃતવર્મા, ને કૃપાચાર્ય તથા તમારા પુત્ર દુર્યોધન વિના બીજો કોઇ જીવતો મહારથિ દેખાતો ન હતો. સાત્યકિએ ગ્રહણ કરેલા મને જોઇ હાસ્ય કરી ધૃષ્ટદ્યુમ્ને તેને કહ્યું કે, ગ્રહણ કરેલા જીવતા આનો આપણે કંઇ પણ અર્થ નથી, ધૃષ્ટદ્યુમ્નનાં વચન સાંભળી શિકુનિકુળમાં ઉત્પન્ન થએલો મહારથિ સાત્યકિ, તીક્ષ્ણ એવું ખડ્ગ ઉગામી મને હણવા ઉદ્યુક્ત થયો. તે સમે તેની પાસે આવી મહાપ્રાજ્ઞ દ્વૈપાયન વ્યાસજીએ તેને કહ્યું કે, સંજયને જીવતો મૂકી દે, કોઇ રીતે એને હણવો નહિ. વ્યાસનાં વચન સાંભળી જોડયા છે હાથ જેણે એવા સાત્યકિએ મને છોડી દેઇ કહ્યું કે, હે સંજય! કલ્યાણ થાય તે રીતે તું કર. એ રીતે કહી તેણે આજ્ઞા આપેલો કવચ વગરનો રૂધિરાર્દ્ર શરીરવાળો નિરાયુધ હું સાયંકાલ વખતે જે માર્ગેથી નગર પ્રત્યે જતો હતો, ત્યાં હે રાજન્! યુદ્ધસ્થાનથી કોશમાત્ર દૂર અપક્રમણ કરી હાથમાં ગદા લઇ ઉભેલા અત્યંત ક્ષત થએલા એકલા દુર્યોધનને મેં જોયો. તે સમે અશ્રુએકરી પૂર્ણ છે નેત્ર જેનાં એવો તે, મારી સામું જોઇ શકયો નહિ, તેથી દીનની પેઠે ઉભેલા મને જોઇ ચકિત થઇ ગયો. તેમજ શોચ કરતા એકલા તેને જોઇ અતિ દુઃખેકરી વ્યાપ્ત એવો હું પણ બે ઘડી સુધી તેની સાથે બોલવા સમર્થ થયો નહિ. મને સાત્યકિએ ગ્રહણ કર્યો હતો ને દ્વૈપાયન વ્યાસજીના પ્રસાદથી જીવતો મૂકયો, એ સર્વ વૃત્તાંત મેં એને કહ્યું, તે સાંભળી મુહૂર્ત પર્યંત જાણે ધ્યાન કરતો હોય નહિ તેમ તે મૌન થઇ સાંભળી રહ્યો. પછી ધીરેથી ચેતનાને પ્રાપ્ત થઇ તેણે પોતાના ભાઇઓ

તથા સર્વ સૈન્યના સમાચાર મને પૂછયા. પ્રત્યક્ષદર્શિ એવા મેં તેને સર્વ વૃત્તાંત કહ્યું, કે તારા ભાઇઓ સર્વ હણાયા અને સૈન્ય પણ બધું નષ્ટ થયું છે, બાકી તમારી તરફના ત્રણ રથિઓ અવશિષ્ઠ રહ્યા છે. હે નરાધિપ! વળી કહ્યું કે જે પ્રસ્થાન વખતે કૃષ્ણ દ્વૈપાયન એવા વ્યાસજીએ પણ જેમ કહ્યું હતું તે રીતે સર્વ થયું. તે બધું વૃત્તાંત સાંભળી, મોટો નિઃશ્વાસ મૂકી, વારંવાર મારી સામે જોઇ પોતાના હાથથી મને સ્પર્શ કરી તમારા પુત્ર દુર્યોધને મને કહ્યું કે, હે સંજય! આ સંગ્રામમાં તારા વિના બીજો કોઇ જીવતો નથી; તેમ બીજા કોઇ સહાયને પણ હું જોતો નથી. હા ને પાંડવ સહાય સહિત છે તે ભલે હો.

હે સંજય! પ્રજ્ઞાચક્ષુ એવા ધૃતરાષ્ટ્ર રાજાને તું જઇને કહેજે કે તમારા સંબંધિ, પુત્ર, તથા ભાઇઓએ કરી હીન એવો તમારો પુત્ર દુર્યોધન, હ્રદમાં પ્રવિષ્ટ થયો છે, કેમકે પાંડવોએ રાજ્ય હરણ કરી લીધું એટલે હવે મારા જેવો કોણ જીવે? એ બધું સંભળાવીને કહેજે કે મહા સંગ્રામમાંથી મૂકાયલો અત્યંત ક્ષત થએલો તમારો પુત્ર જલના હ્રદમાં જીવતો છે. હે મહારાજ! એમ મને કહી માયાએ કરી તે જળને સ્તંભન કરી મહા હ્રદમાં પ્રવિષ્ટ થયો. દુર્યોધન હ્રદમાં પ્રવિષ્ટ થયા પછી હું ત્યાંથી ચાલ્યો, તેટલામાં શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, રથિમાં શ્રેષ્ઠ દ્રોણપુત્ર અશ્વત્થામા તથા ભોજ એવો કૃતવર્મા થાકી ગયાં છે વાહન જેમનાં, બાણથી ક્ષત થએલા એકઠા મળેલા એ ત્રણ રથિઓને ત્યાં મેં જોયા. તેમણે પણ મને જોઇ ઘોડાઓને મારી તરફ ચલાવી મારી પાસે આવી મને કહ્યું કે, હે સંજય! તું જીવતો છે એ ઘણું સારૂં થયું, એમ કહી તેમણે તમારા પુત્રના સમાચાર પૂછયા. હે સંજય! આપણો દુર્યોધન રાજા શું જીવે છે? એવાં તેમનાં વચન સાંભળી મેં તેમને કહ્યું કે દુર્યોધન રાજા કુશળ છે અને તેણે જે મને કહ્યું હતું તે પણ બધું મેં તેમને કહ્યું; જે હ્રદમાં દુર્યોધન રાજા પ્રવિષ્ટ થયો હતો તે પણ બતાવ્યો. હે રાજન્! તે મારાં વચન સાંભળી, વિપુલ એવા હ્રદને જોઇ અશ્વત્થામા તો, દયા આવે તે રીતે શોચ કરવા લાગ્યા કે અહો ધિક્કાર છે કે જીવતા આપણને તે રાજા જાણતો નથી, નહિ તો તેણે સહિત આપણે તો પારકાઓ સાથે યુદ્ધ કરવા પૂરા પડીએ. એ રીતે મહારથિઓ તે ઘણા વખત સુધી ત્યાં વિલાપ કરી સંગ્રામ વિષે રથિમાં શ્રેષ્ઠ એવા પાંડવોને જોઇ કૃપાચાર્યના સુંદર રથમાં મને બેસાડી હણાતાં બાકી રહેલા તે ત્રણ રથિઓ, સાયંકાળ વખતે સેનાના નિવેશસ્થાન પ્રત્યે આવ્યા. ત્યાં ત્રાસ પામેલી સર્વ ટુકડીઓ, તમારા પુત્રના ક્ષયને સાંભળી, પોકાર કરવા લાગી.

પછી હેમહારાજ! સ્ત્રિયોનું રક્ષણ કરનાર વૃદ્ધ પુરૂષો, રાજસ્ત્રિયોને લેઇ નગર તરફ જવા લાગ્યા. તે વખતે સૈન્યનો ક્ષય સાંભળી આક્રોશ કરતી તથા ચોતરફથી રૂદન કરતી સ્ત્રિયોનો મોટો શબ્દ સંભળાતો હતો. હે રાજન્! હે વિશાંપતે! ટીટોડીની પેઠે શબ્દે કરી પૃથ્વીતળને શબ્દાયમાન કરતી, નખ તથા હાથે કરી મસ્તકને હણતી, કેશ ખેંચતી, વક્ષસ્થળ કુટતી આર્તસ્વરે કરી તે તે ઠેકાણે શોચ કરતી અને હાહાકાર કરતી સ્ત્રીઓ રૂદન કરતી હતી. તેટલામાં અશ્રુ છે કંઠમાં જેમના એવા અત્યંત આતુર થએલા દુર્યોધનના અમાત્ય પણ રાજસ્ત્રિયોને લઇ નગર પ્રત્યે જતા હતા. તેમજ ચાબુક છે હાથમાં જેમના એવા સ્ત્રિયોના રક્ષક દારાધ્યક્ષ પણ સુંદર આસ્તરણવાળી શય્યાઓને ગ્રહણ કરી નગર પ્રત્યે જતા હતા. વળી બીજા કેટલાક, ખચરીયુક્ત એવા રથમાં બેસી પોતપોતાની સ્ત્રિઓને લઇ નગર પ્રત્યે જતા હતા. હે મહારાજ! જે સ્ત્રિયોને પૂર્વે ઘર વિષે સૂર્ય પણ જોઇ ન હતી, તે સ્ત્રિયોને આ સમે નગર પ્રત્યે

જતી મનુષ્યો જોતા હતા. હે ભરતશ્રેષ્ઠ! હણાયા છે સ્વજન તથા બાંધવ જેમના એવી સૌકુમાર્યયુક્ત તે સ્ત્રિયો, રંડાઇ દુઃખી થઇ નગર પ્રત્યે જતી હતી. તેમજ ભીમસેનના ભયથી પીડિત સંભ્રાંત એવા ગોપાલ તથા અવિપાલ આદિ લઇ મનુષ્યો પણ નગર તરફ દોડતા જતા હતા. એ રીતે પાંડવ થકી થયો છે તીવ્ર ભય જેમને એવા તે સર્વ આમતેમ જોતા નગર પ્રત્યે દોડયા જતા હતા. એ રીતે પ્રવર્તમાન થએલા અતિ દારૂણ એવા પલાયનને જોઇ શોકે કરી સંમૂઢ થયેલો યુયુત્સુ, વખતને લગતો વિચાર કરવા લાગ્યો કે, ભયંકર પરાક્રમવાળા પાંડવોએ સંગ્રામમાં અગિયાર અક્ષૌહિણીના પતિ એવા દુર્યોધનને જીત્યો અને એના ભાઇઓને પણ નાશ પમાડયા. તેમ ભીષ્મ તથા દ્રોણ છે મુખ્ય જેમાં એવા કૌરવોને પણ હણ્યા. કેવળ હું એકલો ભાગ્યયોગથી યદચ્છાએ કરી બચ્યો. સર્વ શિબિરવાસી ચોતરફ નાસી ગયા. તેમજ હણાયા છે નાથ તથા પરાક્રમ જેમનાં, પૂર્વે જોએલા નહિ એવા દુઃખે કરી પીડિત, ભયેકરી વ્યાકુલ છે નેત્ર જેમનાં, ત્રાસ પામેલા મૃગોની પેઠે દશે દિશાઓમાં નિરીક્ષણ કરતા જન, તે તે ઠેકાણે પલાયન કરે છે; અને દુર્યોધનના બાકી રહેલા જે કોઇ સચિવ રહ્યા છે, તે પણ રાજસ્ત્રિયોને લેઇ નગર પ્રત્યે જાય છે; માટે મારે તેમની સાથે યુધિષ્ઠિર તથા ભીમસેનની આજ્ઞા લેઇ નગરમાં પ્રવેશ કરવો યોગ્ય છે, એમ માની મહાબાહુ એવા તેણે પોતાનું અભિપ્રેત, તે બેઉને નિવેદન કર્યું. પ્રસન્ન થએલા, નિરંતર દયાળુ, એવા મહાબાહુ રાજાએ વૈશ્યાપુત્રને મળી તેને જવાની આજ્ઞા આપી. તે સમયે રથમાં બેસી જલદીથી અશ્વને ચલાવતો તથા રાજસ્ત્રિયોને પણ નગર પ્રત્યે પહોંચડાવતો, અશ્રુ છે નેત્રમાં જેને એવો તે યુયુત્સુ, સૂર્યાસ્ત વખતે હસ્તિનાપુર પ્રત્યે તેઓ સહિત પ્રવિષ્ટ થયો.

તે વેળાએ તેણે, રાજાની પાસેથી બાહાર નિકળતા શોકેકરી હણાયું છે ચિત્ત જેનું, અશ્રુયુક્ત નેત્રવાળા મહાપ્રાજ્ઞ એવા વિદુરને જોયા. સત્યવૃતિવાળા વિદુરે પણ પોતાની આગળ નમ્ર થઇ ઉભેલા તેને કહ્યું કે, હે પુત્ર! આ પ્રવર્તમાન થએલા કૌરવના ક્ષય વિષે તું જીવે છે એ ઘણું સારૂં થયું પણ રાજાના પ્રવેશ વિના તું અગાઉથી કેમ અહિં આવ્યો એનું કારણ બધું તું વિસ્તારે કરી મારી આગળ નિવેદન કર. વિદુરનાં વચન સાંભળી યુયુત્સુ તેમને કહેવા લાગ્યો કે, જ્ઞાતિ, સુત તથા બાંધવ સહિત શકુનિ હણાયા પછી હણાયો છે શેષ રહેલો પરિવાર જેનો એવો દુર્યોધન રાજા, પોતાના અશ્વનો ત્યાગ કરી ભયને લીધે ત્યાંથી પૂર્વાભિમુખ નાસી ગયો છે. એ રીતે સૈન્યના નિવેશસ્થાનથી રાજા ગયા પછી ભયેકરી વ્યાકુળ એવું સર્વ નગર પ્રત્યે નાસવા લાગ્યું. તે વખતે અધ્યક્ષ લોકો, રાજા તથા એના ભાઇઓની સ્ત્રિયોને ચોતરફથી વાહન વિષે બેસાડી ભયથી ભાગવા લાગ્યા. હું પણ કેશવ સહિત રાજાની આજ્ઞા લેઇ દોડી જતા લોકોનું રક્ષણ કરતો હસ્તિનાપુર આવ્યો છું. વૈશ્યાપુત્ર યુયુત્સુએ કહેલાં એ વચન સાંભળી વખત સમજી તેણે યોગ્ય કર્યું એમ જાણી સર્વ ધર્મ જાણનાર અમેય છે આત્મા જેનો એવા વિદુર યુયુત્સુને વખાણી કહેવા લાગ્યા કે, ભરતોનો ક્ષય થયો તેને જોઇ વખતને યોગ્ય એવું આ બધું બોલતા તેં દયાળુપણાથી કુળના ધર્મનું રક્ષણ કર્યું. સૂર્યને પ્રજા જેમ જૂવે તેમ શૂરવીરોનો જેમાં ક્ષય છે એવા આ સંગ્રામમાંથી પુરપ્રત્યે આવેલા તને અમે જોઇએ છીએ એ ઘણું સારૂં થયું. હે પુત્ર! નથી દીર્ઘ દૃષ્ટિ જેની એવા બહુ પ્રકારે યાચના કરેલા, દૈવે કરી હણાયું છે ચિત્ત જેનું, દુઃખેકરી પીડિત એવા અંધરાજાની લાકડીને સર્વથા તું એકલો ધારણ કરીશ. થાકી ગએલો તું આજ અહિં વિસામો લઇ કાલ યુધિષ્ઠિર પાસે જજે. આવાં વચન તેને કહી અશ્રુ છે નેત્રમાં જેને એવા વિદુર, રાજાના

ઘરને પ્રાપ્ત થઇ શહેર તથા દેશના મનુષ્યોએ દુઃખથી અત્યંત હાહાકાર શબ્દ કરેલા, નિરાનંદ, હણાયો છે બગીચો જેમાંથી એવા, જલાશયની પેઠે શોભા રહિત શૂન્યરૂપ એવા તે ઘરમાં પ્રવેશ કરી અત્યંત દુઃખી થયા. હે રાજન્! સર્વ ધર્મ જાણનાર વિદુર વિહ્વલ એવા અંતરાત્માવડે નગરમાં પ્રવેશ કરી ધીરે ધીરે નિઃશ્વાસ મૂકતા હતા. પોતાનાઓએ વંદન કરેલા યુયુત્સુએ તે રાત્રિ પોતાને ઘેર નિવાસ કર્યો, તોપણ ભરતોને પરસ્પર થએલા તીવ્ર ભયને ચિંતન કરતા અત્યંત દુઃખિત એવા તેમને પણ સુખ પ્રાપ્ત થયું નહિ.

**युयुत्सुरपि तां रात्रिं स्वगृहे न्यवसत्तदा ।**
**वंद्यमानः स्वकैश्चापि नाभ्यनंदत्सुदुःखितः ।**
**चिंतया नःक्षयंतीव्रमरतानां परस्परं ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि ह्रदप्रवेशपर्वणि गुर्जरभाषायामेकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥**

## અધ્યાય ૩૦ મો. દુર્યોધનને ઉત્તેજના.

## गदायुद्धपर्व.

**धृतराष्ट्र उवाच—हतेषु सर्वसैन्येषु पांडुपुत्रैरणाजिरे ।**
**मम सैन्यावशिष्टास्ते किमकुर्वत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે,—હે સંજય! રણાંગણ વિષે પાંડુપુત્રોએ સર્વ સૈન્ય હણ્યા પછી મારા સૈન્યમાં બાકી રહેલા તેમણે શું કર્યું? તે વખતે કૃતવર્મા, કૃપાચાર્ય, પરાક્રમી દ્રોણપુત્ર તથા મંદબુદ્ધિવાળા દુર્યોધને શું કર્યું? સંજય કહે છે—મહાત્મા ક્ષત્રિયોની સ્ત્રિયો નાસી ગઇ તથા શિબિર શૂન્ય થયાં તે વખતે અત્યંત ઉદ્વિગ્ન એવા તે ત્રણ રથિયો, જયને પ્રાપ્ત થએલા પાંડવોનો શબ્દ સાંભળી શિબિરને શૂન્ય જોઇ તે સ્થાન જેમને રૂચતું નથી એવા રાજાને ઇચ્છતા સાયંકાળ વખતે તે હ્રદ ઉપર ગયા. હે રાજન્! દુર્યોધનને વધ કરવાની ઇચ્છાથી હૃષ્ટ એવા ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા તો, તેટલામાં વિચરતા હતા. તેમજ જયને ઇચ્છતા સંક્રુદ્ધ થએલા તમારા પુત્રને યત્નથી ખોળતા પાંડવ તરફના બીજા યોદ્ધાઓ પણ દુર્યોધન રાજાને ત્યાં શોધતા હતા; કેમકે તે તો હાથમાં ગદા લેઇ તીવ્ર વેગેકરી ત્યાંથી અપક્રમણ કરી માયાયે કરી જલનું સ્તંભન કરી પાણીમાં પેસી ગયો હતો. કોઇ રીતે જ્યારે પ્રાપ્ત ન થયો રાજા તેમને ત્યારે અત્યંત થાકી ગયેલા વાહનવાળા પાંડવ, પોતાના શિબિર પ્રત્યે જઇ બેઠા. ત્યાર પછી કૃપાચાર્ય, અશ્વત્થામા, તથા સાત્વત એવો કૃતવર્મા, તમારી તરફના ત્રણ યોદ્ધાઓ જે હ્રદને પ્રાપ્ત થઇ દુર્યોધન રાજા સુતો હતો ત્યાં ધીરેથી જઇ જળમાં સુતેલા તે દુર્ધર્ષ એવા રાજા પ્રત્યે કહેવા લાગ્યા કે, હે રાજન્! ઉભો થા ને અમારી સાથે મળી યુધિષ્ઠિર સામે યુદ્ધ કર. કાં તો જયને પ્રાપ્ત થઇ પૃથ્વીને ભોગવ ને કાં તો યુદ્ધમાં મરણ પામી સ્વર્ગને પ્રાપ્ત થા. હે દુર્યોધન! હે વિશાંપતે! તેમનું પણ સર્વ સૈન્ય હણાયું છે, બહુધા કરી બાકી રહેલા સૈનિકોને વિંધ્યા છે તેથી અમે રક્ષણ કરેલા તારા વેગને સહન કરવા તેઓ

સમર્થ થઇ શકે તેમ નથી વાસ્તે ઉભો થા. તેમનાં વચન સાંભળી દુર્યોધન રાજાએ તેમને કહ્યું કે પુરૂષનો જેમાં ક્ષય છે એવા કૌરવ પાંડવના સંમર્દથી મૂકાયલા પુરૂષમાં શ્રેષ્ઠ એવા તમને હું જીવતા જોઉં છું એ ઘણું સારૂં થયું. વિશ્રામ જેમણે કર્યો છે એવા કલેશરહિત થએલા આપણે જીતીશું પણ ખરા તથાપિ હાલ તમો પણ થાકી ગયા છો, તેમ અમે પણ અત્યંત ક્ષત થએલા છીએ, અને તેમનું સૈન્ય અતિ બલિષ્ઠ છે તેથી આ વખતે યુદ્ધ મને રૂચતું નથી. હે શૂર વીરો! તમારૂં આ મોટું મન છે તથા અમારે વિષે પરમ ભક્તિ છે એ કંઇ આશ્ચર્યથી તોપણ પરાક્રમ કરવાનો આ વખત નથી માટે એક રાત્રિ આજ અહીં વિસામો ખાઈ તમસહિત હું કાલ શત્રુઓ સાથે યુદ્ધ કરીશ એમાં સંશય નહિ.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એવાં દુર્યોધન રાજાનાં વચન સાંભળી યુદ્ધમાં દુર્મદ એવા તે રાજા પ્રત્યે અશ્વત્થામાએ કહ્યું કે હે રાજન્! ઉભો થા. તારૂં કલ્યાણ થાઓ ને આપણે શત્રુને જીતીશું હે રાજન્! ઇષ્ટાપૂર્ત, દાન, સત્ય તથા જપેકરી હું સોગન ખાઉં છું કે આજ હું સોમકોને હણીશ. આજની રાત્રિમાં જો શત્રુઓને હું હણું નહિ તો સજ્જનને ઉ-ચિત એવા યજ્ઞાદિજન્ય પુણ્યના ફળને હું પ્રાપ્ત થાઉં નહિ. હે જનાધિપ! હે વિભો! આ મારાં વચન સાંભળ. હું તને સત્ય કહું છું કે સર્વ પંચાલને હણ્યા વગર હું કવચ ઉતારીશ નહિ. એ રીતે અશ્વત્થામાદિક યોદ્ધાઓ રાજા સાથે ભાષણ કરે છે તેટલામાં ભીમસેનને માટે માંસના બોજાને ઉઠાવનાર, માંસનો ભાર ઉપાડવાથી થાકી ગએલા પારધિઓ, યદચ્છાએકરી જલ વાસ્તે તે સ્થાનકે આવ્યા. તેમણે તે કૃપાદિક યોદ્ધાઓનાં તથા દુર્યોધનનાં એકાંત વિષે કહેલાં સર્વ વચન સાંભળ્યાં ને યુદ્ધને ઇચ્છતા મોટાં ધનુષવાળા તે સર્વેએ નથી યુદ્ધની ઇચ્છા જેને એવા દુર્યોધનને યુદ્ધ કરવાનો અત્યંત આગ્રહ કર્યો. એ રીતે નથી યુદ્ધમાં મન જેનું એવા જળમાં સંતાયેલા રાજાનો તથા કૌરવોના મહારથિઓનો સંવાદ સાંભળી વ્યાધોએ જાણ્યું કે આ હ્રદના જળમાં દુર્યોધન સંતાયેલો છે, પૂર્વે દુર્યોધનને ખોળતાં પાંડુપુત્ર ભીમસેને તે વ્યાધોને દુર્યોધનની ખબર પૂછી હતી તે વ્યાધ, યદચ્છાએકરી ત્યાં આવી ચ-ઢ્યા. પછી હે રાજન્! તે મૃગવ્યાધ, પાંડુપુત્રનું ભાષિત યાદ કરી ધીરેથી પરસ્પર કહેવા લાગ્યા કે, અહીં દુર્યોધન રાજા, છુપી રીતે જલમાં રહેલો છે તે વૃત્તાંત બુદ્ધિમાન એવા ભીમસેનને કહેવા સારૂ જ્યાં યુધિષ્ઠિર રાજા છે ત્યાં આપણે સર્વ જઇએ, કેમકે તે વાર્તા સાંભળી પ્રસન્ન થએલો ભીમસેન, આપણને ઘણુંક ધન આપશે. પરિકિલષ્ઠ એવા શુષ્ક માંસે-કરી આપણને શું મોટું ફળ છે? એમ કહી ધનની જેમને ઇચ્છા છે એવા અત્યંત પ્રહૃષ્ટ થએલા વ્યાધ, માંસના બોજા ઉઠાવી પાંડવના શિબિર પ્રત્યે ગયા. તેટલામાં તો સંગ્રામમાં દુર્યોધનને ન જોતા તે પાપીના કપટના પારને ઇચ્છતા પ્રહાર કરનાર લબ્ધલક્ષ એવા પાંડ-વોએ પણ તે રણાજિર વિષે દુર્યોધનને ખોળવા ચોતરફ જાસુસો મોકલ્યા હતા, તેમણે એ-કઠા મળી ત્યાં આવી ધર્મરાજને કહ્યું કે—દુર્યોધન રાજા ક્યાંય દેખાતો નથી માટે નષ્ટ થએલો હે ભરતર્ષભ! જાસુસોનાં વચન સાંભળી તીવ્ર ચિંતાને પ્રાપ્ત થએલા યુધિષ્ઠિર રાજા નિશ્વાસ મૂકતા હતા. એ રીતે હે ભરતર્ષભ! પાંડવો દીન થઇ બેઠેલા હતા તેટલામાં હે વિભો! ઉતાવળા થએલા લુબ્ધકોએ તે સ્થાનકથી પાંડવોના શિબિર પ્રત્યે આવી તરતજ ભીમસેન જોતાં અંદર પ્રવિષ્ટ થઇ મહા બળવાન એવા પાંડુપુત્ર ભીમસેનની પાસે જઇ જે જોયું હતું તથા સાંભળ્યું હતું તે સર્વ વૃત્તાંત કહ્યું. તે સાંભળી હે રાજન્! શત્રુને ત-પાવનાર ભીમસેને, તેમને ઘણુંક ધન આપી તે બધું ધર્મરાજાને નિવેદન કર્યું. હે રાજન્!

એ વાસ્તે તમે સંતપ્ત થયા હતા, એ દુર્યોધન રાજાની મારા લુબ્ધકો ખબર લેઇ આવ્યા જે હ્રદના જળને સ્તંભન કરી તેમાં એ સુતેલો છે. હે વિશાંપતે! ભીમસેનનું પ્રિય એવું વચન સાંભળી ભાઇઓ સહિત પ્રસન્ન થએલા કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજા, મોટા ધનુષવાળો તે જળના હ્રદમાં પ્રવિષ્ટ થયો છે એ વાત જાણી જનાર્દન ભગવાનને આગળ કરી જલદી ત્યાંથી ગયા. તેટલામાં હે વિશાંપતે! પ્રહૃષ્ટ થએલા પાંડવ તથા પંચાલોનો ચોતરફથી કિલકિલ શબ્દ થવા લાગ્યો. હે રાજન્! હે ભરતર્ષભ! ઉતાવળા થએલા બીજા ક્ષત્રિયો પણ સિંહનાદ સરખા શબ્દ કરતા દ્વૈપાયન નામના તે હ્રદ પ્રત્યે જતા હતા. પ્રસન્ન પાંડવો અને સોમક, પાપી દુર્યોધનને જાણ્યો તથા જોયો. એમ વારંવાર પોકારવા લાગ્યા. હે પૃથ્વીપતે! જલદી ત્યાં જતા વેગવાન એવા તે રથોનો સ્વર્ગને સ્પર્શ કરે એવો મોટો ભયંકર શબ્દ થતો હતો. દુર્યોધન તરફ જતા યુધિષ્ઠિરના રક્ષણને ઇચ્છતા થાકી ગએલા વાહનવાળા અર્જુન, ભીમસેન, માદ્રીપુત્ર નકુલ સહદેવ, પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, પરાજય પામેલો નહિ એવો શિખંડિ, ઉત્તમૌજા, યુધામન્યુ, મહારથિ સાત્યકિ, બાકી રહેલા પંચાલ દ્રૌપદીપુત્ર, સર્વ અશ્વ, હસ્તિઓ, તથા સેંકડો પાયદળ, એ સર્વ જલદીથી એમની પાછળ આવ્યા. તેમને જ્યાં શીત નિર્મળ જળવાળા બીજા સમુદ્ર સરખા ઘોર એવા દ્વૈપાયન હ્રદમાં, હાથમાં છે ગદા જેને એવો દુર્યોધન રાજા દુઃખેકરી કોઇ મનુષ્યના જોવામાં આવે નહિ તે રીતે માયાએકરી જળનું સ્તંભન કરી જળની અંદર અતિ અદ્‌ભુત વિધિથી દૈવ ઇચ્છાવડે સુતેલો હતો. પ્રતાપવાન ધર્મરાજા ત્યાં આવયા. જળની અંદર વસતા દુર્યોધન રાજાએ પણ મેઘના શબ્દ સરખો ભયંકર શબ્દ સાંભળ્યો. હે રાજેંદ્ર! હે મહારાજ! તે હ્રદ પ્રત્યે ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા મોટા શંખના શબ્દ તથા રથના પાટાના શબ્દેકરી પૃથ્વીને કંપાવતા તમારા પુત્રના વધ વાસ્તે આવ્યા તે વખતે યુધિષ્ઠિરના સૈન્યનો શબ્દ સાંભળી મહારથિ એવા કૃતવર્મા, કૃપાચાર્ય તથા અશ્વત્થામાએ દુર્યોધન રાજાને આવી રીતે કહ્યું કે—જયશીલ એવા આ પાંડવો સંહૃષ્ટ થઇ આવે છે, માટે તું આજ્ઞા આપે તો અમે અહીંથી દૂર નાસી જઇએ. વેગવાન એવા તેમનું વચન સાંભળી 'ઠીક તેમ કરો' એમ તેમને કહી માયાએ કરી હ્રદનું સ્તંભન કરી પોતે ત્યાં બેસી રહ્યો. હે મહારાજ! અત્યંત શોકમાં તપ્ત કૃપાચાર્યાદિક રથિઓ, રાજાની આજ્ઞા લેઇ ત્યાંથી દૂર જઇ વટવૃક્ષને જોઇ અત્યંત થાકી ગએલા હોવાથી ત્યાં પ્રવેશ કરી અરે મહા બળવાન ધૃતરાષ્ટ્રનો પુત્ર, જળનું સ્તંભન કરી તેમાં સુતેલો છે, ને યુદ્ધને ઇચ્છતા પાંડવો પણ તે દેશ પ્રત્યે આવી ઉભા છે, પણ કેમ યુદ્ધ થશે ને કેમ રાજા દેખાશે, તેમ પાંડવો પણ કેવી રીતે દુર્યોધનને પ્રાપ્ત થશે, એમ ચિંતન કરતા કૃપાદિક રથિઓ હે રાજન્! રથમાંથી ઘોડાઓને છોડી ત્યાં વિરમ્યા. થયા.

इत्येव चिंतमानास्तु रथेभ्योश्वान्विमुच्यते ।
तत्रासांचक्रिरे राजन् कृपप्रभृतयोरथा: ॥

इति श्री महाभारते शल्यपर्वणि गदापर्वांतर्गत कृपशोके गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥

## અધ્યાય ૩૧ મો. ધર્મ-દુર્યોધન સંવાદ.

**संजय उवाच—ततस्तेष्वपयातेषु रथेषु त्रिषु पांडवः।**
**तेहूदंप्रत्यपद्यंत यत्र दुर्योधनो भवत् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે ત્રણેય રથિઓ દૂર ગયા પછી પાંડવો જ્યાં દુર્યોધન હતો તે હ્રદની પાસે ગયા. હે કુરૂશ્રેષ્ઠ! દુર્યોધને સ્તંભન કરેલા દ્વૈપાયન હ્રદ પાસે જઇ સલિલાશયને જોઇ, કુરૂનંદન એવા યુધિષ્ઠિર રાજા વાસુદેવ ભગવાન પ્રત્યે આમ કહેવા લાગ્યા. દુર્યોધને જળ વિષે યોજના કરેલી આ માયાને જુઓ. જળનું સ્તંભન કરી તેમાં સુતેલા આને મનુષ્યથી ભય નથી, કેમકે કપટને જાણનારો કપટે કરી દૈવી માયાવડે જળની અંદર સુતેલો છે. સંગ્રામમાં સાક્ષાત્ ઇન્દ્ર આવી કદી એની સહાયતા કરે તોપણ મારી પાસેથી એ જીવતો જવાનો નથી. હે માધવ! યુદ્ધમાં હણાયલા એને લોકો આજ જોશે. યુધિષ્ઠિરનાં વચન સાંભળી વાસુદેવ ભગવાન કહેવા લાગ્યા કે, હે ભારત! હે યુધિષ્ઠિર! માયાવી એવા દુર્યોધનની આ માયાને માયાવડે તું હણ, કેમકે માયાવી માયાએ કરી વધ્ય છે એ હું તને સત્ય કહું છું, વાસ્તે હે ભરતશ્રેષ્ઠ! શત્રુંની ક્રિયાને યોગ્ય એવા ઘણાક ઉપાયે કરી જળવિષે માયાની યોજના કરી મહાત્મા દુર્યોધનને હણો. ઇન્દ્રે પણ શત્રુની ક્રિયાને યોગ્ય એવા ઉપાયે કરી દૈત્ય તથા દાનવને હણ્યા હતા. મહાત્મા વામન ભગવાને યોગ્ય એવા ઘણાક ઉપાયે કરી બલિરાજાને બાંધ્યો હતો. મહા અસુર હિરણ્યાક્ષ તથા હિરણ્યકશિપુને ભગવાને ઘટતા ઉપાયે કરીને જ નાશ કર્યા હતા. તેમજ હે રાજન્! ઇંદ્રે વૃત્રાસુરને પણ ક્રિયાએ કરીને જ હણ્યો હતો. હે રાજન્! રામચંદ્રજીએ પરિવાર તથા પાછળ ચાલનાર સહિત પૌલસ્ત્ય પુત્ર રાવણ નામના રાક્ષસને કપટે જ હણ્યો હતો. તમે પણ ક્રિયાવડે માયા યોગનો આશ્રય કરી કાર્ય સાધો. હે રાજન્! પૂર્વે મેં પણ શત્રુની ક્રિયાને યોગ્ય એવા ઉપાયે કરી પુરાતન એવા તારકાસુર તથા મહાદૈત્ય વિપ્રચિત્તીને હણ્યા હતા. વાતાપિ, ઇલ્વલ, ત્રિશિરા તથા સુંદ અને ઉપસુંદ નામના અસુરોને પણ ક્રિયાએ કરીને જ માર્યા હતા. હે વિભો! ઇંદ્ર સ્વર્ગને શત્રુની ક્રિયાનેજ યોગ્ય એવા ઉપાયે કરીને ભોગવે છે. હે યુધિષ્ઠિર! હે રાજન્! ક્રિયા બળવતી છે, બીજું કંઇ નથી. દૈત્ય, દાનવ, રાક્ષસ તથા રાજાઓને પણ ક્રિયાવડેજ હણેલા છે, વાસ્તે હે રાજન્! તમે પણ કપટ ક્રિયાને આચરો.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ! એવી રીતે વાસુદેવ ભગવાને જેને કહ્યું હતું એવા તીક્ષ્ણ વ્રતવાળા કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજા, હસતા હોય નહિ તેમ જળમાં રહેલા મહા બળવાન તમારા પુત્ર પ્રત્યે કહેવા લાગ્યા કે–હે વિશાંપતે! હે સુયોધન! સર્વ ક્ષત્રિયો તથા પોતાના કુળને મરાવી જળ વિષે તેં શું કરવા વાસ કર્યો છે? હે રાજન્! હે સુયોધન! પોતાના જીવિતને ઇચ્છતો તું આજ જળાશયમાં પ્રવિષ્ટ થયો છે, એ કંઇ તને યોગ્ય નથી, વાસ્તે ઉભો થા, અને અમારી સાથે યુદ્ધ કર. હે રાજન્! તું જળને સ્તંભન કરી ભયથી તેમાં શું બેઠો છે? તે તારો ગર્વ તથા તે તારૂં માન ક્યાં ગયાં? સર્વ મનુષ્ય, સભા વિષે શૂર એમ તને કહે છે, પણ જળમાં સુતેલા તારા તે શૌર્યને હું વ્યર્થ માનું છું. હે રાજન્! ઉભો થા, અને યુદ્ધ કર; કારણ કુલોદ્ભવ એવો તું ક્ષત્રિય છે, તેમાં પણ વિશેષે કરી કૌરવ છે, માટે તારા કુળ તથા જન્મને શોભાવ. કૌરવના વંશમાં પોતાના જન્મને વખા-

સુતો એવો તું ભયને લીધે જળમાં પ્રવેશ કરી કેમ બેઠો છે? યુદ્ધ છોડી દેવું ને રાજ્ય તજી દેવું, તેમ સ્વર્ગમાં પણ સ્થિતિ નહિ, એ કંઇ ક્ષત્રિયનો સનાતન ધર્મ નથી. તેમ હે રાજન્! સંગ્રામમાંથી પલાયન કરવું, એ પણ અનાર્યજુષ્ટ તથા અસ્વર્ગ્ય છે. યુદ્ધમાં પાર પામ્યા વગર જીવવાની છે ઇચ્છા જેને એવો તું પડેલા એવા યોદ્ધાઓને જોઇ પુત્ર, ભાઇઓ, પિતા, સંબંધી, વયસ્ય, માતુલ તથા બાંધવોને મરાવી, હે તાત! આ વખતે હૃદમાં કેમ પેઠો છે? હે ભારત! હે દુર્બુદ્ધિવાળા! સર્વ લોક સાંભળતાં 'હું શૂરવીર છું' એમ વૃથા તું બોલતો માટે તું શૂર નથી, મિથ્યાભિમાની છે. શૂરવીરો, શત્રુઓને જોઈ પલાયન કરતા નથી. હે શૂર! તું કયી વૃત્તિએ કરી સંગ્રામનો ત્યાગ કરે છે તે મને કહે. હે સુયોધન! તું ઉભો થા ને ભય છોડી દઇ યુદ્ધ કર. કર્ણ તથા સુબલપુત્ર શકુનિનો આશ્રય કરી દેવની પેઠે સંમોહથી તારા આત્માને તું જાણતો પણ ન હતો, એ મોટું પાપ કર્યું. હે ભારત! હવે યુદ્ધ કર. તારા સરખાને મોહથી પલાયન કરવું ન ઘટે? તેમ હે સુયોધન! તારૂં પૌરૂષ, તારૂં માન, તારી વિક્રાંતતા, તથા તારી કૃતાસ્ત્રતા, કયાં ગયાં? શા માટે તું જલાશયમાં સુતો છે? હે ભારત! ક્ષાત્રધર્મે કરી ઉભો થઇ યુદ્ધ કરી કાં તો અમને પરાજય પમાડી પૃથ્વીને ભોગવ, અને કાં તો અમે હણેલો તું પૃથ્વી વિષે શયન કર. હે મહારથિ! મહાત્મા એવા વિધાતાએ આ તારો પરમ ધર્મ સરજ્યો છે તેને યથાર્થ પાળી તું રાજા થા. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ! એ રીતે બુદ્ધિમાન્ ધર્મપુત્રે જેને કહ્યું હતું એવા, જળમાં રહેલા તમારા પુત્રે જવાબ આપતાં કહ્યું કે, હે ભારત! હે મહારાજ! પ્રાણીને ભય થાય એ કંઇ આશ્ચર્ય નથી, પણ હું કંઇ પ્રાણના ભયથી અહિં ભાગી આવ્યો નથી. આ તો કેવળ, જ્યારે હણાયા છે પાર્શ્વવર્તિ તથા સારથિ જેના એવો ભાથા ને રથ વગરનો, ગણ રહિત એકલો હું અહિં આવી પેઠો છું, કંઇ પ્રાણ બચાવા વાસ્તે, ભય સારૂ કે ખેદને લીધે જળમાં પેઠો નથી, કેવળ શ્રમની શાંતિ વાસ્તે હું અહિં રહેલો છું. હે કૌંતેય! તું તથા તારી પાછળ ચાલનારાઓ, આવી રીતે કહો વા ન કહો, તોપણ હું ઉઠી તમારી સર્વની સાથે સંગ્રામમાં યુદ્ધ કરીશ. હે ધૃતરાષ્ટ્ર! તમારા પુત્રનાં વચન સાંભળી યુધિષ્ઠિરે તેને કહ્યું કે, હે સુયોધન! અમે તો સર્વ એમ જાણીએ છીએ પણ ઘણા વખતથી તને ખોળીએ છીએ માટે હવે ઉભો થા અને યુદ્ધ કર. કાં તો પાંડવોને હણી સમૃદ્ધ એવા રાજ્યને પ્રાપ્ત થા અથવા તો સંગ્રામમાં અમે હણેલો તું વીરલોકને પ્રાપ્ત થા. યુધિષ્ઠિરનાં વચન સાંભળી દુર્યોધન બોલ્યો કે, હે કુરૂનંદન! હે જનેશ્વર! જે વાસ્તે કૌરવોના રાજ્યને હું ઇચ્છતો હતો, તે આ મારા સર્વ ભાઇઓ હણાયા, માટે હવે હણાયા છે શ્રેષ્ઠ ક્ષત્રિયો જેમાંથી એવી વિધવા સ્ત્રી સરખી ક્ષીણરત્ન થએલી પૃથ્વીને ભોગવવાનો હું ઉત્સાહ રાખતો નથી. હજી પણ હે યુધિષ્ઠિર! હે ભરતર્ષભ! પાંડવ તથા પંચાલના ઉત્સાહને ભાગી તને જીતવાની ઇચ્છા રાખું છું; પણ હવે યુદ્ધ કરવાનું કંઇ પણ પ્રયોજન હું માનતો નથી, કેમકે હે રાજન્! દ્રોણ, કર્ણ તથા પિતામહ પણ રણમાં માટે હવે પૃથ્વી કેવળ તારી થાઓ, કારણ સહાય વગરનો રાજા, રાજ્ય કરવાને ઇચ્છે નહિ. સંબંધિઓ, પુત્ર, ભાઇઓ તથા પિતૃઓને તમે મરણ શરણ કરી દીધા એટલે રાજ વિષે મારા સરખો શા માટે હીનભાગ્ય જીવે? હે ભારત! કદી જીવતો રહ્યો તોપણ હણાયો છે પક્ષ જેનો એવા મને રાજ્ય વિષે પ્રીતિ નથી, વાસ્તે મૃગચર્મ ધારણ કરી હું વનમાં જઇશ. હે રાજન્! હણાયા છે ઘણાક બાંધવ જેમાં એવી હણાએલ અશ્વ તથા કુંજરવાળી આ પૃથ્વી

તારી છે, વાસ્તે સંતાપરહિત થઇ એને ભોગવ. હે વિભો! મનુષ્ય વગરના મને જીવિત માટે હવે સ્પૃહા નથી, વાસ્તે મૃગચર્મ ધારણ કરી હું તો વનમાંજ જઇશ. હે રાજેંદ્ર! ક્ષીણ થઇ છે વૃત્તિ જેની એવો પુરૂષ જેમ સુખને ભોગવે તેમ હણાયા છે યોદ્ધા તથા નષ્ટ થયાં છે રત્ન જેમાંથી એવી, હણાએલ છે સ્વામિ જેના એવી પૃથ્વીને હવે તું જ ભોગવ.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! જળમાં રહેલા તમારા પુત્ર દુર્યોધનનાં કરૂણાયુક્ત વચન સાંભળી મોટા યશવાળા યુધિષ્ઠિર, તેને કહેવા લાગ્યા કે, હે રાજન્! હે તાત! જળમાં રહેલો તું પીડિતના સરખો પ્રલાપ-ભાષણ કર માં: કારણ પક્ષિના બોલવા સરખું તારૂં બોલવું મને રૂચતું નથી. હે સુયોધન! કદી તું પૃથ્વી આપવા સમર્થ હોય તોપણ તારી આપેલી પૃથ્વીને ભોગવવા હું ઇચ્છતો નથી. હે રાજન્! તેં આપેલી આ પૃથ્વીને અધર્મેંકરી હું ગ્રહણ કરૂં નહીં. હે રાજન્! ક્ષત્રિયને પ્રતિગ્રહ કરવો એ કંઇ ધર્મ કહ્યો નથી. તેં આપેલી સમગ્ર પૃથ્વીને હું ઇચ્છતો નથી, યુદ્ધમાં તને જીતી હું તે ભોગવીશ. અનીશ્વર એવો તું પૃથ્વી દેવાને કેમ ઇચ્છે છે? હે રાજન્! જ્યારે તું પૃથ્વી આપે છે ત્યારે આપણા કુળના કલ્યાણ વાસ્તે ધર્મથી અમે યાચના કરતા હતા તે વખતે કેમ ન આપી? હે રાજન્! વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા મહા બળવાન શ્રીકૃષ્ણને ના પાડી મને તું હવે શું આપે છે. આ તે શું તારા ચિત્તને વિભ્રમ થયો છે? હે કૌરવનંદન! સમર્થ એવો કયો રાજા, પૃથ્વી દેવાની ઇચ્છા કરે? તું કાંઇ પૃથ્વી દેવા સમર્થ નથી, કેમકે બલાત્કારેકરી ગ્રહણ કરી લેવા સમર્થ નથી ત્યારે આપવાને કેમ ઇચ્છે છે? હે વિશાંપતે! સમર્થ હોઉં તો સંગ્રામમાં મને જીતી પૃથ્વીનું પાલન કર. પૂર્વે સોયના અગ્રભાગ જેટલી પૃથ્વી મને દેતો ન હતો તે તું આ પૃથ્વી કેમ છોડી દે છે? તું પૂર્વે સોયના અગ્રભાગ જેટલી પણ પૃથ્વીને મૂકતો ન હતો તે તું પૃથ્વીનો કેમ આજ ત્યાગ કરે છે? એ રીતે પ્રથમ ઐશ્વર્યને પામી પૃથ્વીને ભોગવી પછી મૂઢ એવો કયો શત્રુને પૃથ્વી આપવાનો નિશ્ચય કરે? વિમૂઢ એવો તું તો કેવળ મૂર્ખતાથી સમજ વગરનું બકે છે. પૃથ્વી દેવાની કામના કરે છે, પણ જીવિતે કરીને રહિત થઇશ, માટે તું અમને પરાજય પમાડી પૃથ્વીને ભોગવ, અથવા અમે હણેલો તું ઉત્તમ એવા લોકને પ્રાપ્ત થા. હે રાજન્! આપણે બે જીવીએ છીએ, ત્યાં સૂધી સર્વ પ્રાણીને આપણા વિજય વિષે જરૂર સંશય રહેશે. હે દુષ્પ્રજ્ઞ! તારૂં જીવિત મારા હાથમાં છે, તેથી મારી ઇચ્છા હોય તો હું તને જીવાડું, પણ તું જીવવા યોગ્ય નથી, કેમકે તેં અમને બાળી નાખવાનો યત્ન કર્યો હતો. જળમાં પ્રવેશ કરાવી ઝેરી સર્પ કરડાવ્યા હતા, રાજ્ય હરણ કરી અમને છેતર્યા હતા, તથા દ્રૌપદીને સભામાં ખેંચી અપ્રિય વચન સંભળાવ્યાં હતાં. આટલાં કારણને લીધે હે પાપિ! તારૂં જીવિત છે નહિ, વાસ્તે 'ઉભો થા, ઉભો થા,' યુદ્ધ કર, યુદ્ધ કરવાથી શ્રેય થશે. હે જનાધિપ! બહાર આવ. એ રીતે શૂરવીરો તે તે ઠેકાણે જયયુક્ત એવી વિવિધ પ્રકારની વાણી બોલતા હતા.

**एवं तु विविधावाचो जययुक्ताः पुनः पुनः।**
**कीर्तयंति स्म ते वीरा स्तत्र तत्र जनाधिप ॥**

**इतिश्री महाभारते शल्यांतर्गतगदापर्वणि सुयोधनयुधिष्ठिरसंवादे गुर्जरभाषायामेकत्रिंशोऽध्यायः ३१ ॥**



## અધ્યાય ૩૨ મો. દુર્યોધન લડવા નીકળ્યો.

**धृतराष्ट्र उवाच—एवं स तर्ज्यमानस्तु मम पुत्रो महीपतिः।**
**प्रकृत्यामन्युमान् वीरः कथमासीत् परंतपः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! એ રીતે યુધિષ્ઠિરે તિરસ્કાર કરેલો, શૂરવીર, સ્વભાવે કરીને મન્યુમાન્, શત્રુને તપાવનાર મારો પુત્ર, કેવી રીતે વરત્યો. તેણે પૂર્વે કોઇ રીતે તિરસ્કાર સાંભળ્યો ન હતો, કારણ કે રાજપણાએ કરી તે સર્વ લોકને માન્ય હતો. વળી પોતાના છત્રની છાયા તથા સૂર્યની કાંતિ પણ અભિમાનીપણાને લીધે ખેદ વાસ્તે જ એને થતી. તે એવી વાણીને કેમ સહન કરે ? હે સંજય ! તારી નજરે મ્લેચ્છ તથા વનસહિત આ પૃથ્વી જેના પ્રસાદથી બીજા ભોગવતા હતા. વિશેષે કરી પાંડુપુત્રે તિરસ્કાર કરેલા પોતાના ભૃત્યોએ કરી હીન નિર્જન સ્થાનમાં રહેલા તેણે, જયયુક્ત એવી યુધિષ્ઠિરની કટુ વાણી વારંવાર સાંભળી પાંડવોને શું કહ્યું, તે મને કહે. ?

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજાએ તિરસ્કાર કરેલો જળમાં રહેલો વિષમસ્થ એવો તમારો પુત્ર દુર્યોધન રાજા, વારંવાર ઉષ્ણ એવા મોટા નિશ્વાસ મૂકી વારંવાર બે હાથ હલાવી યુદ્ધ વાસ્તે કર્યું છે મન જેણે એવો તે યુધિષ્ઠિર રાજા પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે, હે પાંડવો ! તમે સર્વ સંબંધી, રથ તથા વાહન સહિત છો, ને લડીને થાકી ગએલો, હણાયાં છે વાહન જેનાં એવો, વિરથ થએલો, શસ્ત્ર વગરનો પાગપાળો એકલો હું, રથે કરી યુક્ત શસ્ત્ર ગ્રહણ કરેલા ઘણાક સાથે યુદ્ધ કરવાનો કેમ ઉત્સાહ કરૂં ? હે યુધિષ્ઠિર ! તમે એક એક જણ મારી સાથે યુદ્ધ કરો, કેમકે ઘણાક શૂરવીરો સાથે એકને યુદ્ધ કરવું એ કંઇ ન્યાય નહિ. તેમ વિશેષે કરી કવચ રહિત, થાકી ગએલા આપત્તિને પ્રાપ્ત થએલા, અત્યંત ક્ષત થયું છે અંગ જેનું એવા થાકી ગએલ વાહન તથા સૈનિક રહિત હું છું. તેમ છતાં પણ હે રાજન્ ! તમો થકી, ભીમસેનથી, અર્જુનથી કે વાસુદેવ ભગવાનથી પણ મને ભય નથી. તેમજ પાંચાલ, નકુલ, સહદેવ, સાત્યકિ તથા બીજા જે તમારા સૈનિકો છે તેથી પણ મને ભય નથી. યુદ્ધ વિષે ઉભેલો એકલો હું ક્રોધે કરી સર્વને વારી રાખીશ. હે જનાધિપ ! રૂડા મનુષ્યોની ધર્મમૂલક એવી કીર્ત્તિ હોય છે માટે હું પણ ધર્મ તથા કીર્ત્તિનું પાલન કરતાં કહું છું કે, હું બહાર આવી સંગ્રામમાં સર્વની સાથે યુદ્ધ કરીશ. સંવત્સર જેમ ઋતુઓ પ્રત્યે અનુગમન કરે તેમ રથ તથા અશ્વસહિત આવેલા તમને સર્વને અનુગમન કરી, અશસ્ત્ર તથા વિરથ છું તોપણ રાત્રિના ક્ષય વખતે સૂર્ય જેમ તેજેકરી સર્વ નક્ષત્રનો નાશ કરે તેમ તેજેકરી તમસર્વનો નાશ કરીશ હે પાંડવો ! તમે સ્થિર થાઓ. આજ ભાઇઓ સહિત તમને હણી યશસ્વી એવા ક્ષત્રિયો, બાહ્લિક, દ્રોણ, ભીષ્મ, મહાત્મા કર્ણ, શૂરવીર જયદ્રથ, ભગદત્ત, મદ્રરાજ શલ્ય, ભૂરિશ્રવા, સુબલપુત્ર શકુનિ, મિત્રો, સંબંધિઓ તથા બાંધવો ઋણને હું ફેડીશ પ્રાપ્ત થઇશ. આમ કહી તમારો પુત્ર દુર્યોધન રાજા, બોલતાં રહી ગયો. દુર્યોધનનાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજા કહેવા લાગ્યા કે, હે સુયોધન ! તું પણ ક્ષાત્રધર્મને જાણે છે એ ઘણું સારૂં. હે મહાભૂજ ! યુદ્ધ કરવાની તારી બુદ્ધિ છે એ પણ ઘણું સારૂં. હે કૌરવ્ય ! તું શૂરવીર છે તથા સંગ્રામને જાણે છે એ પણ ઘણું સારૂં છે, ને તું એકલો અમારી સર્વની સાથે સંગ્રામમાં યુદ્ધ કરવા ઇચ્છે છે માટે તારે સંમત એવું આયુધ ગ્રહણ

કરી એકલો તું એકની સાથે સમાગમ કરી યુદ્ધ કર, અમે સર્વ પ્રેક્ષક થઇ ઉભા છીએ. હે વીર! વળી ફરીથી પણ તારો ઇષ્ટ એવો કામ હું તને આપું છું. એકને હણી તું રાજ્યને પ્રાપ્ત થા અને કાંતો હણાયેલો સ્વર્ગ પ્રત્યે જા.

યુધિષ્ઠિરનાં વચન સાંભળી દુર્યોધન રાજા, કહેવા લાગ્યો કે, જેમ તમારી ઇચ્છા હોય તો તમારી તરફનો એક શૂરવીર યુદ્ધ વાસ્તે મને આપો, ને આયુધોમાંથી તો તમારા સંમતથી હું ગદાને પસંદ કરૂં છું. તેમજ તમારામાંથી પણ જે એક, મને એકને યુદ્ધમાં શક્ય માનતો હોય પેદલ એવો તે સંગ્રામમાં ગદાએ કરી મારી સાથે યુદ્ધ કરે. વિચિત્ર પ્રકારનાં રથયુદ્ધ તો ક્ષણે ક્ષણે થયાં પણ આજ અદ્‌ભુત એવું મોટું ગદાયુદ્ધ થાઓ. મનુષ્યો, અસ્ત્રોની પણ ફેરવણી કરવાને ઇચ્છે છે ત્યારે તમારા અનુમતથી યુદ્ધનો પર્યાય થાઓ. હે મહાબાહો! ગદાએ કરી નાના ભાઇ સહિત તમને, પંચાલોને, સૃંજયોને તથા બીજા જે તમારા સૈનિક છે તેમને હું જીતીશ. હે યુધિષ્ઠિર! ઇન્દ્રથી પણ મને સંભ્રમ નથી. દુર્યોધનનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે સુયોધન! ઉભો થા, ને એકલો એવો બળવાન તું મારી એકલાની સાથે મળી ગદાએ કરી યુદ્ધ કર. પુરૂષ થા, અને અત્યંત સાવધાન થઇ યુદ્ધ કર, કદી તારો આશ્રય ઇન્દ્ર હશે તો પણ આજ તારૂં જીવિત છે નહિ.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! યુધિષ્ઠિરનાં વચન સહન થયાં નહીં તેથી પુરૂષમાં સિંહરૂપ, જળની અંદર રહેલો, છિદ્રમાં રહેલા મોટા સર્પની પેઠે શ્વાસોચ્છ્‌વાસ કરતો વાણીરૂપ ચાબુકથી વારંવાર ખેદ પમાડેલો, ઉત્તમ અશ્વ જેમ ચાબુકને સહન કરે નહિ તેમ યુધિષ્ઠિરનાં વચનને સહન ન કરી શકતો, પરાક્રમી તમારો પુત્ર, સુવર્ણથી શોભતી કાલમીઢ પાષાણ જેવી મોટી ગદા વેગથી ગ્રહણ કરી સ્તંભન કરેલા જળને ભેદી તેને ક્ષોભ પમાડી, ગદાને ખભા ઉપર મૂકી શ્વાસોચ્છ્‌વાસ કરતા મોટા સર્પની પેઠે જળની અંદરથી મહા બળવાન બુદ્ધિમાન તમારો પુત્ર, સૂર્યની પેઠે જળમાંથી બહાર નીકળ્યો. હે જનાધિપ! શિખરવાળા પર્વત સરખા પ્રજા ઉપર સંક્રુદ્ધ થએલા ત્રિશૂલપાણિ જાણે મહાદેવ હોય તેવો, વજ્ર છે હાથમાં જેના એવા ઇન્દ્ર જેવો હાથમાં ગદા ગ્રહણ કરેલા શત્રુને દમન કરનાર મહાબાહુને જોઈ સર્વ પ્રાણીઓ, દંડપાણિ કાળ સરખો તેને માનતા હતા. જળમાંથી ઉઠેલા તેને જોઈ પ્રસન્ન થએલા પંચાલ તથા પાંડવો પરસ્પર તાળી દેતા હતા, તે જોઇ તેમણે મારો અવહાસ કર્યો એમ માની પાંડવોને બાળવા ઇચ્છતો હોય તેમ ક્રોધે કરી નેત્ર ફાડી ડસ્યા છે દાંતેકરી ઓઠ જેણે એવા તમારા પુત્ર દુર્યોધને ત્રણ છે શિખા જેમાં એવી ભ્રકુટી કરી કેશવ સહિત પાંડવોને કહ્યું કે, હે પાંડવો! પંચાલ સહિત તમો, સંગ્રામમાં મારાથી નાશ પામી યમલોક પ્રત્યે જઇ આ અવહાસના ફળને ભોગવો.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! જળમાંથી ઉભો થએલો રૂધિરાર્દ્ર શરીરવાળો તમારો પુત્ર દુર્યોધન, હાથમાં ગદા લઇ ઉભો રહ્યો તે વખતે રૂધિરેકરી લિપ્ત એવા તેનું જલે કરી ભીનું સ્રવતું શરીર, ઝરણાં ઝરતા પર્વત જેવું લાગતું હતું. ઉગામી છે ગદા જેણે એવા તે શૂરવીરને પાંડવો, નોકર ઉપર ઉગામેલો છે હાથ જેમણે એવા યમ સમ માનતા હતા. તે વખતે મોટા બલિવર્દની પેઠે હર્ષથી શબ્દ કરતો, મેઘ જેવા શબ્દવાળો, પરાક્રમી તમારો પુત્ર હાથમાં ગદા લેઇ યુદ્ધ વિષે પાંડવોને બોલાવવા લાગ્યો. હે યુધિષ્ઠિર! તમે એક એક જણ મારી સામે આવતા જાઓ, કેમકે એકલા શૂરવીરને યુદ્ધમાં ઘણાક સાથે યુદ્ધ કરાવવું એ ન્યાય નથી. ત્યાગ કર્યું છે કવચ જેણે એવો, થાકી ગએલો, જળે કરી વ્યાપ્ત અ-

ત્યંત ક્ષતયુક્ત શરીરવાળો, હણાયાં છે વાહન તથા સૈનિક જેના એવો હું એકાકી છું. તોપણ તમારે સર્વે એ મારી સાથે અવશ્ય યુદ્ધ કરવું, તથાપિ કેવી રીતે કરવું યોગ્ય ને કેવી રીતે નહિ તે તમે જાણો છો. દુર્યોધનનાં વચન સાંભળી યુધિષ્ઠિરરાજા, કહેવા લાગ્યા કે, હે સુયોધન! જ્યારે ઘણાક મહારથિઓએ એકઠા મળી અભિમન્યુને હણ્યો તે વખતે તારી આ બુદ્ધિ ક્યાં ગઇ હતી? એમ જણાય છે કે, ક્ષાત્રધર્મ, અતિ ક્રૂર, નિરપેક્ષ તથા અતિ નિર્દય છે એમ જો ન હોય તો ધર્મને જાણનાર, શૂરવીર, સંગ્રામમાં શરીરનો ત્યાગ કરનાર તમે સર્વ એકઠા મળી એકલા અભિમન્યુને કેમ હણ્યો? ન્યાયેકરી યુદ્ધ કરનારને પરમ એવા ઇન્દ્રલોકની ગતિ કહેલી છે, ને ઘણાકે મળી એકને મારવો નહિ એ જો ધર્મજ હોત તો તારા અનુમત પ્રમાણે ઘણાક થઇ એકલા અભિમન્યુને કેમ મારત? દુનિયામાં લોકોની એવી રીતેજ વર્તણુક છે કે સર્વ જંતુ, કષ્ટ વેળાએ ધર્મ સંબંધી વિચાર કરે છે, સ્થાનક ઉપર રહેલો હોય ત્યાં સુધી પરલોકનાં દ્વાર બંધ જૂવે છે. તે તો ઠીકજ છે પણ હે ભારત! હે વીર! કવચ ધારણ કર, કેશ બાંધ, અને બીજું પણ જે તારે હોય નહિ તે ગ્રહણ કર. હે વીર! વળી ફરીથી આ એક કામ તને હું આપું છું જે પાંચ પાંડવોમાંથી જેની સાથે તું યુદ્ધ કરવાની ઇચ્છા કરતો હોય તેને હણી તું રાજા થા, વા તેણે હણેલો તું સ્વર્ગને પ્રાપ્ત થા. બાકી હે વીર! યુદ્ધમાં જીવિત વિના બીજું તારૂં શું પ્રિય અમે કરીએ?

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે રાજન્! યુધિષ્ઠિરનાં વચન સાંભળી સુવર્ણનું કવચ તથા સુવર્ણમય શિરસ્ત્રાણ જેણે ધારણ કરેલું છે એવો તમારો પુત્ર સુવર્ણનો પર્વત શોભે તેમ શોભતો હતો. પછી સંગ્રામને મોખરે સજ્જ થએલો તમારો પુત્ર દુર્યોધન, હાથમાં ગદા લઇ સર્વ પાંડવોને કહેવા લાગ્યો કે, તમે સર્વ ભાઇઓમાંથી એક ગદાવડે મારી સાથે યુદ્ધ કરો. હે ભરતર્ષભ! કહો તો સહદેવ સાથે યુદ્ધ કરૂં અને કહો તો ભીમસેન સાથે, નકુલ સાથે, અર્જુન સાથે વા કહો તો તમારી સાથે યુદ્ધ કરૂં. હે પુરૂષવ્યાઘ્ર! સંગ્રામને પ્રાપ્ત થઇ રણાજિરમાં હું જીતીશ, ને સુવર્ણનો પટ્ટ બાંધેલી ગદાવડે અત્યંત દુર્ગમ એવા વૈરના અંતને આજ હું પ્રાપ્ત થઇશ. ગદાયુદ્ધ વિષે હું વિચારૂં છું તો મારા સરખો કોઇ છે નહિ, માટે તમને સર્વને ગદાવડે હું હણીશ. ન્યાયેકરી બધા એકઠા થઇ આવે તો મારી સાથે યુદ્ધ કરવા કોઇ સમર્થ થાય નહિ. પોતાની મેળે, એ રીતે ગર્વે કરી ઉદ્ધત એવું વચન બોલવું એ કંઇ યોગ્ય નહિ, પણ તમારી આગળ એ વચન હું સફળ કરીશ. આ મુહૂર્ત વિષે મારૂં વચન મિથ્યા વા સત્ય થશે, તથાપિ જેને આજ મારી સાથે યુદ્ધ કરવું હોય તે, ગદા ગ્રહણ કરો.

**अस्मिन् मुहूर्ते सत्यं वा मिथ्या वै तद्भविष्यति ।**
**गृह्णातु स गदां यो वै योत्स्यतेद्य मयासह ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि युधिष्ठिरदुर्योधन संवादे गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः॥ ३२ ॥**

## અધ્યાય ૩૩ મો. ભીમ દુર્યોધન સંવાદ.

**संजय उवाच—एवं दुर्योधने राजन् गर्जमाने मुहुर्मुहुः ।**
**युधिष्ठिरस्य संक्रुद्धो वासुदेवो ऽब्रवीदिदं ॥१॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે રાજન્! એ રીતે દુર્યોધને વારંવાર ગર્જના કરવા માંડી તે વખતે ક્રોધાયમાન થએલા વાસુદેવ ભગવાન યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યા કે, હે યુધિષ્ઠિર! કદી દુર્યોધન યુદ્ધમાં તમને, અર્જુનને, નકુલને અથવા સહદેવને મારે તો, પણ હે રાજન્! દુર્યોધન સામે આ સાહસ તમે શું કર્યું? અમારામાંથી એકને પણ સંગ્રામમાં તું હણે તો કૌરવ રાજા થાય પણ ગદા છે હાથમાં જેના એવા દુર્યોધનની આગળ સંગ્રામમાં તમને કોઇને પણ હું સમર્થ માનતો નથી. એણે હે રાજન્! લોહમય પુરૂષ વિષે ભીમસેનને હણવાની ઇચ્છાથી તેર વર્ષ પર્યંત ગદાયુદ્ધ વિષે અભ્યાસ કર્યો છે, માટે હે ભરતર્ષભ! આપણાથી કેમ કાર્ય થશે? હે નૃપોત્તમ! દયાને લીધે આ તો તમે સાહસ કર્યું, કારણ સંગ્રામમાં પાર્થ એવા ભીમસેન વગર તેની સાથે યુદ્ધ કરે એવો બીજો કોઇ યોદ્ધો હું જોતો નથી, તેમ છે, તથાપિ તેણે પણ અતિશ્રમ કરેલો નથી. હે વિશાંપતે! પૂર્વે તમારે તથા શકુનિને જેવું દ્યૂત રમાયું હતું તેવું આ પણ વિષમ એવું દ્યૂતજ તમે આરંભ્યું છે. હે રાજન્! ભીમસેન બળવાન તથા સમર્થ છે પણ ક્રિયામાં અધિક કુશળ દુર્યોધન, માટે બળવાન તથા કૃતિમાં કૃતિ વિશેષ કહેવાય. હે રાજન્! આ શત્રુને તમે સમમાર્ગ વિષે નિવિષ્ટ કર્યો, ને પોતાના આત્માને વિષમ માર્ગ વિષે નાંખ્યો, અમને પણ કષ્ટને પ્રાપ્ત કર્યા. સર્વ શત્રુને જીતી કષ્ટથી પ્રાપ્ત થએલા એક શત્રુ સાથે સંગ્રામ વિષે આવો વિષમ કરાર કરી પ્રાપ્ત થએલા રાજ્યને કોણ હારી જાય? સંગ્રામમાં હાથમાં ગદા લઇ ઉભેલા દુર્યોધનને જીતવા સમર્થ એવા કોઇ દેવતાઓને પણ આ લોકમાં હું જોતો નથી. તેમ તમે, ભીમસેન, નકુલ, સહદેવ કે અર્જુન એઓમાંથી પણ ન્યાયવડે કૃતિ એવા દુર્યોધનરાજાને જીતવા સમર્થ થઇ શકો તેમ નથી. હે ભારત! તમે ગદાથી યુદ્ધ કરી અમારામાંથી એકને સંગ્રામમાં જીતી રાજા થાઓ, એમ શત્રુને કેમ કહો છો? મને તો તે શત્રુ સાથે ન્યાયથી યુદ્ધ કરતા ભીમસેનના જય વિષેપણ સંશય રહે છે, કારણ, દુર્યોધન મહા બળવાન તથા ક્રિયાકુશળ છે. તમારૂં આવું ચરિત જોઇ મને લાગે છે કે જરૂર કરીને પાંડુ તથા કુંતિની આ સંતતિ, અત્યંત વનવાસ વાસ્તે તથા ભિક્ષા માગવા વાસ્તેજ વિધાતાએ સરજી છે, રાજ્ય ભોગવવા સરજી નથી.

શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ભીમસેન કહેવા લાગ્યો કે, હે યદુનંદન! હે મધુસૂદન! તમે કંઇ ખેદ ન કરો, આજ અત્યંત દુર્ગમ એવા વેરના અંતને હું પ્રાપ્ત થઇશ. હું સંગ્રામમાં દુર્યોધનને હણીશ એમાં સંશય નહી. હે કૃષ્ણ! જરૂર ધર્મરાજનો વિજય દેખાય છે, કેમકે આ મારી ગદા એનાથી અર્ધો અધિક ગુણે કરી ગુરૂતર છે, દુર્યોધનની નથી માટે હે માધવ! તમે વ્યથા કરો માં, હું ગદાએ કરી એની સાથે યુદ્ધ કરવાનો ઉત્સાહ ધરૂં છું. હે જનાર્દન! તમે સર્વ મને જોજો. હે કૃષ્ણ! યુદ્ધમાં નાના પ્રકારનાં શસ્ત્ર ધરનાર દેવસહિત ત્રણલોક સાથે હું યુદ્ધ કરૂં ત્યારે આજ દુર્યોધન સાથે કરૂં તેમાં શું આશ્ચર્ય? સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર! તે રીતે ભાષણ કરતા ભીમસેનને વખાણી પ્રસન્ન થએલા વાસુદેવ ભગવાન બોલ્યા કે, હે મહાબાહો! તારો આશ્રય કરી હણાયા છે શત્રુ જેના એવા ધર્મરાજ યુધિષ્ઠિર, પ્રદીપ્ત એવી પોતાની લક્ષ્મીને પ્રાપ્ત થયા એમાં સંશય નહિ. હે પાંડુનંદન! તેં ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રને સંગ્રામમાં હણ્યા. તેમજ રાજાઓ, રાજપુત્ર, તથા હસ્તિઓને પણ પાડયા. કાલિંગ, માગધ, પ્રાચ્ય, ગાંધાર તથા કૌરવો પણ તને પ્રાપ્ત થઇ મહા યુદ્ધમાં હણાયા માટે હે કૌંતેય! સંગ્રામમાં દુર્યોધનને હણી, સમુદ્ર પર્યંત પૃથ્વી વિષ્ણુએ જેમ

ઇન્દ્રને આપી હતી તેમ તું ધર્મરાજાને આપ. તને પ્રાપ્ત થઇ પાપરૂપ એવો દુર્યોધન નાશ પામશે. તું એના સાથળ પાસેના ભાગને ભાગી પ્રતિજ્ઞાનું પરિપાલન કરીશ. તથાપિ હે પાર્થ! નિરંતર યુદ્ધમાં સમર્થ, ક્રિયા કુશળ, તથા બળવાન એવા દુર્યોધન સાથે યત્નથી યુદ્ધ કરવું. સાત્યકિ સહિત ધર્મરાજ છે મુખ્ય જેમાં એવા પાંડવેય તથા પાંચાલો પાંડુપુત્ર ભીમસેનનાં વખાણ કરવા લાગ્યા. ભયંકર બળવાળા ભીમસેન, સૃંજય સહિત બેઠેલા તપતા સૂર્ય સરખા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે, સંગ્રામમાં શત્રુ સાથે હું મળી યુદ્ધ કરવાનો ઉત્સાહ કરૂં છું, કેમકે પુરૂષમાં અધમ એવો આ સંગ્રામમાં મને જીતવા સમર્થ નહિ થાય. આજ હૃદયમાં રહેલો અત્યંત ક્રોધ, અર્જુને ખાંડવ વન વિષે જેમ અગ્નિ મૂક્યો હતો તેમ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન વિષે હું મૂકીશ. હે રાજન્! હે પાંડવ! આજ ગદાએ કરી આ પાપીને હણી તમારા હૃદ્ગત શલ્યનો હું ઉદ્ધાર કરીશ, તમે સુખી થાઓ. આજ હે અનઘ! કીર્ત્તિમયી માળા હું તમને પહેરાવીશ. આજ દુર્યોધન રાજા, પ્રાણ, લક્ષ્મી તથા રાજ્યને મૂકશે. આજ ધૃતરાષ્ટ્ર રાજા મેં હણેલા પુત્રને સાંભળી શકુનિને બુદ્ધિથી ઉત્પન્ન થએલાં અશુભ કર્મને યાદ કરશે. એમ કહી ભરતકુળમાં શ્રેષ્ઠ એવો પરાક્રમી ભીમસેન, ગદા ઉગામી ઇન્દ્ર જેમ વૃત્રાસુરને બોલાવે તેમ શત્રુને બોલાવતો, સંગ્રામના મધ્યમાં ઉભો રહ્યો. તેના બોલાવવાને ન સહન કરી શકતો પરાક્રમી તમારો પુત્ર તત્કાલ મદોન્મત્ત હસ્તિ જેમ મદોન્મત્ત હસ્તિ સામે આવે તેમ તેની સામે આવી ઉભો રહ્યો. હાથમાં ગદા લેઇ યુદ્ધ વાસ્તે ઉભેલા શિખરવાળા કૈલાસ પર્વત સરખા તમારા પુત્રને સર્વ પાંડવો જોતા હતા. પોતાના યૂથ વગરનો હસ્તિ હોય નહિ એવા મહા બળવાન એકલા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને પ્રાપ્ત થઇ પાંડવો પ્રસન્ન થયા. તે વખતે સિંહની પેઠે સંગ્રામમાં ઉભેલા દુર્યોધનને પણ સંભ્રમ, ભય, ગ્લાનિ તથા વ્યથા થતી ન હતી. શિખરવાન કૈલાસ હોય નહિ એવા ઉગામેલી ગદાવાળા દુર્યોધનને જોઈ હે રાજન્! ભીમસેન બોલ્યો કે—તેં તથા ધૃતરાષ્ટ્રે અમારા વિષે જે દુષ્કૃત કર્યું છે અને જે વારણાવત વિષે કર્મ થયું હતું તે યાદ કર. તેમ રજસ્વલા એવી દ્રૌપદીને સભાના મધ્યમાં કલેશ પમાડી હતી, ને શકુનિની બુદ્ધિના નિશ્ચયથી રાજાને દ્યૂતવિષે જીત્યા હતા. હે દુષ્ટાત્મન! બીજાં પણ જે પાપ નિરપરાધી એવા પાંડવો પ્રતિ તેં કર્યાં છે તે કર્મના મોટા ફળને જો. તારે માટે હણાયલા મોટા યશવાળા, ભરતકુળમાં શ્રેષ્ઠ અમારા સર્વના પિતામહ ગંગાપુત્ર ભીષ્મ બાણશય્યામાં સુતેલા છે; તેમ દ્રોણ, કર્ણ તથા પ્રતાપવાન શલ્ય પણ હણાયો. વૈરનો આદિ કર્તા શકુનિ પણ સંગ્રામમાં હણાયો. તારા ભાઇઓ તથા સૈનિક સહિત શૂરવીર તારા પુત્રો પણ હણાયા. સંગ્રામમાં પાછા ન પડે એવા શૂરવીર રાજાઓ હણાયા. એ સર્વ અને બીજા પણ ઘણાક શ્રેષ્ઠ ક્ષત્રિયો હણાયા. હે નૃપ! આજ સંગ્રામ વિષે તારો ગર્વ, વિપુલ એવી રાજ્યાશા તથા પાંડવ પ્રતિ જે દુષ્કૃત કર્મ તેં કર્યું છે તે સર્વ હું નાશ કરીશ. ભીમસેનનાં વચન સાંભળી દુર્યોધન કહેવા લાગ્યો કે, હે વૃકોદર! ઘણું બકવાથી શું? તું મારી સાથે યુદ્ધ કર. આજ તારી યુદ્ધશ્રદ્ધાને હું હણીશ. હે પાપરૂપ! હિમવાનના શિખર સરખી મોટી ગદા ગ્રહણ કરી ગદાયુદ્ધ વિષે ઉભેલા મને તું જોતો નથી? હે પાપરૂપ! ન્યાયથી યુદ્ધ કરતા ગદા ગ્રહણ કરેલા મને હણવાનો ઇન્દ્ર પણ સમર્થ નથી. હે કૌંતેય! શરદ્ઋતુના જળ વગરના વાદળાની પેઠે વૃથા શા માટે ગર્જના કરે છે. તારૂં બળ હોય તે આજ યુદ્ધ વિષે દેખાડ. દુર્યોધનનાં વચન સાંભળી જીતવાને ઇચ્છતા એવા સૃંજય સહિત સર્વ પાંડવો, તેનાં વખાણ કરવા લાગ્યા. તેમજ હે રાજન્! બીજા મનુષ્યો પણ ઉન્મત્ત હસ્તિ સરખા દુર્યોધન રાજાને તાળીના શબ્દે કરી વળી હર્ષ ઉપજાવવા લાગ્યા.

તે વખતે કુંજર તથા અશ્વ, વારંવાર શબ્દ કરતા હતા અને જયને ઇચ્છતા પાંડવોનાં શસ્ત્ર, અત્યંત પ્રદીપ્ત થતાં હતાં.

**बृहंति कुंजरास्तत्र हया हेषंति चासकृत् ।**
**शस्त्राणि संप्रदीप्यंते पांडवानां जयैषिणां ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि भीमसेनदुर्योधनसंवादे गुर्जरभाषायां त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥**

## અધ્યાય ૩૪ મો. બળરામનું આગમન.

**संजय उवाच—तस्मिन्युद्धे महाराज सुसंवृत्ते सुदारुणे ।**
**उपविष्टेषु सर्वेषु पांडवेषु महात्मसु ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ! અત્યંત દારૂણ એવું તે યુદ્ધ પ્રવર્તમાન થયું અને મહાત્મા એવા સર્વ પાંડવ ઉપવિષ્ટ થયા એટલામાં હે રાજન્! તાલધ્વજ એવા હલાયુદ્ધ રામ, પ્રવર્તમાન થએલા તે બેઉ શિષ્યના યુદ્ધને જોવા ત્યાં આવ્યા. તે જોઇ અત્યંત પ્રસન્ન થયેલા કેશવ સહિત પાંડવોએ સામે જઇ તેમના ચરણનો સ્પર્શ કરી વિધિવત પૂજા કરી, આવી રીતે કહ્યું કે, હે રામ! યુદ્ધ વિષે શિષ્યોની કુશળતાને જુઓ. તેમનાં વચન સાંભળી પાંડવો સહિત કૃષ્ણને તથા હાથમાં ગદા લઇ સંગ્રામ વિષે ઉભેલા કૌરવ્ય એવા દુર્યોધનને જોઇ બળરામે કહ્યું કે, હે માધવ! હું યાત્રા વાસ્તે નિકળ્યો તેને આજ બેતાળીશ દિવસ થયા, પુષ્યને દિવસે હું ગયો હતો તે પાછો ફરીથી શ્રવણ આવ્યું, ત્યારે શિષ્યોનું ગદાયુદ્ધ જોવા સારૂ આવ્યો. હાથમાં છે ગદા જેમને એવા યુદ્ધ ભૂમિ પ્રત્યે ઉભેલા દુર્યોધન તથા ભીમસેન બેઉ રણભૂમિ વિષે શોભતા હતા. યુધિષ્ઠિર રાજાએ હલાયુદ્ધ એવા બળદેવજીને મળી 'તમે ભલે પધાર્યા' એમ સત્કાર કરી ઘટતી રીતે કુશળ પ્રશ્ન પૂછ્યો. યશસ્વી એવા પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણ તથા અર્જુન પણ હલાયુદ્ધ બળદેવજીને અભિવાદન કરી પ્રેમથી મળ્યા. શૂરવીર એવા માદ્રીપુત્ર નકુલ, સહદેવ તથા દ્રૌપદીના પાંચ પુત્રો પણ હે રાજન્! મહા બળવાન એવા રોહિણી પુત્રને અભિવાદન કરી ઉભા રહ્યા. તેમજ હે જનાધિપ! ઉગામી છે ગદા જેમણે એવા બળવાન ભીમસેન તથા તમારા પુત્ર દુર્યોધને પણ બળદેવજીની પૂજા કરી. એ રીતે તે સર્વ રાજાઓએ ચોતરફથી 'તમે ભલે પધાર્યા,' એમ સત્કાર કરી મહાત્મા એવા રોહિણી પુત્રની પૂજા કરી કહ્યું કે, હે રામ! તમે યુદ્ધને જુવો. રામે પણ સંજય સહિત પાંડવોને તથા ઘણાક પરાક્રમવાળા સર્વ રાજાઓને મળી કુશળ પ્રશ્ન પૂછ્યો. તેમજ તેને કુશળતા પૂછી હલધર એવા બળરામે મહાત્મા એવા સર્વ ક્ષત્રિયોનો સત્કાર કરી અવસ્થાને યોગ્ય એવું તેમની સાથે કુશળ સંબંધી ભાષણ કરી જનાર્દન તથા સાત્યકિને પ્રેમથી મળી બેઉનાં મસ્તક સુંઘી તેમને કુશળતા પૂછી. હે રાજન્! તે બેઉએ હર્ષયુક્ત એવા ઇન્દ્ર તથા ઉપેંદ્ર જેમ દેવતાઓના ઇશ એવા બ્રહ્માની પૂજા કરે તેમ ગુરૂ એવા બળરામની વિધિથી પૂજા કરી. હે ભારત! ધર્મપુત્ર યુધિષ્ઠિરે શત્રુને દમન કરનાર રોહિણી પુત્ર બળરામને કહ્યું કે, હે રામ! ભાઇઓના આ મોટા યુદ્ધને તમે જુવો. યુધિષ્ઠિરનાં વચન સાંભળી મહારથિઓએ પૂજા

કરેલા અત્યંત પ્રસન્ન કેશવ ભગવાનના મોટાભાઇ મહાબાહુ બળરામ, તેમના મધ્યમાં પ્રવિષ્ટ થયા, તે સમયે નીલવસ્ત્ર ધારણ કરેલા, શ્વેત કાંતિવાળા રાજાઓના મધ્યમાં રહેલા તે આકાશવિષે નક્ષત્રગણે કરી વીંટાયલો ચંદ્ર શોભે તેમ શોભતા હતા. હે રાજન્! ત્યારપછી તમારા પુત્ર એવા તે બેઉનો વૈરનો અંત કરનાર રૂંવાં ઉભાં કરે એવો ભયંકર સન્નિપાત થવા માંડ્યો.

ततस्तयोः संन्निपातस्तुमुलो लोमहर्षणः ।
आसीदंतकरो राजन् वैरस्य तव पुत्रयोः ॥

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि बलदेवागमने गुर्जरभाषायां चतुर्स्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥**

## અધ્યાય ૩૫ મો. બળરામનું આગમન.

जनमेजय उवाच—पूर्वमेव यदा रामस्तस्मिन्युद्ध उपस्थिते ।
आमंत्र्य केशवं यातो वृष्णिभिः सहितः प्रभुः ॥ १ ॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ! પૂર્વેજ જ્યારે તે યુદ્ધ ઉપસ્થિત થયું, ત્યારે સમર્થ એવા રામ, કેશવ ભગવાનની રજા લેઇ યાદવસહિત યાત્રાએ ગયા, તે વખતે હે કેશવ ! દુર્યોધન તથા પાંડવોમાંથી હું કોઇની પણ સહાયતા નહિ કરૂં ને જેમ આવ્યો છું, તેમ જાઉ છું, એમ શ્રીકૃષ્ણને કહી ક્ષત્રિયને નિબર્હણ કરનાર બલરામ ગયા હતા, તેમનું ફરીથી ત્યાં આવવું કેમ થયું ? તે તમે મને કહો ? હે બ્રહ્મન્ ! હે સત્તમ ! તમે કુશળ છો વાસ્તે ત્યાં આવી રામે યુદ્ધ કેમ જોયું તે બધું વૃત્તાંત વિસ્તારથી મને કહો.

વૈશંપાયન કહે છે—હે મહાબાહો ! ઉપપ્લવ્ય શહેરમાં મહાત્મા પાંડવો રહ્યા પછી તેમણે શાંતિ થવા સારૂ તથા સર્વ દેહિના હિત વાસ્તે મધુસૂદન ભગવાનને ધૃતરાષ્ટ્રની પાસે મોકલ્યા, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને હસ્તિનાપુર પ્રત્યે જઇ ધૃતરાષ્ટ્રને મળી સભાના મધ્યમાં વિશેષે કરી હિતરૂપ એવાં સત્ય વચન કહ્યાં, પણ જે રીતે તેમણે કહ્યું તે પ્રમાણે રાજાએ કર્યું નહિ. પુરૂષમાં અત્યંત શ્રેષ્ઠ એવા મહાબાહુ શ્રીકૃષ્ણ ભગવાને ઉપપ્લવ્ય શહેરમાં પાછા આવી પાંડવોને આવી રીતે કહ્યું કે, કાળે પ્રેરણા કરેલા કૌરવોએ મારા વચનને માન્ય કર્યું નહિ માટે હે પાંડવો ! હું સહિત તમો સંગ્રામ કરવા નિકળો. ત્યાર પછી સૈન્યના વિભાગ થયા તેને જોઇ ઉદાર મનવાળા, બળવાનમાં શ્રેષ્ઠ રોહિણી પુત્ર બલરામે પોતાના ભાઇ એવા શ્રીકૃષ્ણને કહ્યું કે, હે મહાબાહો ! હે મધુસૂદન ! કૌરવોની પણ તમે સહાયતા કરો. એવાં બલરામનાં વચન શ્રીકૃષ્ણે માન્ય કર્યાં નહિ તેથી ક્રોધેકરી વ્યાપ્ત છે આત્મા જેનો એવા યશવાળા યદુનંદન હલધર બલરામ, સર્વ યાદવસહિત અનુરાધા નક્ષત્રને દિવસે તીર્થયાત્રા કરવા સારૂ સરસ્વતીના તટ તરફ પધાર્યા. શત્રુને દમન કરનાર એવા કૃતવર્માએ દુર્યોધનનો આશ્રય કર્યો, અને સાત્યકિ સહિત વાસુદેવે પાંડવનો આશ્રય કર્યો. એવી રીતે શૂરવીર એવા રોહિણી પુત્ર બલરામ ગયા પછી પુષ્ય નક્ષત્રમાં મધુસૂદન ભગવાન પાંડવોને આગળ કરી કૌરવ સામે ગયા. રસ્તામાં જતાં બલરામે તો પોતાના ચાકરોને કહ્યું કે તીર્થયાત્રા વાસ્તે

સર્વ સામગ્રી તથા સર્વ ઉપકરણ દ્વારકા જઈ જલદી લેઇ આવો; તેમજ અગ્નિ, યજન કરાવનારા બ્રાહ્મણ, સુવર્ણ, રજત, ગાયો, વસ્ત્ર, અશ્વ, હસ્તિ, રથ, ખર, ઉષ્ટ્ર, વાહન તથા બીજાં પણ સર્વ ઉપસ્કર તીર્થ વાસ્તે જલદી લઇ આવો. જલદી ચાલનારા તમે સરસ્વતીના પ્રવાહ સામે જઇ, ઋત્વિજ તથા બીજા પણ શ્રેષ્ઠ એવા સેંકડો બ્રાહ્મણને આ મંત્રો એ રીતે ચાકરોને આજ્ઞા કરી મહા બળવાન બળદેવ, કૌરવોના નાશ સમયે ઋત્વિજ સંબંધી બીજા શ્રેષ્ઠ બ્રાહ્મણ, રથ, ગજ, અશ્વ, ચાકર, બળદ, ખર તથા ઉંટ જોડેલા વાહન સહિત સરસ્વતીના તટ તરફ તીર્થયાત્રા કરવા સારૂ ગયા. ત્યાં થાકેલા તથા ગ્લાનિયુક્ત શરીરવાળાં વિપુલ આયુષ્યવાળા બાળકો વાસ્તે તથા અર્થિઓના સત્કાર સારૂ દેશ દેશ વિષે દેવા લાયક એવાં વિવિધ પ્રકારનાં દાન, તૈયાર કર્યા હતાં. હે ભારત ! જે દેશમાં જે જે ચીજની મનુષ્યો ઇચ્છા કરે તે તે વસ્તુ તૈયાર કરાવી રાખી હતી, અને ભૂખ્યાંઓ વાસ્તે ચોતરફ અન્ન પણ તૈયાર કરાવી રાખ્યાં હતાં. હે નૃપ ! જે જે બ્રાહ્મણો જે જે ખાવાની ઇચ્છા કરે તે તે બ્રાહ્મણને તે તે વસ્તુ બલરામના ચાકરો પહોંચાડતા હતા. હે રાજન્ ! રોહિણી પુત્ર બલરામની આજ્ઞાથી તે તે સ્થાનકે રહેલા તેમના અનુચર, તે તે ઠેકાણે ચોફેર ભક્ષ્ય તથા પેય વસ્તુના મોટા ઢગલા કરતા હતા. તેમજ સુખને ઇચ્છતા બ્રાહ્મણોની પૂજા વાસ્તે અમૂલ્ય એવાં વસ્ત્ર તથા બિછાનાં તે તે સ્થાનકે તૈયાર કરી રાખ્યાં હતાં. બ્રાહ્મણ તથા ક્ષત્રિયને જે જે સ્વાદુ લાગે તે તે બધું તૈયાર કરેલું તે તે ઠેકાણે દેખાતું હતું. એ રીતે સર્વ મનુષ્ય જે રીતે સુખે કરી રહે તથા બેસે તે તે રીતે જનારા સારૂ વાહન અને તૃષિત વાસ્તે પીવાના પદાર્થ તૈયાર રાખ્યા હતા. હે ભરતર્ષભ ! ભૂખ વાસ્તે સ્વાદિષ્ઠ એવાં અન્ન વસ્ત્ર તથા આભરણ ત્યાં બલરામના અનુચર લેઇ આવતા હતા. હે રાજન્ ! હે વીર ! તે વખતે ત્યાં જતાં સર્વ મનુષ્યોને સ્વર્ગની જેને ઉપમા અપાય એવો માર્ગ સુખાવહ થયો. નિરંતર હર્ષિત જનેકરી યુક્ત, સુંદર છે ભક્ષ્ય જેમાં એવો શુભેકરી યુક્ત બજારહાટ, વેચવા લાયક પદાર્થ, નાના પ્રકારનાં સેંકડો મનુષ્યોએ કરી વીંટાયલો, નાના પ્રકારનાં દ્રુમ તથા લતાએ કરી યુક્ત, તથા નાનાં રત્નેકરી શોભિત એવો તે માર્ગ હતો. હે રાજન્ ! પછી નિયમ વિષે રહ્યો છે આત્મા જેનો એવા યદુકુળમાં અત્યંત શૂરવીર મહાત્મા બલરામ, સરસ્વતીના તટ વિષે રહેલાં પવિત્ર એવાં તીર્થો વિષે શ્રેષ્ઠ બ્રાહ્મણોને કેટલુંક ધન, યજ્ઞ સંબંધી દક્ષિણા સુંદર વસ્ત્ર ઓઢાડેલી, સુવર્ણના શૃંગવાળી દુઝણી હજારો ગાયો, નાના પ્રકારના દેશમાં ઉત્પન્ન થએલા અશ્વ, વાહન, સુંદર એવા દાસ, રત્ન, મુક્તામણિ, વિદ્રુમ, અત્યંત શુદ્ધ એવું સુવર્ણ, રૂપું, લોહ તથા તામ્રમય પાત્ર, ઇત્યાદિ દાન આપી, અપ્રતિમ છે પ્રભાવ જેનો એવા ઉદારવૃત્તિવાળા રામ, શ્રેષ્ઠ તીર્થો વિષે ઘણુંક ધન આપી ક્રમેકરી કુરૂક્ષેત્ર પાછા પધાર્યા.

જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્ ! હે વૈશંપાયન ! હે બે પગવાળાઓમાં શ્રેષ્ઠ ! હે બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ ! સરસ્વતીના તટ ઉપરના તે તીર્થોના ગુણનિયમની ઉત્પત્તિ, ફલ, તથા તીર્થયાત્રાનો વિધિ એ બધું સાંભળવાનો મને ઉત્સાહ છે વાસ્તે ક્રમેકરી કહો.

વૈશંપાયન કહે છે—હે રાજેન્દ્ર ! તીર્થોનું ફળ, તેના ગુણ તથા ઉત્પત્તિ જેમાં છે એવું પવિત્ર આખ્યાન હું કહું તે સમગ્ર તું સાંભળ. હે મહારાજ ! હે નરેન્દ્ર ! પૂર્વે યદુકુળમાં શૂરવીર એવા બલરામ, ઋત્વિજ, સંબંધિ તથા બ્રાહ્મણના ગણસહિત જ્યાં ક્ષય રોગેકરી ક્લેશ પામતા ચન્દ્રમાએ સ્નાન કરી શાપથી મુક્ત થઇ ફરીથી તેજને પ્રાપ્ત કરી સર્વ જગ-

તને ભાસમાન કર્યું હતું, તેથી પ્રભાસ જેનું નામ છે એવા પૃથ્વી વિષે વિખ્યાત શ્રેષ્ઠ તીર્થ પ્રત્યે ગયા. હે મહામુને ! ભગવાન એવા ચન્દ્રમાને શાથી ક્ષયરોગ થયો હતે ? અને તે શ્રેષ્ઠ ચન્દ્રમાએ શું કરવા સ્નાન કર્યું ? તથા તીર્થમાં સ્નાન કરી પાછો તે કેમ પુષ્ટ થયો ? એ બધું વૃત્તાંત વિસ્તારે કરી મને કહો ? હે તાત ! હે વિશાંપતે ! દક્ષને સત્યાવીસ કન્યા ઉત્પન્ન થઇ, તે સર્વ કન્યાઓ દક્ષે ચન્દ્રમાને આપી. શુભ કર્મવાળા ચન્દ્રની તે સ્ત્રિયો નક્ષત્ર યોગમાં તત્પર એવી તેમની સંખ્યા વાસ્તે થઇઓ. જેમના રૂપની બીજી સ્ત્રિયોને પૃથ્વી વિષે ઉપમા અપાય નહિ એવી વિશાલ નેત્રવાળી તે સ્ત્રિયોમાં રૂપસંપત્તિએ કરી રોહિણી સર્વથી અધિક હતી. ભગવાન એવો ચન્દ્ર તેને વિષે અધિક પ્રીતિ કરતો હતો. મનોહરતાને લીધે નિરંતર તેનેજ ભોગવતો હતો, તેથી હે રાજેંદ્ર ! ચન્દ્ર, રોહિણીના ઘર વિષેજ રહેતો હતો તેથી કોપાયમાન થએલા નક્ષત્ર છે નામ જેમનું એવી સાવધાન થએલી મહાત્મા ચન્દ્રની સર્વ સ્ત્રિયો, પોતાના પિતા એવા પ્રજાપતિ પાસે જઇ કહેવા લાગી કે, ચન્દ્રમા અમારાં ઘર વિષે વસતો નથી ને સદા રોહિણીને ભજે છે માટે હે પ્રજેશ્વર ! તપશ્ચરણમાં તત્પર તથા નિયત છે આહાર જેમનો એવી અમે સર્વ એકઠી થઇ તમારી પાસે નિવાસ કરીશું. કન્યાઓનાં વચન સાંભળી દક્ષે ચંદ્રમાને કહ્યું કે, ભાર્યાઓ વિષે તું સમાનપણાથી વરત અને મોટો અધર્મ તને સ્પર્શ ન કરો. ચન્દ્રને આમ કહી પોતાની સર્વ કન્યાઓને પણ દક્ષે કહ્યું કે, ચન્દ્રમાની સમિપે તમે જાઓ, કેમકે મારી આજ્ઞાથી હવે ચન્દ્રમા તમારા સર્વને વિષે સમાનપણાથી વરતશે. એમ કહી દક્ષે મોકલેલી તે કન્યાઓ, ચન્દ્રના ઘર પ્રત્યે ગઇ. તોપણ હે મહીપતે ! ભગવાન એવો ચન્દ્રમા પાછો ફરીથી પણ વારંવાર પ્રસન્ન થઇ રોહિણીના ઘર પ્રત્યેજ નિવાસ કરવા લાગ્યો. ત્યારે વળી સર્વ સ્ત્રિયોએ એકઠી થઇ પિતાને કહ્યું કે તમારા શુશ્રૂષણમાં યુક્ત એવી અમે, તમારી પાસે નિવાસ કરીશું, કારણ તમારાં વચનને માન્ય કરી ચન્દ્રમા અમારા ઘર વિષે રહેતો નથી. તેમનાં તે વચન સાંભળી વળી દક્ષે ચન્દ્રમાને કહ્યું કે, હે પ્રકાશ કરનાર ! હે ચન્દ્ર ! ભાર્યાઓ વિષે સમાનપણાથી વરત, કેમકે તને શાપ દેઉં નહિ તેમ થાઓ. એવાં દક્ષનાં વચનનો પણ અનાદર કરી ભગવાન ચંદ્ર રોહિણી સાથેજ વસતો હતો, તેથી વળી કોપાયમાન થએલી બીજી કન્યાઓ પિતા પાસે જઇ મસ્તકથી તેને પ્રણામ કરી કહેવા લાગી કે ચંદ્રમા અમારા ઘર વિષે વસતો નથી માટે અમે તમારે શરણે આવ્યાં છીએ; કેમકે ભગવાન ચંદ્રમા રોહિણીના ઘર વિષે સદા વસે છે અને તમારા વચનને ગણતો નથી એટલે અમારે વિષે સ્નેહ કરતો નથી. જે રીતે ચન્દ્રમા, અમારા ઘર વિષે આવે તે રીતે અમારી સર્વની તમે રક્ષા કરો. કન્યાઓનાં વચન સાંભળી હે પૃથ્વીપતે ! ક્રોધાયમાન થએલા ભગવાન દક્ષે રોષથી ક્ષયરોગને ઉત્પન્ન કર્યો. ચન્દ્રમાને તે પ્રાપ્ત થયો. ક્ષયરોગે કરી પરાભવ પામ્યો છે આત્મા જેનો એવો ચન્દ્ર દિવસે દિવસ ક્ષય પામવા લાગ્યો. હે રાજન્ ! એ રીતે ક્ષયરોગને પ્રાપ્ત થએલા ચન્દ્રે રોગથી મુક્ત થવા સારૂ વિવિધ પ્રકારની ઇષ્ટિથી યજન કરી ઘણો યત્ન કર્યો, તોપણ શાપથી મુક્ત થયો નહિ અને ક્ષયને પ્રાપ્ત થયો. એવી રીતે ચન્દ્ર ક્ષીણ થવાથી ઓષધીઓ પણ થોડી થઇ ગઇ. રસવગરની નિસ્વાદ તથા પરાક્રમે કરીને પણ હીન થઇ ગઇ, ઔષધિનો ક્ષય થવાથી પ્રાણિઓનો પણ સારી રીતે ક્ષય થવા લાગ્યો. ચન્દ્ર ક્ષીણ થવાથી સર્વ પ્રજા પણ કૃશ થઇ ગઇ. તે વખતે દેવતાઓએ ત્યાં આવી ચન્દ્રને કહ્યું કે, તારૂં રૂપ આવું કેમ થયું ? આ શું ? પ્રકાશ કેમ નથી કરતો ? તને આ મોટો ભય થયો છે તેનું સર્વ કારણ તું અમને કહે ? તારાં વચન સાંભળી અમે તારા ભયની નિવૃત્તિ વાસ્તે

ઉપાય કરીશું. દેવતાઓનાં વચન સાંભળી ચન્દ્રે તે સર્વ પ્રત્યે શાપનું લક્ષણ તથા પોતાને ક્ષયરોગ કેવી રીતે લાગુ થયો તે સર્વ વૃત્તાંત કહી બતાવ્યું, તે સાંભળી દેવતાઓએ દક્ષ પાસે જઇ કહ્યું કે, હે ભગવન્! ચન્દ્ર ઉપર પ્રસન્ન થઇ તેને આ શાપથી નિવૃત્ત કરો, કેમકે આ ક્ષીણ થએલો ચન્દ્ર, બાકી કંઇ અવશેષ રહેલો દેખાય છે. હે દેવેશ! એને ક્ષય થવાથી પ્રજા પણ ક્ષયને પ્રાપ્ત થઈ છે. તેમજ લતાઓ ઓષધિ અને વિવિધ પ્રકારનાં બીજ પણ ક્ષયને પ્રાપ્ત થયાં છે. તેમનો ક્ષય થવાથી અમારો પણ ક્ષય થાય ત્યારે અમવિના પછી જગત્ પણ શું? એમ જાણી હે લોકગુરો! તમે ચન્દ્ર ઉપર પ્રસન્ન થવા યોગ્ય છો. દેવતાઓનાં વચન સાંભળી દક્ષપ્રજાપતિએ દેવપ્રત્યે આવી રીતે કહ્યું કે, એ મારૂં વચન બીજા કોઇ પ્રકારે તો ટાળવા સમર્થ થઇ શકાય તેમ નથી, પણ હે મોટા ભાગ્યવાળા! હે દેવતાઓ! કોઇ કારણથી તે નિવૃત્ત થશે, માટે હે દેવતાઓ! હું કહું તે સાંભળો. ચન્દ્રમા, સર્વ ભાર્યાવિષે નિરંતર સમાનપણાથી વરતાં, ને સરસ્વતીના શ્રેષ્ઠ તીર્થવિષે સ્નાન કરતાં પાછો વૃદ્ધિને પામશે, એ મારાં વચન સત્ય છે. પણ આવી રીતની વ્યવસ્થા થશે કે અરધો માસ, ચન્દ્રમા નિરંતર ક્ષયને પ્રાપ્ત થશે અને અરધો માસ સદા વૃદ્ધિ પામશે, એ મારાં વચન સત્ય છે. માટે પશ્ચિમ સમુદ્ર પ્રત્યે જઇ સરસ્વતી તથા સમુદ્રના સંગમવિષે દેવના ઇશ ભગવાનનું, આરાધન કરી ચંદ્રમા, કાંતિ પ્રાપ્ત કરશે. ઋષિની આજ્ઞાથી ચંદ્રમા, સરસ્વતીના તટવિષે પ્રભાસ નામના તીર્થ ઉપર ગયો, ત્યાં જઈ અમાવાસ્યાને દિવસે સરસ્વતીવિષે, સ્નાન કરી મોટી કાંતિવાળો ચંદ્ર, શીતાંશુપણાને પ્રાપ્ત થઈ લોકને પ્રકાશ કરવા લાગ્યો. હે રાજેંદ્ર! સર્વ દેવતાઓ પુણ્ય સ્થળ પ્રભાસને પ્રાપ્ત થઇ ત્યાંથી ચંદ્રસહિત દક્ષપાસે ગયા. તે વખતે દક્ષ પ્રજાપતિએ સર્વ દેવતાઓને વિસર્જન કરી પ્રસન્નતાથી ચંદ્રને આવી રીતે કહ્યું કે, હે પુત્ર! સ્ત્રિઓ તથા બ્રાહ્મણોનો કદી તિરસ્કાર કરીશ માં. શ્રિયોયુક્ત થઇ જા ને મારી આજ્ઞા પ્રમાણે વર્ત. પ્રજાપતિની આજ્ઞાને માથે ચઢાવી હે મહારાજ! ચંદ્રમા પોતાના ઘર પ્રત્યે ગયો, અને પ્રજા પણ પૂર્વે જેવી હતી તેવી પ્રસન્ન થઇ રહી. હે મહારાજ! જે રીતે ચંદ્રમાને શાપ થયો હતો તે બધું આ રીતે મેં તને કહી સંભળાવ્યું બતાવ્યું. તીર્થોમાં મોટું એવું પ્રભાસ તીર્થ કેમ થયું, તે પણ કહ્યું. ઉત્તમ એવા પ્રભાસ નામના તીર્થમાંચંદ્રમા અમાવાસ્યાને દિવસે સ્નાન કરી શોભતો વૃદ્ધિગત થાય છે, તીર્થમાં સ્નાન કરી ચંદ્રમા પરમ પ્રભાને પ્રાપ્ત થયો, તેથી હે ભૂમિપ! એ તીર્થને પ્રભાસ એ રીતે લોકો કહે છે. ત્યાર પછી ચમસોદ્ભેદ તીર્થ પ્રત્યે અચ્યુત એવા બલરામ ગયા. ત્યાં વિશિષ્ટ અને વિવિધ પ્રકારનાં દાન આપી એક રાત્રિ રહી વિધિથી સ્નાન કરી કેશવ ભગવાનના મોટા ભાઇ હલાયુધ બલરામ, આદિ તથા કલ્યાણરૂપ ઉદપાન નામના તીર્થ પ્રત્યે ગયા. હે જનમેજય! હે રાજેંદ્ર! સરસ્વતી નદી નષ્ટ—સુકાઇ ગયાં છે તોપણ તે પ્રદેશની અને વનસ્પતિની સ્નિગ્ધતા ઉપરથી સિધ્ધો વૃદ્ધ ઋષિઓ વગેરે તે અહિં વહેતાં હતાં એમ જાણે છે.

स्निग्धत्वादोषधीनां च भूमेश्च जनमेजय।
जानंति सिद्धा राजेंद्र नष्टामपि सरस्वतीम्॥

**इति श्री महाभारते शल्यपर्वांतरगत गदापर्वणि बलदेवतीर्थयात्रायां प्रभासोत्पत्तिकथने गुर्जरभाषायां पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥**

# અધ્યાય ૩૬ મો. ત્રિતે કરેલો કૂપયજ્ઞ.

**वैशंपायन उवाच—तस्मान्नदीगतंचापि ह्युदपानं यशस्विनः ।**
**त्रितस्य च महाराज जगामाथ हलायुधः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હે મહારાજ! ત્યાંથી યશસ્વી એવા ત્રિતના નદીગત ઉદપાન તીર્થ પ્રત્યે હલાયુધ ગયા. ત્યાં જઇ ઘણું દ્રવ્ય આપી બ્રાહ્મણોનો સત્કાર કરી તીર્થ આચમન કરી મુસલાયુદ્ધ પ્રસન્ન થયા. અત્યંત તપસ્વી એવો ત્રિત ધર્મ વિષે તત્પર થયો હતો તથા કૂપ વિષે વસતા મહાત્મા તેણે ત્યાં સોમપાન કર્યું હતું, ત્યાં એને છોડી દઇ, એના ભાઇઓ ગૃહ પ્રત્યે ગયા હતા તેથી બ્રાહ્મણમાં અત્યંત શ્રેષ્ઠ એવા તેણે ભાઇઓને શાપ દીધો હતો. જનમેજય પૂછે છે, હે બ્રહ્મન્! ઉદપાન તીર્થ કેમ થયું, તપસ્વી એવો તે કૂપ વિષે કેમ પડયો, ભાઇઓએ એનો ત્યાગ કેમ કર્યો, કૂપ વિષે એને છોડી દઇ ભાઇઓ ગૃહ પ્રત્યે કેમ ગયા, તેણે યાગ કેમ કર્યો તથા સોમપાન કેવી રીતે કર્યું? હે બ્રહ્મન્! એ બધું મારે સાંભળવા યોગ્ય છે, એમ માનતા હોય તો મને કહો.

વૈશંપાયન કહે છે–હે રાજન્! પૂર્વ યુગને વિષે સૂર્ય સરખી કાંતિવાળા, પ્રજાપતિ જેવા પ્રજાવાન, તપે કરી બ્રહ્મલોક જીતેલા બ્રહ્મવાદી એવા એકત, દ્વિત તથા ત્રિત, એવે નામે ત્રણ મુનિ ભાઇઓ હતા. તેમનું તપ, નિયમ તથા યમ જોઇ ધર્મતત્પર એવા તેમના પિતા ગૌતમ હમેશ પ્રસન્ન રહેતા હતા. પછી ઘણે વખતે ભગવાન ગૌતમ પોતાને યોગ્ય સ્થાન પ્રત્યે ગયા. ત્યારપછી હે રાજન્! મહાત્માને યજન કરવા લાયક જે રાજાઓ હતા તે સર્વ તેના પૂત્રોને પૂજતા હતા. તેઓમાંથી હે રાજન્! કર્મ તથા અધ્યયને કરી ત્રિત નામનો મુનિ, પોતાના પિતા સમ શ્રેષ્ઠ થયો, તેથી પુણ્ય લક્ષણવાળા, મોટા ભાગ્યવાળા સર્વ મુનિઓ ત્રિતને જે રીતે એના પિતાને પૂજતા હતા તે રીતે પૂજવા લાગ્યા. હે રાજન્! કોઇ વખતે એકત તથા દ્વિત નામના બે ભાઇઓને યજ્ઞ તથા ધન વાસ્તે ચિંતા થઇ. તે વેળાએ તેમણે એવો વિચાર કર્યો કે આપણે ત્રિતને ગ્રહણ કરી યજન કરવા લાયક સર્વ રાજાદિક પાસે જઇ ત્યાંથી પશુને માગી લાવી પ્રસન્ન થઇ મોટા ફળવાળા યજ્ઞને પ્રાપ્ત થઇ સોમપાન કરીએ. હે રાજન્! ત્યારપછી ત્રણેય ભાઇઓ એકઠા થઇ પશુ માટે યાજ્ય એવા સર્વ રાજાદિક પાસે ફરી તેમને યજન કરાવી યાજ્ય કર્મે કરી વિધાનથી ઘણુંક પશુ માગી લાવી તે ત્રણેય મહર્ષિયો, પૂર્વ દિશા તરફ ગયા. તેઓમાંથી પ્રસન્ન થએલો ત્રિત પશુની આગળ ચાલ્યો જતો હતો અને એકત તથા દ્વિત, ગાયો હાકી પાછળથી ચાલ્યા આવતા હતા એટલામાં ઘણુંક પશુને જોઇ પાછળ ચાલનાર તેમને વિચાર થયો કે ત્રિતવિના આપણા બેની ગાયો કેવી રીતે થાય? એ રીતે એકત તથા દ્વિત બે ભાઇએ પરસ્પર મનસુબો કર્યો. ત્રિત યજ્ઞવિષે કુશલ છે તથા વેદવિષે નિષ્ઠિત છે માટે તે તો બીજી ઘણીક ગાયો પ્રાપ્ત કરશે માટે આપણે બેઉ એકઠા મળી ગાયોને હાકી જતા રહીએ. આપણ વગરનો ત્રિત પોતાની ઇચ્છામાં આવે ત્યાં જાઓ. આમ વિચાર કરી એકત તથા દ્વિત ગાયોની પાછળ ચાલ્યા, રાત્રિવિષે માર્ગમાં તેમને વૃક નામનો હિંસક પશુ સામે મળ્યો. તેને જોઈ નાસવા લાગેલો ત્રિત, સરસ્વતીના તટ ઉપર સર્વ ભૂતને ભય કરનાર અત્યંત ઘોર અગાધ એવો મોટો કૂવો હતો તેમાં પડી ગયો. તે વેળાએ મુનિમાં અત્યંત શ્રેષ્ઠ, કૂપવિષે રહેલા ત્રિતે હે મહારાજ! પીડિત શબ્દ કર્યો, તે સાંભળી ' ત્રિત કૂવામાં પડયો ' એમ જા-

હ્યું તોપણ એકત તથા દ્વિત નામના તેના બે ભાઇઓ, વૃકના ભયથી તથા પશુના લોભથી તેને ત્યાં છોડી દઇ જતા રહ્યા. તે વખતે હે રાજન્! લતાઓ, તૃણ તથા ધુળે કરી વીંટાયલા કૂપ વિષે પડેલા પશુના લોભી એવા ભાઇઓએ ત્યાગ કરેલા મહા તપસ્વી, દુષ્કૃતિ જેમ નરકમાં પડે તેમ કૂપ વિષે પડેલા પોતાના આત્માને જોઇ નથી કર્યું સોમપાન જેણે એવા મૃત્યુ ભયથી બીનેલા તેણે બુદ્ધિએકરી વિચાર કર્યો કે અહીં રહેલા મેં સોમપાન કેવી રીતે કરવું. એમ નિશ્ચય કરી મહા તપસ્વી તેણે કૂપ વિષે યદચ્છાએકરી લંબમાન એવી લતાને જોઇ રજથી છવાએલા તે કૂપ વિષે જળ ઉત્પન્ન કરી અગ્નિનો સંકલ્પ કરી 'હું અગ્નિહોત્ર કરતા છું' એમ પોતાને માની લતા-વેલાને આ સોમ છે, એવો સંકલ્પ કરી ઋક્, યજુ તથા સામના મંત્રોને મને કરી ચિંતન કર્યા. પછી કાંકરા વિષે સોમવલ્લીનો રસ કાઢવાના પથરાઉપર વટણા થાય છે તેની કલ્પના કરી, તેઓથી સોમના રસની ભાવના કરી જળ વિષે આ જળ છે, એવી કલ્પના કરી દેવતાઓના ભાગ માની સોમનો રસ કાઢી મોટો શબ્દ કર્યો. બ્રહ્મવાદીઓએ કહ્યા પ્રમાણે કરેલા તે યજ્ઞમાંથી વળી ફરીથી ત્રિતે કરેલો શબ્દ સ્વર્ગ પ્રત્યે ગયો. એ રીતે મહાત્મા ત્રિતનો મોટો યજ્ઞ પ્રવર્તમાન થવાથી બધું સ્વર્ગ ઉદ્વિગ્ન થવા લાગ્યું. ઉદ્વિગ્નતાનું કારણ કોઇના જાણવામાં આવ્યું નહિ. ત્યારે અત્યંત ભયંકર એવો ત્રિતનો શબ્દ સાંભળી દેવતાઓના પુરોહિત બૃહસ્પતિએ સર્વ દેવતાઓને કહ્યું કે, હે દેવતાઓ! ત્રિતનો યજ્ઞ પ્રવર્તમાન થયો છે ત્યાં આપણે જઇએ, કેમકે ક્રોધાયમાન થએલો મહા તપસ્વી તે તો બીજા દેવતાઓને પણ ઉત્પન્ન કરે. બૃહસ્પતિનાં વચન સાંભળી એકઠા મળેલા સર્વ દેવતાઓ, જ્યાં ત્રિતનો યજ્ઞ પ્રવર્તમાન થયો હતો ત્યાં ગયા. કૂપ વિષે ત્રિત હતો ત્યાં બધા દેવતાઓ જઇ પરમ શોભાએ કરી યુક્ત યજ્ઞ કર્મ વિષે દીક્ષિત એવા મોટા ભાગ્યવાળા મહાત્માને જોઇ કહેવા લાગ્યા કે, ભાગાર્થી એવા અમે દેવતાઓ આવ્યા છીએ. દેવતાઓનાં વચન સાંભળી ત્રિતે તેમને કહ્યું કે હે દેવતાઓ! આ ભયંકર કૂપ વિષે મગ્ન થએલા નષ્ટ ચિત્તવાળા મને જુઓ. એમ કહી હે મહારાજ! તેમને વિધિપુરઃસર મંત્રયુક્ત ભાગ આપ્યા. એ રીતે વિધિ પ્રમાણે મળેલા ભાગને લઇ પ્રસન્ન છે આત્મા જેમનો એવા દેવતાઓએ ત્રિતને કહ્યું કે તારી ઇચ્છામાં આવે એવો તું વર માગ. પછી તેણે માગ્યું કે, મને અહિંથી તમે રક્ષણ કરવા યોગ્ય છો અને જે આ કૂવામાં આચમન કરે તે, સોમપાન કરનારની ગતિને પામે, એવો વર હું માગું છું. માગણી કરતા માત્રમાં જ લહેરવાળી સરસ્વતી કૂવામાંથી ઉંચી નીકળી, તેણે બહાર કાઢેલો ત્રિત દેવતાઓનું પૂજન કરતો બહાર આવી બેઠો અને 'ઠીક તેમ થશે' એમ કહી દેવતાઓ જેમ આવ્યા હતા તેમ પાછા ગયા, અને પ્રસન્ન થએલો ત્રિત પણ પોતાના ઘર પ્રત્યે ગયો. પછી ઋષિ એવા તે બે ભાઇઓને પ્રાપ્ત થઇ ક્રોધાયમાન થએલા મહા તપસ્વી ત્રિતે શાપ દેતાં કહ્યું કે, પશુના લોભી એવા તમે મને કૂવામાં છોડી દઈ જતા રહ્યા એ પાપકર્મેકરી મારા શાપથી ભયંકર દાઢવાળા ચોતરફ વિચરનાર વરૂ થશો. તમારી પ્રજા પણ વાનર વિશેષ રીંછ તથા વાનર થશે. હે વિશાંપતે! એવી રીતે સત્યવાદિના બોલવાથી ક્ષણ માત્રમાં તેવી આકૃતિવાળા તે બની ગયા. એ તીર્થમાં ઘણા પરાક્રમવાળા હલાયુધ બલરામ જળનો સ્પર્શ કરી વિવિધ પ્રકારનાં દાન આપી બ્રાહ્મણોનું પૂજન કરી ઉદકપાનને જોઇ નદીગત એવાં તે તીર્થની વારંવાર પ્રશંસા કરતા ઉદાર મનવાળા પાછા કુરૂક્ષેત્રમાં આવ્યા.

उदपानं च तद्वीक्ष्य प्रशस्य च पुनः पुनः।
नदीगतमदीनात्मा प्राप्तो विनशनं तदा ॥

इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि बलदेव तीर्थयात्रायां त्रिताख्याने गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

## અધ્યાય ૩૭ મો. બળરામનું આગમન.

**वैशंपायन उवाच—ततो विनशनं राजन् जगामाथ हलायुधः।**
**शूद्राभीरान् प्रतिद्वेषाद्यत्र नष्टा सरस्वती ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હે રાજન્ ! ત્યાંથી હલાયુધ બલરામ, જ્યાં શૂદ્ર તથા આભીર પરના દ્વેષથી સરસ્વતી નષ્ટ થઇ હતી તે કુરૂક્ષેત્ર પ્રત્યે ગયા. એ રીતે [1]સરસ્વતીનો નાશ થવાથી ઋષિયો નિરંતર જેને વિનશન એ રીતે કહે છે, તે સરસ્વતી વિષે પણ મહા બળવાન બલદેવજી સ્નાન કરી સરસ્વતીના શ્રેષ્ઠ તટવિષે રહેલા સુભૂમિક નામના તીર્થ પ્રત્યે ગયા. જ્યાં સાવધાન એવી સુંદર નિર્મળ મુખવાળી અપ્સરાઓ, વિમળ ક્રીડા કરતી હતી, અને માસ માસ પ્રત્યે ગંધર્વ સહિત દેવતાઓ પણ બ્રાહ્મણોએ સેવેલા તે પવિત્ર તીર્થ પ્રત્યે જતા હતા. હે રાજન્ ! એ રીતે એકઠા મળેલા દેવતાઓ તથા પિતૃઓ ત્યાં હર્ષ પામતા હતા. દિવ્ય અને પવિત્ર પુષ્પનો ત્યાં વર્ષાદ થતો હતો, કેમકે હે રાજન્ ! તે અપ્સરાઓની સુંદર એવી ક્રીડાભૂમિ હતી, તેથી દેવતાઓ તથા અપ્સરાઓના ગણ ત્યાં દેખાતા હતા. સુભૂમિક નામે વિખ્યાત સરસ્વતી તટવિષે રહેલાં તે તીર્થમાં માધવ બલરામ, સ્નાન કરી વગેરે બ્રાહ્મણોને ધન આપી, દિવ્ય એવાં વાદિત્રોનો શબ્દ સાંભળી દેવ, ગંધર્વ યક્ષ તથા રાક્ષસોની વિપુલ છાયાઓ જોઇ ત્યાંથી જ્યાં વિશ્વાવસુ છે મુખ્ય જેમાં એવા તપોયુક્ત ગંધર્વ, અત્યંત મનોહર એવું નૃત્ય, વાદિત્ર તથા ગાન કરે છે એવા ગંધર્વતીર્થમાં આવી બ્રાહ્મણોને વિવિધ પ્રકારનું ધન, બકરાં, ઘેટાં, ગાયો, ખર, ઊંટ, સુવર્ણ તથા રૂપુ આપી, તેમને ભોજન કરાવી અમૂલ્ય ધન આપી સર્વ કામના પૂર્ણ કરી, સર્વજન જેની સ્તુતિ કરે છે એવા બ્રાહ્મણો સહિત શત્રુને દમન કરનાર એક કુંડલી મહાબાહુ બલરામ, ગંધર્વ તીર્થથી જ્યાં તપે કરી ભાવિત છે આત્મા જેનો એવા મહાત્મા વૃદ્ધ ગર્ગે કાલજ્ઞાનની ગતિ, ગ્રહણ, ક્ષત્રાદિકનું પાછું ફરવું, દારૂણ તથા શુભ ઉત્પાત ઇત્યાદિ સર્વ જાણ્યું હતું અને જ્યાં સુદૃઢ વ્રતવાળા ઋષિઓ કાલજ્ઞાન વાસ્તે મહાભાગ ગર્ગની, નિરંતર સેવા કરતા હતા, તેથી ગર્ગસ્રોત્ એવું જેનું નામ

---

૧ ગંગા, યમુના અને સરસ્વતી, એમ ત્રણ નદીઓનું માહાત્મ્ય પુરાણ સાહિત્યમાં સ્થળે સ્થળ ગવાયું છે. આ ત્રણમાં સરસ્વતીનું માહાત્મ્ય બહુ છે અને તે ગંગા યમુનાની પશ્ચિમે હતી તથા રજપૂતાના સમુદ્રને મળતી હતી. મહાભારતના વખત પહેલાંજ તે લોપ થઇ હતી. એના વહેણે પાથરેલા પાર્થિવે કુરૂક્ષેત્ર અને મધ્ય દેશની જમીન બનેલી છે. ગંગા યમુનાની તરીએ પૂર્વ તરફનો સમુદ્ર પુરાઇને બિહાર ને પશ્ચિમ બંગાળનો પ્રદેશ બનેલો છે. લોપ થયેલી સરસ્વતી પછી ઠેકઠેકાઈ કલ્પાઇ છે.

છે એવા મહાતીર્થમાં જઇ હે મહારાજ ! શ્વેત છે ચંદન જેને એવા બલરામ, વિધિએકરી ભાવિત છે આત્મા જેમનો એવા મુનિઓને ધન આપી નાના પ્રકારનાં ભક્ષ્ય બ્રાહ્મણોને દઈ મોટો છે યશ જેનો એવા નીલવસ્ત્રવાળા બલરામ, જ્યાં મેરૂ પર્વત સરખો ઊંચો શ્વેત પર્વત સમાન, ઋષિસંઘ જેનું સેવન કરે છે, એવા સરસ્વતીના તટ વિષે ઉત્પન્ન થએલું શંખ નામનું વૃક્ષ છે અને યક્ષ, વિદ્યાધર, ઘણા પરાક્રમી રાક્ષસ, પિશાચ, તથા ઘણા પરાક્રમવાળા હજારો સિદ્ધ, એ સર્વ બીજા ભોજનનો ત્યાગ કરી વ્રત તથા નિયમથી વખતો વખતે ફળને ખાતા હતા. મનુષ્ય ન જૂવે તે રીતે દેવાદિક ત્યાં વિચરતા હતા. હે નરવ્યાઘ્ર ! એવી રીતે તે વનસ્પતિવાળો પ્રદેશ વિખ્યાત હતો. ત્યાં સરસ્વતીના તીર વિષે રહેલા શંખતીર્થ પ્રત્યે આવી યાદવકુળમાં સિંહ રૂપ એવા બળરામ ત્યાં દુઝણી ગાયો તથા તામ્ર તથા લોહનાં પાત્ર, વિવિધ પ્રકારનાં વસ્ત્ર બ્રાહ્મણોને આપી તેમની પૂજા કરી. તપસ્વિઓએ પૂજા કરેલા હલાયુધ બલરામ, ત્યાંથી હે રાજન્ ! પવિત્ર એવા દ્વૈતવન પ્રત્યે આવ્યા. ત્યાં જઇ ધર્માત્મા બલરામ, નાના પ્રકારના વેષ ધરનાર મુનિઓને જોઇ જળમાં સ્નાન કરી બ્રાહ્મણોની પૂજા કરી પુષ્કળ ભોગ તેમને આપી, હે રાજન્ ! મોટા યશવાળા મહાત્મા બળરામ, સરસ્વતીની દક્ષિણ બાજુ થોડે દૂર જઇ જ્યાંકમોટી કાંતિવાળા પન્નગરાજ વાસુકિનું નિવાસસ્થાન છે, ને નિરંતર ચૌદ હજાર ઋષિઓ જ્યાં નિવાસ કરી રહ્યા છે તથા દેવતાઓ જ્યાં આવી વિધિપુરઃસર સર્વ પન્નગના રાજા એવા વાસુકિને અભિષેક કરતા હતા. હે પૌરવ ! સર્પ સંબંધી ભય તો જ્યાં છેજ નહિ એવા ઘણાક પન્નગથી વીંટાયલાઃનાગધન્વા નામના તીર્થપ્રત્યે જઇ અચ્યુત એવા બલરામ, વિધિએ કરી બ્રાહ્મણોને રત્નસંચય આપી ત્યાંથી જ્યાં પગલે પગલે વિખ્યાત એવાં સેંકડો તથા હજારો તીર્થ છે એવી પૂર્વ દિશા જોઇ ઋષિઓના કહેવા પ્રમાણે ઉપવાસ તથા નિયમ પુરઃસર તે તીર્થમાં સ્નાન કરી દાન આપી તીર્થનિવાસી મુનિઓને પ્રણામ કરી તેમણે બતાવ્યો છે માર્ગ જેમને એવા બલરામ નૈમિષેય ઋષિઓની ઇષ્ટસિદ્ધિ માટે વાયુએ હણેલી વૃષ્ટિ જેમ પાછી વળે તેમ પ્રાઙ્મુખી થઇ પાછા પશ્ચિમમાં સરસ્વતી જ્યાં વળી હતી ત્યાં ગયા. હે રાજન્ ! શ્વેત છે અનુલેપન જેને એવા લાંગલી બલરામ નિવૃત્ત થએલી તે શ્રેષ્ઠ નદીને જોઇ વિસ્મિત થયા.

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ! હે અધ્વર્યુસત્તમ ! હે બ્રહ્મન્ ! શું કરવા સરસ્વતી નિવૃત્ત થઇ ? પૂર્વાભિમુખ થઇને યદુનંદન એવા બલરામ શા કારણને લીધે વિસ્મિત થયા તથા શ્રેષ્ઠ નદી સરસ્વતી કયા હેતુથી નિવૃત્ત થઇ ? એ બધું વ્યાખ્યાન હું સાંભળવાને ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હે રાજન્ ! પૂર્વે સત્યયુગ વિષે નિમિષેય, તપસ્વિઓ, પ્રવર્તમાન થએલા દ્વાદશ વર્ષના યજ્ઞ વિષે બેઠેલા હતા, ત્યાં હે રાજન્ ! મોટા ભાગ્યવાળા બીજા પણ કેટલાક ઋષિઓ આવી રહ્યા હતા. એ દ્વાદશ વર્ષનો સત્ર યજ્ઞ વિધિ પ્રમાણે નિવૃત્ત થયો ત્યારે તીર્થ માટે ઘણાક ઋષિઓ ત્યાં આવ્યા. હે વિશાંપતે ! સરસ્વતીના દક્ષિણ તટપર મુનિઓ ઘણા હોવાથી તે તટપર રહેલાં તીર્થ નગર જેવાં લાગતાં હતાં. હે નરવ્યાઘ્ર ! નૈમિષારણ્યથી આરંભી સંમતપંચક તીર્થ સુધી શ્રેષ્ઠ બ્રાહ્મણ, તીર્થના લોભેકરી નદીના તીરપર બેઠેલા હતા. ભાવિત છે આત્મા જેમનો એવા હોમ કરતા મુનિઓના અતિ મોટા સ્વાધ્યાયે કરી દિશાઓ ગાજી રહી હતી. મહાત્માઓના કરેલા દીપ્યમાન અગ્નિહોત્રોએ કરી ચોતરફથી સરસ્વતી શોભતી હતી. હે મહારાજ ! વાલખિલ્ય ઋષિઓ, પાષાણ

કુટીને ખાનાર તપસ્વિઓ, કેટલાક દાંતથીજ કુટીને ખાનાર, સાંખ્ય શાસ્ત્રનું ચિંતન કરનાર, વાયુ ભક્ષણ કરી રહેનાર, જળનો આહાર કરનાર, પાંદડાં ખાઇ રહેનાર, કેટલાક સ્થંડિલ ઉપર સુનાર, નાના નિયમે કરી યુક્ત મુનિયો સરસ્વતી સમીપ વસતા હતા. દેવતાઓ જેમ ગંગાને શોભાવે તેમ સરસ્વતીને શોભાવતા સત્રે કરી યજન કરનાર મોટા વ્રતવાળા સેંકડો ઋષિઓ ત્યાં રહેતા હતા તથાપિ તે સ્થાનકે નિવાસનો અવકાશ ન જોતાં યજ્ઞસૂત્રથી તીર્થનું નિર્માણ કરી અગ્નિહોત્રની હોમ સાથે વિવિધ પ્રકારની ક્રિયા કરવા લાગ્યા. એ રીતે ચિંતાયુક્ત તથા સરસ્વતીના જળ લાભ વિષે નિરાશ તે ઋષિ સંઘાતને સરસ્વતીએ પોતાનું રૂપ દેખાડયું. એ રીતે પવિત્ર તપવાળા ઋષિઓ ઉપર દયા કરી, હે જનમેજય! તેમને વાસ્તે પૂર્વમાં પાછી વળી પોતાના નિવાસ સ્થાનભૂત કેટલાંક તીર્થ વિશેષ કરી પાછી પોતે પશ્ચિમમુખી થઇ વહેલા લાગી. હે રાજન્! તેમનું આવવું સફળ કરી પાછી હું જાઉં, એવો વિચાર કરી મહાનદી સરસ્વતીએ મોટું આશ્ચર્યનું કામ કર્યું. હે રાજન્! એ રીતે થએલું તે તીર્થ નૈમિષેય કહેવાયું. હે કુરૂશ્રેષ્ઠ! કુરૂક્ષેત્રમાં તું પણ મોટી ક્રિયા કર. હે રાજન્! ત્યાં ઘણાંક તીર્થ તથા નિવૃત્ત થએલી સરસ્વતીને જોઇ મહાત્મા રામને વિસ્મય થયો ત્યાં પણ યદુનંદન રામ, વિધિવત્ સ્નાન કરી બ્રાહ્મણોને વિવિધ પ્રકારનાં પાત્ર તથા ધન આપી વિવિધ પ્રકારનાં ભક્ષ્ય તથા ભોજ્ય દેઈ બ્રાહ્મણોએ પૂજા કરેલા હલાયુધ બલરામ, ત્યાંથી નાના પ્રકારના પક્ષિગણે કરી યુક્ત, બોરડી, ઇંગોરાં, કાયફળનાં ઝાડ, પીપરનાં વૃક્ષ, પીપળા, બેહેડાંનાં વૃક્ષ, કંકોલ, ખાખરા, કેરડા, પીલું એટલા એ ને બાકી પણ સરસ્વતીના તટ વિષે રહેલાં વિવિધ પ્રકારનાં કરૂષક નામનાં ફળ, બિલ્વ, આમ્ર, તિવરના સમુદાય તથા પારિજાત નામનાં વૃક્ષે કરી શોભિત, ઘણાક કદળીના વનવાળું, દષ્ટિને આનંદ આપનાર, મનોહર વાયુ, અંબુફળ તથા પાંદડાં ખાનાર, દાંતથી કુટીને ખાનાર, પાણાથી કુટીનેજ ખાનાર, એવા ઘણાક વનમાં રહેનાર મુનિઓથી વીંટાયલા સ્વાધ્યાયના શબ્દે કરી શબ્દાયમાન, સેંકડો મૃગના યૂથેકરી આકુળ ધર્મમાં તત્પર એવાં અસંખ્ય મનુષ્યોએ અત્યંત સેવન કરેલા અને જ્યાં સિદ્ધ એવા મંકણુક મુનિ તપશ્ચર્યા કરતા હતા એવા સરસ્વતીના તીર્થમાં શ્રેષ્ઠ સપ્ત સારસ્વત નામના તીર્થમાં આવ્યા.

**सप्तसारस्वतं तीर्थमाजगाम हलायुधः ।**
**यत्र मंकणकः सिद्धस्तपस्तेपे महामुनिः ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः॥ ३७॥**

## અધ્યાય ૩૮ મો. સારસ્વતોપાખ્યાન.

**जनमेजय उवाच—सप्तसारस्वतं कस्मात् कश्च मंकणको मुनिः ।**
**कथं सिद्ध स भगवन् कश्चास्य नियमो भवत् ॥१॥**

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન! એ તીર્થ સપ્તસારસ્વત કેમ કહેવાયું? મંકણુક મુનિ કોણ હતા ને ભગવાન એવા તે કેમ સિદ્ધ થયા તથા એને કયો નિયમ હતો. હે દ્વિ-

બ્રેતમ ! કોના વંશમાં તે ઉત્પન્ન થયા હતા તથા શું તેણે અધ્યયન કર્યું હતું એ બધું વિધિથી હું સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે રાજન ! જેણેકરી આ જગત્ વ્યાપ્ત છે એવી સાત સરસ્વતી છે. સરસ્વતીને બળવાન એવા તપસ્વીઓએ તે તે સ્થાનકે બોલાવેલી છે. તે સાત સરસ્વતીનાં સુપ્રભા, કાંચનાક્ષી, વિશાલા, મનોરમા, ઓઘવતી, સુરેણુ તથા વિમલોદકા એવી રીતનાં સાત નામ છે. તેમાંથી હે રાજન્! મોટા એવા પિતામહના યજ્ઞ વિષે વિસ્તૃત એવા યજ્ઞવાટમાં અત્યંત સિદ્ધ બ્રાહ્મણો વિરાજમાન હતા. યજ્ઞવિધિ જોઇ નિર્મલ પુણ્યાહ ઘોષ તથા વેદોના શબ્દ સાંભળી દેવતાઓ વ્યગ્ર થઈ ગયા હતા. એ રીતે હે મહારાજ ! દીક્ષિત એવા પ્રપિતામહ બ્રહ્મા, સર્વ કામે કરી સમૃદ્ધ યજ્ઞે કરી યજન કરતા હતા તેથી ધર્માર્થમાં કુશલ બ્રાહ્મણોએ મને કરી ચિંતન કરેલા અર્થ, તેમને પ્રાપ્ત થતા હતા. મહાયજ્ઞમાં ગંધર્વ ગાન કરતા હતા, અપ્સરાઓના ગણુ નૃત્ય કરતા હતા, દિવ્ય વિચિત્ર પ્રકારનાં વાદિત્ર વાગતાં હતાં. યજ્ઞની સંપત્તિ જોઇ સંતુષ્ટ થએલ દેવતાઓ પણ પરમ વિસ્મયને પ્રાપ્ત થયા, ત્યારે મનુષ્યો તો વિસ્મય પામે એમાં શું કહેવું ? પુષ્કરતીર્થમાં રહેલા બ્રહ્માના એવી રીતે વરતતા તે યજ્ઞમાં મહારાજ, ઋષિઓ આવી રીતે કહેવા લાગ્યા કે, આ યજ્ઞ મોટા ગુણવાળો નથી, કેમકે અહીં નદીમાં શ્રેષ્ઠ એવી સરસ્વતી દેખાતી નથી. ઋષિઓનાં વચન સાંભળી પ્રસન્ન થએલા યજન કરતા ભગવાન પિતામહે સરસ્વતીને યાદ કરી, એ રીતે તેણે બોલાવેલી સુપ્રભા નામની સરસ્વતી હે રાજેંદ્ર ! ત્યાં પ્રકટ થઇ. એ રીતે બ્રહ્માને માન આપતી ઉતાવળે આવેલી સરસ્વતીને જોઇ પ્રસન્ન થએલા મુનિયો તે યજ્ઞને ઘણો ગુણવાન માનવા લાગ્યા. નદીમાં શ્રેષ્ઠ સરસ્વતી પુષ્કરતીર્થ વિષે પિતામહ માટે તથા બુદ્ધિમાન ઋષિઓની પ્રીતિ માટે ઉત્પન્ન થઇ. હે જનેશ્વર ! નૈમિષારણ્ય વિષે આવી બેઠેલા સ્વાધ્યાય જાણનાર વેદ વિષે વિચિત્ર પ્રકારની કથાઓ કરતા સત્રયાજી મુનિઓએ સરસ્વતીનું સ્મરણ કર્યું ત્યારે સત્રયાજી મુનિઓની સહાયતા કરવા સારૂ નદીમાં શ્રેષ્ઠ, પવિત્ર કાંચનાક્ષી નામે સરસ્વતી નૈમિષારણ્યમાં આવી. ગય દેશમાં યજમાન એવા ગય રાજાના મોટા યજ્ઞમાં તીક્ષ્ણ વ્રતવાળા ઋષિઓએ બોલાવેલી નદીમાં શ્રેષ્ઠ એવી વિશાલા નામની સરસ્વતી હિમવાન પર્વતની પાસેથી ત્યાં આવી. તેજ રીતે ચોતરફથી સમૃદ્ધિ અને મુનિનું મંડળ જેમાં છે એવા પવિત્ર ઉત્તર કોશલ ભાગમાં હે રાજન્! યજમાન ઉદ્દાલકના યજ્ઞમાં તેણે પૂર્વેજ ધ્યાન કરેલી નદીમાં શ્રેષ્ઠ મનોરમા જેનું નામ છે એવી વલ્કલ તથા અજીન વસ્ત્ર પહેરેલા મુનિઓએ પૂજન કરેલી સરસ્વતી મુનિઓ માટે તે દેશ પ્રત્યે આવી. રાજર્ષિએ સેવિત પવિત્ર ઋષભદ્વીપમાં યજમાન મહાત્મા કુરૂના કુરૂક્ષેત્રમાં હે રાજેંદ્ર ! મહાત્મા વસિષ્ઠે આહ્વાન કરેલી દિવ્ય જળવાળી ઓઘવતી નામની નદીમાં શ્રેષ્ઠ સરસ્વતી કુરૂક્ષેત્રમાં આવી. ગંગાદ્વાર વિષે યજન કરતા દક્ષે બોલાવેલી સુરેણુ નામની સરસ્વતી ત્યાં આવી. વળી પવિત્ર હિમાચલ વિષે ફરીથી યજન કરતા બ્રહ્માએ બોલાવેલી વિમલોદકા નામની સરસ્વતી ત્યાં આવી. એ રીતે આવેલી તે સાતેય સરસ્વતી તીર્થ વિષે એકઠી થઇ તેથી એ તીર્થ પૃથ્વી વિષે 'સપ્તસારસ્વત' નામે વિખ્યાત થયું. એ રીતે હે રાજન્! સાતેય સરસ્વતી નામથી તને કહી. તેમજ પવિત્ર એવું સપ્તસારસ્વત તીર્થ પણ કહ્યું. હવે હે રાજન્! નદીમાં સ્નાન કરતા કુમાર અવસ્થાથી બ્રહ્મચારી એવા મંકણુકની મોટી ક્રીડા કહું તે સાંભળ. યદચ્છાએ કરી તે જળમાં સ્નાન કરતી સુંદર કટાક્ષવાળી દિશારૂપી વસ્ત્ર ધારણ કરેલી અનિંદિત એવી સ્ત્રીને જોઈ હે મહારાજ ! તેનું વીર્ય

સરસ્વતી વિષે પડી ગયું, તે વીર્ય મહા તપસ્વી એવા તેણે કળશમાં ગ્રહણ કર્યું. કળશમાં રહેલું તે સાત પ્રકારે વિભાગને પ્રાપ્ત થયું, તેમાંથી વાયુવેગ, વાયુબળ, વાયુહા, વાયુમંડળ, વાયુજ્વાલ, વાયુરેતા, તથા વીર્યવાન વાયુચક્ર, એવાં જેનાં નામ છે એવા સાત ઋષિઓ વાયુના ગણુ ઓગણુપચાસ વાયુના કારણભૂત થયા. હે રાજન્! પૃથ્વી વિષે અત્યંત આશ્ચર્યરૂપ એવું ત્રણ લોકમાં વિખ્યાત મહર્ષિનું આશ્ચર્યરૂપ આ ચરિત્ર જેવું છે તેવું કહું તે સાંભળ. હે રાજન્! પૂર્વે સિદ્ધ એવો મંકણુક ઋષિ, કુશના અગ્રભાગેકરી હાથ વિષે ક્ષત યુક્ત થયો એટલે ક્ષત થએલા તેના હાથમાંથી શાકનો રસ, સ્રવવા લાગ્યો, એ રીતે અમે સાંભળ્યું છે, એ રીતે સ્રવતા શાકના રસને જોઇ હવે હું સિદ્ધ થયો એમ જાણી હર્ષાવિષ્ટ થએલો તે, નૃત્ય કરવા લાગ્યો. હે વીર! તેના તેજે કરી મોહિત સ્થાવર જંગમાત્મક સર્વ જગત ડોલવા લાગ્યું. તે જોઇ હે નરાધિપ! બ્રહ્માદિક દેવતા તથા તપોધન ઋષિઓએ તેને માટે મહાદેવજીને વિજ્ઞપ્તિ કરી કે હે દેવ! જે રીતે આ ઋષિ, નૃત્ય ન કરે તે રીતે તમે કરવાને યોગ્ય છો એવાં દેવ તથા ઋષિઓનાં વચન સાંભળી મહાદેવજીએ અત્યંત હર્ષાવિષ્ટ એવા મુનિને જોઇ દેવતાઓના હિત માટે તે મુનિ પ્રત્યે આવી રીતે કહ્યું કે હે બ્રાહ્મણ! હે ધર્મજ્ઞ! શું કરવા તું નૃત્ય કરે છે? હે મુને! હે દ્વિજસત્તમ! ધર્મપથ વિષે રહેલા તપસ્વી તને આ અધિક હર્ષનું સ્થાન શું કરવા છે, મહાદેવનાં વચન સાંભળી તે ઋષિએ કહ્યું કે, હે બ્રહ્મન્! હે વિભો! મારા હાથમાંથી શાકનો રસ સ્રવે છે તે શું તમે જોતા નથી. જેને જોઇ મોટા હર્ષે કરી હું નૃત્ય કરૂં છું. એવાં તેનાં વચન સાંભળી સારી રીતે હાસ્ય કરી રાગેકરી મોહિત એવા તે મુનિ પ્રત્યે મહાદેવે કહ્યું કે, હે વિપ્ર! હું કંઇ એ જોઇ વિસ્મયને પામતો નથી. મને તું જો. એવી રીતે તે શ્રેષ્ઠ એવા મુનિને કહી બુદ્ધિમાન્ મહાદેવે હે રાજેંદ્ર! આંગળીના અગ્ર ભાગેકરી અંગુષ્ટને તાડન કર્યો. તે વખતે તે ક્ષત થયેલા અંગુષ્ટમાંથી હિમ સરખી ભસ્મ નીકળી, તે જોઇ લજ્જિત થએલો તે મુનિ, મહાદેવને પ્રણામ કરી આ મહાદેવ છે એમ માની વિસ્મિત થઇ આવી રીતે કહેવા લાગ્યો કે, રૂદ્ર દેવથી બીજાને અત્યંત શ્રેષ્ઠ કે મોટો હું માનતો નથી ને શસ્ત્ર ધરનાર એવા તેમજ સુરાસુર તથા જગતની ગતિરૂપ છો અને આ વિશ્વ પણ તમે સરજ્યું છે, એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે. તેમ પાછું યુગક્ષય વિષે સર્વ તમારે વિષેજ પ્રતિષ્ઠ થાય છે. દેવતાઓ પણ તમને જાણવા સમર્થ થઇ શકે તેમ નથી ત્યારે હું તો ક્યાંથીજ જાણું? જગત વિષે જે જે પદાર્થ રહ્યા છે, તે સર્વ તમારે વિષે દેખાય છે. હે અનઘ! બ્રહ્માદિક દેવતાઓ પણ વર દેનારા તમારૂં સેવન કરે છે. દેવતાનો કર્તા તથા કરાવનાર સર્વ તમેજ છો. સર્વ દેવતાઓ તમારા પ્રસાદથી નિર્ભય થઇ હર્ષને પ્રાપ્ત થાય છે. એવી રીતે મહાદેવજીની સ્તુતિ કરી તે ઋષિએ મહાદેવજીને પ્રણામ કરી કહ્યું કે, હે દેવ! જે મેં ચપલતાથી ગર્વાદિક કર્યું માટે મારૂં તપ ક્ષીણ ન થાય, તે સારૂ તમને પ્રસન્ન કરૂં છું. ઋષિનાં વચન સાંભળી પ્રસન્ન થએલા મહાદેવજીએ ઋષિને કહ્યું કે, હે વિપ્ર! મારા પ્રસાદથી તારૂં તપ સહસ્ર પ્રકારથી વૃદ્ધિ પામો. આ આશ્રમમાં તારી સાથે સદા હું નિવાસ કરીશ, તેમ આ સપ્તસારસ્વત તીર્થ વિષે જે મારી પૂજા કરશે તેને આલોક તથા પરલોકમાં કંઇ પણ દુર્લભ રહેશે નહિ. સારસ્વત લોકને પ્રાપ્ત થશે. ઘણા તેજવાળા મંકણુકનું આ ચરિત્ર મેં તને કહ્યું તે મંકણુક, સુકન્યા વિષે માતરિશ્વાથી ઉત્પન્ન થયો હતો.

एतन्मंकणकस्यापि चरितं भूरि तेजसः ।
स हि पुत्रः सुकन्यायामुत्पन्नो मातरिश्वना ॥

**इति श्री महाभारते शल्यपर्वांतरगत गदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायामष्टात्रिंशोऽध्यायः ॥ ३८ ॥**



## અધ્યાય ૩૯ મો. બળરામનો યાત્રા પ્રવાસ.

**वैशंपायन उवाच—उषित्वा तत्र रामस्तु संपूज्याश्रमवासिनः ।**
**तथा मंकणके प्रीतिंशुभांचक्रे हलायुधः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હલાયુધ રામ, ત્યાં નિવાસ કરી, આશ્રમવાસી મુનિઓની પૂજા કરી, તેમજ મંકણુક ઋષિપર શુભ એવી પ્રીતિ કરી, બ્રાહ્મણોને દાન આપી, રાત્રિ પ્રત્યે ઉપોષણુ કરી મુનિસંઘે પૂજા કરેલા લાંગલી રામ, સવારમાં ઉઠી, સર્વ મુનિઓની આજ્ઞા લેઇ જળનો સ્પર્શ કરી ત્યાંથી ચાલ્યા. હે રાજન્! હે મહારાજ! જ્યાં રામે ફેંકેલા રાક્ષસના મોટા મસ્તકેકરી ગ્રસ્ત છે જંઘા જેની એવા મહોદર મહા મુનિ મુક્ત થયા હતા, તેથી કપાલમોચન જેનું નામ છે ત્યાં તે ગયા. પૂર્વે તપશ્ચર્યા કરી મહાત્મા શુક્ર, સમગ્ર નીતિને ત્યાં શીખ્યા હતા. તેમ જ્યાં રહી દૈત્ય દાનવના વિગ્રહ વિષે પણ વિચાર કરતા હતા એવાં ઔશનસ નામના ઉત્તમ તીર્થ પ્રત્યે પ્રાપ્ત થઇ બલરામે મહાત્મા બ્રાહ્મણોને વિધિ પુરઃસર વિત્ત આપ્યું. જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્! કપાલમોચન તે કેમ થયું, મહામુનિ તેથી કેમ મુક્ત થયા, અને તે મસ્તક શા કારણથી તેને લાગી રહ્યું? વૈશંપાયન કહે છે, હે રાજશાર્દૂલ! પૂર્વે દંડકારણ્યમાં વસતા રાક્ષસોને મારતા મહાત્મા રામે, તીક્ષ્ણ ધારવાળા ક્ષુર નામના બાણેકરી જન સ્થાનમાં દુરાત્મા રાક્ષસનું મસ્તક કાપ્યું. હે રાજન્! મહા વનમાં ઉંચું ઉડી તે, વનમાં વિચરતા મહોદરની જંઘાપર જઇ પડયું. એ રીતે જંઘાને લાગેલા તે મસ્તકેકરી મહાપ્રાજ્ઞ મહોદર ઋષિ, તીર્થ તથા આશ્રમો પ્રત્યે જવા અસમર્થ થયો. દુર્ગંધયુક્ત અને સ્રવતા એવા તે મસ્તકેકરી વેદનાથી પીડિત થએલો તે મહા મુનિ, પૃથ્વીપર જેટલાં તીર્થ હતાં તે સર્વે પ્રત્યે ગયો એ રીતે અમે સાંભળ્યું છે. મહા તપસ્વી તે સર્વ નદીઓ તથા સમુદ્રો પ્રત્યે જઇ ભાવિત છે આત્મા જેમના એવા ઋષિઓ આગળ સર્વ વૃત્તાંત કહેવા લાગ્યો. પૃથ્વીપર ફરી સર્વ તીર્થ નાહ્યો, તોપણુ તે લાગેલા મસ્તકથી મુક્તિને પ્રાપ્ત થયો નહિ; પણુ તીર્થો વિષે શ્રેષ્ઠ બ્રાહ્મણ તથા મુનિઓના મુખથી ઔશનસ તીર્થ સર્વ પાપને શમન કરનાર તથા સિદ્ધિક્ષેત્ર છે. સરસ્વતીના તીર્થનો મહિમા જેણે સાંભળ્યો છે એવો તે બ્રાહ્મણ, ઔશનસ તીર્થ પ્રત્યે જઈ તે તીર્થમાં સ્નાન કરવા લાગ્યો, તેટલામાં તો તે મસ્તક, તેના ચરણને છોડી દઇ જલની અંદર પડી ગયું. મસ્તકથી મુકાયલો તે બ્રાહ્મણ સુખને પ્રાપ્ત થયો. હે વિભો! જળની અંદર ગએલું તે મસ્તક પણ અદર્શનને પ્રાપ્ત થયું. હે રાજન્! મસ્તકથી મુક્ત થએલા પાપરહિત, પવિત્ર છે મન જેનું એવાં કૃતકૃત્ય થએલા મહોદર નામના ઋષિ પોતાના આશ્રમ પ્રત્યે ગયા. એ રીતે મસ્તકથી મુક્ત થએલા મહા તપસ્વી તેણે પવિત્ર એવા પોતાના આશ્રમ પ્રત્યે જઇ વશ છે આત્મા જેનો એવા ઋષિઓને તે સર્વ વૃત્તાંત કહી બતાવ્યું. હે માનદ! તેનાં વચન સાંભળી ઋષિઓએ કપાલમોચન એવું તે તીર્થનું નામ પાડયું. મહોદર નામના ઋષિ પણ ફરીથી અત્યંત શ્રેષ્ઠ તીર્થ પ્રત્યે જઇ અત્યંત વિપુલ તેનું જળપાન કરી સિદ્ધિને પ્રાપ્ત થયા. ઘણાંક

દાન આપી બ્રાહ્મણોની પૂજા કરી વૃષ્ણિ કુળમાં અત્યંત શ્રેષ્ઠ બલરામ, ત્યાંથી હે ભારત! જ્યાં આર્ષ્ટિષેણ ઋષિએ ઘોર તપ કર્યું હતું અને મહા મુનિ વિશ્વામિત્ર પણ જ્યાં બ્રાહ્મણ્યને પ્રાપ્ત થયા હતા, સર્વ કામેકરી સમૃદ્ધ, બ્રાહ્મણ તથા મુનિઓએ સર્વદા સેવિત રૂષંગુના આશ્રમ પ્રત્યે ગયા. ત્યાંથી હે રાજેંદ્ર! બ્રાહ્મણોએ વિંટાએલા શ્રીમાન હલધર, રૂષંગુએ જ્યાં શરીર ત્યાગ કર્યું હતું ત્યાં ગયા. હે ભારત! રૂષંગુ નામે નિરંતર તપશ્ચર્યા કરનાર વૃદ્ધ બ્રાહ્મણ હતો, દેહનો ત્યાગ કરવા પર કર્યું છે મન જેણે એવા મહા તપસ્વી તેણે અનેક પ્રકારે મનમાં વિચાર કરી સર્વ પુત્રોને બોલાવી કહ્યું કે, હે પુત્રો! મને પૃથુદક નામના તીર્થ પ્રત્યે લઇ જાઓ. પિતાનાં વચન સાંભળી તપોધન પુત્રો, તપરૂપી ધનવાળા પિતાને અત્યંત વૃદ્ધ જાણી સરસ્વતીના તટપર તે પૃથુદક તીર્થપર લઇ ગયા. પુત્રોએ સેંકડો તીર્થયુક્ત, વિપ્રસંઘે સેવન કરેલી સરસ્વતીપર આણેલા મહા તપસ્વી વિધીથી તીર્થમાં સ્નાન કરી તીર્થના ગુણ જાણી અત્યંત પ્રસન્ન થએલા ઋષિમાં શ્રેષ્ઠ તેણે હે પુરૂષવ્યાઘ્ર! પોતાની સેવા કરતા સર્વ પુત્રને કહ્યું કે, સરસ્વતીના ઉત્તર તીર વિષે આ પૃથુદક તીર્થમાં જપ વિષે તત્પર થઇ જે પોતાનું શરીર ત્યાગ કરશે, તે અક્ષય સ્વર્ગને પ્રાપ્ત થશે. તે તીર્થ વિષે વિપ્રવત્સલ ધર્માત્મા હલાયુધ બલરામે પણ સ્નાન કરી આચમન લઇ બ્રાહ્મણોને ઘણાંક દાન આપ્યાં. જ્યાં સ્નાન કરી લોક પિતામહ બ્રહ્માજીએ લોકને સર્જ્યા હતા, જ્યાં હે કૌરવ્ય! ઋષિમાં અત્યંત શ્રેષ્ઠ તીક્ષ્ણ વ્રતવાળા, આર્ષ્ટિષેણ ઋષિ મોટા તપે કરી બ્રાહ્મણ્યને પ્રાપ્ત થયા હતા. તેમજ રાજર્ષિ સિંધુદ્વીપ મહા તપસ્વી દેવાપિ તથા મુનિ વિશ્વામિત્ર પણ જ્યાં બ્રાહ્મણ્યને પ્રાપ્ત થયા હતા, ત્યાં મહા તપસ્વી ઉગ્ર તેજવાળા બળવાન તથા પ્રતાપવાન ભગવાન બળભદ્ર આવ્યા.

**महा तपस्वी भगवानुग्रतेजा महातपाः ।**
**तत्राजगाम बलवान् बलभद्र प्रतापवान् ॥**

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायामुनचत्वारिंशोऽध्यायः ३९॥**



## અધ્યાય ૪૦ મો. વિશ્વામિત્રની કથા.

**जनमेजय उवाच—कथमार्ष्टिषेणो भगवान् विपुलं तप्तवांस्तपः**
**सिंधुद्वीपः कथंचापि ब्राह्मण्यं लब्धवांस्तदा ॥**

જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્! ભગવાન આર્ષ્ટિષેણ ઋષિએ કેવી રીતે મોટું તપ કર્યું? અને સિંધુદ્વીપ, કેવી રીતે બ્રાહ્મણ્યને પ્રાપ્ત થયો? તેમજ હે સત્તમ! દેવાપિ તથા વિશ્વામિત્ર ત્યાં કેવી રીતે બ્રાહ્મણ્યને પ્રાપ્ત થયા? હે ભગવાન્! એ સાંભળવાનો મને ઉત્સાહ છે, માટે એ સર્વ મને કહો. વૈશંપાયન કહે છે—હે રાજન્! પૂર્વે સત્યયુગ વિષે નિરંતર અધ્યયનમાં જેની પ્રીતિ છે એવો આર્ષ્ટિષેણ બ્રાહ્મણ નિરંતર ગુરૂકુળ વિષે વસતો હતો. હે વિશાંપતે! હે રાજન! એ રીતે નિરંતર ગુરૂકુળ વિષે વસતો તોપણ તેનાં વિદ્યા તથા વેદ સમાપ્ત થયાં નહીં. ભણવા વિષે વૈરાગ્ય પામેલો તે, મોટી તપશ્ચર્યા કરી વિદ્યા તથા ઉત્તમ

વેદ પ્રાપ્ત કરી વિદ્યા તથા વેદયુક્ત એવો તે, ઋષિમાં અત્યંત શ્રેષ્ઠ સિદ્ધ થયો. સિદ્ધ થએલા મહા તપસ્વી તેણે તીર્થ વિષે ત્રણ વર દીધા, જે આજથી મહા નદીના તીર્થ વિષે જે મનુષ્ય, સ્નાન કરશે તે અશ્વમેધના ફળને પ્રાપ્ત થશે. આજથી આ સ્થાનકે સર્પનો ભય થશે નહીં. અહિં રહેનાર થોડા વખતમાં મોટા ફળને પ્રાપ્ત થશે એમ કહી સિદ્ધ થએલા પ્રતાપવાન, ભગવાન આર્ષ્ટિષેણ સ્વર્ગે ગયા. હે મહારાજ! પ્રતાપવાન સિંધુદ્વીપ, તથા દેવાપિ, મોટા બ્રાહ્મણ્યપણાને પ્રાપ્ત થયા હતા. તેમજ નિરંતર તપશ્ચર્યા કરનાર જિતેંદ્રિય એવા વિશ્વામિત્ર પણ સારી રીતે તપેલા તપેકરી બ્રહ્મપણાને પ્રાપ્ત થયા હતા. હે રાજન્! ગાધિ નામે વિખ્યાત એક ક્ષત્રિય હતો. પ્રતાપવાન, વિશ્વામિત્ર નામે તેનો પુત્ર થયો. તે પછી ઘણે વખતે મહાતપસ્વી તથા મહાયોગી ગાધિરાજાએ વિશ્વામિત્રને રાજ્યાભિષેક કરી પોતાનો દેહ ત્યાગ કર્યો. તે સમયે નમ્ર થએલી પ્રજા ગાધિરાજાને કહેવા લાગી કે, હે મહાપ્રાજ્ઞ! તમારે દેહ ત્યાગ કરવો નહિ, તમે ભયથી અમારી રક્ષા કરો. પ્રજાનાં વચન સાંભળી ગાધિરાજાએ તેમને કહ્યું કે મારો પુત્ર, સમગ્ર જગતનું રક્ષણ કરનાર થશે. પ્રજાને આમ કહી ગાધિરાજા, વિશ્વામિત્રને રાજ્ય ઉપર બેસાડી સ્વર્ગે ગયો. પછી વિશ્વામિત્ર રાજા થયો. તે વિશ્વામિત્ર યત્ન કરવા છતાં પણ પૃથ્વીનું રક્ષણ કરવા સમર્થ થયો નહિ. વિશ્વામિત્ર રાજા રાક્ષસોથી થએલા મોટા ભયને સાંભળી ચતુરંગ સૈન્યસહિત પોતાના નગરમાંથી બહાર નીકળ્યો. કેટલેક દૂર માર્ગે જઇ વસિષ્ઠના આશ્રમ પાસે ઉભો. ત્યાં તેના સૈનિકોએ ઘણાક અન્યાય કર્યા. તેટલામાં ભગવાન વસિષ્ઠ, આશ્રમમાં આવ્યા, આશ્રમમાં આવી આશ્રમ સંબંધી ભાગેલા સર્વ મોટા વનને જોઇ કોપાયમાન થએલા મુનિમાં અત્યંત શ્રેષ્ઠ વસિષ્ઠ ‘ અરે ઘણાક ભીલને ઉત્પન્ન કર, એમ પોતાની ગાયને કહ્યું. ’ વસિષ્ટનાં વચન સાભળી ધેનુએ ઘોર છે દર્શન જેમનું એવા પુરૂષો ઉત્પન્ન કર્યા. ઉત્પન્ન થએલા પુરૂષો, વિશ્વામિત્રના સૈન્ય સામે જઇ ચોતરફથી મારવા લાગ્યા. ભાગવા લાગેલા પોતાના સૈન્યને જોઇ ગાધિપુત્ર વિશ્વામિત્રે તપનેજ શ્રેષ્ઠ માની તપ કરવાની ધારણા કરી. પછી હે રાજન્! સાવધાન થએલા વિશ્વામિત્રે સરસ્વતીના શ્રેષ્ઠ તીર્થ વિષે નિયમ તથા ઉપવાસે કરી પોતાના દેહને કષ્ટ આપતાં જલાહાર, વાયુભક્ષણ, પર્ણાહાર તથા સ્થંડિલ ઉપર શયન અને બીજા પણ જૂદા જૂદા નિયમ ધારણ કર્યા. ઉગ્ર તપ કરતાં દેવતાઓએ વારંવાર વિઘ્ન નાંખ્યાં, પણ એમની બુદ્ધિ નિયમથી બાહાર ગઇ નહિ. પરમ યત્નેકરી બહુ પ્રકારનું તપ કરી તેજેકરી સૂર્યના સરખો છે આકાર જેનો એવો ગાધિપુત્ર સફળ થયો. તપેકરી યુક્ત વિશ્વામિત્રને જોઇ મોટા તેજવાળા પિતામહ બ્રહ્માજીએ એને ‘વર માગ’ એમ કહ્યું. હે રાજન્! વિશ્વામિત્રે ‘ હું બ્રાહ્મણ થાઉં ’ એવો વર માગ્યો. ‘ઠીક બહુ સારૂં તેમ થાઓ’ એ રીતે સર્વ લોકના પિતામહ બ્રહ્માજીએ કહ્યું. મોટા યશવાળો તે, ઉગ્ર તપે કરી બ્રાહ્મણપણાને પ્રાપ્ત થઈ, કર્યો છે મનોરથ પૂર્ણ જેણે દેવતાની ઉપમા આપવા લાયક વિશ્વામિત્ર, સમગ્ર પૃથ્વી પ્રત્યે વિચરતો હતો. શ્રેષ્ઠ તીર્થ વિષે હર્ષિત થએલા બલરામ, હે રાજન્! વિવિધ પ્રકારનું ધન, દુઝણી ગાયો, વાહન, શય્યા, વસ્ત્ર તથા અલંકાર, બ્રાહ્મણોને આપી ભક્ષ્ય તથા સુંદર પાન કરાવી બ્રાહ્મણોની પૂજા કરી, ત્યાંથી જ્યાં બકદાલ્ભ્યે તીવ્ર તપ કર્યું હતું એવા બકદાલ્ભ્યના આશ્રમે ગયા.

**ययौ राजंस्ततो रामो बकस्याश्रममंतिकात् ।**
**यत्र तेपेतपस्तीव्रं दाल्भ्यो बक इतिश्रुतिः ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि गदापर्वांतर्गत बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥**

## અધ્યાય ૪૧ મો. બકદાલ્ભ્ય તીર્થ.

**वैशंपायन उवाच—ब्रह्मयोनेरवाकीर्णं जगाम यदुनंदनः ।**
**यत्र दाल्भ्यो बको राजन्नाश्रमस्थोमहातपाः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે રાજન્ ! પછી બ્રાહ્મણ્યોત્પાદક તે તીર્થથી યદુનંદન બલરામ, જ્યાં મહા તપસ્વી બકદાલ્ભ્ય ઋષિ રહેતા એવા અવાકીર્ણ નામના તીર્થ પ્રત્યે ગયા. જ્યાં વ્યભિચાર કરવાથી શત્રુને નીચે પાડી શકાય તેથી અવાકીર્ણ જેનું નામ છે એવા તીર્થ વિષે ક્રોધેકરી આવિષ્ટ પ્રતાપવાન ધર્માત્મા બકદાલ્ભ્ય, ઘોર તપે કરી વૈચિત્રવીર્ય ધૃતરાષ્ટ્રના દેશને હોમતા હતા, તેનું કારણ હું તને કહું તે સાંભળ. પૂર્વે નૈમિષીય ઋષિઓનો દ્વાદશ વર્ષનો સત્ર નિવૃત્ત થયો એટલામાં પંચાલ રાજાનો વિશ્વજિત્ યજ્ઞ પણ સમાપ્ત થયો, તે સાંભળી મનસ્વી ઋષિઓએ તેની પાસે જઇ દક્ષિણા વાસ્તે બલયુક્ત તથા નીરોગી એવા એકવીસ તરૂણ વાછડાની યાચના કરી, તે વખતે બકદાલ્ભ્ય ઋષિએ બીજા ઋષિઓને કહ્યું કે, આ પશુનો તમે સર્વ ભાગ પાડી લ્યો, હું તો આ પશુને છોડી દઇ કોઇ બીજા અતિ શ્રેષ્ઠ રાજા પાસે જઇ બીજાં પશુ માગી લઇશ. હે રાજન્ ! ઋષિઓને આમ કહી બ્રાહ્મણમાં ઉત્તમ પ્રતાપવાન બકદાલ્ભ્યે, ધૃતરાષ્ટ્ર રાજા પાસે જઇ પશુની યાચના કરી. તે વખતે રાજામાં અત્યંત શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રે યદચ્છાએ કરી રોગાદિકથી મરી ગએલા પશુને જોઇ ક્રોધથી ઋષિને કહ્યું કે—હે બ્રાહ્મણમાં અધમ ! પશુને ઇચ્છતો હોય તો આ મરેલા પશુને લઇ જા. તેમનાં વચન સાંભળી ધર્મજ્ઞ ઋષિએ મનમાં વિચાર કર્યો કે અરે સભાના મધ્યમાં આણે અતિ ક્રૂર વચન મને કહ્યાં. બે ઘડી વિચાર કરી રોષાવિષ્ટ એવા તે ઉત્તમ બ્રાહ્મણે ધૃતરાષ્ટ્રનો નાશ કરવા તરફ મતિ કરી. મરી ગયેલા પશુને લઇ કીર્ણ નામના સરસ્વતીના તીર્થ વિષે અગ્નિ પ્રજ્વલિત કરી પશુ માંસેકરી ધૃતરાષ્ટ્ર રાજાના દેશને હોમવા માંડ્યો. હે મહારાજ ! એ રીતે મહા તપસ્વી બકદાલ્ભ્ય, પરમ નિયમે કરી તેજ માંસે ધૃતરાષ્ટ્રના દેશને હોમવા લાગ્યો. હે પાર્થિવ ! એ રીતે અતિ દારૂણ સત્ર, વિધિથી પ્રવર્તમાન થયો કે થોડા વખતમાં ધૃતરાષ્ટ્રનો દેશ, ક્ષય થવા લાગ્યો. હે વિભો ! ફરશીએ કરી કાપવા માંડેલું અનંત એવું વન, જેમ ક્ષીણ થાય તેમ ધૃતરાષ્ટ્ર રાજાનું રાજ્ય, ક્ષીણ થવા લાગ્યું. એ રીતે આપદ્ગત તથા ચેનરહિત થએલા પોતાના દેશને જોઇ ખેદયુક્ત છે મન જેનું એવો ધૃતરાષ્ટ્ર રાજા, વિચાર કરવા લાગ્યો. બ્રાહ્મણ સહિત પોતે, આપદથી દેશની મુક્તિ વાસ્તે યત્ન કરવા લાગ્યો. તો પણ તેનું કલ્યાણ થયું નહીં અને દેશનો ક્ષય થવા લાગ્યો. તે જોઇ જ્યારે તે રાજા, તથા બ્રાહ્મણો ખેદયુક્ત થયા, ને કોઇ રીતે પણ જ્યારે દેશને આપદ્થી મુકત કરવા સમર્થ થયા નહિ, ત્યારે હે જનમેજય ! પ્રશ્ન જાણનાર બ્રાહ્મણને પૂછયું. પ્રશ્ન જોઇ તેણે કહ્યું કે, પશુની યાચના વખતે તમે તિરસ્કાર કરેલા બકદાલ્ભ્ય મુનિ, માંસે કરી તમારા દેશને હોમે છે, તેથી હે ધૃતરાષ્ટ્ર ! દેશનો મોટો ક્ષય થયો છે એ તેના તપનો પ્રભાવ છે. બકદાલ્ભ્ય મુનિ, સર-

સ્વતીના તટ પર હોમ કરે છે, તેમને પ્રસન્ન કરો. પ્રાશ્નિકનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર રાજા, સરસ્વતી ઉપર જઇ હે ભરતર્ષભ ! મસ્તકથી બકદાલ્ભ્યને પ્રણામ કરી બે હાથ જોડી તેને કહેવા લાગ્યા કે, હે ભગવન્ ! તમને હું પ્રસન્ન કરૂં છું; મૂર્ખતાથી હણાયું છે ચિત્ત જેનું એવા લોભી તથા દીન જન—મારો અપરાધ આપ ક્ષમા કરો. હે નાથ ! મારી ગતિ તમે છો, માટે મારી ઉપર પ્રસન્ન થવા યોગ્ય છો. તે રીતે વિજ્ઞપ્તિ કરતા અને શોકે કરી હણાયું છે ચિત્ત જેનું એવા તેને જોઈ, દયાને લીધે તેણે તેના દેશને આપદથી મુક્ત કીધો. એવી રીતે પ્રસન્ન થએલા ઋષિએ તેની ઉપરના ક્રોધને છોડી દઇ તેના દેશના મોક્ષ માટે વળી આહુતિ આપી. એ રીતે તેના દેશને આપદથી મુક્ત કરી તેની પાસેથી ઘણુંક પશુ લઇ પ્રસન્ન છે આત્મા જેનો એવા તે બકદાલ્ભ્ય ઋષિ, પાછા નૈમિષારણ્યમાં ગયા. સ્વસ્થ છે ચિત્ત જેનું એવો, ઉદાર મનવાળો ધર્માત્મા ધૃતરાષ્ટ્ર પણ હે રાજન્ ! મોટી સમૃદ્ધિ યુક્ત એવા પોતાના નગરમાં ગયો. હે મહારાજ ! ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિ પણ અસુરોના નાશ વાસ્તે અને દેવતાઓની વૃદ્ધિ વાસ્તે માંસે કરી ઇષ્ટિ હોમ કરતા તેથી અસુરનો ક્ષય થયો હતો અને સંગ્રામ વિષે જયશીલ એવા દેવતાઓ તેમને નસાડતા હતા, તે તીર્થ વિષે પણ હે મહારાજ ! મોટા યશવાળા બલરામ, બ્રાહ્મણોને અશ્વ, કુંજર, ખચરીઓ જોડેલા રથ, અમૂલ્ય રત્ન, ધન, તથા પુષ્કળ ધાન્ય, વિધિથી આપી હે પૃથ્વીપતે ! જ્યાં નાહુષ મહાત્મા યયાતિના યજ્ઞમાં સરસ્વતી ઘી તથા દૂધને સ્રવતી હતી, એવા યયાતિતીર્થ પ્રત્યે ગયા. ત્યાં પુરૂષમાં સિંહરૂપ યયાતિ રાજા, યજન કરી હર્ષથી ઉત્તમ લોક પામ્યો હતો. વળી જ્યાં પોતાવિષે નિરંતર ભકિત કરી યજન કરતા સમર્થ યયાતિ રાજાનું પરમ ઉદારપણું જોઇ પ્રસન્ન થએલી નદીમાં શ્રેષ્ઠ સરસ્વતી, તે યજ્ઞ વિષે બોલાવેલા તથા બેઠેલા બ્રાહ્મણો, જે જે કામના કરે, તે તે કામના પૂરી પાડી ગ્રહાદિક શયનાદિક ખટરસ ભોજન, તથા નાના પ્રકારનું દાન પણ પોતે આપતી હતી. રાજાએ આ ઉત્તમ દાન આપણને આપ્યું એમ માની વિપ્રો પ્રસન્ન થઇ રાજાને આશીર્વાદ દઇ સ્તુતિ કરતા હતા. તેમજ દેવતાઓ, ગંધર્વ તથા મનુષ્યો પણ તે યજ્ઞસંપત્તિને જોઇ વિસ્મયને પામતા હતા. ત્યાંથી, તાલ છે ધ્વજ વિષે જેની એવા ધર્મના ધ્વજરૂપ, વશ છે આત્મા જેનો એવા, નિરંતર દાન કરનાર, જીત્યો છે આત્મા જેણે એવા સ્થિર મનવાળા મહાત્મા બલરામ, ભયંકર વેગવાળા વસિષ્ટાપવાહ નામના તીર્થમાં આવ્યા.

ततस्तालकेतुर्महाधर्मकेतुर्महात्मा कृतात्मा महादाननित्यः ।
वसिष्ठापवाहं महाभीमवेगं धृतात्माजितात्मा समभ्याजगाम ॥

इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वाणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायामेकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥



## અધ્યાય ૪૨ મો. વસિષ્ઠ વિશ્વામિત્રનો ઝગડો.

**जनमेजय उवाच—वसिष्ठस्यापवाहो सौभीमवेगः कथं नु सुः ।**
**किमर्थं च सरिच्छ्रेष्ठातमृषिं प्रत्यवाहयत् ॥ १ ॥**

જનમેજય પૂછે છે—વસિષ્ઠનું અપવાહ નામે તે તીર્થ ભયંકર વેગવાળું કેમ થયું અને નદીમાં શ્રેષ્ઠ એવી સરસ્વતીએ ઋષિમાં શ્રેષ્ઠ એવા તેને શું કરવા વાહન કર્યા, અને વૈર કેમ થયું તેનું કારણ શું? હે મહાપ્રાજ્ઞ! હે પ્રભો! તમે કહો છો તેથી હું તૃપ્ત થતો નથી, એ બધું મને કહો? વૈશંપાયન કહે છે–હે ભારત! હે રાજન્! વિશ્વામિત્ર તથા વિપ્રર્ષિ વસિષ્ઠને તપની સ્પર્ધાને લીધે પરસ્પર અત્યંત મોટું વૈર થયું. હે રાજન્! સ્થાણુ તીર્થ વિષે વસિષ્ઠનો મોટો આશ્રમ હતો. તેની પૂર્વ બાજુને પડખે બુદ્ધિમાન વિશ્વામિત્રનો આશ્રમ હતો. હે મહારાજ! જ્યાં સ્થાણુ મહાદેવજીએ પરમ તપ કર્યું હતું. જ્યાં મહાદેવજીનું ઘોર કર્મ બુદ્ધિમાન પુરૂષો વર્ણવે છે. જ્યાં ભગવાન સ્થાણુ મહાદેવજીએ યજન તથા સરસ્વતીનું પૂજન કરી, હે પ્રભો! તે તીર્થનું સ્થાણુતીર્થ એવું નામ પાડયું હતું. હે નરાધિપ! તે તીર્થ વિષે દેવતાઓએ, અસુરોને હણનાર કાર્તિકસ્વામિને સેનાધિપતિપણાનો અભિષેક કર્યો હતો. તે સારસ્વત તીર્થ વિષે મહા મુનિ વિશ્વામિત્રે ઉગ્ર તપેકરી વસિષ્ઠને ચલાયમાન કર્યા હતા, તે હું કહું તે સાંભળ. હે ભારત! તપોધન એવા વિશ્વામિત્ર તથા વસિષ્ઠ બેઉ, દિવસે દિવસ તપ સંબંધિ તીવ્ર સ્પર્ધા કરતા હતા, તેમાં અધિક છે સંતાપ જેને એવા મહામુનિ વિશ્વામિત્ર, વસિષ્ઠનું તેજ જોઇ ચિંતાને પ્રાપ્ત થયા હતા. હે ભારત! નિરંતર ધર્મમાં તત્પર એવા તેમની બુદ્ધિ એવી થઇ કે સરસ્વતી, તપ કરનારાઓમાં શ્રેષ્ઠ તપોધન વસિષ્ઠને વેગેકરી મારી પાસે લઇ આવે તો એ અહિં આવેલા દ્વિજશ્રેષ્ઠને હું હણું. આવો નિશ્ચય કરી ક્રોધથી સંરક્ત છે લોચન જેનાં એવા, ભગવાન મહામુનિ વિશ્વામિત્રે નદીમાં શ્રેષ્ઠ સરસ્વતીને યાદ કરી. મુનિએ ધ્યાન કરેલી તે, વ્યાકુળતાને પ્રાપ્ત થઇ. મહા પરાક્રમી એવા એમની પાસે જઇ હાથ જેણે જોડયા છે એવી વિવર્ણ થએલી, કંપતી સરસ્વતીએ હણાયા છે પુત્રી અને પુત્ર જેના એવી સ્ત્રીની પેઠે અત્યંત દુઃખિત થઇ મુનિવર વિશ્વામિત્રને કહ્યું કે, 'હું શું કરૂં તે તમે કહો?' સરસ્વતીનાં વચન સાંભળી ક્રોધાયમાન થએલા મુનિ વિશ્વામિત્રે તેને કહ્યું કે, જલદી વસિષ્ઠને તાણી આણ, એટલે આજ હું એને હણું. વિશ્વામિત્રનાં વચન સાંભળી વાયુએ હણેલી લતાની પેઠે વ્યથાયુક્ત થએલી કમળ સરખાં નેત્રવાળી ભયભીત થએલી સરસ્વતી એ હાથ જોડી અત્યંત કંપવા લાગી. રૂપવાળી તે મહા નદીને જોઇ વળી વિશ્વામિત્રે તેને કહ્યું કે, વિચાર ન કરતાં વસિષ્ઠને તું મારી પાસે લઇ આવ, તેમનાં વચન સાંભળી, પાપ કરવાની તેની ઇચ્છા જાણી પૃથ્વી વિષે અપ્રતિમ વસિષ્ઠના પ્રભાવને જાણતી એવી તે નદીમાં શ્રેષ્ઠ હોવાથી, બુદ્ધિમાન વિશ્વામિત્રે જે કહ્યું હતું તે વસિષ્ઠ પાસે જઇ કહી દીધું. પછી બેઉના શાપથી બ્હીતી એવી વારંવાર કંપાયમાન થતી ઋષિએ અત્યંત ત્રાસ પમાડેલી તે, મોટા શાપનું ચિંતન કરી વ્યથાયુક્ત થઇ. હે રાજન્! વિવર્ણ, કૃશ તથા ચિંતાયુક્ત થએલી તેને જોઇ મનુષ્યમાં શ્રેષ્ઠ ધર્માત્મા વસિષ્ઠે તેને કહ્યું કે, હે નદીમાં શ્રેષ્ઠ! જલદી જનારી તું મને વહન કર અને તારા આત્માની રક્ષા કર, કેમકે નહિ કરે તો વિશ્વામિત્ર તને શાપ દેશે; માટે કંઇ પણ વિચાર ન કરતાં તું મને વહન કર. કૃપાશીલ એવા વસિષ્ઠનાં વચન સાંભળી હે કૌરવ્ય! તે નદીએ વિચાર કર્યો કે શું કરવાથી સુકૃત થાય. તેને આવી રીતની ચિંતા થઇ કે વસિષ્ઠે દયા કરી

માટે તેમનું હિત મારે કરવું એવો વિચાર કરી હે રાજન્! પોતાના તટ વિષે જપ કરતા ઋષિમાં અત્યંત શ્રેષ્ઠ વસિષ્ઠને અને હોમ કરતા વિશ્વામિત્રને જોઇ "આ છિદ્ર છે" એમ મનમાં વિચાર કરી તેણે પોતાના વેગેકરી પોતાના તટનો અપહાર કર્યો, તેથી વસિષ્ઠ ઋષિ વહન થયા. તે વખતે હે રાજન્! નદીમાં વહેતા તે આવી રીતે સરસ્વતીની સ્તુતિ કરવા લાગ્યા.

હે સરસ્વતિ! પિતામહ રૂપી તળાવમાંથી તું પ્રવૃત્ત થઇ છે, ને ઉત્તમ એવા તારા જળેકરી આ જગત વ્યાપ્ત છે. હે દેવિ! આકાશમાં રહેલી તુંજ મેઘ વિષે જળને સૃજે છે. જેટલું જળ જે તે બધું તુંજ છે, તારાથીજ અમે ધ્યાન કરીએ છીએ. પુષ્ટિ, દ્યુતિ, કીર્તિ, સિદ્ધિ, બુદ્ધિ, ઉમાવાણી તથા સ્વાહા પણ તુંજ છે. આ જગત્ બધું તારે અધીન છે. સર્વ ભૂતવિષે વૈખરી આદિ લઇ ચાર પ્રકારે તું વસે છે. હે રાજન્! એ રીતે મહર્ષિએ સ્તુતિ કરેલી સરસ્વતીએ, વેગે કરી વસિષ્ઠને વિશ્વામિત્રના આશ્રમ પ્રત્યે લઇ જઇ વિશ્વામિત્રને નિવેદન કર્યા. એ રીતે સરસ્વતીએ આણેલા વસિષ્ઠને જોઇ ક્રોધયુક્ત એવા વિશ્વામિત્ર, વસિષ્ઠનો અંત કરે એવું શસ્ત્ર ખોળવા લાગ્યા. તે વિશ્વામિત્રને જોઇ બ્રહ્મહત્યાથી ભયભીત થએલી સાવધાન એવી સરસ્વતી પણ પૂર્વ દિશા પ્રત્યે વસિષ્ઠને વહન કરી ગઇ. એ રીતે બેઉનાં વચન પાળતી તે, વિશ્વામિત્રને છેતરી એ રીતે ચાલી ગઇ. એવી રીતે વહન કરેલા તે ઋષિસત્તમ વસિષ્ઠને જોઇ અસહનશીલ એવા દુઃખથી અત્યંત ક્રોધાયમાન થએલા વિશ્વામિત્રે સરસ્વતીને કહ્યું કે, હે સરિચ્છ્રેષ્ઠે! જે માટે તું મને છેતરી પાછી ગઇ, તે વાસ્તે હે કલ્યાણિ! મુખ્ય રાક્ષસોને સંમત એવા રૂધિરને વહન કર. એવી રીતે બુદ્ધિમાન વિશ્વામિત્રે શાપ દીધેલી વર્ષ પર્યંત રૂધિરે કરી મિશ્ર એવા જળને વહન કરતી હતી. તે સમયે ઋષિઓ, દેવતાઓ, ગંધર્વ તથા અપ્સરાઓ, સરસ્વતીને જોઇ અત્યંત દુઃખિત થતાં હતાં. હે જનાધિપ! એ રીતે લોક વિષે વસિષ્ઠાપવાહ વિખ્યાત થયો, ને નદીમાં શ્રેષ્ઠ સરસ્વતી પણ પછી પોતાના માર્ગ પ્રત્યે આવી.

**एवं वसिष्ठापवाहो लोके ख्यातो जनाधिप ।**
**आगच्छच्च पुनर्मार्गं स्वमेवसरितांवरा ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥**

## અધ્યાય ૪૩ મો. ઇન્દ્રનું નિષ્પાપ થવું.

**वैशंपायन उवाच—सा शप्ता तेन क्रुद्धेन विश्वामित्रेण धीमता ।**
**तस्मिंस्तीर्थवरे शुभ्रे शोणितं समुपावहत् ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! સ્વચ્છ એવા તે શ્રેષ્ઠ તીર્થવિષે ક્રોધાયમાન થએલા બુદ્ધિમાન વિશ્વામિત્રે શાપ દીધેલી સરસ્વતી રૂધિરને વહન કરતી હતી. હે ભારત! હે રાજન્! પછી ત્યાં આવી રૂધિરનું પાન કરતા સર્વ રાક્ષસ સુખેકરી ત્યાં રહેતા હતા. રૂધિરેકરી અત્યંત તૃપ્ત એવા જ્વરરહિત થએલા સુખી રાક્ષસો દેવતાઓની પેઠે નૃત્ય તથા હાસ્ય કરતા હતા.

હે મહીપતે ! ત્યાર પછી કોઇ વખતે તપસ્વી ઋષિઓ તીર્થયાત્રા કરવા સારૂ સરસ્વતી પર આવ્યા. મુનિમાં શ્રેષ્ઠ તે, તે સર્વ તીર્થવિષે સ્નાન કરી પરમ પ્રીતિને પામી તપ કરવામાં લોભી એવા વિશારદ તે, રૂધિર વહન કરનાર એવાં તીર્થ પ્રત્યે ગયા. એ રીતે મોટા ભાગ્યવાળા દારૂણ એવાં તીર્થપ્રત્યે આવી રૂધિરે કરી યુક્ત ઘણા રાક્ષસો જેનું પાન કરે છે એવા સરસ્વતીના જળને જોઇ હે રાજન્ ! રાક્ષસોને જોઇ તીક્ષ્ણ વ્રતવાળા મુનિઓએ સરસ્વતીના રક્ષણ માટે પરમ યત્ન કર્યો. વ્રતવાળા મહાભાગ તે સર્વેએ એકઠા મળી સરસ્વતીને બોલાવી આવી રીતનું વચન કહ્યું કે–હે કલ્યાણિ ! તારો આ હૃદ શું કરવા આ રીતે આકુળતાને પ્રાપ્ત થયો છે, તેનું કારણ તું કહે; એટલે તે સાંભળી અમે વિચાર કરીએ. તેમનાં આ વચન સાંભળી અત્યંત કંપતી એવી તેણે તે બધું વૃત્તાંત તેમને કહી બતાવ્યું. એ રીતે દુઃખિત એવી તેને જોઇ તપરૂપી છે ધન જેમને એવા તેમણે સરસ્વતીને કહ્યું કે, હે અનઘે ! તારા દુઃખનું કારણ તથા શાપ અમે સાંભળ્યો માટે જે કરવું હશે તે તપસ્વીઓ કરશે. નદીમાં શ્રેષ્ઠ સરસ્વતીને આમ કહી મુનિઓ, પરસ્પર કહેવા લાગ્યા કે, આપણે સર્વ, શાપથી સરસ્વતીને મૂકાવીએ. એમ કહી હે રાજન્ ! બ્રાહ્મણોને, તપ, નિયમ, ઉપવાસ વિવિધ પ્રકારના નિયમ તથા કષ્ટરૂપ વ્રતેકરી જગતના પતિ પશુભર્તા મહાદેવનું આરાધન કરી સરસ્વતીને શાપથી મુક્ત કરી. મુનિઓના પ્રભાવે કરી પ્રસન્ન છે જળ જેમાં એવી સરસ્વતી પાછી પૂર્વના જેવી પ્રકૃતિસ્થ થઈ. શાપથી મુક્ત થએલી તે, પૂર્વના સરખી શોભતી હતી. મુનિઓએ સરસ્વતીના જળને જોઇ, ક્ષુધાર્થી પીડિત થએલા રાક્ષસ, કૃપાયુક્ત એવા તે સર્વ મુનિઓને શરણે જઇ હાથ જોડી તેમને કહેવા લાગ્યા કે, શાશ્વત ધર્મથી હીન અમે ક્ષુધિત છીએ પણ કંઇ ઇચ્છા કરતા નથી, કેમકે અમે પાપ કરનાર છીએ. કારણ તમારા અપ્રસાદથી તથા દુષ્કૃત કર્મથી અમારૂં પાપ વૃદ્ધિ પામે છે એટલે અમે બ્રહ્મરાક્ષસ થઇએ. વૈશ્ય, શૂદ્ર તથા ક્ષત્રિયોમાંથી જે બ્રાહ્મણનો દ્વેષ કરે તે રાક્ષસ થાય. તેમજ આચાર્ય, ઋત્વિજ, ગુરૂ, વૃદ્ધજન તથા પ્રાણિઓનું અપમાન કરે તે આ લોકમાં રાક્ષસ થાય છે. હે દ્વિજસત્તમ ! તમે સર્વ લોકને તારવા સમર્થ છો વાસ્તે અમને તારો. રાક્ષસોનાં એવાં વચન સાંભળી તેમની મુક્તિ વાસ્તે મુનિઓએ મહાનદીની સ્તુતિ કરી સાવધાન મનથી કહ્યું કે, ક્ષત, કીટયુકત, ઉચ્છિષ્ટ, કેશવાળું, રૂક્ષ, રૂદન કરતાં અશ્રુવાળું થયેલું એટલાંએ મળેલું અન્ન, રાક્ષસોનો ભાગ છે એમ જાણી સદા વિદ્વાન પુરૂષોએ યત્નથી ત્યાગ કરવો. એ રીતે નિષિદ્ધ કરેલું અન્ન જે ખાય તે, રાક્ષસાન્ન ખાય છે એમ કહી તપરૂપી છે ધન જેમને એવા તે ઋષિઓએ તીર્થ શોધી રાક્ષસોની મુક્તિ વાસ્તે નદીની પ્રાર્થના કરી. હે પુરૂષર્ષભ ! નદીમાં શ્રેષ્ઠ એવી સરસ્વતીએ પણ મહર્ષિઓનો મત જાણી અરૂણા નામનું પોતાનું સ્વરૂપ ત્યાં આણ્યું. રાક્ષસો તેમાં સ્નાન કરી પોતાનાં શરીરોનો ત્યાગ કરી સ્વર્ગે ગયા. એ વાત જાણી શતક્રતુ એવો દેવરાજ ઇંદ્ર પણ તે તીર્થમાં સ્નાન કરી પાપથી મુક્ત થયો.

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ! ભગવાન ઇંદ્ર શાથી બ્રહ્મહત્યાને પ્રાપ્ત થયો હતો, અને તે તીર્થમાં સ્નાન કરી કેવી રીતે નિષ્પાપ થયો ? વૈશંપાયન કહે છે–હે જનેશ્વર ! એ વૃત્તાંત જેવી રીતે બનેલું છે તે, ને નમુચિ સાથે કરેલો ઠરાવ ઇંદ્રે પૂર્વે તોડયો હતો તે હું કહું છું. ઇન્દ્રથી ભય પામેલો નમુચિ, સૂર્યનાં કિરણો પ્રત્યે જતો રહ્યો. ઇન્દ્રે તેની સાથે સખાપણું કરી આવી રીતે સોગન ખાધા કે, હે અસુર શ્રેષ્ઠ ! હે સખે ! આર્દ્ર તથા શુષ્ક દિવસે

કે રાત્રિએ પણ હું તને હણીશ નહીં, સત્યથી હું સોગન ખાઉં છું. એ રીતે સોગન ખાઇ સમર્થ ઇન્દ્રે, હે રાજન્! જળના ફીણથી નમુચિનું મસ્તક કાપી નાખ્યું. કપાઈ ગએલું નમુચિનું મસ્તક હે મિત્રને હણનાર! હે પાપરૂપ! એમ કહેતું ઇન્દ્રની પાછળ દોડયું. સંતપ્ત થએલા તેણે એ વૃત્તાંત બ્રહ્મા આગળ કહ્યું. તે સાંભળી લોકગુરૂ બ્રહ્માએ તેને કહ્યું કે અરૂણા વિષે યથાવિધિ યજન કરી હે દેવેન્દ્ર! પાપને હરનાર તે તીર્થ વિષે સ્નાન કર; કેમકે હે શક્ર! અરૂણા સરસ્વતીને મુનિઓએ પવિત્ર જળવાળી કરી છે. પૂર્વે સરસ્વતીનું ગમન અહીં છાનું હતું પણ ઋષિઓએ પ્રાર્થના કર્યા પછી જળે કરી અરૂણા દેવી સાથે તે મળી ગઇ છે, સરસ્વતી તથા અરૂણાનો આ સંગમ મહા પવિત્ર છે, વાસ્તે હે દેવેન્દ્ર! અહિં તું યજન કરી અનેક દાન આપ, અને આમાં સ્નાન કર, કેમકે એમ કરવાથી ઘોર પાતકથી મુકત થઇશ. બ્રહ્માનાં વચન સાંભળી હે જનમેજય! સરસ્વતીના તીર્થ વિષે યજન કરી તેમાં તેણે સ્નાન કર્યું. બ્રહ્મહત્યારૂપી પાપથી મુકત થએલો, પ્રસન્ન મનવાળો ઇન્દ્ર પછી સ્વર્ગે ગયો. નમુચિનું મસ્તક હે ભારત! ત્યાંજ સ્નાન કરી અક્ષય તથા ઇચ્છિત ફળ આપનારા લોકને પ્રાપ્ત થયું.

વૈશંપાયન કહે છે—તે તીર્થ વિષે પરમાર્થ વાસ્તે છે કર્મ જેનાં એવા મહાત્મા બલરામ, સ્નાન કરી વિવિધ પ્રકારનાં દાન આપી ધર્મને પ્રાપ્ત થઇ મોટા સોમતીર્થ તરફ ગયા. જ્યાં પૂર્વે હે પાર્થિવેન્દ્ર! સાક્ષાત્ ચંદ્રમાએ વિધિપુરઃસર રાજસૂય કર્યો હતો. યજ્ઞ વિષે બ્રાહ્મણમાં મુખ્ય બુદ્ધિમાન એવા મહાત્મા અત્રિઋષિ હોતા થયા હતા. યજ્ઞને અંતે દાનવ, તથા રાક્ષસોને દેવતાઓ સાથે અત્યંત તીવ્ર તથા અત્યંત મોટું એવું તારકાખ્ય યુદ્ધ થયું હતું. કાર્તિક સ્વામિએ તારકાસુરને હણ્યો હતો. જ્યાં દૈત્યનો અંત કરતા મહાસેન કાર્તિકસ્વામિ દેવતાઓના સેનાપતિપણાને પ્રાપ્ત થયા હતા. કાર્તિકેય જે સાક્ષાત્ કુમાર છે તે, પિપળના મોટા વૃક્ષની નીચે સદા ત્યાં નિવાસ કરી રહ્યા હતા.

**सेनापत्यं लब्धवान् देवतानां महासेनो यत्र दैत्यांतकर्ता ।**
**साक्षाच्चैवं न्यवसत्कार्तिकेयः सदा कुमारो यत्र स प्लक्षराजः ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वाणि बलदेवतीर्थयात्रायां सारस्वतमाहात्म्ये गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥**

## અધ્યાય ૪૪ મો. કુમારનો દેવસેનાભિષેક.

**जनमेजय उवाच—सरस्वत्याः प्रभावोयमुक्तस्ते द्विजसत्तम ।**
**कुमारस्याभिषेकं तु ब्रह्मन् व्याख्यातुमर्हसि ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે દ્વિજસત્તમ! હે બ્રહ્મન્! સરસ્વતીનો આ પ્રભાવ તમે કહ્યો. હવે કુમારનો દેવસેના પદાભિષેક કહેવા તમે યોગ્ય છો. હે વદતાંવર! જે દેશમાં જે વખતે ભગવાન સમર્થ સ્કંદને વિધિએ કરી જેમણે અભિષેક કર્યો હોય તથા સ્કંદે મોટું એવું દૈત્યોનું કંદન જે રીતે કર્યું હોય તે સર્વ સાંભળવાની ઇચ્છા છે વાસ્તે મને કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય! કુરૂવંશને યોગ્ય એવું આ વૃત્ત સાંભળવાનું તને કૌતુહલ છે તેથી તારી વાણી મને

હર્ષ ઉત્પન્ન કરે છે, માટે હે નરાધિપ! કુમારનો અભિષેક તથા તે મહાત્માનો પ્રભાવ શ્રવણ કરવા ઇચ્છતા તને હું કહું છું. પૂર્વે માહેશ્વરનું વીર્ય અગ્નિ વિષે પડી ગયું, તે વીર્યને ભગવાન સર્વભક્ષી અગ્નિ બાળવા સમર્થ થયો નહિ, તેથી કરી દીપ્તિમાન એવો હવ્યવાહન અગ્નિ અતિ તેજસ્વી થયો, તોપણ તેજોમય એવા તે ગર્ભને ધારણ કરી શક્યો નહિ, તેથી બ્રહ્માની આજ્ઞાએ કરી સમર્થ એવા અગ્નિએ સૂર્ય સમ તેજવાળો તે દિવ્ય ગર્ભ ગંગા વિષે નાંખ્યો. તે ગર્ભને ધારણ કરવા અશક્ત ગંગાએ પણ દેવતાઓએ પૂજિત રમ્ય એવા હિમવાન પર્વત વિષે નાંખ્યો. અગ્નિનો પુત્ર એવો તે, લોકને વીંટી ત્યાં વૃદ્ધિ પામ્યો. તૃણના સમૂહ વિષે પડેલા અગ્નિ સરખા આકારવાળા અનલના પુત્ર સમર્થ તથા મહાત્મા એવા તે ગર્ભને જોઇ પુત્રનો છે અર્થ જેમને એવી સર્વ કૃત્તિકાઓ, 'આ મારો છે' એ રીતે કહેવા લાગી. સ્તનમાં દૂધ જેમને આવેલું છે એવી તે માતાઓના ભાવને જાણી તે બળવાન ગર્ભે છ મુખેકરી તેમના સ્તનનું પાન કર્યું. બાળક એવા તેમના પ્રભાવને જોઇ પરમ વિસ્મય પામેલી કૃતિકાઓ દિવ્ય શરીર ધારી થઇ. હે કુરૂસત્તમ! ગંગાએ તે ગર્ભ, પર્વતના મસ્તક ઉપર લઇ જઇ મૂક્યો ત્યાં તે સર્વ પર્વત સુવર્ણનો થઇ ગયો. પછી વૃદ્ધિ પામતા તે ગર્ભેકરી પૃથ્વી પણ રંજિત થઇ. બીજા પાસેના સર્વ પર્વતો પણ કાંચનાકાર થઇ ગયા. મહા યોગબળે કરી યુક્ત અત્યંત પરાક્રમી તે કુમાર પણ પૂર્વે ગાંગેય કહેવાતા હતા, પછી કાર્તિકેય કહેવાયા. હે રાજેન્દ્ર! શમ, તપ તથા વીર્યેકરી સંયુક્ત ચંદ્ર સરખું પ્રિય છે દર્શન જેનું એવા તે કુમાર, વૃદ્ધિને પ્રાપ્ત થયા. દિવ્ય એવા સુવર્ણના પર્વત વિષે ગંધર્વ તથા મુનિઓએ સ્તુતિ કરેલા શોભાયુક્ત તે, તૃણના સમૂહ ઉપર શયન કરતા હતા. ત્યાં દિવ્ય વાદિત્ર તથા નૃત્ય જાણનાર સુંદર દેખાવવાળી હજારો દેવકન્યાઓ તે કુમારની સ્તુતિ કરતી તેમની પાસે નાચતી હતી. નદીમાં શ્રેષ્ઠ એવી ગંગા પણ એમની પાસે આવી રહેતી હતી. ઉત્તમ રૂપ ધારણ કરેલી પૃથ્વી પોષણ કરતી હતી. જાતકર્માદિ ક્રિયા બૃહસ્પતિએ કરી તેમ ચાર મૂર્તિ જેણે ધારણ કરી છે એવો સાક્ષાત્ વેદ પણ હાથ જોડી તેમની પાસે આવી ઉભો રહ્યો. તેજ રીતે ચતુષ્પાદ ધનુર્વેદ, અસ્ત્રસહિત શસ્ત્ર, ગ્રામ, તથા સાક્ષાત્ વાણી પણ એમની પાસે આવી ઉભાં રહ્યાં. કુમારે સેંકડો ભૂતસંઘથી વિંટાયલા પાર્વતી સહિત પરાક્રમી એવા દેવના દેવ ઉમાપતિને જોયા. વિકૃતાવિકૃત આકારવાળા, વિકૃત છે આભરણ તથા ધ્વજ જેમને એવા વ્યાઘ્ર, સિંહ, રીંછ, બિડાલ, વૃષદંશ નામના બિડાલ તથા મગરમચ્છ સરખા મુખવાળા, કેટલાક ગજ તથા ઊંટ સરખાં મુખવાળા, બીજા કેટલાક ઘુવડ સરખાં મુખવાળા, તથા ગૃધ્ર તથા શિયાળ સરખો છે દેખાવ જેમનો એવાં ક્રૌંચ, પારાવત તથા રંકુમૃગ સરખા મુખવાળા, શાહુડી, શલ્યક, ઘો, બકરાં, મેંઢા તથા ગાયો સરખાં મુખને ધારણ કરેલા, કેટલાક પરમ અદ્ભુત છે દર્શન જેમનું એવા તે ભૂતસંઘના સમુદાય, ત્યાં મહાદેવજી પાસે ઉભેલા હતા. હે વિશાંપતે! તેમાં કેટલાક શૈલ તથા મેઘ સરખા ચક્રગદાદિક આયુધવાળા, કેટલાક અંજનના ઢગલા સરખા, કેટલાક શ્વેતાચલ સરખી કાંતિવાળા હતા. તેમજ સાત માતૃગણ, સાધ્ય, વિશ્વેદેવ, મરૂત્, વસુ, પિતૃઓ, રૂદ્ર, આદિત્ય, સિદ્ધ, ભુજંગ, દાનવ, ખગ, ભગવાન એવા પુત્ર સહિત સ્વયંભૂ બ્રહ્મા, વિષ્ણુ, તથા ઇન્દ્ર સર્વ, અચ્યુત એવા શ્રેષ્ઠ કુમારને જોવા સારૂ ત્યાં આવ્યા. નારદ છે પ્રમુખ જેમાં એવા અતિશ્રેષ્ઠ દેવ, ગંધર્વ, બૃહસ્પતિ છે પુરોગમ જેમાં એવા દેવર્ષિઓ, સિદ્ધ, પિતૃઓ, જગતમાં શ્રેષ્ઠ દેવના દેવ એવા તેઓ સર્વ ત્યાં આવ્યા. યામ તથા ધામ નામના દેવતાઓ પણ ચોતરફથી ત્યાં આવ્યા. મહા યોગબળે કરી સંયુક્ત

બલવાન બાલક કુમાર પણ ત્રિશૂલ છે હાથમાં જેના એવા દેવતાઓના ઇશ પિનાકિ મહાદેવ પાસે આવવા લાગ્યા. તેમને જોઇ એકદમ શિવને, શૈલપુત્રી પાર્વતીને, ગંગાને તથા અગ્નિને આવી રીતે મનમાં થયું કે આ બાલક ગૌરવથી પ્રથમ કોની પાસે આવશે, 'આ જાણે મારી પાસે અને આ જાણે મારી પાસે આવશે' એમ તે સર્વના મનમાં થયું. ચારેનો અભિપ્રાય જાણી કુમારે વિવિધ પ્રકારનાં શરીર ઉત્પન્ન કર્યાં. એ રીતે ભગવાન કુમાર, ક્ષણમાત્રમાં ચતુર્મૂર્તિ થયા. પછી શાખ, વિશાખ તથા નૈગમેય નામની ત્રણ મૂર્તિઓ છે પાછળ જેને એવા અદ્ભુત દેખાવવાળા સ્કંદ, જ્યાં રૂદ્ર હતા ત્યાં ગયા. વિશાખ, પાર્વતી પાસે, ભગવાન એવો વાયુમૂર્તિ શાખ, અગ્નિ પાસે, ને અગ્નિ સરખી કાંતિવાળો નૈગમેય નામે કુમાર, ગંગા પાસે ગયો. એ રીતે પ્રકાશમાન તતા દેહ જેમના એવા સમાન રૂપવાળા અવ્યગ્ર એવા તે ચારે કુમાર, તેમની પાસે ગયા, તે આશ્ચર્ય સરખું થયું. તે વખતે રૂંવાં ઉભાં કરે એવું મોટું આશ્ચર્ય જોઇ દેવ, દાનવ તથા રાક્ષસોમાં મોટો હાહાકાર થયો. તે સમયે રૂદ્ર, દેવી પાર્વતી, અગ્નિ તથા ગંગા, એ સર્વેએ એકઠા મળી જગતના પતિ પિતામહ બ્રહ્માને ઘટતી રીતે પ્રણામ કરી, હે રાજપુંગવ! હે રાજન્! કાર્તિકેયના પ્રિયની ઇચ્છાથી આવી રીતે કહ્યું કે, હે દેવેશ! હે ભગવન્! અમારા પ્રિય વાસ્તે આ બાળકને ઇચ્છિત આધિપત્ય દેવા તમો યોગ્ય છો. તેમનાં વચન સાંભળી ભગવાન તથા બુદ્ધિમાન સર્વ લોકના પિતામહ બ્રહ્માએ મનમાં વિચાર્યું કે આને હું શું આપું? પછી વિચાર કરી ઐશ્વર્ય માટે આ સમર્થ છે એમ માની, મહામતિ બ્રહ્માએ, દેવ, ગંધર્વ, રાક્ષસ, ભૂત, યક્ષ, વિહંગ તથા પન્નગોનું સર્વ ઐશ્વર્ય મહાત્માના સમુદાયની મધ્યમાં તેને સ્વાધીન કરવાનું કહ્યું. ત્યાર પછી હે ભારત! દેવતાઓના કલ્યાણ વિષે મતિવાળા બ્રહ્માએ બે ઘડી વિચાર કરી સર્વ ભૂતનું સેનાપતિપણું કુમારને આપ્યું. સર્વ દેવ સમુદાયોમાં વિખ્યાત જે રાજાઓ હતા તે સર્વને સર્વ ભૂતના પિતામહ બ્રહ્માએ કુમારને તાબે રહેવાનો હુકમ કરી દીધો. બ્રહ્મા છે મુખ્ય જેમાં એવા દેવતાઓ, એકઠા મળી ત્યાંથી કુમારને લઇ અભિષેક કરવા વાસ્તે શૈલેંદ્ર ઉપર ગયા. સમંતપંચક વિષે જ્યાં ત્રણ લોકમાં વિખ્યાત, નદીમાં શ્રેષ્ઠ, પવિત્ર હૈમવતી સરસ્વતી હતી તેના સર્વ ગુણયુક્ત પવિત્ર તીર વિષે સંપૂર્ણ છે મન જેમનું એવા તે સર્વ દેવ અને ગંધર્વાદિક ગણો વિરાજમાન થયા.

**तत्र तीरे सरस्वत्याः पुण्ये सर्वगुणान्विते।**
**निषेदुर्देवगंधर्वाः सर्वे संपूर्णमानसाः॥**

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि कुमाराभिषेकोपक्रमे गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥४४॥**

## અધ્યાય ૪૫ મો. દેવસેનાની સ્કંદ.

**वैशंपायन उवाच—ततोभिषेकसंभारान् सर्वान् संभृत्यशास्त्रतः।**
**बृहस्पतिः समिद्धेऽग्नौ जुहावाग्निं यथाविधिः॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી શાસ્ત્ર પ્રમાણે અભિષેકના સર્વ સંભાર

ગ્રહણ કરી બૃહસ્પતિએ વૃદ્ધિ પામેલા અગ્નિ વિષે યથાવિધિ હોમ કર્યો. તે પછી હિમવાને દીધેલા શ્રેષ્ઠમણિથી શોભિત, દિવ્ય રત્નજડિત પરમાસન ઉપર બેઠેલા કુમારને સર્વ મંગલરૂપ સંભાર સહિત મંત્રયુક્ત એવું અભિષેચનિક દ્રવ્ય ગ્રહણ કરી, મહા પરાક્રમી ઇન્દ્ર, વિષ્ણુ, સૂર્ય, ચંદ્રમા, ધાતા, વિધાતા, વાયુ, અગ્નિ, પૂષા, અર્યમા, અંશ, વિવસ્વાન્, મિત્ર તથા વરૂણ સહિત બુદ્ધિમાન રૂદ્ર, વસુ, આદિત્ય, અશ્વિનીકુમાર, વિશ્વેદેવા, મરૂદ્ગણ, સાધ્ય, પિતૃઓ, ગંધર્વ, અપ્સરાઓ, યક્ષ, રાક્ષસ, પન્નગ, અસંખ્યાત, દેવર્ષિ, બ્રહ્મર્ષિ, વાનપ્રસ્થ, વાલખિલ્ય, વાયુનો આહાર કરનાર, કિરણો પીનાર, ભૃગુઓ, અંગિરાઓ, મહાત્મા યતિઓ, સર્પ, વિદ્યાધર, તથા પવિત્ર એવા યોગસિદ્ધે કરી વીંટાયલા પિતામહ, પુલસ્ત્ય, તપસ્વી પુલહ, અંગિરા, કશ્યપ, અત્રિ, મરીચિ, ભૃગુ, ક્રતુ, હર, પ્રચેતા, મનુ, દક્ષ, ઋતુઓ, ગ્રહ, તારામંડલ, મૂર્તિમતિ નદીઓ, સનાતન વેદ, સમુદ્ર, વિવિધ પ્રકારનાં તીર્થ, પૃથ્વી, દ્યૌ, દિશાઓ, વૃક્ષો, દેવમાતા અદિતિ, હ્રીં શ્રી, સ્વાહા, સરસ્વતી, ઉમા, શચી, સિનીવાળી, અનુમતી, કુહુ, રાકા, ધિષણા, દેવતાઓની બીજી સ્ત્રિયો, હિમવાન, વિંધ્ય, અનેક શૃંગવાન મેરૂ, અનુચર સહિત ઐરાવત, કલા, કાષ્ટા, માસ, અર્ધમાસ, ઋતુઓ, રાત્રિ, દિવસ, શ્રેષ્ઠ અશ્વ ઉચ્ચૈઃશ્રવા, નાગરાજ વાસુકિ, અરૂણ, ગરૂડ, ઓષધિસહિત વૃક્ષ, ભગવાન તથા દેવ એવો ધર્મ કાલયમ, મૃત્યુ, યમના અનુચર, બાકીપણ ઘણા હોવાથી ન કહેલા વિવિધ પ્રકારના દેવતાઓના ગણ તે તે સ્થાનકેથી કુમારને અભિષેક કરવા સારૂ આવ્યા. હે રાજન્! તે સર્વ દેવતાઓ અભિષેક કરવાનું પાત્ર, મંગલ દ્રવ્ય, તથા સરસ્વતીનું દિવ્ય પવિત્ર જળ ભરેલા દિવ્ય સંભાર યુક્ત સુવર્ણના કળશે કરી જળપતિ વરૂણને જેમ પૂર્વે અભિષેક કર્યો હતો, તેમ અસુરને ભય કરનાર મહાત્મા સેનાપતિ કુમારને પ્રસન્નતાથી અભિષેક કરતા હતા. સર્વ લોકના પિતામહ બ્રહ્માજી, તેજસ્વી કશ્યપ તથા લોકમાં વિખ્યાત બીજા પણ લોક કુમારને અભિષેક કરતા હતા. તે વખતે પ્રસન્ન થએલા બ્રહ્માએ, કુમારને બળવાન વાયુ સરખા વેગવાળા, ઇચ્છા પ્રમાણે પરાક્રમ કરનાર, નંદિસેન, લોહિતાક્ષ, સંમત ઘંટાકર્ણ તથા કુમુદમાલી નામના સિદ્ધ ચાર પાર્ષદ આપ્યા. હે રાજેન્દ્ર! સમર્થ તેજસ્વી રૂદ્રે, સેંકડો માયા ધરનાર ઇચ્છિત પરાક્રમ તથા બળ સંયુક્ત તથા દૈત્યોને નિબર્હણ કરનાર એવો મોટો પાર્ષદ, કાર્તિકસ્વામિને આપ્યો. સંક્રુદ્ધ થએલા પાર્ષદે દેવાસુર યુદ્ધમાં બે હાથે કરી ભયંકર કર્મવાળા ચૌદ પ્રયુત દૈત્યોને હણ્યા, તેમજ દેવતાઓએ દૈત્યોને ક્ષય કરનારી વિષ્ણુરૂપિણી નૈઋત્યે કરી સંકુલ એવી અજય સેના આપી. તે સમયે ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, મુનિઓ તથા પિતૃઓ, જય જય એવો શબ્દ કરતા હતા. ત્યાર પછી યમ રાજાએ મોટું પરાક્રમ તથા કાંતિવાળા કાળની જેમને ઉપમા અપાય એવા ઉન્માથ તથા પ્રમાથ નામના બે અનુચર આપ્યા. પ્રસન્ન થએલા પ્રતાપવાન સૂર્યે સુભ્રાજ તથા ભાસ્વર નામના પોતાની પાછળ ચાલનાર બે અનુચર હતા તે કાર્તિકેયને આપ્યા. ચંદ્રમાએ કૈલાસના શિખર સરખા શ્વેત ચંદન તથા શ્વેત માલતીની માળાવાળા મણિ તથા સુમણિ નામના બે અનુચર કુમારને સોંપ્યા. તેજ રીતે હુતાશને પણ પારકા સૈન્યને મંથન કરનાર જ્વાળાજીવ્હ તથા જ્યોતિ નામે શૂરવીર બે અનુચર પોતાના પુત્રને આપ્યા. અંશે પણ પરિઘ, વહ, અત્યંત બળવાન ભીમ, વીર્ય સંમત તથા પ્રચંડ દહતિ તથા દહન, એ પાંચ અનુચર બુદ્ધિમાન સ્કંદને દીધા. શૂરવીરને હણનાર ઇન્દ્રે વજ્ર તથા દંડ ધરનાર ઉત્ક્રોશ તથા પંચક નામના બે અનુ-

ચર, અનલપુત્ર કુમારને આપ્યા. તે બેઉએ સંગ્રામમાં મહેંદ્રના ઘણાક શત્રુઓને હણ્યા. તેમજ મોટા યશવાળા વિષ્ણુએ ચક્ર, વિક્રમક, તથા મહા બળવાન સંક્રમ નામના ત્રણ અનુચર સ્કંદને આપ્યા. પ્રસન્ન થએલા વૈદ્યમાં શ્રેષ્ઠ એવા અશ્વિનીકુમારોએ સર્વ વિદ્યા વિશારદ વર્ધા તથા નંદન નામના બે અનુચર, સ્કંદને આપ્યા. મોટા યશવાળા ધાતાએ, કુંદ, કુસુમ, કુમુદ, ડંબર, તથા આડંબર નામના પાંચ અનુચર મહાત્મા સ્કંદને દીધા. ત્વષ્ટાએ બળે કરી ઉત્કટ, મેઘ સરખા ચક્રવાળા ચક્ર તથા અનુચક્ર નામના મહા માયાવી બળવાન બે અનુચર સ્કંદને આપ્યા. સમર્થ મિત્રે, તપ તથા વિદ્યા ધરનાર સુવ્રત તથા સત્યસંધ નામના બે અનુચર; વળી વિધાતાએ, સુંદર દેખાવવાળા, વર આપનાર, ત્રણ લોકમાં વિખ્યાત સુવ્રત તથા શુભ કર્મ નામના બે અનુચર; હે ભારત ! પૂષાએ પાણીતક તથા કાલિક નામના મહા માયાવી બે પાર્ષિદ; હે ભરતસત્તમ ! વાયુએ, મોટાં છે વક્ત્ર જેમનાં એવા બળવાળા બલ તથા અતિ બલ નામનાં બે પાર્ષિદ કાર્તિકેયને આપ્યા. સત્ય પ્રતિજ્ઞાવાળા વરૂણે મત્સ્ય સરખાં છે મુખ જેમનાં એવા મહા બળવાન યમ તથા અતિયમ નામના બે અનુચર; હે રાજન્ ! હિમવાને મહાત્મા સુવર્ચસ્ તથા અતિવર્ચસ્ નામના બે અનુચર, અગ્નિપુત્ર સ્કંદને આપ્યા. હે ભારત ! મેરૂએ મહાત્મા કાંચન તથા મેઘમાલી નામના બે અનુચર; મહાત્મા મેરૂએ વળી બીજીવાર મોટું છે બળ તથા પરાક્રમ જેમાં એવા સ્થિર તથા અતિસ્થિર નામના બે અનુચર, તેમજ વિંધ્યાચળે મોટા પાષાણથી યુદ્ધ કરનાર ઉચ્છૃંગ તથા અતિશૃંગ નામના બે પાર્ષદ અગ્નિપુત્ર એવા કુમારને આપ્યા. સમુદ્રે ગદા ધરનાર સંગ્રહ તથા વિગ્રહ નામના બે પાર્ષદ, શુભ છે દર્શન જેનું એવી પાર્વતીએ ઉન્માદ, શંકુકર્ણ તથા પુષ્પદંત નામના ત્રણ અનુચર; હે પુરૂષવ્યાઘ્ર ! પન્નગેશ્વર વાસુકિએ જય તથા મહાજય નામના બે સર્પ સાધ્ય, રૂદ્ર, વસુઓ, પિતૃઓ, સાગર, નદીઓ, તથા મહા બલવાન પર્વતોએ, શૂળ તથા પટા ધારણ કરનાર, દિવ્ય-શસ્ત્ર યુક્ત નાના વેષથી શોભિતા એવા સેનાગણના અધ્યક્ષ કાર્તિકેયને અનુચરો અને સહાયકો આપ્યા. એમના તથા બીજા પણ જે સ્કંદના વિવિધ પ્રકારના આયુધ સંપન્ન તથા વિચિત્ર પ્રકારના આભરણવાળા સૈનિક છે તેમનાં નામ હું કહું તે સાંભળો. શંકુકર્ણ, નિકુંભ, પદ્મ, કુમુદ, અનંત, દ્વાદશભુજ, કૃષ્ણ, અપકૃષ્ણક, ઘ્રાણશ્રવા, કપિસ્કંધ, કાંચનાક્ષ, જલંધમ, અક્ષ, સંતર્જન, કુનદીક. તમોતકૃત, એકાક્ષ, દ્વાદશાક્ષ, એકજટ, પ્રભુ, સહસ્રબાહુ, વિકટ, વ્યાઘ્રાક્ષ, ક્ષિતિકંપન, પુણ્યનામા, સુનામા, સુચક્ર, પ્રિયદર્શન, પરિશ્રુત, કોકનદ, પ્રિયમાલ્યાનુલેપન, અજોદર, ગજુશિરા, સ્કંધાક્ષ, શતલોચન, જ્વાલાજિવ્હ, કરાલાક્ષ, શિતિકેશ, જટી, હરી, પરિશ્રુત, કોકનદ, કૃષ્ણકેશ, જટાધર, ચતુર્દંષ્ટ્રા, ઉષ્ટ્રજિવ્હ, મેઘનાદ, પૃથુશ્રવા, વિદ્યુતાક્ષ, ધનુર્વક્ર, જાઠર, મારૂતાશન, ઉદારાક્ષ, રથાક્ષ, વજ્રનાભ, વસુપ્રભ, સમુદ્રવેગ, શૈલકંપિ, વૃષ, મેષ, પ્રવાહ, નંદ, ઉપનંદક. ધૂમ્ર, શ્વેત, કલિંગ, સિદ્ધાર્થ, વરદ, પ્રિયક, નંદ, પ્રતાપવાન ગોનદ, આનંદ, પ્રમોદ, સ્વસ્તિક, ધ્રુવક, ક્ષેમવાહ, સુવાહ, સિદ્ધપાત્ર, ગોવ્રજ, મહાપારિષદેશ્વર એવો કનકાપીડ, ગાયન, હસન, બાણ, વીર્યવાન ખડ્ગ, વૈતાલી, ગતિતાળી, કથક, વાતિક, હંસજ, પંકદિગ્ધાંગ, સમુદ્રોન્માદન, રણોત્કટ, પ્રહાસ, શ્વેતસિદ્ધ, નંદન, કાળકંઠ, પ્રભાસ, કુંભાંડકોદર, કાળકક્ષ, સિત, ભૂતમથન, યજ્ઞવાહ, સુવાહ, દેવયાજી, સોમપ, મોટા તેજવાળો મજ્જાન, ક્રથ, ક્રાથ, તુહર, તુહાર, વીર્યવાન ચિત્રદેવ, મધુર, સુપ્રસાદ, મહા બળવાન કિરિટી, વત્સલ, મધુવર્ણ, કલશોદર, ધર્મદ, મન્મથકર, પરાક્રમી સુચિવક્ત્ર, શ્વેતવક્ત્ર, સુવક્ત્ર,

આશ્વત્થ, પાંડુર, દંડબાહુ, સુબાહુ, રજ, કોકિલક, અચલ, બાળકને પણ પ્રભુ એવો કનકાક્ષ, સંચારક, કોકનદ, ગૃધ્રપત્ર, જંબુક, લોહજવત્ક, જવન, કુંભ સરખા મુખવાળો કુંભક, સ્વર્ણગ્રીવ, કૃષ્ણૌજા, હંસ સરખા મુખવાળો ચંદ્રભ, પાણિકૂર્ચા શમ્બુક, પંચવક્ત્ર, શિક્ષક, ચાપવત્ક, જંબુક, શાકૂવત્ક, કુંજળ, તેમાં બ્રહ્માના આપેલા પાર્ષદ, યોગયુક્ત, હમેશ બ્રાહ્મણ છે પ્રિય જેમને એવા મહાત્મા હતા.

હે જનમેજય! એ રીતે યૌવનસ્થ, બાળ તથા વૃદ્ધ એવા હજારો પાર્ષદ, કુમાર પાસે આવી ઉભેલા હતા. તેમાં નાના પ્રકારના મુખવાળા જે હતા એ હું કહું તે સાંભળો. કૂર્મ, કુકર્કટ, સસલા તથા ઉલૂક સરખાં મુખવાળા, બીજા કેટલાક ખર, ઉષ્ટ્ર, તથા વરાહ સરખાં વદનવાળા, બીજા કેટલાક માર્જાર સરખાં મુખવાળા, કેટલાક લાંબાં મુખવાળા, બીજા કેટલાક નકુલ, ઉલૂક તથા કાક સરખાં મુખવાળા, તેમજ કેટલાક ઊંદર, નોળીઆ તથા મયૂર સરખાં મુખવાળા, કેટલાક મત્સ્ય, મેષ, અજા, અવિ તથા મહિષસમાન મુખવાળા, કેટલાક રીંછ તથા સિંહ સરખા મુખવાળા, કેટલાક ભયંકર નક્ર તથા ગજ સરખા મુખવાળા, કેટલાક ગરૂડ કંક તથા વૃકસરખાં મુખવાળા, તેમજ ગો, ખર, ઉષ્ટ્ર, તથા વૃષંદશ સરખાં મુખવાળા, કેટલાક અતિ કઠીણ છે પાદ તથા અંગ જેમનાં એવા તારા સરખાં નેત્રવાળા, કેટલાક પારાવત તથા વૃષ સરખા મુખવાળા, બીજા કેટલાક કોકિલ શ્યેન તથા તેતર સરખાં મુખવાળા કેટલાક કરચલા સરખાં મુખવાળા, નિર્મળ વસ્ત્ર ધરનાર કેટલાક સર્પ, શૂળ સરખાં તીક્ષ્ણ વક્ત્રવાળા, કેટલાક સુંદર મુખથી શોભિતા, કેટલાક સર્પ સરખાં ચીર વસ્ત્ર ધરનાર, ગાયના સરખી નાસા તથા વદને કરી યુક્ત, મોટું પેટ અને દુર્બળ અંગવાળા, ને કેટલાક સ્થૂલ અંગ તથા દુર્બળ ઉદરવાળા, કેટલાક નાની ગ્રીવા અને મોટા કર્ણવાળા, નાના પ્રકારનાં સર્પનાં ભૂષણ ધરેલા હસ્તિચર્મ તથા કસ્તુરિઆર મૃગનાં ચર્મરૂપી વસ્ત્રવાળા, હે મહારાજ! સ્કંધ તથા ઉદરને વિષે છે મુખ જેમને એવા કેટલાક, પૃષ્ટ ભાગમાં દાઢી વિષે તથા જંઘા વિષે છે મુખ જેમને એવા કેટલાક હતા. પડખાંને વિષે છે મુખ જેમને એવા તથા અનેક સ્થાનકે છે મુખ જેમને એવા પણ ઘણા હતા. તેમજ કેટલાક કીટ તથા પતંગ સરખાં મુખવાળા ગણેશ્વર હતા. કેટલાક નાના પ્રકારના સર્પ સરખાં મુખવાળા, ઘણાક બાહુ તથા શિરોધરવાળા, નાના પ્રકારનાં વૃક્ષ છે હાથમાં જેમને એવા કેટલાક, બીજા કેટલાક કટિવિષે છે શીર્ષ જેમને એવા હતા. સર્પની ફણા સરખા મુખવાળા, નાના પ્રકારના દુર્ગસ્થાન વિષે રહેનાર ચીર વસ્ત્રેકરી વીંટાયલા શરીરવાળા, નાના પ્રકારના સુવર્ણથી શોભિતા વસ્ત્રવાળા, નાના પ્રકારના વેષ ધરનાર, નાના પ્રકારની માળા તથા અનુલેપન ધરનારા, નાના પ્રકારનાં વસ્ત્ર ધારણ કરનાર, ચર્મનાં વસ્ત્ર પહેરેલા, મસ્તકવિષે પાઘડી તથા મુકુટ ધારણ કરેલા, સુંદર ગ્રીવાથી શોભિતા, રૂડા તેજવાળા, કિરીટ ધરેલા, પાંચ શિખાવાળા તથા સુવર્ણ સરખા છે કેશ જેમના એવા પણ કેટલાક હતા. કેટલાક ત્રણ શિખાવાળા, બે શિખાવાળા તથા કેટલાક સાત શિખાવાળા, કેટલાક જુલફાવાળા, કેટલાક મુકુટ ધરેલા, કેટલાક મુંડ તથા કેટલાક જટિલ હતા. બીજા કેટલાક વિચિત્ર પ્રકારની માળા ધરેલા, કેટલાક રોમયુક્ત મુખવાળા, નિરંતર વિગ્રહમાંજ જેને પ્રીતિ છે એવા, શ્રેષ્ઠ દેવતાઓએ પણ અજેય, કૃષ્ણવર્ણવાળા, નિર્માંસ છે મુખ જેમનું, લાંબા પૃષ્ઠ ભાગવાળા, સૂક્ષ્મ ઉદરયુક્ત કેટલાક હતા. કેટલાક સ્થૂલ પૃષ્ટ ભાગવાળા, કેટલાક ન્હાના પૃષ્ટવાળા, લંબાયમાન છે ઉદર જેનું તથા ઇન્દ્રિય જેમની, કેટલાક નાના

હાથવાળા, કેટલાક નાના શરીરવાળા ઠીંગણા હતા. કેટલાક લુલા, નાની જંઘાવાળા, હસ્તિસરખા છે કર્ણ તથા ગ્રીવા જેમની એવા, કેટલાક હસ્તિ, કૂર્મ તથા વરૂ સરખી નાસાવાળા, કેટલાક મોટો છે ઉચ્છ્વાસ જેમનો એવા; દીર્ઘ જંઘાવાળા, નીચા મુખવાળા વિકરાળ હતા. હે રાજન્! કેટલાક મોટી દાઢ, નાની દાઢ, તથા ચાર દાઢવાળા બીજા હજારો ભયંકર એવા હસ્તિ સરખા હતા. હે ભારત! કેટલાક જૂદા જૂદા શરીરવાળા, દીપ્તિમાન, સારી રીતે શણુગારેલા, પીળાં છે નેત્ર જેમનાં એવા શંકુ સરખા કાનવાળા તથા રક્ત નાસિકવાળા હતા. કેટલાક વિસ્તીર્ણ દાઢવાળા મહાદંષ્ટ્ર, મોટા ઓઠ તથા નીલ કેશે કરી યુક્ત નાના પ્રકારના છે પાદ, ઓષ્ટ તથા દંષ્ટ્રા જેમની, નાના પ્રકારના હાથ તથા ગ્રીવાવાળા, નાના પ્રકારના ચર્મથી ઢંકાયલા, નાના પ્રકારની ભાષા બોલનાર, દેશ ભાષામાં કુશળ એવા સમર્થ, કેટલાક પરસ્પર ભાષણ કરતા હતા. મોટી છે ગ્રીવા, નખ, પાદ, મસ્તક તથા ભુજ જેમનાં એવાં પીળાં નેત્ર તથા નીલકંઠવાળા, લાંબા કાને કરી યુક્ત, વૃક સરખા ઉદરવાળા, કેટલાક અંજન સરખા શ્વેત નેત્રવાળા, લાલ ગ્રીવાએકરી યુકત, પીળાં નેત્રવાળા, કેટલાક વિચિત્ર પ્રકારના વર્ણવાળા, ચામરના ભૂષણ સરખા ગુલાબી વર્ણેકરી યુક્ત, નાના પ્રકારના વર્ણવાળા, કેટલાક સરખાં વર્ણવાળા, કેટલાક મયૂર સરખી કાંતિવાળા, પ્રસન્ન થએલા કેટલાક મોટા પાર્ષદો કુમાર પાસે આવી ઉભા હતા. હે રાજન્! વળી એમનાં આયુધ હું કહું તે સાંભળો. પરિષદોએ બાકી રહેલાં આયુધોનો પરિગ્રહ કર્યો તે કહુંછું. ઉગામ્યો છે હાથમાં પાશ જેમણે એવા મોઢાં ફાડેલા ખર સરખાં મુખવાળા, પાછળ નેત્રવાળા, નીલકંઠે કરી શોભિત ભાલાં છે હાથમાં જેમના, કેટલાક શતઘ્ની, ચક્ર, મુસળ, ખડ્ગ તથા દંડ છે હાથમાં જેમને, તેમજ ગદા, ભુશંડિ તથા ગુરંજ છે હાથમાં જેમના એવા ભયંકર વિવિધ આયુધવાળા મોટાં વેગવાળા મહા બળવાન મહાત્મા તે મહા પરિષદો કુમારના અભિષેકને જોઇ પ્રસન્ન થએલા ઘંટાની જાળેકરી બાંધેલાં છે અંગ જેમનાં એવા મહા પરાક્રમી રણપ્રિય નૃત્ય કરવા લાગ્યા. તેમજ ઘણાક બીજા પણ પાર્ષદો હે નૃપ! યશસ્વી એવા મહાત્મા કાર્તિકસ્વામિની પાસે આવી ઉભા રહ્યા. એ રીતે દેવતાઓએ આજ્ઞા આપેલા અનિલની જેમને ઉપમા અપાય એવા દિવ્ય, અંતરીક્ષ તથા પૃથ્વીમાં રહેનારા પાર્ષદો, સ્કંદના અનુચર થઇ રહ્યા, હજારો, લાખો તથા અર્બુદ છે સંખ્યા જેમની એવા પાર્ષદ, અભિષેક કરેલા મહાત્મા કુમારને વીંટી ઉભા રહ્યા.

**ताद्दशानां स सहस्राणि प्रयुतान्यर्बुदानि च ।**
**अभिषिक्तं महात्मानं परिवार्योपतस्थिरे ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि स्कंदाभिषेके गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥**



## અધ્યાય ૪૬ મો. કુમારની માતાઓ.

**वैशंपायन उवाच—शृणु मातृगणान् राजन् कुमारानुचरानिमान् ।**
**कीर्त्यमानान् मया वीर सपत्नगणसूदनान् ।१॥**

વૈશંપાયન કહે છે—હે રાજન્! હે વીર! શત્રુગણને નાશ કરનાર કુમારના અનુચર મેં

કીર્તન કરેલા સ્કંદના માતૃગણને સાંભળ. હે ભારત ! યશસ્વિની તથા કલ્યાણરૂપિણી એવી માતૃઓએ કરી વિભાગથી ત્રણ લોક વ્યાપ્ત છે તે માતૃઓનાં નામ હું તને કહું તે તું સાંભળ. પ્રભાવતી, વિશાલાક્ષી, પાલિતા, ગોસ્તની, શ્રીમતી, બહુલા, બહુપુત્રિકા, જળમાં ઉત્પન્ન થએલી, ગોપાલી, બૃહદંડ્યાલિકા, જયાવતી, માલતિકા, ધ્રુવરત્ના, અભયંકરી, વસુદામા, દામા, વિશોકા, નંદિની, એકચુડા, મહાચુડા, ચક્રનેમિ, ઉત્તેજની જયત્સેના, કમલાક્ષી, શોભના, શત્રુજયા, ક્રોધના, શલભી, ખરી, માધવી, શુભ્રવકત્રા તીર્થસેનિ, ગીતપ્રિયા, કલ્યાણી, રૂદ્રરોમા, મિતાશના, મેઘસ્વના, ભોગવતી, શુભ્રઃકનકાવતી, અલાતાક્ષી, વીર્યવતી, વિદ્યુજ્જિહ્વા, પદ્માવતી, સુનક્ષત્રા, કંદરા, બહુયોજના, સંતાનિકા, કમલા, મહાબલા, સુદામા, બહુદામા, સુપ્રભા, યશસ્વિની, નૃત્યપ્રિયા, શતોલૂખલમેખલા, શતઘંટા, શતનંદા, ભગનંદા, ભાવિની, વપુષ્મતી, ચંદ્રશીતા, ભદ્રકાળી, રૂક્ષા, અંબિકા, વિષ્કુટિકા, વામા, ચત્વરવાસિની, સુમંગલા, સ્વસ્તિમતી, બુદ્ધિકામા, જયપ્રિયા, ધનદા, સુપ્રસાદા, ભવદા, જલેશ્વરી, એડી, ભેડી, સમેડી, વૈતાલજનની, કંડુતિ; કાલિકા, દેવમિત્રા, વસુશ્રીઃ, કોટરા, ચિત્રસેના, અચલા, કુકકુટિકા, શંખલિકા, તેમજ હે નૃપ ! શકુનિકા, કુંડારિકા, કૌકુલિકા, કુંભિકા, શતોદરી, ઉત્ક્રાથિની, જલેલા, મહાવેગા, કંકણા, મનોજવા, કંટકિની, પ્રઘસા, પૂતના, કેશયંત્રી, ત્રુટિ, વામા, ક્રોશના, તડિત્પ્રભા, મંદોદરી, મુંડી, મેઘવાહિની, સુભગા, લિંબની, લંબા, તામ્રચુડા, વિકાશિની, ઉર્ધ્વવેણી, ધરા, પિંગાક્ષી, લોહમેખલા, પૃથુવસ્ત્રા, મધુલિકા, મધુકુંભા, પક્ષાલિકા, મત્કુલિકા, જરાયુ, જર્જરાનના, ખ્યાતા, દહદહા, ધમધમા, ખંડખંડા, પૂષણા, મણિકુટ્ટિકા, અમોઘા, લંબપયોધરા, વેણુવીણાધરા, શશોલૂકમૂખી, કૃષ્ણા, ખરજંઘા, મહાજવા, શિશુમારમુખી, શ્વેતા, વિભીષણા, જટાલિકા, કામચરી, દીર્ઘજિહ્વા, બલોત્કટા, કાલેહિકા, વામનિકા, મુકુટા, લોહિતાક્ષી, મહાકાયા, હરિપિંડા, એકત્વચા, સુકુસુમા, કૃષ્ણકર્ણી, ક્ષુરકર્ણી, ચતુષ્કર્ણી, કર્ણપ્રાવરણા, ચતુષ્પથનિકેતા, ગોકર્ણી, મહિષાનના, ખરકર્ણી, મહાકર્ણી, ભેરીસ્વનમહાસ્વના, શંખકુંભશ્રવા, ભગદા, ગણા, સુગણા, ભીતિ, કામદા, ચતુષ્પથરતા, ભૂતિતીર્થાન્યગોચરી, પશુદા, વિત્તદા, સુખદા, મહાયશા, પયોદા, ગોમહિષદા, સુવિશાલા, પ્રતિષ્ઠા, સુપ્રતિષ્ઠા, રોચમાના, સુરોચના, નૌકર્ણી, મુખકર્ણી, વિશિરા, મેથિનિ, એકચંદ્રા, મેઘકર્ણા, મેઘમાલા, વિરોચના, હે ભરતર્ષભ ! એટલી અને બીજી પણ નાના રૂપવાળી હજારો માતાઓ કાર્તિકેય કુમારની પાછળ ચાલનાર હતી. તેમાં કેટલીક લાંબા નખવાળી મોટા દાંતવાળી તથા લાંબા મુખવાળી હતી; કેટલીએક બળવાન મધુર વદનારી યૌવનસ્થ, સારી રીતે શણગારેલી માહાત્મ્યે કરી સંયુક્ત તથા ઇચ્છામાં આવે એવાં રૂપ ધરનારી હતી. હે ભરતર્ષભ ! કેટલીએક નિર્માંસ શરીરવાળી શ્વેત છે વર્ણ જેમનો એવી કેટલીક સુવર્ણ સરખી કાયાવાળી, કેટલીક કૃષ્ણ મેઘ સરખી, કેટલીક ધુમ્ર વર્ણવાળી, બીજી કેટલીક પીંગળ વર્ણવાળી, મોટા છે ભોગ જેમના, દીર્ઘકેશી, શ્વેત વસ્ત્ર ધરેલી, ઊંચી વેણી ધરનારી, પીળા ડોળા તથા લંબાયમાન મેખળા યુકત, લાંબાં છે ઉદર, કર્ણ તથા પયોધર જેમનાં એવી હતી. બીજી કેટલીક તામ્ર સરખાં નેત્ર તથા વર્ણવાળી, કેટલીક નીલ છે નેત્ર જેમનાં, એવી વર દેનાર નિરંતર પ્રમુદિત તથા ઇચ્છા પ્રમાણે વિચરનારી હતી. કેટલીએક યમની, રૂદ્રની, ચંદ્રની, કુબેરની, વરૂણની, મહેંદ્રની, અગ્નિની, વાયુની, કુમારની, બ્રહ્માની, વિષ્ણુની, સૂર્યની, તથા વરાહની, રૂપેકરી અપ્સરા તુલ્ય, વાકયે કરી કોકિલ સરખી, સમૃદ્ધિએ કરી કુબેરની ઉપમા લાયક, યુદ્ધ વિષે પરાક્રમ કરવામાં ઇન્દ્ર સરખી, દીપ્તિએ કરી વન્હિ સમાન, વેગમાં વાયુ તુલ્ય, અચિંત્ય છે બળ, વીર્ય તથા પરાક્રમ જેમનું, વિગ્રહ વિષે નિરંતર શત્રુને ભય

આપનાર, ઇચ્છા પ્રમાણે રૂપ ધરનાર, મહાબલિષ્ઠ, વૃક્ષ, ચકલાવિષે, રાજમાર્ગ, ગુફા, સ્મશાન, શૈલ તથા ઝરણાં વિષે છે નિવાસ જેમનો, નાના પ્રકારનાં આભરણ ધરનારી, નાના પ્રકારનાં છે માલતીનાં પુષ્પ ધરેલાં તથા વસ્ત્ર પહેરેલાં, નાના પ્રકારના વિચિત્ર વેષવાળી તથા નાના પ્રકારની છે ભાષા જેમની એવી હતી. બીજા શત્રુને પણ ભય કરનાર ઘણાક ગણ, ઇન્દ્રના સંમતિથી મહાત્મા કુમારની પાછળ ગયા. ત્યાર પછી ભગવાન એવા પાકશાસન ઇન્દ્રે હે રાજશાર્દૂલ ! દૈત્યોના નાશ વાસ્તે પોતાનું શકિતરૂપી અસ્ત્ર કુમારને આપ્યું. તેમજ ઇન્દ્રે મોટા શબ્દવાળી, મોટી છે ઘંટા જેમાં, પ્રકાશમાન શ્વેત પ્રભાવવાળી, અરૂણાદિત્ય સરખો છે વર્ણ જેનો એવી, પતાકા પણ આપી. પશુપતિએ પણ નાના પ્રકારનાં છે શસ્ત્ર જેમાં એવી તપ, વીર્ય તથા બળેકરી યુકત, કોઇથી જીતી શકાય નહિ, પોતાના ગણેકરી યુકત, અને રૂદ્ર સરખાં જેમનાં બળ છે એવા ત્રણ અયુત યોદ્ધાઓ યુકત સંગ્રામમાંથી પાછી હઠનાર નહિ, ઉગ્ર, ધનંજય નામની સર્વ ભૂતની મોટી સેના કુમારને સોંપી. વિષ્ણુએ, બળ વધારનારી વૈજયંતી માળા આપી. ઉમાએ સૂર્ય સરખી કાંતિવાળાં નિર્મળ એવાં બે વસ્ત્ર આપ્યાં. ગંગાએ અમૃતોદ્ભવ એવું ઉત્તમ દિવ્ય કમંડલ આપ્યું. બૃહસ્પતિએ પ્રીતિથી દંડ આપ્યો. ગરૂડે વિચિત્ર પ્રકારનાં પીંછવાળો મયૂર આપ્યો. અરૂણે ચરણાયુધ કુકડો આપ્યો. વરૂણ રાજાએ બળ તથા વીર્યયુકત નાગ આપ્યો. સમર્થ બ્રહ્માએ બ્રહ્મણ્ય કાલિઆર મૃગનું ચર્મ આપ્યું, તેમજ લોક ભગવાન, એવા બ્રહ્માએ સંગ્રામ વિષે જય આપ્યો. એ રીતે સ્કંદ કુમાર દેવગણના સેનાપતિપણાને પ્રાપ્ત થઇ પ્રજ્વલિત જ્વાલા યુકત બીજો અગ્નિ શોભે તેવા શોભતા હતા. ત્યાર પછી પારિષદ તથા માતાઓએ કરી સંયુકત કુમાર દેવતાઓને આનંદ આપતા દૈત્યનો નાશ કરવા વાસ્તે ગયા.

તે વેળાએ ઘંટા સહિત ઉંચો છે ધ્વજ જેમાં, ભેરી, શંખ તથા મુરજ નામના વાદ્યસહિત, આયુધ તથા પતાકાવાળી સેના નક્ષત્ર મંડલે કરી શરદ્ઋતુવિષે આકાશ શોભે તેમ શોભતી હતી. તે સમયે દેવતાઓના સમુદાય, તથા અવ્યગ્ર એવા નાના પ્રકારના ભૂતગણ, ભેરી તથા પુષ્કળ શંખ, પટહ, ઝર્ઝર, ક્રકચ, ગોવિશાણિક, આડંબર, ગોમુખ, તથા મોટા શબ્દવાળા ડિંડિમ નામનાં યુદ્ધવાદ્ય સૌ કો વગાડતા હતા. ઇન્દ્ર સહિત દેવતાઓ કુમારની સ્તુતિ કરતા હતા. દેવ, ગંધર્વ, ગાન કરતા હતા, અને અપ્સરાઓના ગણ નૃત્ય કરતા હતા. તેથી પ્રસન્ન થએલા મહાસેન કુમારે દેવતાઓને વરદાન આપ્યું કે તમારો વધ કરવા ઇચ્છતા શત્રુઓને સંગ્રામમાં હું હણીશ. દેવતાઓમાં અત્યંત શ્રેષ્ઠ એવા કુમારથી વરને પ્રાપ્ત થઇ પ્રસન્ન છે આત્મા જેમના એવા દેવતાઓ શત્રુઓ હણાયાજ છે એમ માનતા હતા. એ રીતે વર આપ્યો તે વખતે સર્વ ભૂત સંઘના હર્ષથી ઉઠેલા શબ્દેકરી ત્રણ લોક પૂરાઇ ગયા, મોટી સેનાએ કરી વીંટાયલા મહાસેન કુમાર યુદ્ધમાં દૈત્યોનો વધ કરવા સારૂ અને દેવતાઓની રક્ષા સારૂ યુદ્ધ કરવા નિકળ્યા. હે નરાધિપ ! વ્યવસાય, જય, ધર્મ, સિદ્ધિ, લક્ષ્મી, ધૃતિ તથા સ્મૃતિ એટલાં વાનાં મહાસેનના સૈન્યમાં આગળથીજ સામેલ થયાં. એ રીતે દેવ, ગુહ, શૂલ તથા મુદ્ગર છે હાથમાં જેના એવી, જ્વલિત એવાં ઊંબાડિયાં ધારણ કરેલી, વિચિત્ર પ્રકારનાં છે આભરણ તથા કવચ જેમાં ગદા, મુસલ, નારાચ, શક્તિ તથા તોમર છે હાથમાં જેના, મદોન્મત્ત સિંહ સરખા શબ્દ કરતી ભયંકર સેના સહિત તે શત્રુ સામે ગયા. તેને જોઇ ભયે કરી ઉદ્વિગ્ન એવા સર્વ દૈતેય, રાક્ષસ તથા દાનવ ચોતરફથી સર્વ દિશાઓ પ્રત્યે નાસણ

લાગ્યા. વિવિધ પ્રકારનાં આયુધ છે હાથમાં જેમના એવા દેવતાઓ તેમની સામે દોડયા, ને તેજ તથા બળે કરી યુક્ત એવા ક્રોધાયમાન થએલા ભગવાન સ્કંદે તેમને જોઇ ભયંકર એવું શક્તિરૂપી અસ્ત્ર વારંવાર નાંખતાં હવિવિષે અગ્નિ જેમ વૃદ્ધિ પામે તેમ પોતાનું તેજ ધારણ કર્યું. હે મહારાજ ! એ રીતે અમિત તેજવાળા સ્કંદે અભ્યાસ કરેલા શક્તિરૂપી અસ્ત્રમાંથી ઉલ્કા સરખી મોટી જ્વાળાઓ પૃથ્વીતલ વિષે પડવા લાગી. તેમજ હે નૃપ ! દિશાઓને શબ્દાયમાન કરતા અંતકાળના વખત સરખા અત્યંત ભયંકર વજ્રપાત સરખા શબ્દ પૃથ્વીવિષે થવા લાગ્યા. હે ભરતર્ષભ ! અનલ પુત્ર સ્કંદની નાખેલી ભયંકર એવી શક્તિમાંથી કરોડો શક્તિઓ નીકળવા લાગી. પ્રસન્ન થયેલા સમર્થ ભગવાન મહાસેને મોટું છે બળ તથા પરાક્રમ જેનું એવા શૂરવીર લક્ષ દૈત્યોએ વીંટાયલા તારકાસુરને હણ્યો. તેમજ સંગ્રામમાં આઠ પદ્મ સંખ્યાંક દૈત્યોએ વીંટાયલા મહિષ નામના દૈત્યને કરોડ દૈત્યવી વીંટાયલા ત્રિપાદ દૈત્યને તથા વિવિધ પ્રકારનાં આયુદ્ધ છે હાથમાં જેના અને દશ નિખર્વ અનુચરથી વીંટાયલા હ્રદોદર નામના દૈત્યને સમર્થ મહાસેને હણ્યો. તે વખતે હે રાજન્ ! હર્ષેકરી યુક્ત એવા કુમારના અનુચર, મોટા શબ્દેકરી દશે દિશાઓને પૂરતા નૃત્ય કરવા લાગ્યા. હે રાજેંદ્ર ! મહાસેને નાખેલા શક્ત્યસ્ત્રની ચોતરફ પસરેલી ભગાસાં ખાતી હોય નહિ એવી જ્વાળાઓએ કરી જગત્ ત્રાસ પામવા લાગ્યું. હજારો દૈત્ય દગ્ધ થયા, તેમજ કેટલાક સ્કંદના નાદે કરી, કેટલાક પતાકાના હાલવાથી, કેટલાક ઘંટાના શબ્દથી ત્રાસ પામેલા તથા કેટલાક શસ્ત્રથી હણાયલા દૈત્યો ગતાયુષ થઇ પૃથ્વી પર પડતા હતા. એ રીતે શૂરવીર એવા બળવાન કાર્તિકસ્વામિએ સંગ્રામમાં ઉઘાડાં શસ્ત્ર ધરેલા અનેક દૈત્યોને હણ્યા ને બાણ એવે નામે મહા બળવાન બલિનો પુત્ર દૈત્ય, ક્રૌંચ પર્વતનો આશ્રય કરી દેવસંઘોને બાધ કરતો હતો, તે જાણી ઉદાર બુદ્ધિવાળા મહાસેન, દેવશત્રુ એવા તેની પાસે ગયા. બાણ નામનો દૈત્ય, કાર્તિકેયના ભયથી ક્રૌંચ પર્વતને શરણે ગયો. ત્યાં જઇ મોટો છે ક્રોધ જેનો એવા ભગવાન કાર્તિકેયે અગ્નિએ આપેલી શક્તિએ કરી, ક્રૌંચ પક્ષિના શબ્દેકરી શબ્દાયમાન ક્રૌંચ પર્વતને ભેદ્યો. સાગ વૃક્ષની મોટી શાખાઓએ કરી સંકુલ, ત્રાસ પામ્યા છે વાનર તથા વારણ જેમાં, ઉડે છે ઉદ્ભ્રાંત એવાં પક્ષિઓ જેમાંથી, પડતા સર્પવાળો, નાસતા એવા ગોલાંગુલ તથા રીંછના સમુદાયે શબ્દાયમાન કરેલો, મૃગના શબ્દોએકરી ધ્વનિત કર્યાં છે બીજાં વન જેણે, તેમજ પડતા તથા દોડતા એવા શરભ તથા સિંહે કરી શોચ્ય એવી દશાને પ્રાપ્ત થયો છે તો પણ તે પર્વત જાણે શોભતો હોય નહિ તેવો દેખાતો હતો. તેના શિખરમાં નિવાસ કરનાર વિદ્યાધર તથા કિન્નર પણ શક્તિનું પડવું તથા તેના શબ્દેકરી ઉદ્વિગ્ન થઇ નાસતા હતા. તે સમયે પ્રદીપ્ત એવા શ્રેષ્ઠ પર્વતમાંથી વિચિત્ર પ્રકારનાં છે. આભરણ તથા માળાઓ જેમની એવા સેંકડો તથા હજારો દૈત્ય નિકળ્યા. તેમને સંગ્રામમાં કુમારના અનુચરોએ બલાત્કારથી હણ્યા, ક્રોધાયમાન થએલા એવા ભગવાન મહાસેને દેવપતિ ઇન્દ્રે જેમ વૃત્રાસુરને હણ્યો હતો તેમ તત્કાળ અનુજ સહિત દૈત્યેંદ્ર પુત્રને હણ્યો, એ રીતે શત્રુને હણનાર મહા બળવાન કાર્તિકેય, પોતાના આત્માને એક પ્રકારનો તથા બહુ પ્રકારનો કરી શક્તિથી ક્રૌંચ પર્વતને ભેદ્યો. તે વખતે સંગ્રામમાં તેણે નાંખેલી શક્તિ, વારંવાર પોતાનું કામ કરી પાછી તેના હાથમાં આવતી હતી. મોટા પ્રભાવવાળા કાર્તિકેયે શૌર્યથી દ્વિગુણિત એવા તેજે, યશે તથા શોભાએકરી ક્રૌંચ પર્વતને ભેદી સેંકડો દૈત્યોને હણ્યા. દેવતાઓએ સેવન કરેલા ભગવાન એવા તે દેવ, દૈત્યોને હણી પરમ હર્ષને પ્રાપ્ત થયા. હે રાજન્ ! દુંદુભિ ને

શંખ વાગતા હતા. સેંકડો તથા હજારો દેવતાઓની સ્ત્રીઓ, તે દેવ ઉપર અનુત્તમ એવી પુષ્પની વૃષ્ટિ કરતી હતી. વળી દિવ્ય એવા ગંધને ગ્રહણ કરી પવિત્ર વાયુ વાતો હતો. ગંધર્વ તથા યજન કરનાર મહર્ષિઓ સ્તુતિ કરતા હતા. કેટલાક એમને જોઇ સનત્કુમારથી નાના 'આ બ્રહ્મપુત્ર છે' એમ નિશ્ચય કરતા હતા. કેટલાક આ મહેશ્વર પુત્ર છે' એમ કહેતા હતા. કેટલાક 'અગ્નિના પુત્ર છે.' કેટલાક 'ઉમાના,' કેટલાક 'કૃતિકાના' તથા કેટલાક 'ગંગાના પુત્ર છે' એમ કહેતા હતા. તેમજ યોગિના ઇશ્વર એવા મહા બળવાન તે દેવને એક પ્રકારના, બે પ્રકારના, ચાર પ્રકારના, સેંકડો પ્રકારના તથા હજારો પ્રકારના લોકો માનતા હતા. હે રાજન્! કાર્તિકેયનું અભિષેચન મેં તને કહ્યું. હવે સરસ્વતિના શ્રેષ્ઠ તીર્થની પવિત્રતા કહું તે સાંભળો. હે મહારાજ! કુમારે દૈત્યોને હણ્યા તેથી અત્યંત શ્રેષ્ઠ એવું તે તીર્થ બીજા સ્વર્ગ જેવું થયું. પછી સમર્થ એવા ત્યાં રહેલા અગ્નિપુત્રે નૈઋતાદિક દેવોને જૂદાં જૂદાં ઐશ્વર્ય આપી મુખ્ય નૈઋતોને ત્રૈલોક્ય આપ્યું. એ રીતે હે મહારાજ! તીર્થોવિષે દેવતાઓએ દૈત્યકુળના અંતક એવા ભગવાન કુમારને દેવસેનાપતિનો અભિષેક કર્યો. હે ભરતર્ષભ! જ્યાં પૂર્વે દેવતાઓના ગણે વરૂણને જળના પતિપદે અભિષેક કર્યો હતો, એવા તૈજસ નામે શ્રેષ્ઠ તીર્થને વિષે લાંગલી એવા બળરામ સ્નાન કરી કાર્તિક સ્વામિની પૂજા કરી બ્રાહ્મણોને સુવર્ણ વસ્ત્ર તથા આભરણ આપી એક રાત ત્યાં રહી મધુકુળમાં ઉત્પન્ન થએલા તે શ્રેષ્ઠ તીર્થની પૂજા કરી જળનો સ્પર્શ કરી અત્યંત પ્રસન્ન થયા. જે તું મને પૂછતો હતો તે જે રીતે આવેલા દેવતાઓએ ભગવાન સ્કંદને અભિષેક કર્યો એ સર્વ કથા મેં તને કહી.

**एतत्ते सर्वमाख्यातं यन्मां त्वं परिपृच्छसि ।**
**यथाभिषिक्तो भगवान स्कंदोदेवैः समागतैः ॥**

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने तारकवधे गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥**



## અધ્યાય ૪૭ મો. બળરામ યાત્રાવર્ણન.

**जनमेजय उवाच—अत्यद्भुतमिदं ब्रह्मन् श्रुतवानस्मि तत्वतः ।**
**अभिषेकं कुमारस्य विस्तरेण यथाविधिः ॥१॥**

જનમેજય પૂછે છે—હે બ્રહ્મન્! યથાવિધિ કુમારના અભિષેકરૂપ આ અતિ આશ્ચર્યરૂપ આખ્યાન વિસ્તારથી મેં સાંભળ્યું. તે સાંભળી હે તપોધન! મારાં રૂવાં ઉભા થયાં, મારૂં મન પ્રસન્ન થયું અને મારા આત્માને પણ હું પવિત્ર માનું છું. કુમારનો અભિષેક તથા દૈત્યોનો વધ સાંભળી મને પરમ હર્ષ થયો. વળી મને સાંભળવાનો મોટો ઉત્સાહ છે વાસ્તે હે સત્તમ! હે મહાપ્રાજ્ઞ! આ તીર્થનેવિષે જળના પતિ એવા વરૂણને સુર તથા અસુરોએ કેમ અભિષેક કર્યો હતો તે વૃત્તાંત મને કહો. વૈશંપાયન કહે છે—હે રાજન્! પૂર્વે કલ્પમાં આદિ કૃતયુગવિષે યથાવિધિ બનેલું આ આશ્ચર્યરૂપ ચરિત્ર હું તને કહું તે સાભળ. એક સમયે

સર્વ દેવતાઓએ આવીને વરૂણને આવી રીતે કહ્યું કે, જેમ દેવતાઓનો રાજા ઇન્દ્ર, ભયથી અમારી રક્ષા કરે છે તેમજ તમે પણ સર્વ નદીઓના પતિ થાઓ અને હે દેવ ! તમારો નિવાસ પણ મકરાલય એવા સાગરમાં સદા થાઓ; નદીપતિ સમુદ્ર તમારે વશ થશે, ને ચંદ્રની સાથે તમારી ક્ષય તથા વૃદ્ધિ થશે. દેવતાઓનાં વચન સાંભળી વરૂણે 'ઠીક એમ થાઓ' એ રીતે દેવતાઓને કહ્યું, ત્યાર પછી સર્વ દેવતાઓએ ત્યાં આવી સમુદ્રમાં છે ઘર જેનું એવા વરૂણને વિધિદૃષ્ટ કર્મે કરી જળના અધિપતિ બનાવ્યા. એ રીતે જળજંતુના પતિ વરૂણને અભિષેક કરી જળના પતિ એવા તેની પૂજા કરી, દેવતાઓ પાછા પોતપોતાના સ્થાનક પ્રત્યે ગયા. ત્યાર પછી દેવતાઓએ અભિષેક કરેલા મોટા યશવાળા વરૂણ પણ નદીઓ, સમુદ્ર, નદ, તથા તળાવોને વિધિએ કરી ઇન્દ્ર જેમ દેવતાઓને પાળે તેમ પાળવા લાગ્યા. તીર્થ વિષે સ્નાન કરી બ્રાહ્મણોને વિવિધ પ્રકારનું ધન આપી મહાપ્રાજ્ઞ એવા પ્રલંબાસુરને હણનાર બલરામ, ત્યાંથી અગ્નિતીર્થ પ્રત્યે ગયા. જ્યાં શમીગર્ભ વિષે નાશ થએલો અગ્નિ દેખાતો ન હતો. હે અનઘ ! લોકાલોકનો વિનાશ થવા લાગ્યો. તેને જોઇ દેવતાઓએ સર્વ લોકના પિતામહ એવા બ્રહ્માનું ઉપસ્થાન કરી તેમને કહ્યું કે, ભગવાન તથા સર્વ ભૂતવિષે છે નિવાસ જેનો એવો પ્રકાશમાન અગ્નિ પ્રનષ્ટ થયો તેનું કારણ અમે જાણતા નથી વાસ્તે હે વિભો ! તમે અગ્નિ સંપાદન કરો. દેવતાઓનાં વચન સાંભળી બ્રહ્માએ તેમને કહ્યું કે, જાઓ તમે તેને શોધો, એટલે તે પ્રકટ થશે. જનમેજય પૂછે છે— હે બ્રહ્મન્ ! લોકનું પાલન કરનાર ભગવાન અગ્નિ શું કરવા પ્રનષ્ટ થયો અને દેવતાએ કેમ તેને જાણ્યો એ બધું તત્વથી મને કહો.

વૈશંપાયન કહે છે—હે રાજન્ ! ભૃગુના શાપથી અત્યંત બ્હીનેલો પ્રતાપવાન અગ્નિ શમીગર્ભને પ્રાપ્ત થઇ ત્યાંથી નાશ થયો. અગ્નિ પ્રનષ્ટ થયો તેથી અત્યંત દુઃખિત એવા ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓ નષ્ટ થએલા અગ્નિને ખોલાવા લાગ્યા. ખોળતાં ખોળતાં અગ્નિતીર્થ પ્રત્યે જઇ શમીગર્ભ પ્રત્યે યથાવિધિ રહેલા પ્રજ્વલિત અગ્નિને જોઇ હે નરવ્યાઘ્ર ! બૃહસ્પતિ છે મુખ્ય જેમાં એવા સર્વ દેવતાઓ જ્વલનને પ્રાપ્ત થઇ પ્રસન્ન થએલા ઇન્દ્ર સહિત જે રીતે આવ્યા હતા તે રીતે પાછા ગયા. હે મહાભાગ ! ભૃગુના શાપથી અગ્નિ પણ સર્વ ભક્ષી થયો કેમકે બ્રહ્મવાદિ એવા તેણે તેમ કહ્યું હતું. સ્નાન કરી મતિમાન બલરામ, બ્રહ્મયોનિ તીર્થ પ્રત્યે ગયા, જ્યાં પૂર્વે સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્માએ દેવતાઓ સહિત સ્નાન કરી યથાવિધિ દેવતાઓનાં તીર્થ સર્જ્યાં હતાં, ત્યાં સ્નાન કરી વિવિધ પ્રકારના ધનનું દાન કરી બલરામ, ત્યાંથી કૌબેરતીર્થ તરફ ગયા. જ્યાં હે રાજન્ ! સમર્થ એવા કુબેર, મોટું તપ કરી ધનાધિપત્યને પ્રાપ્ત થયા હતા. હે રાજન્ ! ત્યાં રહેલા કુબેરને ધન તથા નિધિઓ પ્રાપ્ત થયા હતા, તે તીર્થ પ્રત્યે લાંગલી એવા બલરામે જઇ વિધિપુરઃસર બ્રાહ્મણોને દાન આપી વળી ભૂયસિ દક્ષિણા આપી કૌબેર વન વિષે રહેલું તે સ્થાન જોયું. પૂર્વે જ્યાં યક્ષના રાજા મહાત્મા કુબેર મોટું તપ કરી વર પામ્યા હતા. તેમજ જ્યાં રહી ધનાધિપતિ કુબેર, ધનાધિપત્ય, રૂદ્ર સાથે મિત્રતા, લોકપાલત્વ તથા દેવપણું અને પુત્રને પ્રાપ્ત થયા હતા. દેવગણોએ ત્યાં આવી અભિષેક કર્યો હતો, તથા હંસયુક્ત એવા પુષ્પક નામના વિમાનરૂપ વાહનને યક્ષનું ઐશ્વર્ય દીધું હતું. હે રાજન્ ! તે તીર્થમાં બલરામ સ્નાન કરી ઘણુંક દાન આપી શ્વેત ચંદનનું છે તિલક જેને એવા તે, ત્યાંથી સર્વ પ્રાણીઓએ સેવન કરેલા નાના ઋતુના

વને કરી યુક્ત સદા પુષ્પ તથા ફળ જેમાં છે એવાં બદરપાચન નામના શુભ ને પુણ્યવાળાં તીર્થ પ્રત્યે ગયા.

निषेवितं सर्वसत्वैर्नाम्ना बदरपाचनं ।
नानर्तुकवनोपेतं सदा पुष्पफलं शुभं ॥

**इति श्री महाभारते शल्यपर्वांतर्गे गदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥**



## અધ્યાય ૪૮ મો. બદરપાચન તીર્થ.

**वैशंपायन उवाच—ततस्तीर्थवरं रामो ययौ बदरपाचनं ।**
**तपस्विसिद्धचरितं यत्र कन्याधृतव्रता ॥१॥**

વૈશંપાયન કહે છે—હે રાજન્! ત્યાંથી રામ, જ્યાં ધારણ કર્યું છે વ્રત જેણે એવી કન્યા હતી એવાં તપસ્વી તથા સિદ્ધે સેવેલા બદરપાચન નામના શ્રેષ્ઠ તીર્થ પ્રત્યે ગયા. ભરદ્વાજની દીકરી રૂપે પૃથ્વી વિષે જેની ઉપમા બીજાને અપાય નહિ, બ્રહ્મચર્ય પાળનારી, શ્રુતાવતી છે નામ જેનું એવી કુમારી ઘણાક નિયમ પાળનારી ભામિની 'દેવરાજ મારો સ્વામિ થાઓ' એવો નિશ્ચય કરી ઉગ્ર તપ કરતી હતી. હે કુરુકુલોદ્વહ! સ્ત્રીઓને સુદુશ્ચર એવા તીવ્ર નિયમ પાળતી તેને તપ કરતાં કેટલાંક વર્ષ વીતી ગયાં. હે વિશાંપતે! તેના વ્રત, તપ તથા પરમ ભક્તિએ કરી પ્રસન્ન થએલા દેવતાઓના પતિ ભગવાન ઇન્દ્ર, વિપ્રર્ષિ મહાત્મા વસિષ્ઠનું રૂપ ધારણ કરી તેના આશ્રમ પ્રત્યે આવ્યા. ઉગ્ર છે તપ જેનું, તપ કરનારાઓમાં શ્રેષ્ઠ મુનિ સરખા આચારવાળા તેમને જોઇ પૂજા કરી, નિયમ જાણનાર, પ્રિય બોલનારી કલ્યાણી, એવી તેણે કહ્યું કે હે ભગવન્! હે મુનિશાર્દૂલ! હે પ્રભો! શી આજ્ઞા છે? હે સુવ્રત! યથાશક્તિ આજ હું તમને સર્વ આપું પણ ઇન્દ્રની ભક્તિએ કરી મારો પાણિ તમને નહિ આપું; કારણ કે હે તપોધન! વ્રત, નિયમ, તથા તપેકરી ત્રિભુવનનો ઇશ્વર એવો ઇન્દ્ર મારે પ્રસન્ન કરવો છે. તેનાં વચન સાંભળી ભગવાન ઇન્દ્ર, હસતા હોય નહીં તેમ તેની સામે જોઇ તેનો નિયમ જાણી સાંત્વના કરતા હોય તેમ કહેવા લાગ્યા કે, હે સુવ્રતે! હે વરાનને! તું ઉગ્ર તપ કરે છે એવી મેં તને જાણી, માટે હે કલ્યાણિ! જે કાર્ય હૃદયમાં ધારી તેં તપનો આરંભ કર્યો હોય તે બધી તારી ધારણા મને કહે, તપેકરી સર્વ સિદ્ધ થશે. હે શુભાનને! દેવતાઓનાં દિવ્ય સ્થાન છે તે પણ તપેકરી પ્રાપ્ત થાય છે. કેમકે મોટું સુખ તપોમૂલક છે, એમ જાણી ઘોર એવું તપ કરી મનુષ્યો દેહનો ત્યાગ કરી દેવપણાને પ્રાપ્ત થાય છે. હે કલ્યાણિ! હું કહું તે સાંભળ. હે શુભવ્રતે! હે સુભગે! આ પાંચ બોરડીનાં ફળ છે તેને તું પાચન કર, એમ તેને કહી ભગવાન બલસૂદન ઇન્દ્ર તે કલ્યાણિની આજ્ઞા લઈ તે આશ્રમથી થોડે દૂર જઇ પોતે જપ કરવા લાગ્યા. હે માનદ! તે ત્રણ લોકમાં વિખ્યાત ઇન્દ્ર તીર્થ નામે ઉત્તમ તીર્થ થયું. એ રીતે ત્યાં જપ કરતા દેવતાઓના અધિપતિ ભગવાન પાકશાસન ઇન્દ્રે તેના મનના ભાવની પરીક્ષા જોવા સારૂ બદરી ફળ પાચન થાય નહિ તે રીતે કર્યું. સંતપ્ત થઇ ખેદ રહિત વાણી છે નિયમમાં જેને એવી, કામ કરવામાં તત્પર, પવિત્ર વસ્ત્ર અને મોટા વ્રત-

વાળી તે અગ્નિ વિષે બોરને રાખી રાંધતી હતી. હે પુરૂષર્ષભ ! તે બોરને ચઢતાં તેને ઘણો વખત જતો રહ્યો, દિવસ ક્ષયને પણ પ્રાપ્ત થયો, તોપણ બોર જરાએ સીઝયાં નહીં. તેના આશ્રમ વિષે રહેલો કાષ્ઠનો ભારો અગ્નિએ કરી બળી ગયો. કાષ્ઠ વિનાનો અગ્નિ જોઇ તેણે પોતાનું શરીર બાળ્યું. સુંદર છે દર્શન જેનું એવી તેણે પ્રથમ અગ્નિ વિષે પોતાના પગ ઘાલ્યા. હે અનઘ ! તે જેમ પગ આગળથી સળગતા ગયા તેમ તેમ અંદર ઘાલતી ગઇ, મહર્ષિના પ્રિયની કામનાથી દુષ્કર કર્મ કરતી અનિંદિત એવી તે અગ્નિ વિષે બળેલા પગની ચિંતા પણ કરતી ન હતી. તેને તે નિમિત્ત વૈમનસ્ય કે મુખભેદ પણ થયો ન હતો. અગ્નિએ કરી ચરણ બાળ્યા તોપણ જળના મધ્યમાં રહી હોય તેમ હર્ષિત રહી. હે ભારત ! એના હૃદયમાં નિરંતર વિપ્રર્ષિનું તેજ વચન હતું કે આપણે સર્વથા બદર ફળ રાંધવાં છે તેથી તે કન્યા બોર પકાવતી હતી પણ તે પાકતાં ન હતાં. એ રીતે બોર પકાવતાં ભગવાન એવા અગ્નિએ તેના ચરણ બાળી નાંખ્યા પણ તેના મનને સ્વલ્પ પણ દુઃખ થયું નહિ. એનાં કર્મ જોઇ પ્રસન્ન થએલા ત્રિભુવનના ઇશ્વર ઇન્દ્ર, તે કન્યાને પોતાનું રૂપ દેખાડી અત્યંત દ્રઢવ્રતવાળી તે કન્યા પ્રત્યે સુરશ્રેષ્ઠ એવા તે કહેવા લાગ્યા કે હે શુભે ! તારી ભકિત તપ તથા નિયમે કરી તારી ઉપર હું પ્રસન્ન થયો છું, માટે હે શુભે ! તારો અભિમત એવો કામ તને પ્રાપ્ત થશે અને હે મહાભાગે ! દેહનો ત્યાગ કરી સ્વર્ગવિષે મારી સાથે તું નિવાસ કરીશ. હે શુભે ! 'બદરપાચન' જેનું નામ છે એવું સર્વ પાપને ટાળનાર આ તારૂં શ્રેષ્ઠ તીર્થ પણ લોકમાં સ્થિર થશે. હે અનઘે ! શુભ એવા તીર્થવિષે અરૂંધતીને છોડી દઇ સપ્તર્ષિઓ હિમવાન પર્વત પ્રત્યે ગયા. ત્યાંથી મોટા ભાગ્યવાળા તે જીવિકા વાસ્તે ફળ તથા મૂળ લેવા ગયા, એ રીતે જીવિકાને ઇચ્છતા એવા તે હિમવાન પર્વતના વનવિષે વસતા હતા તેટલામાં બાર વર્ષની અનાવૃષ્ટિ થઇ ને તપસ્વિઓ પણ ત્યાં આશ્રમ કરી નિવાસ કરી રહ્યા. કલ્યાણી એવી અરૂંધતીએ ત્યાં નિરંતર તપશ્ચર્યા કરવા માંડી. એ રીતે તીવ્ર નિયમ પ્રત્યે રહેલી અરૂંધતીને જોઇ પ્રસન્ન થએલા મોટા યશવાળા વર દેનાર ત્રિનયન મહાદેવે, બ્રહ્માનું રૂપ લઇ અરૂંધતી પાસે આવી કહ્યું કે, હે શુભે ! હું ભિક્ષાને ઇચ્છું છું. મહાદેવરૂપ બ્રાહ્મણનાં વચન સાંભળી સુંદર છે દર્શન જેનું એવી શ્રુતાવતી નામની કન્યાએ કહ્યું કે, હે વિપ્ર ! અન્નનો સંચય હાલ ક્ષીણ થયો છે માટે આ બદરીફળ છે તે લ્યો. એવાં તેનાં વચન સાંભળી મહાદેવે કહ્યું કે, હે સુવ્રતે ! એ ફળ તું રાંધી આપ. મહાદેવનાં વચન સાંભળી બ્રાહ્મણના પ્રિયની કામના સારૂ યશસ્વિની એવી તે કન્યા વૃદ્ધિ પામેલા અગ્નિવિષે બદરફળ રાખી પકાવવા લાગી. તેટલામાં દિવ્ય મનોરમ એવી પવિત્ર કથા પણ તે સાંભળતી હતી. તેટલામાં ઘોર એવી બાર વર્ષની અનાવૃષ્ટિ વીતી ગઇ. એ રીતે ન જમતી, બોરનું રંધન કરતી તથા સુંદર કથા શ્રવણ કરતી એવી તેને અતિ દારૂણ તે કાળ એક દિવસ જાય તેમ વીતી ગયો. મુનિયો પણ, ફળ ગ્રહણ કરી પર્વત ઉપરથી આવ્યા. તે વખતે પ્રસન્ન થએલા ભગવાન મહાદેવજીએ અરૂંધતીને કહ્યું કે, હે ધર્મજ્ઞ ! પૂર્વની પેઠે પાછી આ ઋષિઓ પાસે જા. હે ધર્મજ્ઞે ! તારા તપ તથા નિયમે કરી હું પ્રસન્ન થયો છું, એમ તેને કહી ભગવાન મહાદેવજી, પોતાના સ્વરૂપનું દર્શન કરાવી તે ઋષિયો પ્રત્યે અરૂંધતીનું મોટું ચરિત્ર કહેવા લાગ્યા કે— હે બ્રાહ્મણો ! તમે હિમવાન પર્વત ઉપર જે તપ સંપાદન કર્યું તે અને આનું જે તપ તે સરખું નહિ, એમ હું માનું છું. તપસ્વિની એવી અરૂંધતીએ અત્યંત દુશ્ચર એવું તપ કર્યું; કારણ કે બોર પકવતી અને ન જમતી તેણે બાર વર્ષ દુઃખથી ગુજાર્યાં. ઋષિઓને આમ કહી

ભગવાન મહાદેવે વળી અરૂંધતીને કહ્યું કે, હે કલ્યાણિ ! તારા હૃદયમાં જે અભિલાષ હોય તે વર માગ. મહાદેવનાં વચન સાંભળી વિસ્તીર્ણ તથા તામ્ર સરખાં છે નેત્ર જેનાં એવી અરૂંધતીએ સમર્ષિની સભાવિષે મહાદેવને કહ્યું કે તમો જો મારી ઉપર પ્રસન્ન થયા હો તો સિદ્ધ તથા દેવર્ષિને પ્રિય એવું બદરપાચન નામે આ તીર્થ આશ્ચર્યરૂપ થાઓ, અને, હે દેવદેવેશ ! આ તીર્થવિષે પવિત્ર થઇ જે ત્રણ રાત્રિ ઉપવાસ કરે તે બાર વર્ષના ઉપવાસના ફળને પ્રાપ્ત થાય એમ થાઓ. એ રીતે તપસ્વિનીને કહી સપ્તર્ષિઓએ સ્તુતિ કરેલા દેવ, પોતાના લોક પ્રત્યે પધાર્યા. ઋષિઓ પણ થાકેલી નહિ અને ક્ષુધા તથા તૃષારહિત એવી અરૂંધતીને જોઇ વિસ્મયને પ્રાપ્ત થયા. હે મહાભાગે ! હે તીક્ષ્ણ વ્રત કરનારી, જેમ તેં મારે વાસ્તે તપશ્ચર્યા કરી તેમ વિશુદ્ધ એવી અરૂંધતીને પણ અહિં તપેકરી સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી. તેમાં પણ હે ભદ્રે ! આ વ્રત વિષે તેં વિશેષતા કરી અગ્નિમાં દેહ સમર્પણ કર્યો. તારા નિયમે કરી પ્રસન્ન થએલો હું હે કલ્યાણિ ! આ વ્રતને મહત્વ આપું છું. હે કલ્યાણિ ! અરૂંધતી ને જે વર મહાત્મા મહાદેવે આપ્યો હતો તેના પ્રભાવથી તથા તારા તેજે કરી વળી હું ફરીથી તને વર આપું છું કે, સાવધાન થએલો જે કોઇ આ તીર્થવિષે એક રાત્રિ નિવાસ કરશે વા સ્નાન કરશે તે, દેહત્યાગ કરી અત્યંત દુર્લભ એવા લોકને પ્રાપ્ત થશે. પવિત્ર એવી તે શ્રુતાવતીને કહી ભગવાન સહસ્રાક્ષ ઇન્દ્ર, પાછો સ્વર્ગપ્રત્યે ગયો. હે રાજન્ ! વજ્રધર ઇન્દ્ર સ્વર્ગમાં ગયા પછી પવિત્ર છે ગંધ જેની એવાં દિવ્ય પુષ્પની વૃષ્ટિ થવા લાગી, મોટા શબ્દવાળાં દેવ દુંદુભી વાગવા લાગ્યાં. પવિત્ર છે ગંધ જેની એવો વાયુ વાવા લાગ્યો. ત્યાર પછી શુભ એવી દેહનો ત્યાગ કરી ઇન્દ્રની ભાર્યા થઇ. એ રીતે ઉગ્ર તપેકરી તે કન્યા, ઇન્દ્રને પ્રાપ્ત થઇ તેની સાથે રમતી હતી. જનમેજય પૂછે છે—હે વિપ્ર ! હે ભગવાન ! તેની માતા કોણ ? શોભિતી એવી તે કયાં વૃદ્ધિ પામી ? એ બધું હું સાંભળવાને ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે રાજન્ ! વિસ્તીર્ણ છે લોચન જેનાં એવી આવતી ધૃતાચી અપ્સરાને જોઇ વિપ્રર્ષિ ભરદ્વાજનું વીર્ય સ્ખલિત થયું, તે વીર્ય તપસ્વિમાં શ્રેષ્ઠ એવા તેણે હાથમાં ગ્રહણ કર્યું, પણ હાથમાંથી પાંદડાના પુટવિષે તે પડી ગયું, તેમાંથી તે કન્યા ઉત્પન્ન થઇ. પછી તપોધન એવા ધર્માત્મા મહામુનિ ભરદ્વાજ એનું જાતકર્માદિ સર્વ કર્મ કરી દેવર્ષિ ગણની સભામાં શ્રુતાવતી એવું તેનું નામ પાડી પોતાના આશ્રમમાં મૂકી હિમવાનના વનપ્રત્યે ગયા. ત્યાં પણ મોટા પ્રભાવવાળા સાવધાન છે આત્મા જેનો એવા વૃષ્ણિકુળમાં અત્યંત શ્રેષ્ઠ બલરામ, સ્નાન કરી બ્રાહ્મણોને ધન આપી ત્યાંથી ઇન્દ્રતીર્થ પ્રત્યે ગયા.

**तत्राप्युपस्पृश्य महानुभावो वसूनि दत्वा च महाद्विजेभ्यः ।**
**जगाम तीर्थं सुसमाहितात्मा शक्रस्य वृष्णिप्रवरस्तदानीम् ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने बदरपाचन तीर्थकथने गुर्जरभाषायामष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥**

# અધ્યાય ૪૯ મો. બળરામનું તીર્થાટન.

**वैशंपायन उवाच—इंद्रतीर्थंततो गत्वा यदूनां प्रवरोबलः ।**
**विप्रेभ्यो धनरत्नानि ददौ स्नात्वा यथाविधिः ॥१॥**

વૈશંપાયન કહે છે—હે રાજન્! ત્યાંથી યાદવોમાં અત્યંત શ્રેષ્ઠ એવા બલરામે ઇન્દ્ર-તીર્થ પ્રત્યે જઇ યથાવિધિ સ્નાન કરી બ્રાહ્મણોને ધન તથા રત્ન આપ્યાં. ત્યાં દેવેશ એવા અમરરાજ ઇન્દ્રે સો યજ્ઞથી યજન કરી બૃહસ્પતિને ઘણું ધન આપ્યું હતું. વળી હે ભરતશ્રેષ્ઠ! ઇન્દ્રે બંધી રહિત મોટા, વિવિધ પ્રકારની દક્ષિણાવાળા વેદના પાર પામેલા બ્રાહ્મણોએ જે રીતે કહ્યું તે રીતે યજ્ઞ કર્યા. કાંતિવાળા ઇન્દ્રે સો વખત વિધિએ કરી પરિપૂર્ણ યજ્ઞ કર્યા ત્યારથી તે શતક્રતુ કહેવાયો. સર્વ પાપને ટાળનાર સનાતન તથા પવિત્ર એવું તે તીર્થ પણ તેના નામે કરી ઇન્દ્રતીર્થ કહેવાયું. એ તીર્થમાં મુસલાયુધ બલરામ, વિધિપુરઃસર સ્નાન કરી ઉત્તમ વસ્ત્ર આપી તથા બ્રાહ્મણોને ભોજન કરાવી પૂજન કરી રામતીર્થ પ્રત્યે ગયા. જ્યાં મહા તપસ્વી ભાર્ગવ મોટા ભાગ્યવાળા રામે, હણ્યા છે શ્રેષ્ઠ ક્ષત્રિયો જેમાંથી એવી પૃથ્વીને વારંવાર જીતી, મુનિમાં શ્રેષ્ઠ કશ્યપને મુખ્ય ઉપાધ્યાય કરી વાજપેય તથા સો અશ્વમેધથી યજન કરી સાગર સહિત પૃથ્વીરૂપી દક્ષિણા આપી, વિવિધ પ્રકારનાં રત્ન સંયુક્ત ગાય, હસ્તિ, દાસી, અજા તથા ઘેટાં સહિત નાના પ્રકારનું દાન દઇ વનમાં ગયા. બ્રહ્મર્ષિએ સેવિત તે પવિત્ર તીર્થમાં મુનિઓને પ્રણામ કરી યમુના તીર્થ આવ્યા. હે મહીપતે! જ્યાં સિત છે પ્રભા જેની એવા મોટા ભાગ્યવાળા અદિતિ પુત્ર વરૂણે રાજસૂય કરવા સારૂ મુનિઓને આણ્યા હતા. સંગ્રામમાં માનુષ તથા દેવતાઓને જીતી શૂરવીરને હણનાર વરૂણે શ્રેષ્ઠ યજ્ઞ કર્યો હતો. શ્રેષ્ઠ યજ્ઞ નિવૃત્ત થયો તે વખતે દેવ તથા દાનવોનો ત્રૈલોકયને ભય આપે એવો સંગ્રામ થયો. હે જનમેજય! યજ્ઞ શ્રેષ્ઠ એવો રાજસૂય નિવૃત્ત થાય તે સમયે અત્યંત ઘોર એવો ક્ષત્રિયોનો સંગ્રામ થાય છે, એવી રીતિ છે. ત્યાં પણ અર્થિની કામના પૂરી કરનાર સમર્થ એવા લાંગલી બલરામ, ઋષિઓની પૂજા કરી બીજાઓને દાન દઇ પ્રસન્ન થએલા મહર્ષિઓએ જેની સ્તુતિ કરી છે એવા કમળ સરખાં નેત્રવાળા વનમાળી ત્યાંથી આદિત્ય તીર્થપ્રત્યે ગયા. હે રાજસત્તમ! ભગવાન જ્યોતિરૂપ ભાસ્કર યજન કરી જ્યોતિઓના આધિપત્યને તથા પ્રભા-વને પ્રાપ્ત થયા. તે નદીના તીરવિષે ઇન્દ્ર સહિત સર્વ દેવ, મરૂત સહિત વિશ્વેદેવ, ગંધર્વ અપ્સરાઓ, દ્વૈપાયન, શુક, મધુસૂદન કૃષ્ણ, યક્ષ, રાક્ષસ, પિશાચ, એટલા અને બીજા પણ ઘણાક હજારો યોગેકરી સિદ્ધ થયા હતા. હે પરંતપ! સરસ્વતીના કલ્યાણરૂપ પવિત્ર તીર્થ વિષે સ્નાન કરી મધુકૈટભ નામના અસુરને હણનાર વિષ્ણુ તથા ધર્માત્મા દ્વૈપાયન વ્યાસ પણ તે તીર્થમાં સ્નાન કરી પરમ યોગને પામી અત્યંત સિદ્ધિને પ્રાપ્ત થયા હતા. તેમજ તે તીર્થને વિષે અસિત દેવળઋષિ પણ પરમ યોગને આચરી યોગને પ્રાપ્ત થયા હતા.

**असितो देवलश्चैव तस्मिन्नेव महातपाः ।**
**परमं योगमास्थाय ऋषियोंगमवाप्तवान् ॥**

**इति श्री महाभारते शल्यपर्वणि गदापर्वांतर्गतबलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायामेकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥**

## અધ્યાય ૫૦ મો. જૈગિષવ્ય પ્રભાવ.

**वैशंपायन उवाच—तस्मिन्नेव तु धर्मात्मा वसतिस्म तपोधनः ।**
**गार्हस्थ्यं धर्ममास्थाय ह्यसितो देवलः पुरा ॥१॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તેજ તીર્થ વિષે પૂર્વે તપરૂપી છે ધન જેને એવા ધર્માત્મા અસિતદેવળ, ગાર્હસ્થ્ય ધર્મનો આશ્રય કરી વસતા હતા. નિરંતર ધર્મ પાળનાર, પવિત્ર, ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર, મોટા તપવાળા, મન, વાણી તથા કર્મે કરી કોઇને દુઃખ નહિ દેનાર, સર્વ જંતુવિષે સમાન, ક્રોધરહિત, તુલ્ય છે નિંદા તથા સ્તુતિ જેને, પ્રિય તથા અપ્રિય વિષે તુલ્ય વૃત્તિવાળા, યમની પેઠે સમાનદર્શી, કાંચન તથા માટી વિષે સમાન દૃષ્ટિવાળા, મોટું છે તપ જેનું, નિરંતર ઋતુ વિષે એકવાર ગમન કરનાર, બ્રહ્મચર્યમાં તત્પર, સદા ધર્મપરાયણ, એવા અસિતદેવળ, ત્યાં રહી નિરંતર બ્રાહ્મણો સહિત દેવ તથા અતિથિનું પૂજન કરતા હતા. તે પછી હે મહાભાગ ! તે તીર્થ વિષે દેવળના આશ્રમમાં આવી મોટી કાંતિવાળો નિરંતર યોગાભ્યાસ કરનાર, બુદ્ધિમાન્, સિદ્ધિને પ્રાપ્ત થયેલો, મહા તપસ્વી મુનિ જૈગિષવ્ય નામનો ભિક્ષુક, નિવાસ કરી રહ્યો. પોતાના આશ્રમમાં રહેલા મહામુનિ જૈગિષવ્યને દરરોજ દેવલઋષિ દેખતા તો પણ ધર્મ જાણી કંઇ તેને પૂછતા ન હતા. એરીજ રીતે હે મહારાજ ! તે બેઉને ઘણો વખત વીતી ગયો. પછી એક દિવસ દેવળઋષિએ મુનીશ્વર એવા જૈગિષવ્યને જોયો નહિ એટલામાં વળી ભિક્ષા વખતે ધર્મજ્ઞ એવો દંડીરૂપ મતિમાન તે, દેવળ પાસે આવી ઉભો રહ્યો. ભિક્ષુકરૂપે કરી પ્રાપ્ત થએલા તે મહામુનિને જોઇ, ઘણી પ્રીતિ તથા પરમ ગૌરવથી દેવલે સાવધાન થઇ યથાશક્તિ તેની પૂજા કરી. એમ કરતાં ઘણાં વર્ષ નિકળી ગયાં. પછી હે નૃપતે ! એક વખત મોટી કાંતિવાળા તે મુનિને જોઇ અત્યંત મોટી ચિંતા ઉત્પન્ન થઈ કે, આની પૂજા કરતાં મને ઘણાં વર્ષ વીતી ગયાં તોપણ આળસુ એવો આ ભિક્ષુક કંઇ પણ બોલતો નથી. એમ વિચાર કરી અંતરિક્ષમાં વિચરનાર ધર્માત્મા શ્રીમાન્ દેવળ, કળશ ગ્રહણ કરી નદીના પતિ સમુદ્ર પ્રત્યે ગયા. અંતરિક્ષ માર્ગથી ત્યાં જઇ જુવે તો પોતાની પૂર્વેજ ત્યાં જઇ બેઠેલા જૈગિષવ્યને જોયો, તેથી અમિત પ્રભાવવાળો સવિસ્મય થએલો દેવળ, ચિંતાને પ્રાપ્ત થયો, ત્યાં આશ્રમમાં બેઠેલો આ ભિક્ષુક સમુદ્ર વિષે મારી અગાઉ નાહીને બેઠેલો ક્યાંથી ! મહર્ષિ એવા અસિત આમ ચિંતા કરતા હતા. પછી વિધિપુરઃસર સમુદ્રમાં સ્નાન કરી પવિત્ર જપવા લાયકનો જપ કરી, કર્યું છે જાપ્યઆન્હિક જેણે એવા તે જળેકરી પૂર્ણ કળશને ગ્રહણ કરી પોતાના આશ્રમે ગયા. દેવળ આશ્રમસ્થાન પ્રત્યે આવ્યા તો ત્યાં પણ પ્રવેશ કરતાંજ આશ્રમમાં બેઠેલા જૈગિષવ્યને જોયો, મહા તપસ્વી કાષ્ઠ સરખો તે જૈગિષવ્ય, આશ્રમમાં વસતો હતો પણ દેવળને બોલાવતો ન હતો. એ રીતે સમુદ્ર વિષે સ્નાન કરી બેઠેલા મુનિ સરખા તેને જોઇ આશ્રમમાં અગાઉથી બેઠેલો જોઇ હે રાજન્ ! બુદ્ધિમાન અસિતદેવલે જૈગિષવ્યના તપનો યોગ પ્રભાવ જોઈ, વિચાર કર્યો કે, સમુદ્ર વિષે મેં જોયેલો આ પાછો આશ્રમમાં કેમ આવ્યો ? આમ વિચાર કરી મંત્ર પારંગત દેવલમુનિ, હે વિશાંપતે ! ભિક્ષુક જૈગિષવ્યના પ્રભાવને જાણવાની ઇચ્છા સારૂ આશ્રમમાંથી અંતરિક્ષમાં ઉડયા. ત્યાં જઇ અંતરિક્ષમાં રહેનાર સાવધાન એવા સિદ્ધને જ્યાં જોયા ત્યાં તે સિદ્ધોએ પૂજન કરેલા જૈગિષવ્યને જોયો. અત્યંત વ્યાકુળ થએલા દૃઢ વ્રતવાળા, વ્યવસાયી દેવળ ત્યાંથી આગળ ચાલ્યા, ત્યાં પણ પોતાની આગળ જતા જૈગિષવ્યને જોયો.

ત્યાંથી પોતે પિતૃલોક પ્રત્યે ગયા તો ત્યાં પણ પોતાની આગળ જતાં જૈગિષવ્યને જોયા. ત્યાંથી યમલોક પ્રત્યે અને ત્યાંથી સોમલોક પ્રત્યે જતાં જૈગિષવ્યને જોયા. ત્યાંથી એકાંતયાજિના શુભલોક પ્રત્યે જતાં અને ત્યાંથી અગ્નિહોત્રિઓના લોકપ્રત્યે જતાં ત્યાંએ તેને જોયા. ત્યાંથી પોતે ઉપર ગયા ત્યાં દર્શ તથા પૌર્ણમાસ યજ્ઞે કરી યજન કરનાર તથા પશુબદ્ધ યજ્ઞે કરી યજન કરનારના શુભલોક પ્રત્યે જતાં જૈગિષવ્યને જોયા. તેમજ બહુ પ્રકારના ચાતુર્માસ્યે કરી યજન કરનાર, અગ્નિષ્ટોમથી યજન કરનાર તથા પૂર્વે યજન કરનારના લોક પ્રત્યે જતાં જૈગિષવ્યને જોયા. તેજ રીતે ઉપર ગયેલા બુદ્ધિમાન્ દેવલે ઘણું જેમાં સુવર્ણ છે એવો વાજપેય યજ્ઞ કરનાર, રાજસૂયે કરી યજન કરનાર તથા પુંડરીક નામનો યજ્ઞ કરનારના લોક પ્રત્યે પણ જૈગિષવ્યને જોયા. અશ્વમેધ, નરમેધ, દુષ્પ્રાપ એવો સર્વમેધ, તથા સૌત્રામણિ યજ્ઞ કરનારના લોક પ્રત્યે પણ જૈગિષવ્યને જોયા. તેવીજ રીતે વિવિધ પ્રકારના દ્વાદશાહસત્રે કરી યજન કરનારના લોક પ્રત્યે, મિત્રાવરૂણના લોક પ્રત્યે તથા આદિત્યોના લોક પ્રત્યે સલોકતાને પ્રાપ્ત થયેલા, રૂદ્ર, વસુ તથા બૃહસ્પતિના લોકને પણ અતિક્રમણ કરી ગએલા જૈગિષવ્યને જોયા. ત્યાંથી ગોલોક પ્રત્યે જઇ ત્યાંથી જ્ઞાનિઓના લોકપ્રત્યે જતાં જૈગિષવ્યને જોયા, પછી ત્યાંથી પોતાના તેજે કરી જનલોકાદિક ત્રણલોક પ્રત્યે જતાં ત્યાં તેને જોયા. ત્યાંથી પતિવ્રતાના લોક પ્રત્યે જતાં જોયા. હે અરિંદમ ! એ રીતે સર્વ લોકમાં રહેલા મુનિવર જૈગિષવ્ય છેલ્લે અંતર્ધાન થઈ ગયા, તેથી અસિત મુનિએ તેમને જોયા નહિ ત્યારે મોટા ભાગ્યવાળા દેવલે જૈગિષવ્યની અતુલ એવી યોગસિદ્ધિ, સુવ્રતપણું તથા ' આ બધો યોગ પ્રભાવ છે ' એમ વિચારી બુદ્ધિમાન્ દેવલે બે હાથ જોડી સાવધાન થઇ બ્રહ્મક્ષત્રિ તે તે લોક વિષે રહેલા અતિશ્રેષ્ઠ સિદ્ધોને પૂછ્યું કે, હે સિદ્ધો ! મહા પરાક્રમી એવા જૈગિષવ્યને હું જોતો નથી વાસ્તે બતાવો એ ક્યાં ગયા ? હું તે સાંભળવા ઇચ્છું છું, કેમકે એ વાત જાણવાનો મને ઉત્સાહ છે. દેવલનાં વચન સાંભળી સિદ્ધોએ કહ્યું કે, હે દેવલ ! હે દૃઢવ્રતવાળા ! અમે કહીએ તે તું સાંભળ, જૈગિષવ્ય, શાશ્વત બ્રહ્મના લોકપ્રત્યે ગયો છે.

વૈશંપાયન કહે છે—હે રાજન્ ! સિદ્ધ બ્રહ્મક્ષત્રિયોનાં વચન સાંભળી અસિત દેવલ ઉંચો જતાંજ પાછો પડવા લાગ્યો, ત્યારે સિદ્ધોએ વળી દેવલને કહ્યું કે, હે વિપ્ર ! હે દેવલ ! બ્રહ્મસદનને જૈગિષવ્ય પ્રાપ્ત થયો છે ત્યાં જવાની તમારી ગતિ નથી. હે રાજન્ ! સિદ્ધોનાં આ વચન સાંભળી દેવલ ક્રમે કરી સર્વ લોકથી નીચે ઉતરવા લાગ્યો. પક્ષિની પેઠે પછી પાછો પોતાના આશ્રમે આવ્યો. આશ્રમમાં આવતાં દેવલે ત્યાં બેઠેલા જૈગિષવ્યને જોયા. તે વખતે જૈગિષવ્યના યોગ તથા તપના પ્રભાવને જોઇ ધર્મયુક્ત બુદ્ધિથી વિચાર કરી દેવલે વિનયથી નમ્ર થઇ મહામુનિ એવા તે મહાત્મા જૈગિષવ્યની પાસે જઇ કહ્યું કે, હે ભગવન્ ! હું મોક્ષ ધર્મ પાળવા ઇચ્છું છું, વચન સાંભળી મહા તપસ્વી જૈગિષવ્યે તેને ઉપદેશ કરી શાસ્ત્ર પ્રમાણે કાર્યાકાર્ય એવા યોગનો વિધિ બતાવી સંન્યાસવિષે તેની બુદ્ધિ જોઇ વિધિદષ્ટ એવા કર્મથી એને સર્વ ક્રિયા કરાવી. સંન્યાસવિષે કરી છે બુદ્ધિ જેણે એવા તેને જોઇ પિતૃઓ સહિત પ્રાણિઓ, હવે અમને વિભાગ કરી કોણ અન્ન આપશે, એમ કહી રોવા લાગ્યા. તે સમયે દશેય દિશાઓમાંથી પોકાર કરતાં પ્રાણિઓનાં કરૂણ વચન સાંભળી દેવલે મોક્ષ ત્યાગ કરવાનું મન કર્યું એટલામાં પવિત્ર ફળ, મૂળ હજારો ઓષધિઓ, અરે દુર્મતિવાળો ક્ષુદ્ર દેવલ વળી અમને છેદશે; કેમકે તે સર્વ ભૂતને અભય આપી જાણતો નથી, એમ કહી રોવા લાગ્યાં. તે સાંભળી

મુનિમાં સત્તમ તેણે વળી બુદ્ધિએ કરી વિચાર્યું કે, મોક્ષ તથા ગાર્હસ્થ્ય ધર્મવિષે શ્રેયસ્કર શું છે? એમ મનથી નિશ્ચય કરી, હે રાજસત્તમ! દેવલ, ગાર્હસ્થ્ય ધર્મનો ત્યાગ કરી મોક્ષ ધર્મવિષે રૂચિ કરી પરમ યોગ તથા અત્યંત સિદ્ધિને પ્રાપ્ત થયો. તે વખતે બૃહસ્પતિ છે મુખ્ય જેમાં એવા દેવતાઓ ત્યાં આવી જૈગિષવ્યની તથા તપસ્વી એવા જૈગિષવ્યના તપની પ્રશંસા કરવા લાગ્યા. તે વેળાએ ઋષિમાં શ્રેષ્ઠ નારદે દેવતાઓને કહ્યું કે, અસિત દેવલને જૈગિષવ્ય વિસ્મય પમાડે છે વાસ્તે જૈગિષવ્ય વિષે તપ નથી. એ રીતે બોલતા ધીર એવા નારદ પ્રત્યે જૈગિષવ્ય મહામુનિની પ્રશંસા કરતા દેવતાઓએ કહ્યું કે તમારૂં કહેવું ખરૂં નથી. આ મહાત્મા જૈગિષવ્યના યોગ તપ તથા પ્રભાવના સરખું બીજું કંઇ નથી. ધર્માત્મા જૈગિષવ્ય તથા અસિત બેઉ હતા અને તે મહાત્માઓનું સ્થાનક પણ શ્રેષ્ઠ એવું તીર્થ હતું તે તીર્થ વિષે પણ પરમાર્થ છે કર્મ જેનાં એવા મહાત્મા બળરામ સ્નાન કરી બ્રાહ્મણોને ધન આપી ધર્મને પ્રાપ્ત થઇ ત્યાંથી પવિત્ર સોમતીર્થ પ્રત્યે ગયા.

**तत्राऽप्युपस्पृश्य ततो महात्मा दत्वा च वित्तं हलभृद्द्विजेभ्यः**
**अवाप्य धर्मं परमार्थकर्मा जगाम सोमस्य महत्सुतीर्थं ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि बलदेवयात्रायां गुर्जर-भाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥**

## અધ્યાય ૫૧ મો. મોટી અનાવૃષ્ટિ.

**वैशंपायन उवाच—यत्रेजिवानुडुपतिराजसूयेन भारत ।**
**तस्मिंस्तीर्थे महानासीत्संग्रामस्तारकामयः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે રાજન્! હે ભારત! જ્યાં ઉડુપતિ ચન્દ્રે રાજસૂયે કરી યજન કર્યું હતું, અને તારકામય મોટો સંગ્રામ થયો હતો તે તીર્થ વિષે પણ આત્મવાન્ બળરામ સ્નાન કરી દાન આપી ત્યાંથી ધર્માત્મા તે, સારસ્વત મુનિના તીર્થ પ્રત્યે ગયા. ત્યાં પૂર્વે બાર વર્ષની અનાવૃષ્ટિ થઇ હતી. સારસ્વત મુનિએ ઉત્તમ બ્રાહ્મણોને વેદ ભણાવ્યા હતા. જનમેજય પૂછે છે–હે બ્રહ્મન્! પૂર્વે બાર વર્ષની અનાવૃષ્ટિ થઇ ત્યારે સારસ્વત મુનિએ બ્રાહ્મણોને કેમ ભણાવ્યા હતા? વૈશંપાયન કહે છે–હે મહારાજ! પૂર્વે મહા તપસ્વી, બ્રહ્મચારી, જિતેંદ્રિય, બુદ્ધિમાન્ મુનિ દધીચ નામે બહુ વિખ્યાત બ્રાહ્મણ હતા. હે વિભો! તેમના અતિ તપથી ઇન્દ્ર નિરંતર બ્હીતો હતો, તેમ નાના પ્રકારનાં ફળ દેખાડવાથી તેમને લોભ પમાડવા પણ પોતે સમર્થ થતો ન હતો. પછી ઇન્દ્રે તેમને લોભાવવા સારૂ પવિત્ર, દિવ્ય, સુંદર દેખાવવાળી અલંબુષા નામની અપ્સરા મોકલી. હે મહારાજ! તે સરસ્વતી વિષે દેવતાઓનું તર્પણ કરતા મહાત્માની પાસે જઇ ઉભી રહી. દિવ્ય છે શરીર જેનું એવી તે અપ્સરાને જોઈ વશ છે આત્મા જેનો એવા ઋષિનું વીર્ય, સરસ્વતી વિષે પડી ગયું. હે પુરૂષર્ષભ! તેને મહા નદી સરસ્વતીએ પ્રસન્ન થઇ કુક્ષિ વિષે ગ્રહણ કરી પુત્ર વાસ્તે ગર્ભ ધારણ કર્યો. વખત થયે નદીમાં શ્રેષ્ઠ એવી તેણે પુત્ર ઉત્પન્ન કર્યો. હે પ્રભો! તે પુત્રને ગ્રહણ કરી ઋષિ પ્રત્યે જઇ ઋષિની સભામાં બેઠેલા શ્રેષ્ઠ મુનિને જોઇ હે રાજેંદ્ર! એના પુત્રને આપતી

એવી તેણે કહ્યું કે, તમારી ભક્તિથી મેં ધારણ કરેલો આ તમારો પુત્ર, હે બ્રહ્મર્ષે! પૂર્વે અલંબુષા અપ્સરાને જોઇ તમારૂં વીર્ય પડી ગયું તેજ વિનાશને પ્રાપ્ત ન થાઓ, એવા નિશ્ચયથી તમારી ભક્તિએ કરી મેં ધારણ કર્યું હતું: માટે મેં આપેલા અનિંદિત એવા આ પુત્રને ગ્રહણ કરો. સરસ્વતીનાં વચન સાંભળી ધણાક હર્ષથી પુત્રને ગ્રહણ કરી, પ્રેમેકરી પુત્રનું મસ્તક સુંઘી ઘણા વખત સુધી તેને મળી હે ભરતસત્તમ! મહા મુનિ શ્રેષ્ઠ બ્રાહ્મણે પ્રસન્ન થઇ સરસ્વતીને આવી રીતનો વર આપ્યો કે, હે સુભગે! તારા જળથી તર્પણ કરેલા વિશ્વેદેવ, પિતૃઓ, ગાંધર્વ તથા અપ્સરાઓના ગણ, તૃપ્તિને પ્રાપ્ત થશે. એમ કહી અત્યંત પ્રસન્ન છે આત્મા જેનો એવા પ્રસન્ન થએલા તેમણે વાણીએ કરી મહા નદીની સ્તુતિ કરી તે હું તમને કહું છું. હે મહાભાગે! પૂર્વે તું બ્રહ્મારૂપી તળાવમાંથી નીકળી છે. હે સરિચ્છ્રેષ્ઠે! તીક્ષ્ણ વ્રતવાળા મુનિઓ તને જાણે છે, હે પ્રિયદર્શને! તું મારૂં પ્રિય કરનારી છે, માટે હે વરવર્ણિનિ! તારાજ નામે કરી વિખ્યાત સારસ્વત લોકને પાળનાર મહા તપસ્વી આ તારો પુત્ર થશે. સારસ્વત નામે તારો પુત્ર બાર વર્ષની અનાવૃષ્ટિ થશે ત્યારે હે મહાભાગે! બ્રાહ્મણોને વેદ ભણાવશે. હે સરસ્વતિ! પુણ્ય નદીઓમાં મારા પ્રસાદથી તું અતિ પુણ્યરૂપ થઇશ. ઋષિએ સ્તુતિ કરેલી મહા નદી આવું વરદાન પામી, હે ભરતર્ષભ! હર્ષિત થએલી તે પુત્રને લઇ પાછી ગઇ. દેવદાનવોનો વિરોધ થવાથી દૈત્યોના વધને યોગ્ય એવા આયુધ વાસ્તે ભગવાન ઇન્દ્ર ત્રણ લોકમાં ફર્યો, પણ તેવું આયુધ તેને પ્રાપ્ત થયું નહિ. ઇન્દ્રે દેવતાઓને કહ્યું કે, દધિચીનાં અસ્થિ વગર મહાસૂર એવા દૈત્યોને હણવા હું સમર્થ થઇ શકું તેમ નથી. માટે હે સુરસત્તમો! ઋષિશ્રેષ્ઠ પાસે જઇ "તમારાં અસ્થિ આપો," એ રીતે યાચના કરો. તે અસ્થિએકરી આપણે શત્રુઓને હણીએ. ઇંદ્રનાં વચન સાંભળી દેવતાઓએ અસ્થિની જેની પાસે યાચના કરી હતી એવા તે શ્રેષ્ઠ ઋષિ, દેવતાઓનું પ્રિય કરવા સારૂ વિચાર ન કરતાં પોતાના પ્રાણનો ત્યાગ કરી અક્ષય એવા લોકને પ્રાપ્ત થયા. તે પછી અસ્થિએ કરી અત્યંત પ્રસન્ન મનવાળા ઇન્દ્રે, ગદા, વજ્ર, ચક્ર, ઘણાક મોટા દંડ ઇત્યાદિ દિવ્ય નાના પ્રકારનાં શસ્ત્ર કરાવ્યાં, કેમકે તે દેહ પરમર્ષિ એવા દધિચિએ તીવ્ર એવા તપેકરી ધારણ કર્યો હતો; અને પ્રજાપતિના પુત્ર એવા ભૃગુએ લોકભાવન, અતિ કાયવાળો લોકમાં સારભૂત એવો તેજસ્વી નિર્માણ કર્યો હતો. પર્વત સરખો મોટો તથા લાંબો મહિમાએકરી વિખ્યાત તથા સમર્થ હતો. તેને લીધે એના તેજથી નિરંતર ઇંદ્ર પણ ઉદ્વિગ્ન થતો હતો. હે ભારત! બ્રાહ્મણના તેજથી ઉત્પન્ન થએલા અત્યંત ક્રોધથી મૂકેલા મંત્રયુક્ત વજ્રેકરી ભગવાન ઇંદ્રે, શૂરવીર આઠસો દશ સંખ્યાંક દૈત્ય દાનવોને હણ્યા. હે રાજન્! તે પછી અતિ ભયંકર એવો મોટો કાળ અતિક્રમણ થયો, બાર વર્ષની અનાવૃષ્ટિ વિષે ક્ષુધાએકરી પીડિત થએલા મહર્ષિઓ, હે રાજન્! જીવિકા વાસ્તે સર્વ દિશાઓ પ્રત્યે દોડતા હતા. દિશાઓમાંથી દોડયા જતા તેમને જોઇ સારસ્વત મુનિએ ત્યાંથી જવાની મતિ કરી, તે સમયે સરસ્વતીએ કહ્યું કે, હે પુત્ર! અહિંથી તારે જવું નહિ હું તને શ્રેષ્ઠ મત્સ્યરૂપી આહાર આપીશ, માટે તું અહિંજ રહે. એ રીતે સરસ્વતીએ કહ્યું તેથી સારસ્વત મુનિએ પિતૃ તથા દેવતાઓને તૃપ્ત કરી નિરંતર તે આહાર કરતાં પ્રાણ તથા વેદને ધારણ કરી રાખ્યા. પછી અનાવૃષ્ટિ વ્યતીત થઇ ત્યારે મહર્ષિઓ, વળી સ્વાધ્યાય વાસ્તે પરસ્પર પૂછતા થયા, કેમકે ક્ષુધાએકરી વ્યાપ્ત ચોતરફ દોડતા સર્વના વેદ નષ્ટ થઈ ગયા હતા. તેમાં કોઇને પણ જ્ઞાન રહ્યું ન હતું. તેઓમાંથી કોઈએક ઋષિ અત્યંત તીક્ષ્ણ બુદ્ધિવાળા, ઋષિમાં અત્યંત શ્રેષ્ઠ,

સ્વાધ્યાય કરતા સારસ્વત મુનિ પાસે ગયા. સુંદર કાન્તિવાળા, દેવ સરખા, માણસની વસ્તી વિનાના વનવિષે સ્વાધ્યાય કરતા સારસ્વત મુનિ તેમણે જોયા. હે રાજન્! સર્વ મહર્ષિઓએ ત્યાં આવી મુનિમાં શ્રેષ્ઠ સારસ્વતને કહ્યું કે, 'અમને અધ્યાપન કરાવો.' તેમનાં વચન સાંભળી સારસ્વત મુનિએ કહ્યું કે, વિધિપુરઃસર મારા શિષ્યપણાને પ્રાપ્ત થાઓ, એટલે હું અધ્યાપન કરાવું. મુનિગણોએ કહ્યું કે, હે પુત્રિક! તું બાળક છે માટે અમે તારા શિષ્યપણાને કેમ પ્રાપ્ત થઇએ? સારસ્વત મુનિએ કહ્યું કે, મારો ધર્મ નાશ થાય નહિ તેમ થવું જોઇએ, કારણ અધર્મથી જે કહે અને અધર્મથી જે ગ્રહણ કરે તે બેઉ પરસ્પર વૈરી થાય છે. ઋષિઓએ પણ એજ રીતે કહેલું છે કે જે વેદ ભણાવનાર તેજ આપણામાં મોટો, પણ વર્ષે કરી અથવા પળીયાં આવ્યાથી, ધનથી, કે ઘણા કુટંબથી મોટો કહેવાય નહિ. સારસ્વત મુનિનાં વચન સાંભળી મુનિઓ વિધાને કરી વેદને પ્રાપ્ત થઇ પાછા ધર્મ આચરવા લાગ્યા. એ રીતે સાઠ હજાર મુનિ, સારસ્વત મુનિના શિષ્યપણાને પ્રાપ્ત થયા. વિપ્રર્ષિ સારસ્વત મુનિથી વેદના સ્વાધ્યાયને લીધે બાળક એવા વિપ્રર્ષિને વશ રહેલા સર્વ મુનિઓ, તેના આસનવાસ્તે મુષ્ટિ મુષ્ટિ દર્ભ લઇ આવતા હતા. ત્યાંથી પછી કેશવના પૂર્વજ મહા બળવાન રોહિણી પુત્ર બળરામ ધનનું દાન દઇ હર્ષિત થએલા ક્રમેકરી વિખ્યાત વૃદ્ધ કન્યાએ જ્યાં તપ કર્યું હતું તે તીર્થપ્રત્યે ગયા.

**तत्रापि दत्वा वसुरौहिणेयो महाबलः केशवपूर्वजोथ ।**
**जगाम तीर्थमुदितः क्रमेण ख्यातं महद्वृद्धकन्यास्म यत्र ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि बलदेवयात्रायां गुर्जरभाषायामेकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥**

---

## અધ્યાય ૫૨ મો. કુમારિકાક્ષેત્ર.

**जनमेजय उवाच—कथं कुमारीभगवन् तपो युक्तह्यभूत्पुरा ।**
**किमर्थं च तपस्तेपे को वास्या नियमो भवेत् ॥१॥**

જનમેજય પૂછે છે—હે ભગવન્! પૂર્વે કુમારીએ કેવી રીતે તપ કર્યું અને શું કરવા તપશ્ચર્યા કરી, એનો નિયમ શું હતો તે હે બ્રહ્મન્! અતિ ઉત્તમ એવું આ વૃત્ત મેં તમારાથી જે સાંભળ્યું તે યથાર્થ મને કહો. વૈશંપાયન કહે છે—હે રાજન્! મોટા યશવાળા મહા પરાક્રમી ગર્ગના ગોત્રમાં ઉત્પન્ન થએલા કુણિ નામે ઋષિ હતા. તપસ્વીમાં શ્રેષ્ઠ, સમર્થ, વિપુલ તપ કરી મનથી સુંદર છે ભ્રકુટિ જેની એવી કન્યા તેમણે ઉત્પન્ન કરી. પછી મોટા યશવાળા કુણિ ઋષિ, તે કન્યાને જોઇ પ્રસન્ન થઇ આ લોકમાંથી કલેવરનો ત્યાગ કરી પોતે સ્વર્ગ પ્રત્યે ગયા. સુંદર ભ્રકુટિ તથા કમળ સરખાં નેત્રવાળી અનિંદિત એવી કલ્યાણી તે, શ્રમ કરી ઉગ્ર મોટું તપ તથા ઉપવાસે કરી વિજન વનમાં પિતૃ તથા દેવતાઓનું પૂજન કરતી હતી. હે નૃપ! એ રીતે ઉગ્ર તપ કરતાં ઘણો કાળ વીતી ગયો. પણ અનિંદિત એવી તેણે પરણવાની ઇચ્છા કરી નહિ પોતા સરખો ભર્તા તેણે જોયો નહિ, તેથી ઉગ્ર તપથી પોતાના

શરીરને પીડિત કરી, નથી મનુષ્ય જેમાં એવા વનમાં પિતૃ તથા દેવતાઓના પૂજન વિષે તત્પર રહી. વૃદ્ધપણાથી તથા તપકરી કર્ષિત શ્રમયુક્ત તેણે પોતાના આત્માને કૃતકૃત્ય માની એક પગલાથી બીજું પગલું જવા સમર્થ રહી નહીં ત્યારે પરલોક પ્રત્યે જવાની બુદ્ધિ કરી. એ રીતે શરીર મૂકવાની છે કામના જેને એવી તેને જોઇ નારદે કહ્યું કે, હે અનઘે! કુમારી એવી તને પરલોક કયાંથી મળશે? હે મહાવ્રતે! દેવ લોકમાં અમે સાંભળ્યું છે કે તેં પરમ તપ કર્યું છે પણ લોકને જીત્યા નથી. નારદનાં વચન સાંભળી તેણે ઋષિની સભામાં કહ્યું કે, જે મારૂં પાણિગ્રહણ કરે તેને મારા તપનું અર્ધ હું આપું. તેનું કહેવું સાંભળી ગાલવના પુત્ર શૃંગવાન્ ઋષિએ તેની સાથે બોલી કરી પાણિગ્રહણ કર્યો. હે શોભને! એક રાત્રિ મારે તારી સાથે વસવું, એ કરાર તારે કબૂલ હોય તો હું તારો પાણિગ્રહણ કરૂં. 'ઠીક ઘણું સારૂં' એમ કહી તે કન્યાએ શૃંગવાનને પોતાનો પાણિ આપ્યો, ગાલવ પુત્રે પણ યથાદષ્ટ વિધિએ કરી વિધાનથી અગ્નિમાં હોમ કરી તેનો પાણિગ્રહણ કરી વિવાહ કર્યો. હે રાજન્! વરવર્ણિની એવી તે કન્યા એક રાત્રિ દિવ્ય છે આભરણ તથા વસ્ત્ર જેનાં અને દિવ્ય ગંધનું છે અનુલેપન જેને એવી તરૂણી થઇ રહી. શોભાએ કરી જાણે પ્રકાશ કરતી હોય નહિ એવી તે કન્યાને જોઇ પ્રસન્ન થએલો ગાલવ પુત્ર એક રાત્રિ તેની સાથે રહ્યો. પ્રભાત વિષે તે કન્યાએ તેને કહ્યું કે, હે વિપ્ર! હે તપતાંવર! તેં એક રાત્રિનો કરાર કર્યો હતો, તે રાત્રિ વિષે તમારી સાથે હું રહી. હવે તમારૂં કલ્યાણ થાઓ અને હું જાઉં છું. જવા વખતે તે કન્યાએ કહ્યું કે, સાવધાન એવો જે, આ તીર્થ વિષે દેવતાઓનું તર્પણ કરી એક રાત્રિ નિવાસ કરશે તેને અઠ્ઠાવન વર્ષ બ્રહ્મચર્ય પાળવાથી જે ફળ થાય તેટલું ફળ થશે. એ રીતે કહી તે સાધ્વી દેહનો ત્યાગ કરી સ્વર્ગ પ્રત્યે ગઇ. ગાલવપુત્ર તેના રૂપનું ચિંતન કરતો દીન થયો, પણ તેની સાથે કરાર કરેલો માટે કષ્ટથી તેના અર્ધા તપને ગ્રહણ કર્યું. પછી પોતાના આત્માને સાધી તેના રૂપબળે દુઃખિત કરેલો તે, તે કન્યાની રતિને પ્રાપ્ત થયો. આ વૃદ્ધ કન્યાનું મોટું ચરિત, તેનું બ્રહ્મચર્ય તથા શુભ એવી તેની સ્વર્ગગતિ કહી. અહિં હલાયુધ બલરામે શલ્ય હણાયો એમ સાંભળ્યું. પછી શત્રુને તપાવનાર બલરામ, બ્રાહ્મણોને દાન આપી સમંતપંચકદ્વારથી નીકળી ઋષિગણોને કુરૂક્ષેત્રનું ફળ પૂછ્યું. હે વિભો! યદુસિંહે પૂછ્યું છે કુરૂક્ષેત્રનું ફળ જેમને એવા તે મહાત્મા ઋષિઓએ બલરામે પૂછેલું તે પ્રમાણે સર્વ કહ્યું.

**ते पृष्टा यदुसिंहेन कुरुक्षेत्रफलं विभो ।**
**समाचख्युर्महात्मानस्तस्मै सर्वं यथातथम् ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि बलदेवतीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥**

## અધ્યાય ૫૩ મો. સમંતપંચકની યાત્રા.

**ऋषय उचुः—प्रजापते रुत्तरवेदिरुच्यते सनातनं रामसमंतपंचकम् ।**
**समीजिरे यत्र पुरादिवौकसो वरेण सत्रेण महावरप्रदाः ॥१॥**

ઋષિઓ કહે છે—હે રામ! જ્યાં પૂર્વે મહા વરદાન આપનાર દેવતાઓએ એક મોટો

કરી યજન કર્યું હતું, એવું સમંતપંચક, પ્રજાપતિની ઉત્તર વેદિ કહેવાય છે. પૂર્વે રાજર્ષિમાં શ્રેષ્ઠ, બુદ્ધિમાન્, અમિત તેજવાળા મહાત્મા કુરૂએ ઘણાંક વર્ષ સુધી આ ક્ષેત્ર ખેડયું હતું, તેથી કુરૂક્ષેત્ર એ રીતે લોકમાં વિખ્યાત થયું હતું. ઋષિઓનાં વચન સાંભળી બલરામે પૂછ્યું કે, હે તપરૂપી ધનવાળા ઋષિઓ! મહાત્મા કુરૂએ શું કરવા આ ક્ષેત્ર ખેડયું એ વૃત્તાંત તમારા મુખથકી હું સાંભળવા ઇચ્છું છું. બલરામનાં વચન સાંભળી ઋષિઓએ કહ્યું કે, હે રામ! પૂર્વે આ ક્ષેત્રને ખેડતા કુરૂને જોઇ સ્વર્ગમાંથી તેની પાસે આવી ઇન્દ્રે પૂછ્યું કે, હે રાજર્ષે! પરમ યત્ને કરી શા માટે પૃથ્વી ખેડો છો તે મને કહો. ઇન્દ્રનાં વચન સાંભળી કુરૂએ કહ્યું કે, હે શતક્રતો! આ પૃથ્વી ખેડવાનું કારણ એ છે કે જે પુરૂષો મરશે તે, પાપ રહિત એવા પુણ્યલોક પ્રત્યે જશે. કુરૂનાં વચન સાંભળી તેનો અવહાસ કરી ઇન્દ્ર પાછો સ્વર્ગ પ્રત્યે ગયો. પ્રયત્નવાન રાજર્ષિ કુરૂ પૃથ્વીને ખેડતો હતો, ત્યારે વળી વારંવાર શતક્રતુ ઇન્દ્ર એની પાસે આવી કાર્ય વિષે પ્રયત્નવાન કુરૂને પૂછી પછી તેનો હાસ કરી પાછો સ્વર્ગ પ્રત્યે જતો હતો. એ રીતે જ્યારે કુરૂરાજાએ ઉગ્ર તપે કરી પૃથ્વી ખેડી ત્યારે ઇન્દ્રે દેવતાઓ પ્રત્યે રાજર્ષિ કુરૂનું ચિકીર્ષિત કહ્યું. એ વાત સાંભળી દેવતાઓએ ઇન્દ્રને કહ્યું કે, હે ઇન્દ્ર! તારાથી બની શકે તો વરદાન આપી રાજર્ષિ કુરૂને તે કાર્ય કરવાથી નિવૃત્ત કર, કારણ યજ્ઞે કરી આપણું યજન કર્યા વગર અહિં મરવાથી જ્યારે મનુષ્ય સ્વર્ગે જશે ત્યારે યજ્ઞ બંધ થવાથી આપણને ભાગ મળશે નહિ. દેવતાઓનાં વચન સાંભળી ઇન્દ્રે રાજર્ષિ કુરૂને કહ્યું કે, તમને ખેદ ઘણો થયો, હવે આ પ્રયત્ન છોડી દ્યો અને મારાં વચન પ્રમાણે કરો. હે નૃપ! આ સ્થાનકે નિરાહાર થઇ સાવધાનપણાથી જે પોતાનો દેહ ત્યાગ કરશે તે પશુ યોનિને પ્રાપ્ત થયા હશે તોપણ સ્વર્ગ પ્રત્યે જશે, 'ઠીક તેમ હો.' એ રીતે કુરૂ રાજાએ કહ્યું. તે પછી પ્રહૃષ્ટ છે અંતરાત્મા જેનો એવો બલારાતિ ઇન્દ્ર પણ, તે રાજાની આજ્ઞા લઇ ત્યાંથી સ્વર્ગ પ્રત્યે ગયો. એ રીતે હે યદુશ્રેષ્ઠ! એ ક્ષેત્ર પૂર્વે રાજર્ષિએ ખેડેલું છે ને ઇન્દ્ર તથા બ્રહ્માદિક દેવતાઓએ તે રીતે કહેલું છે માટે આ ભૂમિથી એકે અતિ શ્રેષ્ઠ ને પવિત્ર સ્થાન બીજું છે નહિ જે માણુસો, અહિં પરમ તપ કરશે તે સર્વ, દેહ ત્યાગ કર્યા પછી બ્રહ્માના લોકને પ્રાપ્ત થશે. પવિત્ર માણુસોને દાન આપશે તેમને પણ થોડા વખતમાં સહસ્ર ગણું ફળ મળશે. શુભને ઇચ્છનારા જે મનુષ્ય, નિરંતર આ સ્થાનકે નિવાસ કરશે તે પણ યમના નિવાસને જોશે નહિ તેમજ જે રાજાઓ, મોટા યજ્ઞોએ કરી આ સ્થાનકે યજન કરશે તેમનો પણ જ્યાં સુધી પૃથ્વી રહેશે ત્યાં સુધી સ્વર્ગમાં વાસ થશે. હે હલાયુધ! સુરાધિપ ઇન્દ્રે આ કુરૂક્ષેત્ર સંબંધી જે ગાથા ગાઇ છે તે સાંભળી વાયુએ ઉડાડેલી કુરૂક્ષેત્રની રજ પણ દુષ્કૃતકર્માને પરમ ગતિ પમાડશે. હે મનુષ્યમાં સિંહરૂપ! શ્રેષ્ઠ દેવતાઓ, અત્યંત શ્રેષ્ઠ બ્રાહ્મણ, તથા રાજાઓમાં મુખ્ય નૃગાદિક રાજાઓ, આ સ્થાને મહા અમૂલ્ય યજ્ઞથી યજન કરી દેહત્યાગ કર્યા પછી ઉત્તમ ગતિને પ્રાપ્ત થયા છે. તરંતુક, અરંતુક, રામહ્રદ અને ચમચક્રનું મધ્ય સ્થળ આ કુરૂક્ષેત્ર સમંતપંચક, પ્રજાપતિની ઉત્તર વેદિ કહેવાય છે. આ સ્થાન, કલ્યાણરૂપ, મહા પવિત્ર દેવતાઓને અત્યંત સંમત તથા સર્વગુણે કરી સમન્વિત છે માટે સંગ્રામમાં અહિં હણાયલા સર્વ રાજાઓ, પુણ્ય તથા અક્ષય ગતિને પ્રાપ્ત થશે. એ રીતે બ્રહ્માદિક સહિત ઇન્દ્રે પોતે કહ્યું છે ને તે સર્વ, બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરે અનુમોદન કરેલું છે.

**इत्युवाच स्वयं शक्रः सहब्रह्मादिभिस्तदा ।**
**तच्चानुमोदितं सर्वंब्रह्माविष्णुमहेश्वरैः ॥**

इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि बलदेव तीर्थयात्रायां सारस्वतोपाख्याने गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

## અધ્યાય ૫૪ મો. બળરામનું પાછા ફરવું.

**वैशंपायन उवाच—कुरुक्षेत्रं ततो दृष्ट्वा दत्वादायांश्च सात्वतः ।**
**आश्रमं सुमहद्दिव्यमगमज्जनमेजय ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે સાત્વત બલરામ, કુરૂક્ષેત્રને જોઈ દાન આપી ત્યાંથી અત્યંત મોટા દિવ્ય આશ્રમ પ્રત્યે ગયા. મધુક તથા આમ્રવને કરી યુક્ત, પ્લક્ષ અને ન્યગ્રોધથી સંકુલ ઘણાંક બિલ્વવૃક્ષ યુક્ત ફનસ તથા અર્જુનવૃક્ષે કરી સંકુલ એવા પવિત્ર લક્ષણવાળા શ્રેષ્ઠ આશ્રમ જોઇ યાદવમાં શ્રેષ્ઠ બલરામે સર્વ ઋષિઓને પૂછ્યું કે, આ શ્રેષ્ઠ આશ્રમ કોનો છે ? બલરામનાં વચન સાંભળી હે રાજન્ ! સર્વ ઋષિઓએ મહાત્મા હલાયુદ્ધ બલરામને કહ્યું કે હે રામ ! પૂર્વે જેનો આ આશ્રમ છે તે વિસ્તારથી અમે કહીએ છીએ. આ સ્થાનકે પૂર્વે પ્રકાશમાન વિષ્ણુએ ઉત્તમ તપ કર્યું હતું. આ સ્થાનકે જેના સનાતન એવા સર્વ યજ્ઞ વિધિપુરઃસર નિવૃત્ત થયા હતા. આજ સ્થાનકે કુમાર અવસ્થાથી બ્રહ્મચર્ય પાળનારી, સિદ્ધ, યોગયુક્ત તપે કરી સિદ્ધ, તપસ્વિની, મહાત્મા શાંડિલ્યની પુત્રી, ધારણ કર્યું છે વ્રત જેણે, નિયમયુક્ત બ્રહ્મચર્ય પાળનારી, દેવ તથા બ્રહ્મણોએ પૂજન કરેલી, મોટા ભાગ્યવાળી, સાધ્વી શ્રીમતી નામની બ્રાહ્મણી, સ્રીજને દુશ્વર એવું ઘોર તપ કરી, સ્વર્ગે ગઈ હતી. ઋષિઓનાં વચન સાંભળી આશ્રમ પ્રત્યે જઇ ઋષિઓને અભિવાદન કરી હિમવાનના પાર્શ્વ દેશવિષે સર્વ સંધ્યા કાર્ય આટોપી બલરામ, હિમાલયના પાદ પર્વત પ્રત્યે ચઢી ત્યાંથી કંઇક દૂર જઇ, પ્લક્ષ પ્રસ્રવણ નામના પવિત્ર શ્રેષ્ઠ તીર્થને તથા સરસ્વતીના પ્રભાવને જોઇ પરમ વિસ્મયને પ્રાપ્ત થયા. બલરામ, કારપવન નામના ઉત્તમ શ્રેષ્ઠ તીર્થ પ્રત્યે જઇ અત્યંત નિર્મળ તેના શિતળ જળવિષે સ્નાન કરી, બ્રાહ્મણોને દાન આપી પિતૃઓ, તથા દેવતાઓનું તર્પણ કરી, સંન્યાસી તથા બ્રહ્મચારી સહિત એક રાત્રિ રહી, કારપવનથી રણદુર્મદ અચ્યુત બળરામ, જ્યાં પૂર્વે, ઇન્દ્ર, અગ્નિ તથા અર્યમા પ્રીતિને પ્રાપ્ત થયાં હતાં, એવા મિત્રાવરૂણના પવિત્ર આશ્રમ ઉપર ગયા. ત્યાં સ્નાન કરી ધર્માત્મા મહા બલવાન યદુપુંગવ બલરામ, પરમ પ્રીતિને પ્રાપ્ત થઇ ઋષિ તથા સિદ્ધ સહિત ત્યાં બેસી સુંદર કથા શ્રવણ કરતા હતા. એવી રીતે ત્યાં તે સર્વ વિરાજમાન હતા એટલામાં જટામંડલે કરી સંયુક્ત સુવર્ણ સરખાં વસ્ત્ર પહેરેલાં, મહા તપસ્વી, હેમનો દંડ તથા કમંડળ ધરનાર, સુખરૂપ શબ્દવાળી, કચ્છપી નામની મનોહર વીણા ગ્રહણ કરેલા, નૃત્ય તથા ગીતમાં કુશળ, દેવ અને બ્રાહ્મણોએ પૂજન કરેલા, કલહ કરાવનાર, નિરંતર કલહ છે પ્રિય જેને એવા ભગવાન નારદજી શ્રીમાન બલરામ જે દેશમાં વિરાજતા હતા ત્યાં આવ્યા. ઉભા થઇ નિયમમાં છે વ્રત જેને એવા દેવર્ષિની સારી રીતે પૂજા કરી બલરામે કૌરવનું વૃત્તાંત પૂછ્યું. હે રાજન્ ! સર્વ ધર્મને જાણનાર નારદે કૌરવના અત્યંત ક્ષયરૂપી સર્વ વૃત્તાંત યથાર્થ કહ્યું. તે સાંભળી દીન વાણીથી રોહિણીપુત્ર બલરામે નારદજીને પૂછ્યું કે, જ્યાં તે રાજાઓ હતા તે ક્ષેત્રની શી અવસ્થા છે ? હે તપોધન ! એ સર્વ પૂર્વે મેં સાંભળ્યું છે તોપણ વિસ્તારથી સાંભળવાનો મને ઉત્સાહ થયો છે વાસ્તે કહો.

બળરામનાં વચન સાંભળી નારદે કહ્યું કે પૂર્વે ભીષ્મ હણાયા ત્યાર પછી દ્રોણ, સિંધુપતિ, વૈકર્તન કર્ણ, તેમજ એના સર્વ પુત્ર, ભૂરિશ્રવા તથા પરાક્રમી મદ્રરાજ પણ હણાયો, અને બીજા પણ મહા બલવાન સંગ્રામથી પાછા ન ફરનાર ઘણાક રાજાઓ તથા રાજપુત્રો કૌરવના જય વાસ્તે પ્રિય પ્રાણનો ત્યાગ કરી હણાયા. હે માધવ ! હે મહાબાહો ! દુર્યોધનના સૈન્યમાં કોણ કોણ ન હણાયા તે કહું તે સાંભળો. સંગ્રામને મર્દન કરનાર કૃપ, કૃતવર્મા, તથા પરાક્રમી દ્રોણ પુત્ર એ ત્રણ બાકી અવશેષ રહ્યા છે, તે પણ હે રામ ! ભયથી દશ દિશાઓ પ્રત્યે નાસી ગયા. તે વખતે અત્યંત દુઃખિત દુર્યોધન રાજા, દ્વૈપાયન નામના હૃદપ્રત્યે પ્રવિષ્ટ થયો. એ રીતે સ્તંભન કરેલા જળવિષે સુતેલા દુર્યોધનને કૃષ્ણ સહિત પાંડવો ઉગ્રવાણીએ કરી પીડવા લાગ્યા. હે રામ ! ચોતરફથી તેમની ઉગ્રવાણીએ કરી પીડિત થએલો શૂરવીર મોટી ગદા ગ્રહણ કરી ઉભો થઇ, આ સમયે ભીમસેન સાથે યુદ્ધ કરવા તત્પર થયો છે; વાસ્તે હે રામ ! બંનેનું અતિ દારૂણ એવું યુદ્ધ આજ થશે, માટે હે માધવ ! તમારે જોવાનું કૌતુહલ હોય તો ત્યાં જાઓ, અને ઇચ્છા હોય તો શિષ્યોનું મહા ઘોર એવું યુદ્ધ જુઓ.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! નારદનાં વચન સાંભળી દ્વિજર્ષભોનું પૂજન કરી સાથે આવ્યા હતા તે સર્વને રજા આપી અનુયાયિ વર્ગને 'તમે દ્વારકાં જાઓ' એમ આજ્ઞા આપી પ્લક્ષ પ્રસ્ત્રવણ તીર્થ જેમાં છે એવા શ્રેષ્ઠ પર્વતથી નીચે ઉતરી તીર્થનું મોટું ફળ સાંભળી પ્રસન્ન છે મન જેનું એવા અચ્યુત બળરામે બ્રાહ્મણોની સમીપ આ શ્લોક ગાયો કે સરસ્વતી વિષે નિવાસ કર્યા જેવી પ્રીતિ કયાંથી ? સરસ્વતી વિષે નિવાસ કરવા સરખા ગુણ ક્યાંથી અને સરસ્વતીને પ્રાપ્ત થઇ મનુષ્યો સ્વર્ગ પ્રત્યે ગયા, માટે સરસ્વતી નદીને મનુષ્ય સદાય સ્મરણ કરશે. સરસ્વતી, નદીઓ વિષે પવિત્ર છે, સરસ્વતી સદાય લોકનું શુભ કરનારી છે, ખોટાં કર્મ કરનાર મનુષ્યો પણ સરસ્વતીને પ્રાપ્ત થઇ, આ લોક તથા પરલોક વિષે શોચ નહીં કરે. એવી રીતે ગાઢ પ્રીતિએ કરી વારંવાર સરસ્વતી પ્રત્યે જોતા શત્રુને તપાવનાર બલરામ, અશ્વે કરી યુક્ત એવા શુભ રથ પ્રત્યે વિરાજમાન થયા. ઉપસ્થિત એવા શિષ્યના યુદ્ધને જોવાની જેને ઇચ્છા છે એવા યદુપુંગવ બળરામ પછી કુરૂક્ષેત્રમાં આવ્યા.

स शीघ्रगामिना तेनरथेन यदुपुंगवः ।
विदृक्षुरभिसंप्राप्तः शिष्ययुद्धमुपस्थितम् ॥

इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि बलदेवतीर्थयात्रायां कुरुक्षेत्रप्रतिगमने गुर्जरभाषायां चतुष्पंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

## અધ્યાય ૫૫ મો. ભીમ દુર્યોધનનું ગદાયુદ્ધ.

वैशंपायन उवाच—एवं तदभवद्युद्धं तुमुलं जनमेजय ।
यत्र दुःखान्वितो राजाधृतराष्ट्रोऽब्रवीदिदं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એ રીતે ભયંકર એવું તે યુદ્ધ થયું જે યુદ્ધ થવાથી દુઃખાન્વિત ધૃતરાષ્ટ્ર રાજાએ સંજયને પૂછયું કે, હે સંજય ! ઉપસ્થિત ગદાયુદ્ધ વિષે રામને

જોઇ મારાપુત્રે ભીમસન સાથે કેવી રીતે યુદ્ધ કર્યું તે કહે ? સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર ! રામના સાન્નિધ્યને પામી યુદ્ધની જેને કામના છે એવો મહાબાહુ તમારો પુત્ર દુર્યોધન પ્રસન્ન થયો. અને હે ભારત ! બળરામને જોઇ પરમ હર્ષયુક્ત યુધિષ્ઠિર રાજાએ ઉભા થઇ યથા-વિધિ પૂજન કરી આસન આપી કુશળ પૂછયું. તે પછી રામે યુધિષ્ઠિર પ્રત્યે ધર્મયુક્ત શૂર-વીરોના હિતરૂપ આવી રીતે કહ્યું કે, હે રાજસત્તમ ! ઋષિઓના મુખથકી મેં સાંભળ્યું છે કે દેવ, ઋષિઓ તથા મહાત્મા બ્રાહ્મણોએ સેવન કરેલું કુરૂક્ષેત્ર, અત્યંત પાવન તથા સ્વર્ગને આપનારૂં છે, ને ત્યાં યુદ્ધ કરીને પોતાનું શરીર ત્યાગ કરશે તેમનો જરૂર ઇન્દ્ર સાથે સ્વર્ગમાં નિવાસ થશે. હે નૃપ ! અહિંથી આપણે સમંતપંચક પ્રત્યે જઇએ, કારણ દેવલોક વિષે પ્રજા-પતિની તે ઉત્તર વેદી કહેવાય છે. ત્રૈલોક્યમાં અત્યંત પવિત્ર તથા સનાતન એવા તે સ્થાન વિષે સંગ્રામમાં મરણ પામનાર, અવશ્ય સ્વર્ગમાં જાય છે. ‘ ઠીક બહુ સારૂં ’ એમ બલરામને કહી હે મહારાજ ! શૂરવીર તથા સમર્થ કુંતિપુત્ર યુધિષ્ટિર પોતાની સન્મુખ રહેલા સમંતપં-ચક પ્રત્યે ગયા. તેમજ અસહનશીલ એવો કીર્ત્તિમાન દુર્યોધન રાજા પણ મોટી ગદા ગ્રહણ કરી પગથી ચાલી પાંડવ સહિત ત્યાં ગયો. તે રીતે આવતા, હાથમાં છે ગદા જેને એવા કવચ પહેરેલા દુર્યોધનને જોઇ અંતરિક્ષમાં રહેનાર દેવતાઓ ‘ સાધુ સાધુ ’ એ રીતે વખાણ કરવા લાગ્યા. આકાશચારી ચારણ દેવતાઓ તેને જોઇ હર્ષિત થયા. પાંડવોએ વીંટાયલો કુરૂ-રાજ તમારો પુત્ર, મત્ત ગજેન્દ્રના સરખી ગતિનો આશ્રય કરી ત્યાં ગયો. પછી શંખના શબ્દ, ભેરીના મોટા શબ્દ તથા શૂરવીરોના સિંહનાદોએ કરી સર્વ દિશાઓ પૂરાઇ ગઇ. ઉત્તમ એવી સરસ્વતીની દક્ષિણ બાજુએ થઇ સારી ગતિને આપનાર એવા તે ઉત્તમ તીર્થ પ્રત્યે પશ્ચિમ દિશાની સન્મુખ બલરામના કહેવા પ્રમાણે તમારા પુત્ર સહિત સૌ ગયા. પછી ખાર વિનાની ભૂમિ છે એવા દેશ પ્રત્યે તેઓને પરસ્પર યુદ્ધ કરવાની રુચી થઇ. હે રાજન્ ! કવચ ધારણ કરેલો ભીમસેન, મોટી છે કોટી જેની એવી ગદા ગ્રહણ કરી ગરૂડના સરખું રૂપ ધારણ કરેલું હોય નહિ તેવો દેખાતો હતો: તેમજ મસ્તક વિષે અવબદ્ધ શિરસ્ત્રાણ છે જેને એવો સુવર્ણનું કવચ પહેરેલો તમારો પુત્ર હે રાજન્ ! સુવર્ણનો મોટો પર્વત શોભે તેમ શોભતો હતો. કવચ પહેરેલા શૂરવીર સંગ્રામભૂમિ વિષે ઉભેલા ભીમ તથા દુર્યોધન પરસ્પર ક્રોધાયમાન થયેલા બે હસ્તિઓ શોભે તેમ હે મહારાજ ! રણમંડળના મધ્યમાં ઉભેલા પુરૂષમાં શ્રેષ્ઠ એવા તે બેઉ ચંદ્ર તથા સૂર્ય શોભે તેમ શોભતા હતા. ક્રોધાયમાન થએલા મોટા હસ્તિની પેઠે પરસ્પર જોતા પરસ્પરના વધને ઇચ્છતા એક બીજાને નેત્રે કરી જાણે બાળતા હોય નહીં તેની પેઠે એક બીજાની સામું જોતા હે રાજન્ ! કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા, અત્યંત પ્રસન્ન મન-વાળા, ક્રોધથી લાલ છે નેત્ર જેનાં એવા તેઓ હાથમાં ગદા લઇ શ્વાસોચ્છ્વાસ કરવા લાગ્યા. પરાક્રમી દુર્યોધન મોટી ગદા લઇ હાથી જેમ હાથી સામે દોડે તેમ ભીમસેન સામે જોઇ તેને બોલાવવા લાગ્યો. પરાક્રમી ભીમસેન લોહમયી ગદા ગ્રહણ કરી વનમાં સિંહ જેમ સિંહને બોલાવે તેમ દુર્યોધન રાજાને બોલાવવા લાગ્યો. એ રીતે ઉગામી છે ગદા જેમણે એવા દુર્યોધન તથા ભીમસેન સંગ્રામ વિષે શિખર સહિત બે પર્વત શોભે તેમ શોભતા હતા. અત્યંત ક્રોધા-યમાન થએલા, ભયંકર પરાક્રમવાળા, ગદાયુદ્ધમાં કુશળ, રોહિણેય બળરામના શિષ્ય મયદાનવ તથા ઇન્દ્રની પેઠે સમાન કર્મવાળા, વરૂણ સરખું છે કર્મ જેમનું, મહા બલવાન વાસુદેવ, રામ તથા કુબેર સરખા, યુદ્ધ વિષે મધુકૈટભ સરખા, સુંદ તથા ઉપસુંદ જેવાં કર્મવાળા, રામ, રાવણ તથા વાલિ સુગ્રીવ સરખા, કાળ તથા મૃત્યુ સમાન, શત્રુને તપાવનાર, શરદ

ઋતુમાં એક હસ્તિનીના સંગમ વાસ્તે પરસ્પર દોડતા મદોત્કટ મોટા હસ્તિઓ સરખા, સર્પની પેઠે પ્રદીપ્ત ક્રોધરૂપી વિષને વમન કરતા, પરસ્પર ક્રોધાયમાન થયેલા, પરસ્પર નિરીક્ષણ કરતા, શત્રુને દમન કરનાર, ભરતકુળમાં સિંહરૂપ, પરાક્રમ સંયુક્ત, સિંહની પેઠે દુરાધર્ષ, ગદા યુદ્ધમાં વિશારદ, નખ તથા દંષ્ટ્રારૂપી છે આયુધ જેમને એવા વ્યાઘ્ર સરખા, દુરુત્સહ, શૂરવીર, પ્રજા સંહાર કરવા સારૂ ક્ષોભ પામેલા સમુદ્ર સરખા દુસ્તર, બે મંગળના તારા હોય નહિ જાણે એવા પ્રકર્ષે કરી તપતા ક્રોધાયમાન થએલા મહારથિઓ, વર્ષાઋતુમાં પૂર્વ પશ્ચિમથી ઉત્પન્ન થએલા બે મેઘની પેઠે ગર્જના કરતા તથા વિષમ ભાષણરૂપી જળને વરસાવતા પરસ્પરની સામું જોતા, શત્રુને દમન કરનાર, મહાત્મા મહા બળવાન તે બેઉ, કિરણ યુક્ત તથા દીપ્તિમાન ઉદય થએલા કાળ વખતના બે સૂર્ય દેખાય તેવા દેખાતા હતા. બે વ્યાઘ્રની પેઠે પરસ્પર અત્યંત સંક્રુદ્ધ થએલા, મેઘની પેઠે ગર્જના કરતા, સિંહ તથા કેસરી જેવા તે બેઉ હર્ષને પ્રાપ્ત થતા હતા. બે હસ્તિઓની પેઠે અત્યંત સંક્રુદ્ધ થએલા, પ્રજ્વલિત અગ્નિ સરખા તે બેઉ, શિખરવાળા બે પર્વત હોય તેવા દેખાતા હતા, રોષથી સ્ફુરાયમાન છે ઓષ્ઠ જેમના પરસ્પર નિરીક્ષણ કરતા સામસામે ઉભેલા, હાથમાં ગદાવાળા પુરૂષમાં ઉત્તમ, મહાત્મા પરમ સંકૃષ્ટ તથા પરમ સંમત, બે અશ્વની પેઠે તથા બે હસ્તિની પેઠે પરસ્પર શબ્દ કરતા, બે વૃષભની પેઠે પરસ્પર ગર્જના કરતા, દૈત્યની પેઠે બળે કરી ઉન્મત્ત એવા નરમાં ઉત્તમ દુર્યોધન તથા ભીમસેન રણભૂમિ વિષે શોભતા હતા. હે રાજન્! દુર્યોધને ભાઇઓને, મહાત્મા કૃષ્ણ, અતિ પરાક્રમવાળા રામ, કેકય, સૃંજય તથા મહાત્મા પંચાલ સહિત ઉભેલા યુધિષ્ઠિર રાજાને આવી રીતનું ગર્વયુક્તવાક્ય કહ્યું કે, મારૂં તથા ભીમસેનનું આ યુદ્ધ નિશ્ચય થએલું છે માટે તમે શ્રેષ્ઠ રાજાઓ સહિત પાસે બેસીને જુઓ. દુર્યોધનનાં વચન સાંભળી તેઓએ તે પ્રમાણે કર્યું. બેસી ગએલું અતિ મોટું રાજમંડળ આકાશમાં રહેલા આદિત્યમંડળ સરખું દેખાતું હતું. તે સર્વ રાજાઓના મધ્યમાં હે મહારાજ! બેઠેલા નીલ વસ્ત્રવાળા શ્વેત કાંતિયુક્ત, શ્રીમાન્ મહાબાહુ કેશવ ભગવાનના મોટા ભાઇ બળરામ, રાત્રિ વિષે નક્ષત્રે કરી વીંટાયલો પૂર્ણ નિશાકર શોભે તેમ શોભતા હતા. હે મહારાજ! ગદા છે હાથમાં જેમના, એવા અત્યંત દુઃસહ, અન્યોન્ય ઉગ્રવાણીએ કરી એક બીજાને વ્યથા કરતા કુરૂકુળમાં અત્યંત શ્રેષ્ઠ એવા તે બેઉ અન્યોન્ય અપ્રિય વચન બોલી, પરસ્પર જોતા સંગ્રામના મધ્યમાં વૃત્રાસુર તથા ઇન્દ્રની પેઠે ઉભા હતા.

**अप्रियाणि ततोन्योन्यमुक्त्वा तौ कुरुसत्तमौ ।**
**उदीक्षंतौ स्थितौ तत्र वृत्रशक्रौ यथाहवे ॥**

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि गुर्जरभाषायां पंचपंचाशत्तमो ऽध्यायः ॥ ५५ ॥**



## અધ્યાય ૫૬ મો. ગદાયુદ્ધનો આરંભ.

**वैशंपायन उवाच—ततो वाग्युद्धमभवत्तुमुलं जनमेजय ।**
**यत्र दुःखान्वितो राजा धृतराष्ट्रोऽब्रवीदिदं ॥१॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ત્યાર પછી ભયંકર એવું વાગ્યુદ્ધ થયું જે ચ્યાથી

દુઃખાન્વિત ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું કે, જેની આવી નિષ્ઠા છે એવા મનુષ્યપણાને ધિક્કાર છે: હે અનઘ ! અગિયાર અક્ષૌહિણીનો ભર્તા એવો મારો પુત્ર, સર્વ રાજાઓને આજ્ઞા કરી પૃથ્વીને ભોગવી, તેજ જગતનો નાથ એવો મારો પુત્ર, અનાથની પેઠે વેગથી હાથમાં ગદા લઇ પગે કરી સંગ્રામ વાસ્તે ચાલ્યો, તેનું કારણ ભાગ્ય વિના બીજું શું ? આપણાં ભાગ્યજ એવાં. હે સંજય ! મારા પુત્રને મોટું દુઃખ પ્રાપ્ત થયું, એમ કહી દુઃખાર્ત ધૃતરાષ્ટ્ર રાજા, બોલતો રહી ગયો. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર ! પછી મેઘ સરખા શબ્દવાળા પરાક્રમી એવા તમારા પુત્રે ગોવૃષની પેઠે હર્ષથી શબ્દ કરી સંગ્રામમાં યુદ્ધ વાસ્તે પાર્થ એવા ભીમસેનને બોલાવ્યો. કુરુરાજ મહાત્મા દુર્યોધને ભીમસેનને બોલાવ્યો તે વખતે અત્યંત ઘોર એવાં વિવિધ પ્રકારનાં રૂપ દેખાવા લાગ્યાં. ભયંકર શબ્દ સહિત વાયુ વાવા લાગ્યો, રજનો વર્ષાદ શરૂ થયો, સર્વ દિશાઓ અંધકારથી ઢંકાઇ ગઇ, નભસ્તલને જાણે ફાડતા હોય નહિ એવાં સેંકડો ઉલ્કાડિયાં પડવા લાગ્યાં. હે વિશાંપતે ! પર્વ વિના રાહુએ આદિત્યને ગળ્યો, વન તથા વૃક્ષ સહિત પૃથ્વી કંપવા લાગી, કાંકરા વરસાવતા એવા ઉષ્ણ વાયુ વાવા લાગ્યા, પર્વતોનાં શિખર પૃથ્વી વિષે પડવા લાગ્યાં, બહુ પ્રકારના જેમના આકાર છે એવા મૃગ દશેએ દિશાઓમાં દોડતા હતા. અત્યંત દારૂણ ઘોર રૂપ એવી શિયાળો શબ્દ કરતી હતી, રૂંવાં ઉભાં કરનાર મહા ઘોર એવા કડાકા થતા હતા. હે રાજન્ ! બળતી દિશા વિષે મૃગ વગેરે અશુભ સૂચના કરતાં હતાં. જળાશયમાં રહેલા જળચરો ચોતરફથી વૃદ્ધિ પામતા હતા. તેમજ હે નૃપ ! ખાલી આકાશમાંથી મોટા શબ્દ, સંભળાતા હતા. નિમિત્તને જોઇ ભીમસેન, ધર્મરાજ યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યા કે મંદબુદ્ધિવાળો દુર્યોધન, સંગ્રામ વિષે મને જીતવા સમર્થ નથી. આજ કૌરવેન્દ્ર દુર્યોધન વિષે ખાંડવ વિષે જેમ અગ્નિ મૂક્યો હતો તેમ હૃદય વિષે ઘણાક કાળથી રહેલો છાનો એવો ક્રોધ મુકીશ. હે પાંડવ ! આજ તમારા હૃદયમાં રહેલાં શલ્યનો હું ઉદ્ધાર કરીશ. આજ ગદાએ કરી કુરૂકુળમાં અધમ એવા આ પાપરૂપને હણી કીર્તિમય માળા તમને હું પહેરાવીશ. રણમસ્તકવિષે ગદાએ કરી પાપ કર્મવાળા આને હણી ગદાએ કરી આજ આના દેહને સેંકડો પ્રકારથી ભેદીશ. દુર્યોધન, હવે ફરીથી હસ્તિનાપુરમાં પ્રવેશ કરશે નહીં. આજ શય્યામાં સર્પ નાંખેલો હતો તેનું, ભોજન વિષે વિષદાનનું, પ્રમાણ કોટિમાં પાડવાનું, લાખના ઘર વિષે દાહ કરવાનું, સભા વિષે કરેલા ઉપહાસનું, સર્વસ્વ હરણનું, વર્ષ પર્યંત કરાવેલા અજ્ઞાતવાસનું તથા વિવાસનનું ફળ આજ આને પ્રાપ્ત થશે અને આજ એ સર્વ દુઃખના અંતને હું પ્રાપ્ત થઇશ. એક દિવસમાં આજ આને હણી મારા આત્માનો હું અનૃણી થઇશ. હે ભરતશ્રેષ્ઠ ! આજ દુર્બુદ્ધિવાળા દુર્યોધનનું આયુષ્ય સમાપ્ત થયું. તેમજ માતાપિતાનું દર્શન પણ સમાપ્ત થયું. હે રાજેન્દ્ર ! આજ દુર્મતિવાળા કુરૂરાજ દુર્યોધનનું સૌખ્ય સમાપ્ત થયું; તેમ ફરીથી હવે સ્ત્રીઓનું દર્શન પણ સમાપ્ત થયું. આજ કુરૂરાજ એવા શાંતનુના કુળમાં કલંકરૂપ એવો પ્રાણ, રાજ્ય તથા લક્ષ્મીનો ત્યાગ કરી પૃથ્વીતળ વિષે શયન કરશે. ધૃતરાષ્ટ્ર રાજા, ગદાએ કરી મેં પાડેલા પુત્રને સાંભળી શકુનિની બુદ્ધિથી કરેલા પોતાના અશુભ કર્મને યાદ કરશે. હે રાજશાર્દૂલ ! પરાક્રમી ભીમસેન, ઇન્દ્ર જેમ વૃત્રાસુરને બોલાવી ઉભો રહે, તેમ યુદ્ધ કરવા સામે ઉભો રહ્યો, તે સમે શૃંગવાન્ કૈલાસપર્વત જાણે હોય નહિ એવા ગદા ઉગામી સામે ઉભેલા દુર્યોધનને જોઇ ક્રોધાયમાન થએલો ભીમસેન બોલ્યો કે ધૃતરાષ્ટ્ર રાજાના તથા તારા પોતાના વારણાવત વિષે કરેલા દુષ્ટ કર્મને તું યાદ કર. સભાના મધ્યમાં રજસ્વલા દ્રૌપદીને જે કલેશ

આપ્યો હતો, દ્યૂત વિષે તેં તથા સુબલ પુત્ર શકુનિએ ધર્મરાજાને છેતર્યા હતા, વન વિષે તાઇ કરેલું જે દુઃખ અમને પ્રાપ્ત થયું હતું તે સૌ વાળીશું અમે જે જે દુઃખને પ્રાપ્ત થયા છીએ તે આજ હું ખતમ કરીશ. હે દુર્મતે! તને મેં જોયો તે ઘણું સારૂં થયું. રથિમાં શ્રેષ્ઠ શિખંડિએ હણેલા પ્રતાપવાન એવા ગંગાપુત્ર બાણ શય્યામાં સુતેલા છે. તેમજ દ્રોણ, કર્ણ તથા પ્રતાપવાન શલ્ય પણ હણાયો, વૈરાગ્નિનો આદિકર્તા સુબલપુત્ર શકુનિ હણાયો, આકો આલનાર દ્રૌપદીના કેશ ખેંચનાર પાપરૂપ દુઃશાસન પણ હણાયો, પરાક્રમથી યુદ્ધ કરનાર શૂરવીર બીજા તારા સર્વ ભાઇઓ હણાયા, અને બીજા પણ ઘણાક રાજાઓ, તારે વાસ્તે હણાયા. તને પણ આજ ગદાએ કરી હણીશ, એમાં સંશય નહિ. હે રાજેન્દ્ર! ઉંચે સ્વરે ભાષણ કરતા ભીમસેનને ગયો છે ભય જેનો એવા સત્ય પરાક્રમવાળા તમારા પુત્રે કહ્યું કે, હે વૃકોદર! ઘણું બોલવાથી શું? યુદ્ધ કર. હેકુલાધમ! આજ હું તારી યુદ્ધ શ્રદ્ધાનો નાશ કરીશ. હે ક્ષુદ્ર! બીજા પ્રાકૃત નરની પેઠે દુર્યોધનને કોઇ તારા જેવાની વાણીએ કરી ત્રાસ પમાડવા સમર્થ થઇ શકાય તેમ નથી. ઘણા દિવસથી તારી સાથે ગદાયુદ્ધ કરવું એમ મારા હૃદયમાં ઇચ્છા હતી તે દેવતાઓએ આજ પૂરી પાડી એ ઘણું સારૂં થયું. હે દુર્મતે! વાણીએ કરી ઘણું બોલવું તથા બડબડાટ કરવો, તેણે કરી શું? કહેવા પ્રમાણે કર્મ કરી દેખાડ, વિલંબ ન કર. દુર્યોધનનાં વચન સાંભળી રાજાઓ, સોમક તથા જે જે ત્યાં આવ્યા હતા તે સર્વ તેનાં વખાણ કરવા લાગ્યા. બધાએ વખાણ કરેલો ઉભાં થયાં છે રૂંવાં જેનાં એવા કુરૂનંદન દુર્યોધને યુદ્ધ વાસ્તે ધીર મતિ કરી, ઉન્મત્ત હસ્તિની પેઠે સહનશીલ દુર્યોધનને તાલીના શબ્દે કરી હર્ષયુક્ત કર્યો. તે વખતે હર્ષયુક્ત એવા તે મહાત્માને જોઇ મહાત્મા પાંડુપુત્ર વૃકોદર, ગદા ઉગામી વેગેકરી તેની સામે દોડયો, જયને ઇચ્છતા પાંડવોના કુંજર તથા અશ્વ, વારંવાર શબ્દ કરતા હતા ને શસ્ત્રો દીપતાં હતાં.

**बृंहंति कुंजरास्तत्र हयाऱ्हेषंति चासकृत् ।**
**शस्त्राणि चाप्यदीप्यंत पांडवानां जयैषिणां ॥**

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि गदायुद्धारंभे गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥**

---

## અધ્યાય ૫૭ મો. ગદાયુદ્ધ ચાલુ.

**संजय उवाच—ततो दुर्योधनो दृष्ट्वा भीमसेनं तथागतं ।**
**प्रत्युद्ययावदीनात्मा वेगेन महतानदन् ॥१॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે રીતે આવેલા ભીમસેનને જોઇ અદીન છે આત્મા જેનો એવો દુર્યોધન રાજા, મોટા વેગથી તેની સામે ધસ્યો. જે રીતે શીંગડાંવાળા બે વૃષભ એકબીજાની સામા આવે તેમ બેઉ પરસ્પર સામા આવ્યા. તે સમયે પ્રહારોના મોટા કડાકા જેવો શબ્દ થતો હતો. પરસ્પર જીતવા ઇચ્છતા ઇન્દ્ર તથા પ્રલ્હાદનું જેવું યુદ્ધ થાય તેવું રૂંવાં ઉભાં કરનાર ભયંકર તે બેઉનું યુદ્ધ થયું. રૂધિરે કરી વ્યાપ્ત છે સર્વાંગ જેમનાં, હાથમાં ગદા

ધરેલા, મનસ્વી એવા મહાત્મા તે બેઉ, પુષ્પિત એવા ખાખરાનાં બે વૃક્ષ સરખા દેખાતા હતા. એ રીતે અતિ દારૂણ એવું તે મહાયુદ્ધ પ્રવર્તમાન થયું. તે વખતે પતંગ નામના જંતુ સમુહાએ કરી દર્શનીય આકાશ શોભે તેમ શોભતું હતું, એ રીતે અત્યંત ભયંકર એવા પ્રવર્તમાન થએલા તે સંકુલ યુદ્ધમાં યુદ્ધ કરતાં થાકી ગએલા શત્રુને દમન કરનાર તે બેઉ, બે ઘડી વિસામો ખાઇ વળી પાછી સુંદર ગદા ગ્રહણ કરી શત્રુને તપાવનાર એવા તે એક બીજાને પ્રહાર કરવા લાગ્યા. મોટા પરાક્રમવાળા, નરમાં શ્રેષ્ઠ, બલવાન, હાથણી વાસ્તે યુદ્ધમદોત્કટ એવા બે હસ્તિ સરખા, સમાન છે વીર્ય જેમનું, ગદા ગ્રહણ કરેલા તે બેઉને જોઈ દેવ, ગંધર્વ તથા મનુષ્ય, પરમ વિસ્મયને પ્રાપ્ત થતાં હતાં. ગ્રહણ કરી છે ગદા જેમણે એવા દુર્યોધન તથા વૃકોદરને જોઇ સર્વ પ્રાણીને વિજયવિષે સંશય થતો હતો. વળી બલવાનમાં શ્રેષ્ઠ, એક બીજાનાં છિદ્ર જોતા એવા તે બેઉ ભાઇઓ, ગતિ વિશેષ કરતા હતા. તે વખતે હે રાજન્! જોનાર લોક, યમદંડ સરખી ઇન્દ્રના વજ્રની પેઠે ઉદ્યુક્ત થએલી, નાશ કરનારી ભયંકર એવી તેમની મોટી ગદાને જોતા હતા. પછી સંગ્રામમાં ભીમસેને પોતાની ગદાએ કરી તેની ગદાને ભાગી તેનો અતિ ભયંકર એવો ઘોર શબ્દ બે ઘડી પર્યંત સંભળાયો. એવી રીતે અતુલ વેગવાળી ગદાને તથા વેગ કરતા શત્રુને જોઇ દુર્યોધન પણ વિસ્મિત થયો. હે ભારત! વળી શત્રુને ચોતરફ ભ્રમણ કરતો તથા વિવિધ પ્રકારના માર્ગ પ્રત્યે વિચરતો શૂરવીર ભીમસેન શોભતો હતો. પોતપોતાના રક્ષણમાં સાવધાન એવા તે બેઉ, પરસ્પર પ્રાપ્ત થઇ ભક્ષ માટે બે બિલાડા જેમ પરસ્પર એક બીજાને હણે તેમ વારંવાર હણતા હતા ભીમસેન, શત્રુની સન્મુખ જવું, પાછું આવવું રહેવું ઇત્યાદિ વિચિત્ર પ્રકારનાં મંડળ કરતો બહુ પ્રકારના માર્ગ પ્રત્યે વિચરતો હતો. શત્રુને મર્મસ્થાનમાં ઘા કરી ઉંચો ઉછાળવો તથા હેઠે પાડવો વગેરે વિવિધ પ્રકારની રીતિ, પરિમોક્ષ, પ્રહારનું વર્જન વગેરે કરી સવ્ય તથા અપસવ્ય કરવું, વેગથી સામું જવું, પારકા યત્નને પાડવાનું કારણ સંપાદન કરવું, અચંચલપણું, શત્રુ ઉઠે ત્યારે પાછું તેની સાથે યુદ્ધ કરવું, શત્રુને પ્રહાર કરવા સારૂ ચોતરફ ગતિ કરવી, શત્રુના આગમનનો અવરોધ કરવો, પ્રહારથી બચાવ થવા સારૂ નમ્ર થઇ નિકળી જવું, વા આડા થઇ નિકળી જવું, પાસે આવી આયુદ્ધ નાંખવું, પાછા વળી પાછળ કરેલા હાથે શત્રુને તાડન કરવું, ઇત્યાદિ યુદ્ધમાર્ગ પ્રત્યે વિચરતા ગદા યુદ્ધમાં વિશારદ એવા તે બેઉ, પરસ્પર એક બીજાને પ્રહાર કરતા હતા. કુરૂકુળમાં શ્રેષ્ઠ તે એક બીજાને છેતરતા ક્રીડા કરતા હોય નહિ તેની પેઠે નાના પ્રકારનાં મંડળ થાય તે રીતે વિચરતા હતા. સંગ્રામવિષે ચોતરફથી યુદ્ધ ક્રીડા દેખાડતા એવા શત્રુને દમન કરનાર તે બેઉ ગદાએ કરી તત્કાલ એક બીજાને હણતા હતા. હે મહારાજ! પરસ્પર એક બીજાને પ્રાપ્ત થઇ રૂધિરેકરી વ્યાપ્ત તે બેઉ દાંતેકરી બે હસ્તિઓ શોભે તેમ શોભતા હતા. એ રીતે હે પરંતપ! નમતા છે સૂર્ય જેમાં એવે પાછલે પહોરે વૃત્ર તથા ઇન્દ્રના સરખું ક્રૂર ઘોરરૂપ યુદ્ધ પ્રવર્તમાન થયું. હે રાજન્! હાથમાં ગદાવાળા બલવાન તે બેઉ જૂદાં જૂદાં મંડળ કરી ઉભા હતા. એટલામાં દુર્યોધન, દક્ષિણ તરફ મંડળ થાય તે રીતે સામે આવ્યો. ભીમસેન સવ્ય તરફ મંડળ થાય તે રીતે સામે ગયો, તે રીતે સંગ્રામના અગ્રમાં વિચરતા ભીમસેનને હે મહારાજ! દુર્યોધને પાર્શ્વ દેશવિષે તાડન કર્યો. હે ભારત! તમારા પુત્રે તાડન કરેલા ભીમસેનને તે પ્રહારને ન ચિંતવતાં યમદંડ તથા ઇન્દ્રના વજ્રસરખી મોટી ગદા નાંખી ભીમસેનની ગદાને સર્વ પ્રેક્ષક લોક જોતા હતા. એ રીતે ગદા નાંખતા ભીમસેનને જોઇ શત્રુને તપાવનાર તમારા પુત્રે ઘોર ગદા ઉગામી તેની ઉપર નાંખી. હે ભારત! તમારા પુત્રની ગદા-

જન્ય વાયુના વેગેકરી મોટો ભયંકર શબ્દ થયો, તથા તે ગદા પરસ્પર અથડાવાથી તેમાંથી તેજ પણ ઉત્પન્ન થયું. એ રીતે વિભાગથી મંડલાકાર થાય તે રીતે વિવિધ પ્રકારના માર્ગપ્રત્યે વિચરતો તેજસ્વી તમારો પુત્ર ભીમથી અધિક શોભતો હતો. તે સમયે ભીમે વેગેકરી ઉગ્ર મોટા શબ્દવાળી ગદામાંથી ધુમ્ર તથા જ્વાળાસહિત અગ્નિ ઉત્પન્ન થયો. ભીમે નાંખેલી ગદાને જોઇ લોહમયી મોટી ગદાને નાંખતો દુર્યોધન અત્યંત શોભતો હતો. તે મહાત્માની ગદા વાયુના વેગને જોઈ સોમક સર્વ પાંડવોને ભય પ્રાપ્ત થયો. સંગ્રામમાં ચોતરફથી યુદ્ધ ક્રીડા દેખાડતા શત્રુને દમન કરનાર તે બેઉ, ગદાએ કરી એક બીજાને હણતા હતા. હે મહારાજ ! દાંતે કરી બે હસ્તિ જેમ પરસ્પરને તોડે તેમ પરસ્પરને ગદાએ પ્રહાર કરતા રૂધિરે કરી વ્યાપ્ત અંગવાળા તે બેઉ, સંગ્રામના મધ્યમાં શોભતા હતા. આવરણ રહિત વૃત્ર તથા ઇન્દ્રના જેવું ઘોરરૂપ એવું તે યુદ્ધ નમતા છે સૂર્ય જેમાં એવે પાછલે પહોરે થયું. જેમાં પાસે ઉભેલા ભીમસેનને જોઇ અત્યંત વિચિત્ર પ્રકારના માર્ગથી વિચરતો તમારો પુત્ર, કુંતિપુત્ર ભીમસેન સામે દોડ્યો. તે સમયે અતિ ક્રોધાયમાન થએલા તેની સુવર્ણથી શોભિતી મોટા વેગવાળી ગદાને ક્રુદ્ધ થએલા ભીમસેને અફાળી તે વખતે બેઉની ગદાના અભિઘાતજન્ય, બે વજ્રના જેવો શબ્દ થાય તેવો મોટો શબ્દ થયો. હે મહારાજ ! ભીમસેને નાંખેલી વેગવાન પડતી એવી તે ગદાએકરી કંપાયમાન થઇ સંગ્રામમાં ભીમસેને હણેલી ગદાને ન સહન કરી શકતા મદોન્મત્ત હસ્તિને સામે જોઇ મદોન્મત્ત હસ્તિને ક્રોધ થાય તેની પેઠે ક્રોધાયમાન થએલા નિશ્ચય કરેલા કૌરવ્ય દુર્યોધને સવ્ય મંડળ થાય તે રીતે ગદા ફેરવી ભયંકર વેગવાળી કુંતિપુત્ર ભીમસેનના મસ્તકવિષે નાંખી. એ રીતે તમારા પુત્રે ગદાએકરી હણેલા પાંડુપુત્ર ભીમસેન કંપાયમાન થયો નહિ. તે જોઇ હે રાજન્ ! સર્વ સૈન્ય ભીમસેનનાં વખાણ કરવા લાગ્યું. ગદાથી હણાયો તોપણ એક પગલું ચલાયમાન થયો નહિ. ત્યારપછી ભયંકર પરાક્રમવાળા ભીમસેને સુવર્ણથી શોભિતી અત્યંત મોટી પ્રદીપ્ત એવી ગદા દુર્યોધન ઉપર નાંખી. અસંભ્રાંત મહા બળવાન દુર્યોધને લાઘવથી તે ભીમસેનના પ્રહારને નિવારણ કર્યો. તે જોઇ સર્વને મોટું વિસ્મય થયું. હે રાજન્ ! ભીમે નાંખેલી મોટા શબ્દવાળી પૃથ્વીવિષે પડતી ઘોર એવી તે ગદાએ કરી પૃથ્વી ચલાયમાન થઈ. પછી ગદાનો તથા નિપાતે ભીમસેન છેતરાયો એમ જાણી ઉન્મત્તની પેઠે વારંવાર કૂદતા બળવાન કુરૂસત્તમ દુર્યોધને તેને છેતરી અત્યંત ક્રોધથી વક્ષસ્થળમાં તેને તાડન કર્યો. એ રીતે મહાસંગ્રામમાં તમારા પુત્રે ગદાએ કરી હણેલો ભીમસેન મુંઝાઇ જવાથી કર્તવ્ય શૂન્ય થઇ ગયો. હે રાજન્ ! એ રીતે વરતતા તે યુદ્ધને જોઇ અત્યંત હણાયો છે સંકલ્પ જેમનો એવા સોમક તથા પાંડવ, ખેદયુકત છે મન જેમનું એવા થયા, તે વખતે પ્રહારે હસ્તિની પેઠે ક્રોધાયમાન થએલા ભીમસેને, હસ્તિ સામે જેમ હસ્તિ દોડે અને વનગજ સામે જેમ સિંહ દોડે તેમ તમારા પુત્ર સામે દોડી તેના પાર્શ્વદેશમાં ગદા મારી, તે પ્રહાર કરી વિહ્વળ એવો તમારો પુત્ર પૃથ્વી ઉપર પડી ગયો. એ રીતે કુરૂકુળમાં શ્રેષ્ઠ એવો દુર્યોધન ઘુંટણભેર થઇ પૃથ્વી ઉપર બેસી ગયો. હે જગત્પતે ! સૃંજયોનો મોટો શબ્દ ઉત્પન્ન થયો. સૃંજયોના શબ્દને સાંભળી હે ભરતશ્રેષ્ઠ ! કોપાયમાન થએલો મહાબાહુ તમારો પુત્ર મોટા સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરી, જાણે ભીમસેનને બાળતો હોય નહિ તેમ તેની સામું જોઇ સંગ્રામમાં જાણે તેનું મસ્તક કાપી લેશે એવો ડોળ કરી ભરતકુળમાં શ્રેષ્ઠ, ગદા ગ્રહણ કરેલા, ભયંકર પરાક્રમવાળા, મહાત્મા તમારા પુત્રે, ભીમસેન સામે દોડી તેના કપોળ ભાગમાં ગદા મારી. એ રીતે ગદાએ કરી તાડન કરેલો મદ ઝરતા હસ્તિની પેઠે લલાટ પ્રાંતમાંથી આવે છે

રૂધિર જેને એવો અચલ સરખો ભીમસેન ચલાયમાન ન થતાં ઉલટો ક્રોધે ભરાયો. તે પછી અર્જુનના મોટા ભાઇ શત્રુને નાશ કરનાર ભીમસેને, વજ્ર સરખો છે શબ્દ જેનો એવી, શૂરવીરને હણનારી, લોહમયી ગદા ગ્રહણ કરી પરાક્રમથી શત્રુ એવા દુર્યોધનને મારી. ભીમસેને હણેલો તેથી સારી રીતે કંપાયમાન થયા છે દેહના બંધન જેના એવો તમારો પુત્ર, વનમાં વાયુના વેગે તાડન કરેલો, ચોતરફથી ઘેરાયલો, સુપુષ્પિત સાગનું વૃક્ષ જેમ પડે તેમ તેની પડયો. એ રીતે પૃથ્વીવિષે પડેલા તમારા પુત્રને જોઇ પાંડવો પ્રસન્નતાપૂર્વક શબ્દ કરવા લાગ્યા, તમારા પુત્ર દુર્યોધને, ચેતનાને પામી હૃદમાંથી જેમ હસ્તિ ઉઠે તેમ ઉભા થઇ જે રીતે પોતે શીખેલો હતો તે પ્રમાણે પરિભ્રમણ કરી નિરંતર અસહનશીલ એવા મહારથિ તમારા પુત્રે પોતાની આગળ ઉભેલા પાંડુપુત્ર ભીમસેનને તાડન કર્યો; વિહ્વળ છે અંગ જેનું એવો તે પૃથ્વી વિષે પડયો. એ રીતે યુદ્ધમાં પરાક્રમી ભીમસેનને પૃથ્વી ઉપર પાડી, સિંહનાદ કરી, કૌરવ એવા તેણે ગદાનિપાતે કરી, પરાક્રમથી વજ્ર સરખું તેનું કવચ ભેદ્યું, તે વખતે અંતરીક્ષમાં દેવતાઓ તથા અપ્સરાઓએ મોટો શબ્દ કર્યો અને ઉત્તમ એવી વિચિત્ર પ્રકારના પુષ્પની વૃષ્ટિ થઇ. પૃથ્વી વિષે પડેલા બળે કરી હીન થએલા નહિ એવા કુરૂકુળમાં ઉત્પન્ન થએલા તે ઉત્તમ નરને તથા અત્યંત દૃઢ એવા તેના કવચના ભેદને જોઇ મોટો ભય પ્રાપ્ત થયો. ત્યારપછી બે ઘડીએ ચેતનાને પ્રાપ્ત થઇ, રૂધિરાક્ત એવા પોતાના મુખને લુછી, ધૈર્ય રાખી, નેત્ર ફાડી બળથી સ્તંભન કરી ભીમસેન ઉભો રહ્યો.

**ततो मुहूर्तादुपलभ्य चेतनां प्रमृज्य वक्त्रं रुधिराक्तमात्मनः**
**धृतिं समालभ्य विवृत्यलोचने बलेन संस्तभ्यवृकोदरः स्थितः ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि गदायुद्धे गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥**

## અધ્યાય ૫૮ મો. દુર્યોધનનું પડવું.

**संजय उवाच—समुदीर्णं ततो दृष्ट्वा संग्रामं कुरुमुख्ययोः ।**
**अथाब्रवीदर्जुनस्तु वासुदेवं यशस्विनं ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે પછી કુરૂકુળમાં મુખ્ય એવા તે બેઉના તીવ્ર સંગ્રામને જોઇ અર્જુને યશસ્વી એવા વાસુદેવ ભગવાનને પૂછ્યું કે હે જનાર્દન! આ બેઉ વીરમાંથી યુદ્ધવિષે તમે કોને શ્રેષ્ઠ માનો છો અને કોનો કયો ગુણ અધિક છે, તે તમે મને કહો. એવાં અર્જુનનાં વચન સાંભળી વાસુદેવ ભગવાન કહેવા લાગ્યા કે, આ બેઉને ઉપદેશ સરખો છે, પણ વિશેષ બળવાન ભીમસેન છે અને કુશળ તથા યત્ન કરવામાં તત્પર દુર્યોધન ભીમથી અધિક છે, માટે જો ધર્મથી યુદ્ધ કરશે તો ભીમસેન જીતશે નહિ. જો અન્યાયથી યુદ્ધ કરશે તો દુર્યોધનને હણશે. વળી દેવતાઓએ અસુરોને પણ માયાએકરી જીત્યા છે એમ પુરાણેતિહાસ કહે છે તેમજ ઇન્દ્રે વિરોચન તથા વૃત્રાસુરને માયાથીજ હણ્યો હતો, માટે ભીમસેન પણ માયામય એવા પરાક્રમનો આશ્રય કરશે તો જીતશે. હે અર્જુન! દ્યૂતકાલે ભીમસેને દુર્યોધન સાથે પ્રતિજ્ઞા પણ કરેલી છે કે સંગ્રામ વિષે હું ગદાએ કરી તારા સાથળ ભેદીશ; માટે

અરિકર્ષણુ એવા ભીમસેન, પોતે તે પ્રતિજ્ઞાનું પરિપાલન કરો. માયાવી એવા રાજાને માયાએ કરી નિકૃંતન કરો. જો ભીમસેન બળનો આશ્રય કરી ન્યાયેકરી પ્રહાર કરશે તો યુધિષ્ઠિર રાજા પાછા સંકટને પ્રાપ્ત થશે. હે પાંડવેય! વળી હું તને કહું તે સાંભળ, ધર્મરાજાના અપરાધેકરી આપણને ભય પ્રાપ્ત થયો, કારણ કે જો કે ભીષ્મ છે મુખ્ય જેમાં એવા કૌરવોને હણી અત્યંત મોટું કર્મ કરી જય પ્રાપ્ત કર્યો તથા મોટો યશ પ્રાપ્ત થયો અને વૈર પણ લીધું. હે પાંડવ! એ રીતે પ્રાપ્ત થએલો વિજય પાછો તેમણે સંશય યુક્ત કર્યો, ધર્મરાજની આ અબુદ્ધિ છે કે આવા ઘોર યુદ્ધમાં એકને વિજય કરવાનું પણ કરવું ને દુર્યોધન, એક તો શૂરવીર, કુશળ તથા એકાયનગત એટલે એકજ રસ્તે ચાલનાર છે, આ ઠેકાણે શુક્રાચાર્યે ગાએલો તત્વાર્થ સહિત પુરાતન એવો એક શ્લોક છે તે હું કહું તે સાંભળ. હે ધનંજય! જીવિતને ઇચ્છતા તેથી ભાગેલા, વળી તેજ પાછા આવેલા, મરતાં બાકી રહેલા શત્રુઓથી બ્હીતા રહેવું; કાં કે તે એકાયનગત એટલે કે એકજ રસ્તે જનાર છે, કે મરવું કાં મારવું, માટે ઉતાવળથી પાછા આવેલા જીવિત વિષે નિરાશ એવા શત્રુઓની આગળ ઉભા રહેવું નહિ. હે અર્જુન! ઇન્દ્ર પણ આમાં સમર્થ થઇ શકે નહિ, તેમજ હણાયું છે સૈન્ય જેનું એવા ભાગીને હ્રદમાં પેઠેલા, પરાજય પામેલા, વનને ઇચ્છતા, રાજ્ય પામવામાં નિરાશ થયેલા દુર્યોધનને દ્વંદ્વ યુદ્ધ કરવા પ્રાજ્ઞ પુરૂષ બોલાવે નહિ. તેમ આપણું જીતેલું રાજ્ય કાંઇ દુર્યોધન હરણ કરી શકે તેમ પણ હતું નહિ. દુર્યોધને તેર વર્ષ સુધી ગદાયુદ્ધ શીખવાનો શ્રમ કરેલો છે તે આ વખતે ભીમસેનને મારવાની ઇચ્છાથી ઉંચો તથા આડો વિચરે છે. વાસ્તે આને મહાબાહુ ભીમસેન જો અન્યાયે કરી હણશે નહિ તો કુરૂકુળમાં ઉત્પન્ન થએલો આ દુર્યોધન આજ તમારો રાજા થશે. કેશવ ભગવાનનાં વચન સાંભળી અર્જુને ભીમસેન જોતાં પોતાનો ડાબો સાથળ તાડન કર્યો. સંજ્ઞા ગ્રહણ કરી ભીમસેન, બે બે ત્રણ ત્રણ વિચિત્ર પ્રકારનાં મંડળ થાય તે રીતે હાથમાં ગદા લઇ સંગ્રામમાં વિચરતો હતો. એ રીતે પાંડુપુત્ર ભીમસેન હે રાજન્! શત્રુને જાણે સંમોહ પમાડતો હોય નહિ તેની પેઠે દક્ષિણ, સવ્ય તથા ગોમુત્રાકાર મંડળ થાય તે રીતે સંગ્રામમાં વિચરતો હતો. ગદામાર્ગમાં વિશારદ એવો તમારો પુત્ર ભીમસેનને હણવાની ઇચ્છાથી, લઘુતાથી વિચિત્ર પ્રકારનું મંડળ થાય તે રીતે સંગ્રામ વિષે વિચરતો હતો. ચંદન તથા અગરચંદનનું લેપન કરેલા, ગદાને ફેરવતા, વૈરના અંતને ઇચ્છતા, ક્રોધાયમાન થએલા કાળની પેઠે પરસ્પર હણવા ઇચ્છતા, અત્યંત શૂરવીર, પુરૂષમાં શ્રેષ્ઠ એવા તે બેઉ, સર્પના માંસને ઇચ્છતા બે ગરૂડ જેમ પરસ્પર યુદ્ધ કરે તેમ યુદ્ધ કરતા હતા. વિચિત્ર પ્રકારનાં મંડલ થાય તે રીતે વિચરતા દુર્યોધન તથા ભીમસેનના ગદાસંપાતથી અગ્નિની જ્વાળાઓ ઉત્પન્ન થતી હતી. શૂરવીર, બળવાન્ સમાન પ્રહાર કરતા, વાયુએ ક્ષોભ પમાડેલા બે સમુદ્ર સરખા, મહોન્મત્ત હસ્તિના પેઠે પરસ્પર પ્રહાર કરતા તે બેઉના ગદા પ્રહારથી મોટો વજ્રપાત સરખો શબ્દ ઉત્પન્ન થતો હતો. અત્યંત સંકુલ એવા તે દારૂણ સંપ્રહારવાળા, સંગ્રામ વિષે થાકી ગયેલા, શત્રુને દમન કરનાર યુદ્ધ કરતા તે બેઉ, બે ઘડી વિસામો ખાઇ, વળી પાછા મોટી ગદા ગ્રહણ કરી ક્રોધથી યુદ્ધ કરવા લાગ્યા, તે વખતે પરસ્પર હણતા એવા તે બેઉનું હે રાજેંદ્ર! ગદાનિપાતે કરી આવરણ રહિત એવું ઘોરરૂપ યુદ્ધ થયું. તેમાં પરસ્પર દોડતા વૃષભ સરખાં નેત્રવાળા, વેગવાન, કાદવમાં રહેલા બે મહિષની પેઠે પરસ્પર હણતા, શૂરવીર જર્જરીકૃત છે સર્વ અંગ જેમનાં તથા રૂધિરે કરી સંયુક્ત એવા તે બેઉ, હિમવાન પર્વત વિષે રહેલાં બે ખાખરાનાં વૃક્ષ

હોય નહિ તેમ દેખાતા હતા. ભીમસેને દેખાડેલા છિદ્ર સામે કંઠક જેમ એવો દુર્યોધન, તત્કાલ તેની સામે આવ્યો. તે વખતે બલવાન ભીમસેને પાસે આવેલા તેને જોઇ મોટા વેગેકરી તેની ઉપર ગદા નાંખી. ગદા નાંખતા તેને જોઇ હે વિશાંપતે! તમારો પુત્ર, તે સ્થાનકથી દૂર જતો રહ્યો, તેથી ફોગટ ગએલી ગદા પૃથ્વી ઉપર પડી. હે કુરુસત્તમ! તમારા પુત્રે એ રીતે તે પ્રહારથી પોતાના આત્માને બચાવી સંભ્રમથી ભીમસેન ઉપર ગદાનો પ્રહાર કર્યો. તે પ્રહારના મોટા પાતથી સ્રવતા રૂધિરે કરી ઘણા પરાક્રમવાળા તેને મૂર્છા આવી ગઇ. પણ સંગ્રામમાં પાંડવ પીડિત થએલો છે એ, દુર્યોધનના જાણવામાં આવ્યું નહિ. એ રીતે ભીમસેને પણ અતિ પીડિત એવું પોતાનું શરીર ધારણ કરી રાખ્યું. સંગ્રામમાં સામે પ્રહાર કરવા ઉભેલો છે એમ એને માની તમારા પુત્રે ફરીથી તેની ઉપર પ્રહાર ન કર્યો. ત્યાર પછી બે ઘડી વિસામો ખાઇ પ્રતાપવાન ભીમસેન, વેગેકરી પાસે ઉભેલા દુર્યોધન સામે દોડયો. ક્રોધથી સામે આવતા ઘણા પરાક્રમવાળા તેને જોઇ એના પ્રહારને ફોગટ કરવા ઇચ્છતા ઉદાર મનવાળા તમારા પુત્રે તેજ સ્થાનકે ઉભા રહેવાની મતિ કરી. ભીમસેનને છળવા સારૂ ઉંચા કૂદવાની ઇચ્છા કરી. તેનો અભિપ્રાય જાણી ભીમસેને સામે દોડી સિંહની પેઠે શબ્દ કરી, યુદ્ધ માર્ગે કરી છેતરતાં વળી ઉંચા કૂદતા તે રાજાના બે સાથળ ઉપર વેગેકરી ગદા નાંખી. એ રીતે ભયંકર છે કર્મ જેનું એવા ભીમસેને નાંખેલી વજ્ર સરખી ગદાએ પ્રિય છે દર્શન જેમનું એવા દુર્યોધનના બે સાથળ ભાગી ગયા. હે મહીપતે! ભીમસેને ભાગ્યા છે સાથળ જેના એવો પુરૂષમાં વ્યાઘ્રરૂપ તમારો પુત્ર પૃથ્વીને શબ્દાયમાન કરતો નીચે પડયો. તે વખતે મોટા કડાકા સહિત વાયુ વાવા લાગ્યો. રજનો વર્ષાદ થયો. વૃક્ષ, ક્ષુદ્રવૃક્ષ તથા પર્વત સહિત પૃથ્વી ચલાયમાન થઇ. સર્વ રાજાઓનો પતિ શૂરવીર દુર્યોધન પડયો તે વખતે પ્રદીપ્ત, મોટા શબ્દવાળું, ભયંકર મોટું ઉંબાડિયું પડયું. તેમજ રૂધિર તથા રજનો વર્ષાદ થયો. હે ભરતર્ષભ! તમારા પુત્રને પાડયો ત્યારે અંતરિક્ષમાં યક્ષ, રાક્ષસ તથા પિશાચોનો મોટો શબ્દ સંભળાયો. તેમજ ચોતરફથી ઘણાક મૃગ તથા પક્ષિઓનો અતિ ઘોર એવો શબ્દ થયો. તમારા પુત્રને પાડયો તે વખતે હણાતાં બાકી રહેલા જે ત્યાં ઘોડા તથા હસ્તિઓ હતા, તે પણ મનુષ્ય સહિત મોટા શબ્દ કરવા લાગ્યા. ભેરી, શંખ તથા મૃદંગોનો મોટો શબ્દ થયો. પૃથ્વીની અંદર શબ્દ થતો હતો, અને ઘણા પગ તથા ઘણા હાથવાળાં ભયંકર છે દર્શન જેમનાં એવાં નૃત્ય કરતાં ધડેકરી દિશાઓ વ્યાપ્ત થઇ ગઇ. ધ્વજ, અસ્ત્ર તથા શસ્ત્રવાળા યોદ્ધાઓ કંપવા લાગ્યા. હ્રદ તથા કૂપ, રૂધિરને ઉભરાવા લાગ્યા. મોટા વેગવાળી નદીઓ ઉલટી વહેવા લાગી. સ્ત્રિઓ પુરૂષ સરખી અને પુરૂષ સ્ત્રી સરખા નિર્બલ થઇ ગયા. એ રીતે અદ્ભુત એવા ઉત્પાતને જોઇ પાંડવ સહિત સર્વ પંચાલ, ઉદ્વિગ્ન છે મન જેમનું એવા થયા. દેવ, ગંધર્વ તથા અપ્સરાઓ, તમારા પુત્રોનાં અદ્ભુત યુદ્ધનાં વખાણ કરતા ઇચ્છા પ્રમાણે બોલવા લાગ્યા. તેમજ હે રાજેંદ્ર! સિદ્ધ, વાયુ સહિત છે ગતિ જેમની એવા ચારણ, પુરૂષમાં સિંહરૂપ તે બેઉની પ્રશંસા કરતા જે રીતે આવ્યા હતા તેમ પાછા ગયા.

तथैव सिद्धा राजेंद्र तथा वातिकचारणाः ।
नरसिंहौ प्रशंसंतो वीप्रजग्मुर्यथागतं ॥

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि दुर्योधननिपाते गुर्जरभाषायामष्टपंचाशत्तमोध्यायः ॥ ५८ ॥**

# અધ્યાય ૫૯ મો. ભીમનો ક્રોધ ને ધર્મનો વિલાપ.

**संजय उवाच—तं पातितं ततो दृष्ट्वा महाशालमिवोद्गतं ।
प्रहृष्टमनसः सर्वे ददृशुस्तत्र पांडवाः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! ઉખેડી ગએલું મોટું સાગ વૃક્ષ હોય નહિ તેની પેઠે પાડેલા તેને જોઇ પ્રહૃષ્ટ છે મન જેમનું એવા સર્વે પાંડવો ત્યાં પડેલો તેને જોતા હતા. એ રીતે સિંહે પાડેલા ઉન્મત્ત હસ્તિની પેઠે પડેલા તેને જોઇ સર્વ પાંડવ તથા સોમકોનાં રૂવાં ઉભાં થયાં. પ્રતાપવાન ભીમસેને, દુર્યોધનને હણી પાડેલા કૌરવેંદ્ર પાસે જઇ આવી રીતે કહ્યું કે, હે દુર્મતે! સભાના મધ્યમાં હાસ્ય કરતાં એક વસ્ત્ર પહેરેલી દ્રૌપદીને તથા અમને 'આ ગાય જેવા છે આ બિચારા ગાય જેવા છે' એમ કહેતો હતો, તે ઉપહાસના ફળને આજ પ્રાપ્ત થા. ભીમસેને ડાબા પગથી તેના મુગટને સ્પર્શ કરી, પગથી રાજસિંહ એવા તેનું મસ્તક કચર્યું. ક્રોધથી લાલ નેત્રવાળા, શત્રુ સૈન્યને પીડનાર ભીમસેને વળી જે વાક્ય કહ્યાં, તે હું, હે નરાધિપ! તમને કહું તે સાંભળો. મૂઢ બુદ્ધિવાળા જેઓ, પૂર્વે 'આ ગાયો જેવા છે એમ કહી, અમારી પાસે નૃત્ય કરતા હતા, તેમની પાસે પાછા આ સમે અમે 'આ ગાય જેવા છે આ ગાય જેવા છે' એમ કહી નૃત્ય કરીએ છીએ. તેમાં નથી ઠગ બીજી કરતા, નથી અગ્નિ મૂકતા, નથી કપટ દ્યૂત રમતા તથા નથી છેતરપંડી કરતા; કેવળ પોતાના બાહુબળનો આશ્રય કરી શત્રુઓને બાધ કરીએ છીએ, એમ કહી પરમ વૈરના પારને પામ થએલા ભીમસેને ધીરેથી હાસ્ય કરી, યુધિષ્ઠિર, કેશવ ભગવાન, સંજય, અર્જુન તથા નકુલ સહદેવને કહ્યું કે-જેમણે રજસ્વલા દ્રૌપદીને સભામાં લઈ આવી વસ્ત્ર ખેંચ્યાં હતાં તે દ્રૌપદીના તપોબળથી સંગ્રામમાં પાંડવોએ હણેલા ધૃતરાષ્ટ્ર પુત્રોને તમે જૂવો. ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રો, આપણને પૂર્વે 'આ ષંડતિલ છે' એમ કહેતા હતા તેમને ગણ તથા પરિવાર સહિત આપણે હણ્યા. હવે આપણે જોઇયે તો સ્વર્ગમાં જઇએ કે નરકમાં પડીએ. એમ કહી ખભે ગદા હતી તેને હાથમાં લઇ પૃથ્વીવિષે પડેલા દુર્યોધન રાજાનું મસ્તક વામ પાદથી મર્દન કરી, 'તું ઠગારો છે એમ તેને કહ્યું.' હે રાજન્! એ રીતે ક્ષુદ્રાત્મા હૃષ્ટ થએલા ભીમસેને કુરૂસત્તમ દુર્યોધનના મસ્તકવિષે મૂકેલા પગને જોઇ, સોમકોમાં શ્રેષ્ઠ જે ધર્માત્મા હતા તેમને સારૂં લાગ્યું નહીં. તમારા પુત્રને હણી ઘણું બોલતા તથા નૃત્ય કરતા ભીમસેનને ધર્મરાજ, આવી રીતે કહેવા લાગ્યા કે વૈરના અનૃણીપણાને તું પ્રાપ્ત થયો. શુભ વા અશુભ કર્મે કરી તારી પ્રતિજ્ઞા તેં પૂરી કરી, માટે હવે વિરામ પામ. હે અનઘ! આના મસ્તકને પગે કરી મર્દન કર માં; કેમકે તેમ કરવાથી તારો ધર્મ જાય છે. રાજા તથા જ્ઞાતીય એવા આને તેં પગે કરી હણ્યો એ કંઇ તને ઘટિત નહિ. હે ભીમ! રાજા, જ્ઞાતીય, અગીયાર અક્ષૌહિણીના તથા કૌરવોના અધિપતિ એવા આને તું પગે કરી સ્પર્શ કર માં. હણાયા છે બંધુ, ચાકર તથા સર્વાકારે કરી શોચ કરવા લાયક આ છે હાસ્ય કરવા લાયક નથી. હણાયા છે ચાકર, ભાઇઓ તથા પ્રજા જેની,તથા નથી કોઇ પિંડ આપનાર ભ્રાતા જેને તથા વિધ્વંસ્ત થએલા આને તેં પગે કરી હણ્યો એ ઠીક નહિ. પૂર્વે મનુષ્યો 'ભીમસેન ધાર્મિક છે' એમ તને કહેતા હતા, તે તું હે ભીમસેન! શું કરવા રાજાના મસ્તકવિષે પગ મૂકે છે, ભીમસેનને આમ કહી નેત્રમાં આવ્યાં છે અશ્રુ જેને એવા દીન યુધિષ્ઠિર, શત્રુને દમન કરનાર દુર્યોધન પાસે જઈ કહેવા લાગ્યા કે,

હે તાત ! તારે ક્રોધ કરવો નહિ, તેમ તારા આત્માનો શોચ પણ કરવો નહિ, કારણ જરૂર કરીને પોતાનાં પૂર્વે કરેલાં અતિ ઘોર એવાં કર્મ પોતાને અનુભવ કરવાં પડે છે. હે કુરૂસત્તમ ! તું અમને હણવા ઇચ્છે છે ને અમે તને હણવા ઇચ્છિએ છીએ એવું વિષમ ફળ વિધાતાએ નિર્માણ કર્યું છે, માટે આમાં કોને દોષ દઇયે ? હે ભારત ! લોભ, મદ, તથા બાળકપણાથી પોતાના અપરાધે કરીને તું આવાં મોટાં દુઃખને પ્રાપ્ત થયો. વયસ્ય, ભાઇઓ, પિતૃઓ, પુત્ર, પૌત્ર, તથા બીજાઓને મરાવી તે પછી તું પણ નિધનને પ્રાપ્ત થયો. તારા અપરાધથી અમે તારા ભાઇઓ તથા જાતિલાઓને પણ હણ્યા; કેમકે દૈવને હું દુરત્યય માનું છું. હે અનઘ ! તારે આત્માનો શોચ કરવો નહિ કેમકે તારૂં મૃત્યુ વખાણવા લાયક છે, હવે તો હે કૌરવ ! સર્વ અવસ્થાને વિષે અમેજ શોચ કરવા લાયક છીએ કેમકે પ્રિય એવા બંધુએ કરી હીન એવા અમે કૃપણની પેઠે વરતીશું. ભાઇઓ તથા પુત્રોના શોકે કરી વિહ્વલ તથા શોકમાં પરિપ્લુત એવી વિધવા વધૂઓને જોઇશું. આ સમે તો હે રાજન્ ! તું એકલો સુસ્થિત છે, કેમકે જરૂર તારો સ્વર્ગમાં નિવાસ છે. અમે દારૂણ એવા નરક સંજ્ઞક દુઃખને પ્રાપ્ત થઇશું. શોકે કરી દુઃખિત તથા વિહ્વલ એવી વિધવા થએલી ધ્રુતરાષ્ટ્રના પુત્રની સ્ત્રિયો જરૂર અમને નિંદશે. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! એમ કહી અત્યંત દુઃખે કરી પીડિત એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા વારંવાર વિલાપ કરવા લાગ્યા.

**एवमुक्त्वा सुदुःखार्तो निशश्वास स पार्थिवः ।**
**विललाप चिरं चापि धर्मपुत्रो युधिष्ठिरः ॥**

**इतिश्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि युधिष्ठिर विलापे गुर्जरभाषायामेकोनषष्टितमोऽध्यायः ॥ ५९ ॥**

---

## અધ્યાય ૬૦ મો. બળરામને ચઢેલો ગુસ્સો.

**धृतराष्ट्र उवाच—अधर्मेण हतं दृष्ट्वा राजानं माधवोत्तम ।**
**किमब्रवीत्तदासूत बलदेवो महाबलः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સૂત ! અધર્મે કરી હણેલા રાજાને જોઇ, મધુકુળમાં ઉત્તમ મહા બળવાન બળદેવે શું કહ્યું ? હે સંજય ! તે વખતે ગદા યુદ્ધના વિશેષને જાણનાર, ગદા યુદ્ધમાં વિશારદ રોહિણી પુત્ર બલરામે જે કર્યું હોય તે મને કહે. સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર ! ભીમસેને પગે કરી મસ્તક વિષે હણેલા તમારા પુત્રને જોઇ, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ બલવાન હલાયુદ્ધ રામ, રાજાઓના મધ્યમાં ઉંચો હાથ કરી ઘોર એવો પીડિત સ્વર કરી, અરે ! હે ભીમ ! તને ધિક્કાર છે, તને ધિક્કાર છે, એમ કહી ગુસ્સે થયા. અરે ! આને ધિક્કાર છે, કેમકે આ ધર્મ વિગ્રહમાં નાભિથી નીચે આણે પ્રહાર કર્યો માટે જે ભીમસેને કર્યું તે ક્યાંય ગદાયુદ્ધમાં જોયું નથી, તેમ શાસ્ત્રનો એવો નિશ્ચય છે કે ગદાયુદ્ધમાં નાભિથી હેઠલા ભાગમાં મારવું નહિ. તેમ છતાં શાસ્ત્ર ન જાણનાર મૂઢ એવો આ તો પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્યો છે. બલરામને મોટો ક્રોધ ઉત્પન્ન થયો, તે વખતે ક્રોધથી છે લાલ નેત્ર જેનાં એવા બળદેવ, રાજા

સામે જોઈ, હે મહારાજ ! આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે કૃષ્ણ ! આ રાજા કંઈ પતિત નથી. કેવળ મારા સરખો અને અસમ છે, એટલે નથી કોઇ જે સરખો એવો છે; તોપણ આશ્રિતના દુર્બળપણાથી આશ્રય પણ નિંદાય. આ એમ કહી હળ ઉગામી બળવાન એવા તે, ભીમસેન સામે દોડ્યા. ઉંચો છે હાથ જેનો એવા તે મહાત્માનું રૂપ, અનેક ધાતુએ કરી વિચિત્ર પ્રકારના મોટા શ્વેત પર્વત સરખું થયું. એ રીતે દોડતા તેમને વિનયયુક્ત બળવાન કેશવ ભગવાને સ્થૂળ તથા વૃત્તાકાર બાહુએ કરી ગ્રહણ કર્યા. તે વેળાએ શ્વેત તથા કૃષ્ણ એવા યદુવીર તે બેઉ, અમાવાસ્યાને દિવસે આકાશમાં રહેલા ચંદ્ર તથા સૂર્ય શોભે તેમ શોભતા હતા. અત્યંત ક્રોધાયમાન થએલા બળરામનો જાણે ક્રોધ સમાવતા હોય નહિ તેમ કેશવ ભગવાન બોલ્યા કે, પોતાની વૃદ્ધિ, મિત્રની વૃદ્ધિ, મિત્રના મિત્રનો ઉદય, શત્રુનો ક્ષય, શત્રુના મિત્રનો ક્ષય, તથા શત્રુના મિત્રના મિત્રનો ક્ષય, એ છ પ્રકાર પોતાની વૃદ્ધિના જાણવા. પોતાવિષે તથા મિત્રવિષે જ્યારે વિપરીત થાય ત્યારે મનને ગ્લાનિ ઉપજે પણ તત્કાળ તેની શાંતિ કરવી, પણ પ્રકૃતિમાં તો શુદ્ધ પૌરૂષવાળા પાંડવ આપણા સહજ મિત્ર છે; કેમકે આપણી ફોઇના પુત્ર છે. તેમને પારકાઓએ અત્યંત છેતર્યા ત્યારે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવું, એ ક્ષત્રિયનો ધર્મ છે, ભીમસેને સભાતળ વિષે પૂર્વે પ્રતિજ્ઞા કરી હતી કે મહા સંગ્રામમાં દુર્યોધનના સાથળ ગદાએ કરી હું ભાગીશ. તેમજ મહર્ષિ એવા મૈત્રેયે પણ પૂર્વે તેને શાપ દીધો હતો કે ભીમસેન, ગદાએ કરી તારા સાથળ ભાગી નાંખશે, માટે હે પ્રલંબાસુરને મારનાર ! તેનો દોષ હું દેખતો નથી અને તમે પણ ક્રોધ કરો માં; કેમકે પોતાના એવા સુખને આપનારા હાર્દવાળા પાંડવ સાથે આપણે યૌવન સંબંધ છે તેથી હે પુરૂષર્ષભ ! તેમની વૃદ્ધિએ કરીનેજ આપણી વૃદ્ધિ છે વાસ્તે તમે ક્રોધ કરો માં. વાસુદેવનાં વચન સાંભળી ધર્મજ્ઞ બળરામે કહ્યું કે, સત્પુરૂષોએ સારી રીતે આચરણ કરેલા ધર્મ, અર્થ તથા કામે કરી સંકોચને પ્રાપ્ત થવાય છે. અત્યંત અર્થમાં લુબ્ધ એવા પુરૂષનો અર્થ સંકોચને પ્રાપ્ત થાય છે. કામનું સેવન કરતાં ધર્મ તથા અર્થને પીડિત ન કરે, અર્થ સેવન કરતાં ધર્મ તથા કામને પીડિત ન કરે અને ધર્મ સેવતાં કામ તથા અર્થને પીડિત ન કરે, એ રીતે જે ધર્મ, અર્થ તથા કામને સેવે તેને અત્યંત સુખ પ્રાપ્ત થાય છે. હે ગોવિંદ ! ભીમસેને ધર્મને પીડવાથી આ સર્વ વ્યાકુળ થયું છે. તું પણ ઇચ્છા પ્રમાણે મારા પ્રત્યે કહે છે, કંઇ ધર્મ નથી બોલતો. અર્થમાં લુબ્ધ એવા ભીમસેને પૂર્વે કહેલા માર્ગને ઉલ્લંઘન કર્યો છે. બલરામનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, ધર્મવત્સલ તથા ધર્માત્મા એવા તમે નિરંતર અરોષણ તરીકે લોકમાં વિખ્યાત છો વાસ્તે શાંતિને પ્રાપ્ત થાઓ અને ક્રોધ કરો માં, કેમકે હાલ કલિયુગ પ્રાપ્ત થયો છે; તેમ પાંડવની તેવી પ્રતિજ્ઞા પણ હતી એમ જાણો, એટલે કે કલિયુગના આરંભમાં એટલું પાપ ખેદ કરનાર થવું જોઇએ નહિ. પાંડુપુત્ર ભીમસેને કરેલી પ્રતિજ્ઞા તથા વૈરના અનૃણીપણાને તે પ્રાપ્ત થાઓ.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે વિશાંપતે ! એ રીતે કેશવ ભગવાનથી પણ ધર્મ સંબંધી છળને સાંભળી, નથી પ્રસન્ન મન જેનું એવા બલરામ, સભાના મધ્યમાં આવી કહેવા લાગ્યા કે, ધર્માત્મા એવા દુર્યોધન રાજાને અધર્મથી હણી પાંડુપુત્ર ભીમસેન આ લોકમાં કપટયોધી એવી ખ્યાતિ પામશે. સરલતાથી યુદ્ધ કરનાર હણાયલો ધૃતરાષ્ટ્ર પુત્ર ધર્માત્મા દુર્યોધન રાજા સંગ્રામ દીક્ષા વિષે પ્રવિષ્ટ થઇ મોટા રણયજ્ઞને વિસ્તારી, શસ્ત્ર રૂપી અગ્નિ વિષે

પોતાના આત્માને હોમી, યશરૂપ અવભૃથને પ્રાપ્ત થયો, માટે તે તો શાશ્વતી ગતિને પ્રાપ્ત થશે. આમ કહી રથમાં બેસી શ્વેત વાદળના શિખર સરખો છે આકાર જેનો એવા પ્રતાપવાન રોહિણીપુત્ર બળરામ, હે વિશાંપતે! દ્વારકાં તરફ ગયા. અને શ્રીકૃષ્ણ સહિત પાંડવ તથા પંચાલ, નથી અત્યંત પ્રસન્ન મન જેમનું એવા ચિંતામાં તત્પર નીચું જોઇ રહેલા શોકે કરી હણાયો છે સંકલ્પ જેનો એવા થઇ રહ્યા. પછી દીન થયેલા યુધિષ્ઠિર પ્રત્યે વાસુદેવ ભગવાને કહ્યું કે, હે ધર્મરાજ! હે નરાધિપ! તમે આ અધર્મ થાય છે, એમ શું કરવા માનો છો? ધર્મજ્ઞ એવા તમે, હણાયા છે બંધ જેના અને પડેલા બેભાન સરખા દુર્યોધનના મસ્તકને ભીમસેન પગે કરી મર્દન કરે છે તેની કેમ ઉપેક્ષા કરો છો. વાસુદેવનાં વચન સાંભળી યુધિષ્ઠિર કહેવા લાગ્યા કે, હે કૃષ્ણ! ભીમસેન ક્રોધથી પગે.કરી દુર્યોધન રાજાના મસ્તકને સ્પર્શ કરે છે એ મને પ્રિય નથી; તેમ કુળનો ક્ષય થવાથી હું પ્રસન્ન પણ થતો નથી, તથાપિ ધૃતરાષ્ટ્રના પુત્રોએ ઠગાઇ કરી નિરંતર અમને છેતર્યા, તેમ ઘણાંક કઠોર વચન કહી અમને વન પ્રત્યે મોકલ્યા, તે ભીમસેનના હૃદયમાં સાલે છે, એમ વિચારી હે વાર્ષ્ણેય! એની મેં ઉપેક્ષા કરી, માટે કામવશ થએલા દુષ્ટબુદ્ધિવાળા લુબ્ધ દુર્યોધનને હણી ધર્મ વા અધર્મ કરી ભીમસેન કામનાને પ્રાપ્ત થયો છે.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે ધર્મરાજાએ કહ્યું તે સાંભળી વાસુદેવ ભગવાને આવી રીતે કહ્યું કે, એની ઇચ્છા પ્રમાણે હો. એ રીતે ભીમનું પ્રિય તથા હિત ઇચ્છનાર વાસુદેવે યુધિષ્ઠિરને કહ્યું એટલે યુધિષ્ઠિરે ભીમસેને યુદ્ધવિષે જે કર્યું હતું તે સર્વ સ્વીકારી લીધું. અસહનશીલ એવો ભીમસેન પણ સંગ્રામ વિષે તમારા પુત્રને હણી પ્રસન્ન થએલો હર્ષથી પ્રફુલ્લિત છે નેત્ર જેનાં એવો જયશીલ મોટા તેજવાળો ધર્મરાજ એવા યુધિષ્ઠિરને પ્રણામ કરી હાથ જોડી કહેવા લાગ્યો કે, હે મહારાજ! હણાયા છે કંટક જેમાંથી એવી કલ્યાણરૂપ સર્વ પૃથ્વી આજ હવે તમારી થઇ છે તેની રક્ષા કરો અને સ્વધર્મનું પાલન કરો. હે પૃથ્વીપતે! છળ છે પ્રિય જેને એવો ઠગાઇથી આ વૈરનો કર્તા હતો તે હણાયો. તેમજ દુઃશાસનાદિક ઉગ્ર બોલનારા સર્વ શત્રુ, રાધાપુત્ર કર્ણ તથા શકુનિ એ સર્વે હણાયા, હે મહારાજ! રત્નેકરી સમાકીર્ણ વન તથા પર્વત સહિત આ પૃથ્વી, હણાયા છે દ્વેષી જેના એવા તમને આજ પાછી પ્રાપ્ત થઇ છે. ભીમસેનનાં વચન સાંભળી યુધિષ્ઠિર બોલ્યા કે, દુર્યોધન રાજા હણાયો વૈરના અંતને તું પ્રાપ્ત થયો ને શ્રીકૃષ્ણના મતનો આશ્રય કરી આ પૃથ્વી આપણે જીતી, ને માતા તથા ક્રોધ એ બેઉના અનૃણીપણાને પ્રાપ્ત થયા એ ઘણું સારૂં થયું, અને હે દુર્ધર્ષ! તું જય પામે છે, તથા તેં શત્રુને પાડ્યો. એ પણ ઘણું સારૂં થયું છે.

**दिष्ट्या गतस्त्वमानृण्यं मातुः कोपस्य चोभयोः।**
**दिष्ट्या जयसि दुर्धर्ष दिष्ट्या शत्रुर्निपातितः॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि बलदेवसांसने गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥**

## અધ્યાય ૬૧ મો. કૃષ્ણ અને દુર્યોધનનો સંવાદ.

**धृतराष्ट्र उवाच—हतं दुर्योधनं दृष्ट्वा भीमसेनेन संयुगे।**
**पांडवाः सृंजयाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય ! સંગ્રામમાં ભીમસેને હણેલા દુર્યોધનને જોઇ પાંડવ તથા સૃંજય શું કરતા હતા ? સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ ! સિંહ જેમ વનગજને મારે તેમ સંગ્રામમાં ભીમસેને હણેલા દુર્યોધનને જોઈ પ્રહૃષ્ટ છે મન જેમનું એવા કૃષ્ણ સહિત પાંડવ, પંચાલ તથા સૃંજય, પોતાનાં ઉત્તરીય વસ્ત્ર હલાવતા જયનાદ કરવા લાગ્યા. એ વખતે હર્ષયુક્ત એવા એમને આ પૃથ્વી પણ સહન કરી શકતી ન હતી. કેટલાક તો ધનુષ ખેંચતા હતા, કેટલાક પ્રત્યંચાનો શબ્દ કરતા હતા, બીજા કેટલાક મોટા શંખ વગાડતા હતા, કેટલાક દુંદુભિ નામનાં વાદ્ય વગાડતા હતા, કેટલાક ક્રીડા કરતા હતા અને કેટલાક તમારા શત્રુઓ હાસ્ય પણ કરતા હતા. શૂરવીર ભીમસેનને વારંવાર આવી રીતે વચન કહેતા હતા કે, અતિશય કર્યો છે શ્રમ જેણે એવા કૌરવેંદ્ર દુર્યોધનને સંગ્રામ વિષે ગદાથી હણી આજ સંગ્રામમાં અતિ મોટું દુષ્કર એવું કર્મ તેં કર્યું. આ પરમ સંગ્રામમાં ઇંદ્ર જેમ વૃત્રાસુરનો વધ કર્યો હતો તેમ તેં આ શત્રુનો વધ કર્યો, એમ મનુષ્યો હવે માનશે. વિવિધ પ્રકારના રસ્તાથી ચોતરફ મંડલાકાર થાય તે રીતે વિચરતા શૂરવીર દુર્યોધનને ભીમસેન વિના બીજો કોણ હણે ? હે વીર ! બીજાઓએ અત્યંત દુર્ગમ એવા વૈરના પારને તું પ્રાપ્ત થયો છે. આ કાર્ય તારા વગર બીજો કોઈ કરવા સમર્થ થાત નહિ. હે વીર ! સંગ્રામ વચ્ચે મદોન્મત્ત હસ્તિની પેઠે તેં પગે કરી દુર્યોધનના મસ્તકને મર્દન કર્યું એ પણ ઘણું સારૂં થયું. હે અનઘ ! ઉત્તમ સંગ્રામ કરી સિંહ જેમ મહિષના રૂધિરનું પાન કરે તેમ દુઃશાસનનું રૂધિર તેં પીધું તે પણ ઘણું સારૂં થયું. જેઓ ધર્માત્મા યુધિષ્ઠિર રાજાનો તિરસ્કાર કરતા હતા તેમના મસ્તક વિષે તેં પગ મૂક્યો એ પણ ઘણું સારૂં થયું. હે ભીમ ! શત્રુઓને માથે પગ મૂકવાથી તથા દુર્યોધનનો વધ કરવાથી તારો અત્યંત મોટો યશ પૃથ્વી વિષે વિખ્યાત થયો છે. હે ભારત ! વૃત્રાસુરને હણવાથી ઇન્દ્રને જેમ બંદિજન વખાણે છે તેમ હણ્યા છે શત્રુ જેણે એવા તને અમે વખાણીએ છીએ. હે ભારત ! દુર્યોધનનો વધ થયો તે વખતે અમારાં રૂવાં ઉભાં થયાં હતાં તે હજી શમતાં નથી, એમ તું જાણ. એ રીતે ભીમસેન પ્રત્યે કહેતા એવા ત્યાં એકઠા મળેલા ચારણ તથા અયોગ્ય બોલતા એવા પુરૂષમાં સિંહરૂપ પ્રસન્ન થએલા પાંડવ સહિત પંચાલો પ્રત્યે મધુસૂદન ભગવાન આવી રીતે કહેવા લાગ્યા.

શ્રીકૃષ્ણ—હે રાજાઓ ! હણાયલા શત્રુને ફરીથી ઉગ્ર વાણીએ કરી વારંવાર હણવો એ કંઇ ન્યાય નથી. મંદબુદ્ધિવાળો લજ્જા વગરનો લોભી, પાપીઆ છે સહાય જેને એવો આ તો, જ્યારે વિદુર, દ્રોણ, કૃપ, ગાંગેય તથા સૃંજયોએ, પાંડવ વાસ્તે તેમના પિતાના ભાગની માગણી કરી તે ન આપતાં સંબંધિની આજ્ઞા ઉલ્લંઘન કરી હાલ કર્મે કરીને હણાયો છે. પુરૂષમાં અધમ એવા આને જોઇયે તો શત્રુ હોય ને જોઇયે તો મિત્ર હોય, પણ હવે વાણીએ કરી તિરસ્કાર કરવો યોગ્ય નથી. કાષ્ઠ જેવા જડને અતિ નમાવવાથી શું ? માટે હે રાજાઓ ! જલદી રથ વિષે બેસો એટલે આપણે તંબુપર જઇએ. ચાકર, જ્ઞાતિ તથા બાંધવ સહિત પાપાત્મા એવો આ હણાયો એ ઘણું સારૂં થયું.

શ્રીકૃષ્ણથી એવો તિરસ્કાર સાંભળી ક્રોધવશ થએલો દુર્યોધન રાજા, સાથળના ઉપલા ભાગથી બેઠો થઇ બે હાથથી પૃથ્વીનો આશ્રય કરી, કપાઇ ગયું છે પુચ્છ જેનું એવા, અર્ધ ઉંચકેલા શરીરવાળા ક્રોધાયમાન થએલા સર્પ સરખું થયું છે રૂપ જેનું એવો દુર્યોધન, વાંકી છે ભ્રકુટિ જેની એવી દષ્ટિથી વાસુદેવ સામે જોઇ પ્રાણાંત કરનારી તે ઘોર વેદનાને ન ચિંતવતાં ઉગ્ર વાણીથી તેમને પીડતાં કહેવા લાગ્યો કે, હે કંસના દાસના પુત્ર! હજી એટલું કર્યું તોય તને લાજ નથી. ગદાયુદ્ધમાં અધર્મે કરી ભીમસેનને 'આના સાથળ ભેદ' એમ મિથ્યા સ્મૃતિ આપી મને પાડ્યો તે વાત તેં અર્જુનને કહી તે શું મેં નહોતું જાણ્યું? તેમજ સરલતાથી યુદ્ધ કરનાર હજારો રાજાઓને ઘણાક કપટ ભરેલા ઉપાયે કરી તેં મરાવ્યા તોપણ હજી તને લાજ આવતી નથી, તેમ દયા પણ નથી? એ રીતે કપટથીજ દિવસે દિવસ શૂરવીરોનો મોટો નાશ તું કરે છે. શિખંડિને આગળ કરી તેં પિતામહ ભીષ્મને મરાવ્યા, તેમજ હે સુદુર્મતે! અશ્વત્થામા છે નામ જેનું એવા હસ્તિને મારી જુઠું બોલી આચાર્ય પાસેથી શસ્ત્ર મૂકાવ્યાં તે વખતે, ક્રૂર એવા ધૃષ્ટદ્યુમ્ને તારા જોતાં તેમને પાડ્યા તોય એને તેં વાર્યો નહિ એ શું હું જાણતો ન હતો? પાંડુ પુત્રના વધ વાસ્તે યાચના કરેલી શક્તિ તેં ઘટોત્કચ ઉપર નંખાવી માટે તારાથી બીજો વધારે પાપી કોણ? વળી કપાયો છે હાથ જેનો એવા બળવાન ભૂરિશ્રવાને તેં પ્રેરણા કરેલા મહાત્મા સાત્યકિએ હણ્યો. અર્જુનને જીતવાની ઇચ્છાથી ઉત્તમ કર્મ કરતા કર્ણને અશ્વસેન નામના સર્પને ચુકાવી જ્યારે એનું ચક્ર ગળ્યું અને તે વ્યસનથી પીડાયો ત્યારે તેને પણ તેં પડાવ્યો; જો મારી સાથે, કર્ણની સાથે તથા એકઠા મળેલા ભીષ્મ તથા દ્રોણની સાથે સરળતાથી યુદ્ધ કરાવ્યું હોત તો જરૂર તારો જય થાત નહિ. પણ શું કરીએ, અનાર્ય એવા તેં કપટ માર્ગે કરી સ્વધર્મથી ચાલનાર એવા અમને તથા બીજાઓને કપટે મરાવ્યા છે; એવાં દુર્યોધનનાં વચન સાંભળી વાસુદેવ ભગવાન બોલ્યા કે, હે ગાંધારે! તેં પાપ માર્ગનો આશ્રય કર્યો તેથી ભાઇ, સુત, બાંધવ, ગણ તથા સુહૃદ સહિત તું હણાયો છે. શૂરવીર એવા ભીષ્મ તથા દ્રોણ પણ તારા દુષ્કૃતથી હણાયા. તેમજ કર્ણ પણ તારા અશીલને અનુસરવાથી સંગ્રામમાં હણાયો. હે મૂઢ! મેં પાંડવ વાસ્તે તારી પાસે તેમના ભાગ સારૂ યાચના કરી પણ તું લોભથી તથા શકુનિના નિશ્ચયથી તે આપવા ઇચ્છતો ન હતો. તેં ભીમસેનને વિષ દીધું હતું, તેમજ હે સુદુર્મતે! માતા સહિત સર્વ પાંડવોને લાખના ઘરમાં તું બાળી દેતો હતો, દ્યૂત વખતે રજસ્વલા એવી દ્રૌપદીને સભામાં ખેંચી હતી, હે નિર્લજ્જ! હે દુષ્ટાત્મન્! ત્યારેજ તું તો વધ્ય હતો. વળી પાસાની વિદ્યા ન જાણનાર ધર્મજ્ઞ યુધિષ્ઠિરને કપટે રમનાર શકુનિ પાસે છેતરપંડીથી પરાજય અપાવ્યો હતો તેથી સંગ્રામમાં તું હણાયો છે. તૃણબિંદુના આશ્રમ પ્રત્યે પાંડવો મૃગયા કરવા ગયા તે વખતે પાપી જયદ્રથે વનમાં દ્રૌપદીને કલેશ આપ્યો હતો ને એકલા અભિમન્યુને ઘણાકે માર્યો, ઇત્યાદિ તારા દોષથી હે પાપિ! તું હણાયો છે. જેટલાં જેટલાં અકાર્ય અમારાં તું કહે છે તે બધાં તારા અતિ વૈગુણ્યથી અમારે કરવાં પડયાં છે. બૃહસ્પતિનો કે શુક્રનો ઉપદેશ તેં સાંભળ્યો નથી; વૃદ્ધની ઉપાસના તેં કરી નથી તથા તેમનાં હિતરૂપ વચન તેં સાંભળ્યાં નથી. અતિ બળવાન એવા લોભ તથા તૃષ્ણાએ તને વશ કર્યો તેથી અકાર્ય એવાં કર્મ તેં કર્યાં, માટે તેના વિપાકને તું ભોગવ. વાસુદેવ ભગવાનનાં વચન સાંભળી વળી દુર્યોધન કહેવા લાગ્યો કે, મેં તો વિધિપુરઃસર અધ્યયન કર્યું, છે, દાન આપ્યાં, છે સમુદ્ર પર્યંત પૃથ્વીનું પાલન કર્યું છે શત્રુઓનાં મસ્તક ઉપર પગ મૂક્યો છે એટલે મારા જેવો સારો નિશ્ચય બીજા કોનો

છે ? તેમ સ્વધર્મથી ચાલનાર ક્ષત્રિય બંધુનું ઇષ્ટ એવું જે મરણ તે મને પ્રાપ્ત થયું છે માટે મારા જેવો સારો નિશ્ચય બીજા કોનો છે ? રાજાઓને દુર્લભ અને દેવને યોગ્ય એવા મનુષ્ય ભોગ મેં ભોગવ્યા ને ઉત્તમ એવા ઐશ્વર્યને પણ હું પ્રાપ્ત થયો, માટે મારા જેવો સારો નિશ્ચય બીજા કોનો છે ? હે અચ્યુત ! સુહૃદ તથા અનુગતસહિત હું સ્વર્ગ પ્રત્યે જઇશ, ને હણાયો છે સંકલ્પ જેનો એવા તમો શોચ કરતા રહેશો.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! બુદ્ધિમાન કુરુરાજનાં એ વાક્ય સમાપ્ત થયાં તે વખતે સુંદર ગંધવાળા પુષ્પનો મોટો વર્ષાદ થયો. ગંધર્વ, અત્યંત મનોહર વાદિત્ર વગાડવા લાગ્યા. અપ્સરાઓ, રાજાના યશનું ગાન કરવા લાગી, અને હે પાર્થિવ ! સિદ્ધપુરૂષો 'સાધુ સાધુ' એ રીતે ધન્ય વાણી બોલ્યા. પવિત્ર છે ગંધ જેની એવો કોમળ સુખરૂપ સુગંધિ વાયુ વાતો હતો, સર્વ દિશાએ. શોભતી હતી, ને આકાશ વૈદુર્યમણિ સરખું સ્વચ્છ થયું હતું. વાસુદેવ છે મુખ્ય જેમાં એવા તે સર્વ અતિ આશ્ચર્યરૂપ ચિન્હને જોઇ દુર્યોધનને થએલો સત્કાર જોઇ લજ્જા પામ્યા. અધર્મથી હણાયલા તેમને સાંભળી શોકથી પીડિત એવા ભીષ્મ, દ્રોણ, કર્ણ તથા ભૂરિશ્રવાનો શોચ કરવા લાગ્યા. એ રીતે ચિંતામાં તત્પર એવા દીન ચિત્તવાળા પાંડવોને જોઇ મેઘ તથા દુંદુભિના જેવો ગંભીર છે શબ્દ જેનો એવા શ્રીકૃષ્ણ, આવી રીતે કહેવા લાગ્યા કે, અતિ શીઘ્રાસ્ત્ર એવા આ દુર્યોધનને તથા પરાક્રમી તે સર્વ મહારથિઓને સરલ યુદ્ધે કરી તમે સંગ્રામમાં હણવા સમર્થ થઇ શકત નહિ. એ રીતે મોટા ધનુષવાળો મહારથિ એવો તે સર્વ ધર્મે કરી ક્યારે પણ હણાત નહિ માટે તમારા હિતને ઇચ્છતા મેં માયાના યોગે કરી વારંવાર અનેક ઉપાયથી સર્વને સંગ્રામમાં હણ્યા. એ રીતે સંગ્રામમાં ક્યારે પણ જો હું કપટ ન કરૂં તો વિજય, પાછું રાજ્ય તથા ધન પણ પ્રાપ્ત થાય નહિ. પૃથ્વી વિષે રહેલા મહાત્મા ચાર અતિરથને ધર્મથી હણવા પોતે લોકપાલ દેવતાઓ પણ સમર્થ થઇ શકે નહિ. તેમજ હાથમાં ગદા લઇ ઉભેલા ખેદરહિત ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને પણ હાથમાં દંડ લઇ સાક્ષાત્ કાળ આવે તોપણ ધર્મથી રણમાં હણવા સમર્થ થાય નહિ, માટે બળે કરી પોતાથી અધિક તથા ઘણાક શત્રુઓ તો એવી રીતે મિથ્યા ઉપાયે કરીને વધ્ય છે વાસ્તે તેમને એવી રીતે હણ્યા તે નિમિત્ત તમારે કંઇ પણ હૃદયમાં વિચાર કરવા જેવું નથી; કેમકે પૂર્વે અસુરને હણનાર એવા દેવતાઓથી તે માર્ગ અનુગત છે, વાસ્તે સત્પુરૂષોએ અનુગત એવો માર્ગ સર્વેએ અનુગમન કરવો, એ રીતિ છે. હવે હે રાજાઓ ! કર્યું છે કૃત્ય જેમણે એવા આપણે સર્વ સાયંકાળ થવા આવ્યો, વાસ્તે અશ્વ, હસ્તિ તથા રથ સહિત નિવાસ પ્રત્યે જઇ વિસામો લઇએ. વાસુદેવ ભગવાનનાં વચન સાંભળી અત્યંત રાજી થએલા પાંડવ સહિત પંચાલ, સિંહના ટોળાની પેઠે જય શબ્દ કરવા લાગ્યા. ત્યાર પછી હે પુરૂષર્ષભ ! હણાયલા દુર્યોધનને જોઇ પ્રસન્ન થયેલા તે, શંખ વગાડવા લાગ્યા, તેમજ માધવ એવા ભગવાન પણ પોતાનો પાંચજન્ય નામનો શંખ વગાડવા લાગ્યા.

**ततः प्राध्मापयन् शंखान् पांचजन्यं च माधवः ।**
**हृष्टा दुर्योधनं तत्र निहतं पुरुषर्षभ ॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि कृष्णपांडवदुर्योधनसंवादे गुर्जरभाषायामेकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥**

## અધ્યાય ૬૨ મો. પાંડવોનું છાવણીમાં આવવું.

**संजय उवाच—ततस्तेप्रययुः सर्वे निवासाय महीक्षितः ।**
**शंखान् प्रध्मापयंतो वै हृष्टाः परिघबाहवः ॥१॥**

સંજય કહે છે—પછી ભોગળ સરખા છે બાહુ જેમના એવા પ્રસન્ન થએલા સર્વે રાજાઓ, શંખ વગાડતા નિવાસ પ્રત્યે ગયા. હે વિશાંપતે! આપણા તંબુ પ્રત્યે જતા પાંડવોની પાછળ મોટા ધનુષવાળો યુયુત્સુ તથા સાત્યકિ પણ ગયો. ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ, દ્રૌપદીના પુત્ર તથા મોટાં ધનુષવાળા બીજાઓ પણ પોતપોતાના તંબુ પ્રત્યે ગયા. પછી પાંડવ, હણાઇ છે કાંતિ તથા પતિ જેના, જતાં રહ્યાં છે માણસ જેમાંથી એવા રંગમંડપ સરખા, ઉત્સવ રહિત શહેર તથા હરણ કર્યો છે સર્પ જેમાંથી એવા હૃદ સરખા અને સ્ત્રિયોએ, નપુંસકોએ તથા વૃદ્ધ ચાકરોએ આશ્રય કરેલા દુર્યોધનના તંબુ પ્રત્યે પ્રવિષ્ટ થયા. તે વખતે હે રાજન્! ભગવાં તથા મલિન છે વસ્ત્ર જેમનાં એવા દુર્યોધનના ચાકરો, હાથ જોડી તેમની પાસે આવી ઉભા રહ્યા. એ રીતે હે મહારાજ! કુરૂરાજના શિબિર પ્રત્યે પ્રાપ્ત થઇ રથિમાં અનંત શ્રેષ્ઠ એવા પાંડવ, રથ ઉપરથી નીચે ઉતરવા લાગ્યા. તે વખતે નિરંતર અર્જુનના પ્રિય તથા હિત વિષે રહેલા કેશવ ભગવાને, ગાંડીવ ધનુષ ધરનાર અર્જુન પ્રત્યે કહ્યું કે, હે ભરતસત્તમ! હે અનઘ! પ્રથમ અક્ષય એવા તારા બે મોટા ભાથા તથા ગાંડીવને નીચે ઉતારી તું પણ મારી પેઠે આજ નીચે ઉતરી પડ, ને હું પાછળથી ઉતરીશ, એમ કરવાથી તારૂં શ્રેય છે. ભગવાનનાં વચન સાંભળી શૂરવીર પાંડુપુત્ર અર્જુને તેજ પ્રમાણે કર્યું. ત્યાર પછી મેધાવી એવા કૃષ્ણ ભગવાન ઘોડાઓની રાશોને છોડી દઈ અર્જુનના રથ ઉપરથી નીચે ઉતરી પડ્યા, એ રીતે સર્વભૂતના ઇશ્વર એવા મહાત્મા ભગવાન રથ ઉપરથી નીચે ઉતર્યા તેટલામાં ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનનો ધ્વજરૂપ જે દિવ્ય વાનર હતો તે અંતર્ધ્યાન થઇ ગયો. દ્રોણ તથા કર્ણે દિવ્ય અસ્ત્રે કરી બાળેલો અર્જુનનો મોટો રથ પણ કોઇ પ્રદીપ્ત દાન કરેલા અગ્નિએ કરી પ્રજ્વલિત થઈ ભાથા, રાશ, અશ્વ તથા જોતર સહિત ભસ્મીભૂત થઇ ગયો. હે પ્રભો! હે રાજન્! એ રીતે ભસ્મીભૂત થએલા રથને જોઇ પાંડવો વિસ્મિત થયા. અર્જુને પણ હાથ જોડી વિનયથી ભગવાનને પ્રણામ કરી આવી રીતે પૂછ્યું કે, હે ભગવાન્! હે ગોવિંદ! આ રથ અગ્નિએ કરી કેમ બળી ગયો? હે યદુનંદન! હે મહાબાહો! આતે શું મોટું આશ્ચર્ય થયું તે મારે સાંભળવા યોગ્ય હોય તો મને કહો. અર્જુનનાં વચન સાંભળી વાસુદેવ ભગવાને કહ્યું કે—હે અર્જુન! હે પરંતપ! આ રથ પૂર્વેજ બહુ પ્રકારના અસ્ત્રે કરી બળેલો હતો પણ મારાથી અધિષ્ઠિત હતો તેથી વિખરાયો નહિ ને હવે આજ તારૂં કાર્ય થઇ રહ્યું માટે હે કૌંતેય! મેં મૂકેલો આ રથ, બ્રહ્માસ્ત્રના તેજે કરી બળી ગયો. એ રીતે અર્જુનને કહી કંઇક હાસ્ય કરતા શત્રુને હણનાર કેશવ ભગવાન, યુધિષ્ઠિર રાજાને મળી કહેવા લાગ્યા કે, હે કૌંતેય! તમે જયને પ્રાપ્ત થયા, એ ઘણું સારૂં થયું, ને તમે શત્રુઓને જીત્યા એ પણ ઘણું સારૂં થયું. હે રાજન્! ગાંડિવ ધનુષ્ય ધરનાર અર્જુન, પાંડુપુત્ર ભીમસેન, તમે તથા માદ્રીપુત્ર નકુળ સહદેવ પણ કુશળ છો એ ઘણું સારૂં થયું. કેમ કે હણાયા છે દૂષિઓ જેમાંથી એવા શૂરવીરના ક્ષયવાળા આ સંગ્રામથી તમો મુક્ત થયા માટે હવે હે ભારત! ઉત્તર કાલીન જે કાર્ય હોય તે કરો. જે વખતે ગાંડીવ ધનુષ ધરનાર અર્જુન સહિત હું ઉપપ્લવ્ય આવ્યો તે વખતે પૂર્વે મારી પૂજા વાસ્તે મધુપર્ક આણી તમે મને કહ્યું હતું

કે હે કૃષ્ણ ! આ અર્જુન તમારો સખા તથા ભાઇ છે માટે હે મહાબાહો ! હે પ્રભો ! સર્વ આપદ્ વિષે તમારે એની રક્ષા કરવી, એ રીતે તમારૂં કહેવું સાંભળી 'ઠીક તેમ કરીશ,' એમ મેં તમને કહ્યું હતું. વિજયી સત્ય પરાક્રમવાળા શૂરવીર અર્જુનની ભાઇઓ સહિત મેં રક્ષા કરી એ રીતે વીરનો જેમાં ક્ષય છે એવા, રૂંવાં ઉભાં કરનાર આ સંગ્રામથી તે બચ્યો. શ્રીકૃષ્ણે જેને આમ કહ્યું હતું એવા હર્ષથી રૂંવાં ઉભાં થએલા ધર્મરાજ યુધિષ્ઠિર જનાર્દન ભગવાન પ્રત્યે પાછા આવી રીતે કહેવા લાગ્યા કે, હે અરિમર્દન ! દ્રોણ તથા કર્ણે મૂકેલા એવા બ્રહ્માસ્ત્રને કદી વજ્ર ધરનાર સાક્ષાત્ ઇન્દ્ર હોય તોપણ તમવિના બીજો કોણ સહન કરે ? સંશપ્તકગણને પણ તમારા પ્રસાદથી અમે જીત્યા. મહા સંગ્રામમાં ગએલો પાર્થ જે વિમુખ ન થયો તે પણ તમારા પ્રસાદથીજ, તેમજ હે મહાબાહો ! ઘણીક રીતે તમારા કર્મનો વિસ્તાર તથા તમારી શુભ એવી ગતિ મેં જોઇ. ઉપપ્લવ્યમાં કૃષ્ણ એવા દ્વૈપાયન વ્યાસજીએ પણ મને કહ્યું હતું કે 'જ્યાં ધર્મ ત્યાં કૃષ્ણ, ને જ્યાં કૃષ્ણ ત્યાં જય,' શૂરવીરો તમારા તંબુ પ્રત્યે પ્રવેશ કરી હે ભારત ! કોશ, રત્ન, સમૃદ્ધિના સંચય, રૂપું, સુવર્ણ મણિ, મૌક્તિક, મુખ્ય એવાં ભૂષણ કંબલ, મૃગચર્મ, અસંખ્ય દાસી તથા દાસ, રાજ્યના ઉપકરણ, અક્ષય એવા તમારા આશ્રયને પ્રાપ્ત થઇ જીત્યા છે, શત્રુઓ જેમણે એવા મોટા ભાગ્યવાળા થયા. હે નરેન્દ્ર ! શબ્દ કરતા તેઓ પછી વાહનને છોડી ઉતારો કરી સર્વ પાંડવો તથા સાત્યકિ ત્યાં બેઠા. હે મહારાજ ! મોટા યશવાળા વાસુદેવ ભગવાને કહ્યું કે, આપણે આજ કલ્યાણ વાસ્તે તંબુ બહાર વસવું. 'બહુ સારૂં' એમ કહી વાસુદેવ સહિત પાંડવ તથા સાત્યકિ મંગલ વાસ્તે તંબુમાંથી પાછા બહાર ગયા. હે નૃપ ! હણાયા છે શત્રુ જેમના એવા પાંડવ, પવિત્ર એવી ઓઘવતી નદીના તટ પ્રત્યે જઇ તે રાત્રિ ત્યાં નિવાસ કરી રહ્યા. પછી યુધિષ્ઠિર રાજાએ આ વખતે આમ કરવું જોઇએ, એવો મનમાં વિચાર કરી વાસુદેવ ભગવાનને કહ્યું કે, હે માધવ ! હે અરિંદમ ! ક્રોધેકરી દીપ્ત એવી ગાંધારીને શાંત કરવા સારૂ આ વખતે ત્યાં તમારૂં ગમન મને રૂચે છે. વાસ્તે ત્યાં જઇ હેતુકારણ યુક્ત વખતને અનુસરતાં વાક્યે કરી હે મહાભાગ ! ગાંધારીને શાંત કરો. પિતામહ એવા ભગવાન વ્યાસ પણ હાલ ત્યાં હશે. એમ કહી પાંડવોએ યાદવ એવા ભગવાનને હસ્તિનાપુર મોકલ્યા. તે વખતે પ્રતાપવાન એવા વાસુદેવ ભગવાન પણ દારૂક છે સારથિ જેનો એવા રથમાં બેસી વેગે કરી જલદી જ્યાં અંબિકા પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા હતા ત્યાં જવા લાગ્યા. શૈબ્ય તથા સુગ્રીવ છે વાહન જેના એવા હસ્તિનાપુર પ્રત્યે જતા ભગવાનને પાંડવોએ કહ્યું કે, હણાયા છે પુત્ર જેના એવી યશસ્વિની ગાંધારીને ત્યાં જઈ આશ્વાસના કરો, એવી રીતે પાંડવોએ જે કહ્યું છે એવા યાદવોમાં શ્રેષ્ઠ ભગવાન, હસ્તિનાપુર પ્રત્યે જઇ હણાયા છે પુત્ર જેના એવી ગાંધારીને મળ્યા.

स प्रायात्पांडवैरुक्तस्तत्पुरं सात्वतांवरः ।
आससाद ततः क्षिप्रं गांधारीं निहतात्मजां ॥

इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि वासुदेववाक्ये गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

## અધ્યાય ૬૩ મો. ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને આશ્વાસન.

**जनमेजय उवाच—किमर्थं द्विजशार्दूल धर्मराजो युधिष्ठिरः।**
**गांधार्या प्रेषयामास वासुदेवं परंतपं ॥ १ ॥**

જનમેજય પૂછે છે–હે વૈશંપાયન ! હે દ્વિજશાર્દૂલ ! ધર્મરાજ યુધિષ્ઠિરે શત્રુને તપાવનાર વાસુદેવ ભગવાનને ગાંધારી પાસે શું કરવા મોકલ્યા? પૂર્વે શ્રીકૃષ્ણ ભગવાન શાંતિ માટે કૌરવો પાસે ગયા હતા પણ તેમ ન થવાથી આ યુદ્ધ થયું. હવે તો યોદ્ધાઓ સહિત દુર્યોધન હણાયો, નથી કોઈ શત્રુ જેમાં એવી પૃથ્વી પાંડવોને પ્રાપ્ત થઇ, ઉત્તમ એવો યશ મળ્યો અને કૌરવોના તંબુ શૂન્ય થયા, તોપણ હે બ્રહ્મન્! વળી શ્રીકૃષ્ણ ત્યાં ગયા તેનું શું કારણ તે મને કહો? હે બ્રહ્મન્! જે કાર્ય માટે અમેય આત્મા જનાર્દન ભગવાન પોતે ગયા તે કાર્યનું કારણ કંઈ સ્વલ્પ નહિ હોય, એમ મને ભાસે છે; માટે હે અધ્વર્યુસત્તમ! એ બધું કારણ મને કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય! હે પાર્થિવ ! હે ભરતર્ષભ! તેં જે મને પૂછ્યું તે તારો પ્રશ્ન યુક્ત છે માટે તેનો ઉત્તર હું તને કહું, તે સાંભળ. હે રાજન્! ગદાયુદ્ધની રીતિને છોડી દઇ સંગ્રામમાં ભીમસેને અન્યાયે કરી હણેલા મહા બળવાન દુર્યોધનને જોઇ યુધિષ્ઠિરને ભય પ્રાપ્ત થયો. ઘોર તપે કરી યુક્ત મોટા ભાગ્યવાળી તપસ્વિની ગાંધારી જો ક્રોધ કરે તો ત્રૈલોક્યને બાળી મુકે એવાં છે, માટે આપણે આ રીતે કરેલા તેના પુત્રવધને સાંભળી તે જો ક્રોધ કરશે તો માનસાગ્નિએ કરી આપણને ભસ્મ કરી નાંખશે; કેમકે આ તીવ્ર એવાં દુઃખને તે કેમ સહન કરી શકશે? ક્રોધેકરી દીપ્ત ગાંધારીનું પૂર્વેજ શમન થવું જોઇએ, એવો વિચાર કરી ભય તથા શોકયુક્ત યુધિષ્ઠિર રાજા, વાસુદેવ ભગવાન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે ગોવિંદ! હે અચ્યુત! મને કરીને પણ અપ્રાપ્ય એવું આ કંટકરહિત રાજ્ય, તમારા પ્રસાદથી અમને પ્રાપ્ત થયું; તેમ હે મહાબાહો! હે યાદવનંદન! રૂવાં ઉભાં કરનાર સંગ્રામ વિષે મારી સમક્ષ અત્યંત મોટા વિમર્દને તમે પ્રાપ્ત થયા. પૂર્વે દેવાસુર યુદ્ધમાં દૈત્યોના વધ વાસ્તે તમે જેમ દેવતાઓની સહાયતા કરી હતી અને દૈત્યોને હણ્યા હતા, તેમ હે અચ્યુત ! હે મહાબાહો ! હે વાર્ષ્ણેય ! તમે અમારી સહાયતા કરી સારથિપણાથી અમારૂં રક્ષણ કર્યું છે. મહા સંગ્રામમાં અર્જુનના તમે નાથ ન હોત તો સંગ્રામમાં આ સૈન્યરૂપી સમુદ્રને તરવા સમર્થ થવાત નહિ, તેમ ઘણાક ગદાના પ્રહાર, ભાલા, શકિત, ગુરંજ, ફરશી તથા વજ્રના સ્પર્શની જેમને ઉપમા અપાય એવા બીજા શસ્રોના પ્રહાર તમે સહન કર્યા, તેમજ અત્યંત પરૂષ એવી વાણી પણ સાંભળી, પણ હે અચ્યુત! દુર્યોધન હણાવાથી તે બધાં તમારાં દુઃખ સફળ થયાં. હે કૃષ્ણ ! તે બધું જે રીતે પાછું નાશ ન થાય તેમ કરો. હે કૃષ્ણ ! હે માધવ ! હે મહાબાહો ! આપણો જય તો થયો પણ ગાંધારી ક્રોધ કરશે તો, આપણે તથા આપણું રાજ્ય રહેશે કે નહીં રહે, એવી રીતના સંદેહરૂપી હિંદોલે મારૂં ચિત્ત ચઢયું છે, કારણ મોટાં ભાગ્યવાળી, નિરંતર ઉગ્ર તપે કરી કર્શિત એવી તે, પુત્ર તથા પૌત્રનો વધ સાંભળી, જરૂર આપણને બાળી નાખશે. હે વીર ! આ વખતે તેને પ્રસન્ન કરવી જોઇએ. હે પુરૂષોત્તમ ! પુત્રના દુઃખથી પીડિત, ક્રોધથી તામ્ર સરખાં નેત્રવાળી તેને જોવા તમારા વિના બીજો કોણ સમર્થ થાય? હે માધવ! હે અરિંદમ! ક્રોધે કરી પ્રદીપ્ત ગાંધારીને શાંત કરવા વાસ્તે તમે ત્યાં જાઓ. હે મહાબાહો! લોકના કર્તા,

વિકર્તા તથા ઉત્પત્તિ, નાશ કરનાર તમે ત્યાં જઇ અમથી થએલા અપરાધ તથા અવશ્ય ભાવ કારણયુક્ત વખતને અનુસરતા વાક્યે કરી ગાંધારીને શાંત પાડો. તેમ ભગવાન પિતામહ વ્યાસજી પણ ત્યાં હશે, વાસ્તે હે મહાબાહો ! હે યાદવોમાં શ્રેષ્ઠ ! પાંડવોના હિતાર્થી એવા તમારે ગાંધારીના ક્રોધનું શમન કરવું. ધર્મરાજનાં વચન સાંભળી યાદવકુળમાં ઉત્પન્ન થએલા શ્રીકૃષ્ણે, તેમની રજા લઇ પોતાના દારૂક સારથિને કહ્યું કે, રથને તૈયાર કર. કેશવ ભગવાનનાં વચન સાંભળી ઉતાવળા થએલા દારૂક સારથિએ તૈયાર કરેલો રથ, મહાત્મા કેશવ ભગવાન આગળ લઇ આવી નિવેદન કર્યો. રથમાં બેસી શત્રુને તપાવનાર, યાદવ કુળમાં શ્રેષ્ઠ, સમર્થ એવા કેશવ ભગવાન, હસ્તિનાપુર જવા લાગ્યા. એ રીતે હે મહારાજ ! પરાક્રમી એવા મહા શરવીર માધવ ભગવાન, હસ્તિનાપુરમાં પ્રવેશ કરી રથના શબ્દે કરી, નગરને શબ્દાયમાન કરતા, અદીનાત્મા ધૃતરાષ્ટ્રને સૌ વિદિત કરી, ઉત્તમ રથમાંથી નીચે ઉતરી, ધૃતરાષ્ટ્રના ઘર પ્રત્યે જઇ, ત્યાં પૂર્વે આવેલા ઋષિસત્તમ એવા વ્યાસજીને જોઇ, તેના તથા ધૃતરાષ્ટ્ર રાજાના ચરણમાં પ્રણામ કરી, અવ્યગ્ર એવા યાદવશ્રેષ્ઠ જનાર્દન અધોક્ષજ કેશવ ભગવાન, મુખથી ગાંધારીને પણ પ્રણામ કરી, હે રાજેંદ્ર ! ધૃતરાષ્ટ્રનો હાથ ઝાલી સુસ્વર થાય તે રીતે અત્યંત રૂદન કરી થોડા વખત સુધી શોકથી ઉત્પન્ન થએલાં અશ્રુ મૂકી પછી જળથી નેત્રને ધોઇ યથાવિધિ આચમન કરી, શત્રુને દમન કરનાર, ધૃતરાષ્ટ્ર પ્રત્યે આવી રીતે પ્રસંગ યોગ્ય વાક્ય કહેવા લાગ્યા. હે ભારત ! હે પ્રભો ! કાળેકરી જે વૃત્તાંત બન્યું તે બધું સારી રીતે તમારા જાણવામાં આવ્યું હશે, કેમકે વૃદ્ધ એવા તમને કાંઇ પણ અવિદિત નથી, તેમ તમારા ચિત્તને અનુસરતા સર્વ પાંડવોએ કુળનો તથા ક્ષત્રિયોનો ક્ષય કોઇ રીતે ન થાય તો સારૂં, એમ જાણી જે રીતે આ બધું કર્યું તે પણ તમારા જાણવામાં હશે. ધર્મવત્સલ યુધિષ્ઠિર ભાઇઓ સહિત શપથ લઈ તમારા અપરાધ સહન કરી ગયા તેમ દ્યૂતમાં છળે કરી જીતેલા શુદ્ધ તેમણે વનમાં નિવાસ કર્યો, નાના પ્રકારના વેષ લઇ અજ્ઞાતવાસ કર્યો. તેમજ અશક્ત હોય તેની પેઠે બીજા પણ ઘણાક કલેશ તેમણે સર્વદા સહન કર્યા. વળી યુદ્ધકાળે મેં પોતે ત્યાં આવી સર્વ લોકની સમક્ષ પાંચ ગામની તમારી પાસે યાચના કરી પણ કાળે પ્રેરેલા તમે લોભથી પાંચ ગામ પણ આપ્યાં નહિ, માટે હે નૃપતે ! તમારા અપરાધથી સર્વ ક્ષત્રિયોનો ક્ષય થયો તેમ પૂર્વે ભીષ્મ, સોમદત્ત, બાલ્હિક, કૃપાચાર્ય, પુત્ર સહિત દ્રોણાચાર્ય તથા બુદ્ધિમાન વિદુરે પણ શાંતિ થવા સારૂ નિરંતર તમારી યાચના કરી પણ તે પ્રમાણે તમે કર્યું નહિ. એમાં તમે શું કરો ? કારણ પૂર્વે ઉદ્યત એવા આ અર્થ વિષે જેમ તમે મોહ પામી ગયા તેમજ કાળે કરી હણાયું છે ચિત્ત જેમનું એવા સર્વ મોહ પામેજ છે, માટે કાળયોગ બલવાન છે એમ જાણી આ સમે દૈવનોજ આશ્રય કરવો. હે મહાપ્રાજ્ઞ ! પાંડવો વિષે તમારે દોષ મૂકવો નહિ, કેમકે મહાત્મા એવા પાંડવોને અલ્પ પણ અતિક્રમ છે નહિ. હે પરંતપ ! ધર્મથી, ન્યાયથી તથા સ્નેહથી આ બધું પોતાના દોષકૃત ફળ છે, એમ જાણી પાંડુપુત્ર વિષે કંઇ પણ ક્રોધ કરવા તમે યોગ્ય નથી. તેમ હે નાથ ! કુળનો વંશ, પિંડ, તથા પુત્રકૃત જે ફળ તે પણ તમારે તથા ગાંધારીને હવે પાંડવો વિષેજ રહ્યું છે. હે કુરૂશાર્દૂલ ! તમે તથા યશસ્વિની ગાંધારી પાંડવો પ્રત્યે દોષ મૂકી શોચ કરો માં, અને એ બધો પોતાનો વ્યતિક્રમ વિચારી હે ભરતર્ષભ ! કલ્યાણે કરી પાંડવોની રક્ષા કરો. હું તમને નમસ્કાર કરૂં છું. હે ભરતશાર્દૂલ ! હે મહાબાહો ! ધર્મરાજની તમારા વિષે જે ભક્તિ છે તથા સ્વભાવથીજ જે સ્નેહ છે, તે તમે જાણો છો. ધર્મરાજ, અપકારી એવા શત્રુઓનો નાશ કરીને

પણ દિવસ રાત્રિ મનમાં સંતાપ કર્યા કરે છે પણ સુખ પામતા નથી. તેમજ હે નરશાર્દૂલ ! તમને તથા યશસ્વિની ગાંધારીને શોચ કરતો પુરૂષમાં સિંહરૂપ તે, શાંતિને પ્રાપ્ત થતો નથી. અત્યંત લજ્જાવિષ્ટ એવો તે, પુત્રના શોકે કરી અભિસંતપ્ત તથા વ્યાકુલિત છે ઇંદ્રિયો જેની એવા તમારી પાસે આવતો નથી. હે મહારાજ ! યદૂત્તમ ભગવાન આમ ધૃતરાષ્ટ્રને કહી શોકે કરી પીડિત ગાંધારી પ્રત્યે પરમ વાક્ય કહેવા લાગ્યા કે–હે સૌબલેયે ! હું કહું તે સાંભળીને તું શાંત થા. હે શુભે ! આ લોકમાં હાલ તારા સરખી સૌભાગ્યવતી સ્ત્રી કોઇ છે નહિ અને હે રાજ્ઞિ ! હે કલ્યાણિ ! તે તું જાણે છે કે સભામાં મારી સમક્ષ ધર્માર્થ સહિત બેઉ પક્ષના હિતરૂપ વાક્ય તેં કહ્યાં હતાં, પણ તારા પુત્રે તે પ્રમાણે કર્યું નહિ. વળી તમે જયાર્થિ એવા દુર્યોધનને કઠોર વચન કહ્યું હતું કે, હે મૂઢ ! મારૂં વચન સાંભળ અને જ્યાં 'ધર્મ ત્યાં જય છે.' હે નૃપાત્મજે ! એ તમારૂં વાક્યજ પ્રાપ્ત થયું. હે કલ્યાણિ ! એમ જાણી શોક માં કરો. હે મહાભાગે ! તપોબળથી તમો ક્રોધદીપ્ત ચક્ષુએ કરી સચરાચર એવી પૃથ્વીને બાળવા સમર્થ છો, તથાપિ પાંડવોના વિનાશ વાસ્તે તમારી બુદ્ધિ ક્યારે પણ ન હો. વાસુદેવનાં વચન સાંભળી ગાંધારી આવી રીતે ભગવાન પ્રત્યે બોલ્યાં કે–હે મહાબાહો ! હે કેશવ ! જે રીતે તમે કહો છો તેજ રીતે આધિએ કરી દહ્યમાન એવી હું તેની મતિ પાંડવ વિષે ચલાયમાન થઈ હતી પણ હે જનાર્દન ! તમારાં વાક્ય સાંભળી મારી મતિ પાછી સ્થિર થઇ છે. હવે હે દ્વિપદાંવર ! હે કેશવ ! હણાયા છે પુત્ર જેના એવા અંધ તથા વૃદ્ધ રાજાની શરતીર એવા પાંડવ સહિત તમે ગતિ છો, એટલું કહી વસ્ત્રથી મુખ ઢાંકી પુત્રના શોકે કરી અભિસંતપ્ત ગાંધારી, અત્યંત રૂદન કરવા લાગી. તે વખતે મહાબાહુ કેશવ ભગવાન શોકે કરી પીડિત ગાંધારીને તથા ધૃતરાષ્ટ્રને હેતુસર વાક્યથી આશ્વાસના કરી સમર્થ એવા માધવ ભગવાન અશ્વત્થામાના સંકલ્પિત ભાવને જાણી ત્યાંથી ઉભા થઇ વ્યાસજીના ચરણ વિષે મસ્તકથી પ્રણામ કરી હે રાજેંદ્ર ! કૌરવ ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહેવા લાગ્યા કે, હે કુરૂશ્રેષ્ઠ ! તમે શોક કરો માં, હું જવાની રજા માગું છું. દ્રોણિનો પાપરૂપ અભિપ્રાય છે વાસ્તે હું જલદી ત્યાં જાઉં છું. તેણે રાત્રિએ પાંડવોના વધ વિષે બુદ્ધિ દેખાડી છે. ભગવાનનાં વચન સાંભળી, ગાંધારી સહિત મહાબાહુ ધૃતરાષ્ટ્રે, કેશિ દૈત્યને મારનાર કેશવ ભગવાન પ્રત્યે કહ્યું કે, હે મહાબાહો ! જલદી જાઓ, અને પાંડવોનું પરિપાલન કરો. વળી ફરીથી હે જનાર્દન ! તમારી સાથે હું મળીશ, એવી રીતે ધૃતરાષ્ટ્રે જેને કહ્યું છે એવા અચ્યુત ભગવાન દારૂક સહિત ત્યાંથી ઉપડયા. હે રાજન્ ! વાસુદેવ ભગવાન ત્યાંથી ગયા પછી અમેય છે આત્મા જેનો એવા લોક નમસ્કૃત વ્યાસજી, ધૃતરાષ્ટ્ર રાજાને આશ્વાસના આપવા લાગ્યા. કર્યું છે કૃત્ય જેણે એવા ધર્માત્મા વાસુદેવ ભગવાન પણ હે નૃપ ! પાંડવોને જોવાની ઇચ્છાથી હસ્તિનાપુરથી તંબુ પ્રત્યે ગયા. ભગવાન્, રાત્રિએ તંબુ પ્રત્યે આવી પાંડવો પાસે જઇ બનેલું વૃત્તાંત તેમને કહી યુધિષ્ઠિરના મનનું સમાધાન કર્યું.

आगम्य शिबिरं रात्रौ सोऽभ्यगच्छत पांडवान् ।
तच्चतेभ्यः समाख्याय सहितस्तैः समाहितः ॥

**इति श्री महाभारते शल्यपर्वांतर्गत गदापर्वणि धृतराष्ट्रगांधारीसमाश्वासने गुर्जरभाषायां त्रिषष्ठितमोऽध्यायः ॥ ६३ ॥**

## અધ્યાય ૬૪ મો. દુર્યોધનનાં અંતિમ વચન.

धृतराष्ट्र उवाच—अधिष्ठितः पदामूर्ध्निभग्नसक्थो महीगतः ।
शौटीर्यमानीपुत्रो मे किमभाषत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! ભીમસેને મસ્તક વિષે પગ મૂકેલા, ભાગી ગએલા સાથળવાળા, પૃથ્વી વિષે પડેલા તથા શૂરવીરનું જેને માન છે એવા મારા પુત્રે પછી શું કહ્યું? હે સંજય! પાંડવ વિષે થયું છે વૈર જેને એના પરમ દુઃખ અને અત્યંત ક્રોધને પ્રાપ્ત થએલા રાજાએ પરમ સંગ્રામ વિષે શું કહ્યું તે તું મને કહે. સંજય કહે છે–હે રાજન્! હે નરાધિપ! સાથળ ભાગેલા રાજાએ તે વ્યસન પ્રાપ્ત થયું તે વખતે જે કહ્યું તે વૃત્તાંત હું કહું તે સાંભળો. હે રાજન્! ભાગી ગયા છે સાથળ જેના એવો શરીરમાં ધૂળ ભરાઇ ગએલો રાજા, પોતાના કેશ સમા કરી, દશે દિશાઓમાં જોઇ યત્નથી વળી ફરી કેશ સમા કરી સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતો ક્રોધાશ્રુએ કરી વ્યાપ્ત નેત્રથી મને જોઇ બે હાથ પૃથ્વી ઉપર પીશી અત્યંત મદોન્મત્ત હસ્તિની પેઠે પ્રકીર્ણ એવા કેશને હલાવી દાંતે કરી દાંતનો સ્પર્શ કરી નિઃશ્વાસ મૂકી મોટા પાંડુપુત્ર યુધિષ્ઠિરને નિંદતો આવી રીતે કહેવા લાગ્યો કે, શંતનુ પુત્ર ભીષ્મ, શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ કર્ણ, ગૌતમ, શકુનિ, શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણ, અશ્વત્થામા, શલ્ય તથા શૂરવીર કૃતવર્મા એટલા નાથ છતે હું આ અવસ્થાને પ્રાપ્ત થયો માટે કાળ જરૂર દુરતિક્રમ છે: એમ કહી વળી હે મહાબાહો! મને કહ્યું કે, અગિયાર અક્ષૌહિણીનો પતિ એવો હું આ દશાને પ્રાપ્ત થયો, વાસ્તે કાળને પ્રાપ્ત થઇ તેને કોઇ અતિક્રમણ કરી શકે તેમ છે નહિ, પણ ભીમસેને જે રીતે ગદાયુદ્ધની રીતિ છોડી દઇ અધર્મથી મને હણ્યો, એ બધું તારે સંગ્રામ વિષે મારી તરફના જે જીવતા હોય તેમને કહેવું. તેમજ ભૂરિશ્રવા, કર્ણ, ભીષ્મ તથા શ્રીમાન દ્રોણ વિષે પાંડવોએ ઘણાં અત્યંત ક્રૂર કર્મ કર્યાં છે, તે પણ તારે બધાની આગળ કહેવાં, જે આવાં અપકીર્ત્તિ કરનારાં ક્રૂર કર્મ પાંડવોએ કર્યાં, જે કહેવાથી તે સાંભળનાર અસત્ એવા પાંડવો વિષે પ્રેમરહિત થઇ જશે, એવી મારી મતિ છે. ઉપાધિકૃત જયને લીધે સત્યયુક્ત પુરૂષને શું પ્રીતિ થાય? ગદાયુદ્ધની રીતિથી ઉલટું ચાલનારને બુધ પુરૂષ કોણ સારૂં કર્યું એમ કહે? અધર્મથી જયને પામી પાપરૂપ પાંડુપુત્ર ભીમસેન જેમ પ્રસન્ન થાય છે તેમ કોણ પ્રસન્ન થાય? ભાગ્યા છે સાથળ જેના એવા મારૂં મસ્તક કોપાયમાન થએલા ભીમસેને મર્દન કર્યું તેમાં શું આશ્ચર્ય? પણ હે સંજય! અત્યંત તપતા લક્ષ્મીએ સેવન કરેલા બંધુઓના મધ્યમાં ઉભેલા જે નર એ રીતે કરે તે સારૂં કહેવાય નહિ. હે સંજય! મારી માતા તથા પિતા એ બેઉ યુદ્ધધર્મને જાણનારાં છે માટે મારાં વચન, દુઃખથી પીડાયલાં એવાં તેમની આગળ તું કહેજે, અને આ વૃત્તાંત પણ તેમને નિવેદન કરજે. હે સંજય! મેં તો યજ્ઞયાગાદિક કર્યા, સારી રીતે દાસવર્ગનું પોષણ કર્યું, સમુદ્રપર્યંત પૃથ્વી પાલન કરી, જીવતાં શત્રુઓનાં મસ્તક વિષે સ્થિતિ કરી, યથાશક્તિ દાન આપ્યાં, મિત્રોનું પ્રિય કર્યું, સર્વ શત્રુઓને બાધ કર્યા, માટે મારા જેવો સારા ભાગ્યવાળો બીજો કોણ છે? સર્વ બાંધવોને માન આપ્યું, વશ એવા માણસોનો સારી રીતે સત્કાર કર્યો તથા ધર્મ, અર્થ અને કામ પણ સેવન કર્યા વાસ્તે મારા જેવો સારા નિશ્ચયવાળો બીજો કોણ છે? મુખ્ય રાજાઓ ઉપર મેં હુકમ કર્યો, અત્યંત દુર્લભ એવું માન મને પ્રાપ્ત થયું, તેમ કુલીન એવા અશ્વ ઉપર બેસી મેં ગમન કર્યું માટે મારા જેવો સારા ભાગ્યવાળો બીજો કોણ? શત્રુઓના દેશ પ્રત્યે હું

ગયો, દાસની પેઠે રાજાઓને નમાવ્યા, બ્રાહ્મણોનું રૂડું કર્યું માટે મારા જેવો સારા ભાગ્યવાળો બીજો કોણ છે? અધ્યયન કર્યું, વિધિપુરઃસર દાન આપ્યાં, નિરામય આટલું આયુષ્ય ભોગવ્યું, સ્વધર્મથી લોકને જીત્યા, વાસ્તે સારા મારા જેવા નિશ્ચયવાળો બીજો કોણ છે? સંગ્રામ વિષે શત્રુઓએ મને જીત્યો નહિ એ સારૂં થયું, પારકાઓની પાસે ચાકરની પેઠે આશ્રિત થઇ હું ન રહ્યો એ પણ ઘણું સારૂં થયું. તેમ હે વિભો! મારી વિપુલ એવી લક્ષ્મી પણ મુવા પછી બીજાઓ પાસે ગઇ એ પણ ઘણું સારૂં થયું. સ્વધર્મથી ચાલતા ક્ષત્રિયોને ઇષ્ટ એવું મરણ મને પ્રાપ્ત થયું, માટે મારા જેવો સારા નિશ્ચયવાળો બીજો કોણ છે? વૈરથી પ્રાકૃતની પેઠે જીતાયલો હું સંગ્રામમાંથી પાછો વળ્યો નહિ એ પણ ઘણું સારૂં થયું. તેમ કોઇ વિમતિને સેવી પરાજયને પણ પ્રાપ્ત ન થયો એ પણ સારૂં થયું. સુતેલાને, પ્રમત્તને, મદ્ય વિષે કરીને જેમ હણે તેમ ગદાયુદ્ધની રીતને છોડી દઇ અધર્મથી મને હણ્યો માટે એવાં મારાં વચન તારે મોટા ભાગ્યવાળા અશ્વત્થામા, સાત્વત કૃતવર્મા તથા શારદ્વત એવા કૃપાચાર્યને કહેવાં, જે અધર્મથી પ્રવર્તતા, ગદાયુદ્ધની રીતથી ઉલટા ચાલનાર પાંડવો વિશ્વાસ કરવા લાયક નથી, એમ મને કહી જાસુસ પુરૂષોને પણ સત્ય પરાક્રમવાળો રાજા એવો તમારો પુત્ર, કહેવા લાગ્યો કે, સંગ્રામમાં અધર્મે કરી ભીમસેને હણેલો હું સ્વર્ગમાં ગએલા દ્રોણ, કર્ણ, શલ્ય, મહા પરાક્રમી વૃષસેન, સુબલપુત્ર શકુનિ, મહા પરાક્રમી જલસંધ, રાજા ભગદત્ત, મોટા ધનુષવાળો, સોમદત્ત, સૈંધવ જયદ્રથ, અને મારા સરખા દુઃશાસન છે મુખ્ય જેમાં એવા ભાઇઓ, વિક્રાંત એવો દૌશાશની, લક્ષ્મણ એ બે પુત્ર, એટલા એ અને બીજા પણ ઘણાક મારા યોદ્ધાઓની પાછળ હું સથવારાથી જૂદો પડી ગએલો વટેમાર્ગુ જેમ તે સથવારા પાછળ જાય તેમ જઇશ. વળી તે કહેવા લાગ્યો કે, તે તો ઠીક પણ હણાયલા ભાઇઓ તથા સ્વામિને સાંભળી અત્યંત રૂદન કરતી દુઃખથી પીડાયલી દુઃશલા મારી બેન, કેવી રીતે રહેશે? તેમ પુત્રની સ્ત્રિયો તથા પૌત્રની સ્ત્રિયો સહિત મારાં માતા ગાંધારી અને વૃદ્ધ પિતા કયી ગતિને પ્રાપ્ત થશે? હણાયો છે પુત્ર તથા સ્વામિ જેનો એવી વિસ્તીર્ણ નેત્રવાળી કલ્યાણી માતા તો જરૂર વિનાશને પ્રાપ્ત થશે, તેમ જો આ વાર્તા, વાણીમાં વિશારદ એવો મોટા ભાગ્યવાળો બ્રાહ્મણનો વેષ ધરનાર રાક્ષસ ચાર્વાક જાણે તો જરૂર મારી સેવા કરે. હું તો ત્રણ લોકમાં વિખ્યાત પવિત્ર સમંતપંચક વિષે મરણ પામી શાશ્વત એવા લોકને પ્રાપ્ત થઇશ. હે મારીષ! રાજાનો પ્રલાપ સાંભળી અશ્રુએ કરી પૂર્ણ છે નેત્ર જેનાં એવા હજારો માણસ, દશે દિશાઓ પ્રત્યે દોડી જતા હતા, ચરાચર પ્રાણી સહિત સાગર તથા વનયુક્ત પૃથ્વી અને થાય છે કડાકા જેમાં એવી ઘોર દિશાઓ પણ ચલાયમાન થતી હતી, અને તેજસ્વિતા ઝાંખી પડી હતી. તે વખતે જાસુસોએ દ્રોણપુત્રને પ્રાપ્ત થઇ બનેલું વૃત્તાંત તેની આગળ નિવેદન કરી દેખાડયું. જાસુસો તે સર્વ, ગદાયુદ્ધ વિષે થએલો અવ્યવહાર યુદ્ધવિષે રાજાનું પડવું, દ્રોણપુત્ર પાસે કહી ઘણાક વખત સુધી મનમાં વિચાર કરી પીડિત એવા તે જે રીતે આવ્યા હતા તે રીતે પાછા ગયા.

**तदाख्याय ततः सर्वे द्रोणपुत्रस्य भारत।**
**ध्यात्वा च सुचिरं कालं जग्मुरार्ता यथागतं॥**

**इति श्री महाभारते शल्यपर्वांतर्गतगदापर्वणि दुर्योधनविलापे गुर्जरभाषायां चतुःषष्टितमोऽध्यायः॥ ६४॥**

## અધ્યાય ૬૫ મો. દુર્યોધનને છેલ્લું આશ્વાસન.

**संजय उवाच—वार्तिकाणां सकाशात्तु श्रुत्वा दुर्योधनं हतं ।**
**हतशिष्टास्ततो राजन् कौरवाणां महारथाः ॥१॥**

સંજય કહે છે —હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! જાસુસોથી દુર્યોધન હણાયો એ વાત સાંભળી હણતાં બાકી રહેલા કૌરવોના મહારથિઓના, તીક્ષ્ણ બાણ, ગદા, ભાલા, તથા શક્તિઓએ કરી ભેદાયાં છે અંગ જેમનાં એવા અશ્વત્થામા, કૃપાચાર્ય તથા સાત્વત કૃતવર્મા, એ ત્રણ યોદ્ધાઓ, વેગવાન અશ્વેકરી સંગ્રામમાં ભૂમિપ્રત્યે આવ્યા. ત્યાં વનમાં વાયુએ પાડેલું મોટું સાગનું વૃક્ષ હોય તેની પેઠે ભીમસેને પાડેલા, પૃથ્વી વિષે ચેષ્ટા કરતા, રૂધિરેકરી વ્યાપ્ત, અરણ્યમાં પારાધિએ પાડેલા, મોટા હસ્તિ સરખા, વારંવાર આળોટતા, રૂધિરના ઓઘે કરી વ્યાપ્ત, યદચ્છાથી પડેલું જાણે સૂર્યમંડળ હોય નહિ, મોટા વાયુથી સુકાઇ ગએલા સાગર સરખા ઝાકળથી વીંટાયલું છે મંડળ જેનું એવા પૂર્ણચંદ્ર સમાન, રજેકરી વ્યાપ્ત દીર્ઘ છે ભુજ જેના, પરાક્રમવિષે હસ્તિ સરખા, ધનને ઇચ્છતા દાસગણેકરી જેમ કોઇ અતિ શ્રેષ્ઠ રાજા વીંટાયલો હોય તેમ ઘોર એવા ભૂતગણ તથા માંસ ખાનાર પ્રાણીથી વીંટાયલા, ભ્રકુટિ ચડાવેલા, ક્રોધથી ફાડયાં છે નેત્ર જેણે એવા વ્યાઘ્ર જેમ પડયો હોય તેમ ભૂતલવિષે પડેલા મોટા ધનુષવાળા મહાત્મા દુર્યોધનને જોઇ, કૃપ છે મુખ્ય જેમાં એવા તે સર્વ રથિઓ, મોહને પ્રાપ્ત થયા. પછી રથ ઉપરથી નીચે ઉતરી રાજાની પાસે જઇ સારી રીતે જોઇ તેઓ પૃથ્વી પર બેસી ગયા. હે મહારાજ ! અશ્રુએ પૂર્ણ છે નેત્ર જેનાં એવો અશ્વત્થામા, શ્વાસોચ્છ્વાસ કરી સર્વ લોકના ઇશ્વરના પણ ઇશ્વર એવા ભરતશ્રેષ્ઠ દુર્યોધન પ્રત્યે કહેવા લાગ્યો કે, જરૂર મનુષ્યવિષે કંઇ પણ સત્યતા છે નહિ, જો તેમ હોય તો હે પુરૂષવ્યાઘ્ર ! ધૂળેકરી વ્યાપ્ત એવો તું આ વખતે પૃથ્વીવિષે કેમ શયન કરે ? હે રાજેંદ્ર ! પૂર્વે રાજા થઇ સમગ્ર પૃથ્વીને હુકમ કરી નિર્જન વનમાં તું એકલો પડયો છે. હે ભરતર્ષભ ! દુઃશાસન, મહારથિ કર્ણને તથા તે સર્વ સંબંધિઓને પણ હું જોતો નથી, માટે આ તે શું ? કેમકે કાળની તથા લોકની ગતિ કોઇ રીતે દુઃખેકરી પણ જણાતી નથી. રાજા એવો તું આ વખતે ધૂળેકરી વ્યાપ્ત પૃથ્વીપર પડયો છે. શત્રુને તપાવનાર દુર્યોધન, મૂર્ધાભિષિકત રાજાઓમાં અગ્રેસર થઇ આ સમે તૃણ સહિત ધૂળને ગળે છે, અરે કાળનો વિપર્યય તો જૂવો. હે પાર્થિવ ! હે પાર્થિવોત્તમ ! નિર્મળ એવું તે તારૂં છત્ર કયાં, તારા વ્યજન કયાં, અને મોટી એવી તારી સેના કયાં ગઇ ? અવશ્ય દૈવની ગતિ દુર્વિજ્ઞેય છે, દુઃખે કરીને કોઇના જાણવામાં આવતી નથી, જેથી લોકનો ગુરૂ એવો તું આ વખતે આ દશાને પ્રાપ્ત થયો છે. ઇંદ્રની સાથે પણ અત્યંત સ્પર્ધા કરનાર એવા તારૂં દુઃખ જોઇ સર્વ મનુષ્યવિષે લક્ષ્મી અસ્થિરજ છે એવી ખાતરી થાય છે. વિશેષ કરી દુઃખિત એવા તેનાં વચન સાંભળી હે રાજન્ ! રાજા એવો તમારો પુત્ર, શોકથી ઉત્પન્ન થએલાં અશ્રુનો ત્યાગ કરી બે હાથથી નેત્ર લુછી કૃપાદિક શૂરવીર પ્રત્યે વખતને અનુસરતું આવી રીતનું વચન કહેવા લાગ્યો કે, વિધાતાએ નિર્દિષ્ટ એવો આલોકધર્મ આવો કહેલો છે. કાળના ફેરફારથી સર્વ ભૂતનો વિનાશ થાય છે, તે આ તમારી સમક્ષ મને પ્રાપ્ત થયો જે હું પૃથ્વીને પાળી આ દશાને પ્રાપ્ત થયો તોપણ યુદ્ધમાં કોઇ પણ આપદ વિષે પાછો હઠયો નહિ એ ઘણું સારૂં થયું. પાપરૂપ એવા પાંડવોએ વિશેષ છળે કરીને મને હણ્યો એ પણ સારૂં થયું. નિરંતર યુદ્ધ કરવા ઇચ્છતા મેં ઉત્સાહ કર્યો એ પણ ઘણું સારૂં થયું. હણાયા છે જ્ઞાતિ તથા બાંધવ જેના એવો હું આ

યુદ્ધમાં હણાયો એ પણ ઠીક થયું. વળી મનુષ્યનો છે ક્ષય જેમાં એવા આ સંગ્રામથી મુક્ત થએલા કલ્યાણ યુક્ત તથા નિરામય એવા તમને હું જોઉં છું એ પણ ઘણું સારૂં થયું. અનુત્તમ એવું એ મારૂં પ્રિય થયું. તમો સૌહૃદને લીધે મારા મરણથી તપાયમાન થાઓ માં, કેમકે તમે વેદને જો પ્રમાણભૂત માનતા હો તો અક્ષય એવા લોક મેં જીત્યા છે, તે વિષે અમિત તેજવાળા કૃષ્ણના પ્રભાવને હું માનું છું, તેણે સારી રીતે આચરેલા ક્ષાત્રધર્મથી મને ભ્રષ્ટ થવા દીધો નહિં, તેથી તે ક્ષાત્રધર્મને હું પ્રાપ્ત થયો છું, માટે કોઇ રીતે પણ હું તમારે શોચ કરવા યોગ્ય નથી. તમે પણ પોતાથી બને તે રીતે જયવિષે યત્ન કર્યો પણ દૈવ દુરતિક્રમ છે. એટલાં વચન કહી અશ્રુએ કરી વ્યાકુળ છે નેત્ર જેનાં એવો અત્યંત વેદનાથી વિહ્વલ રાજા, તૂષ્ણિભાવને પામ્યો. એ રીતે અશ્રુ તથા શોક સમન્વિત રાજાને જોઇ દ્રોણપુત્ર અશ્વત્થામા જગતના ક્ષય વખતે જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ક્રોધેકરી પ્રજ્વલિત થયા. એ રીતે ક્રોધેકરી સમાવિષ્ટ એવો તે, હાથવિષે હાથને પીશી અશ્રુએ કરી વિહ્વલ એવી વાણીથી રાજા પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યો કે, હે રાજન્! મારા પિતાને ક્ષુદ્ર એવા પાંડવોએ અત્યંત ક્રૂર કર્મેકરી હણ્યા તથાપિ આજ તમારી અવસ્થા જોઇ હું જેવો તપું છું તેવો તેથી તપતો નથી. માટે હે પ્રભો! સત્યથી આ વચન હું કહું તે સાંભળો. ઇષ્ટાપૂર્ત્ત, દાન. ધર્મ તથા સુકૃતે કરી આજ વાસુદેવ જોતાં હું સર્વ ઉપાયેકરી સર્વ પંચાલોને યમના ઘરપ્રત્યે મોકલીશ, માટે હે મહારાજ! તમે મને આજ્ઞા આપવા યોગ્ય છો. મનને પ્રીતિ કરનારાં દ્રોણપુત્રનાં વચન સાંભળી કૌરવ દુર્યોધન, કૃપાચાર્ય પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે, હે આચાર્ય! જળેકરી પૂર્ણ એવો કળશ આણો. રાજાનાં વચન સાંભળી બ્રાહ્મણમાં અત્યંત શ્રેષ્ઠ એવા તે પૂર્ણ કળશ લઇ રાજાની સમીપ આવ્યા. તે સમે હે મહારાજ! હે વિશાંપતે! કૃપાચાર્યને તમારા પુત્રે કહ્યું કે, હે દ્વિજશ્રેષ્ઠ! મારી આજ્ઞાએ કરી મારૂં પ્રિય ઇચ્છતા હો તો દ્રોણ પુત્રને સેનાપતિપણાનો અભિષેક કરો. તમારૂં કલ્યાણ થાઓ, તેમ રાજાની આજ્ઞાથી ક્ષાત્રધર્મે કરી વર્તતા બ્રાહ્મણોએ વિશેષ કરી યુદ્ધ કરવું એમ ધર્મજ્ઞ પુરૂષોએ કહેલું છે. એવાં રાજાનાં વચન સાંભળી તેની આજ્ઞાથી શારદ્વત એવા કૃપાચાર્યે અશ્વત્થામાને સેનાપતિપણાનો અભિષેક કર્યો, અભિષેક કરેલો તે હે મહારાજ! રાજાને મળી સિંહનાદે કરી સર્વ દિશાઓને શબ્દાયમાન કરતો ત્યાંથી ઉઠયો. રૂધિરેકરી વ્યાપ્ત એવો દુર્યોધન પણ હે રાજેંદ્ર! સર્વ ભૂતને ભય આપનારી તે રાત્રિને પ્રાપ્ત થયો. એ રીતે શોકેકરી ઉદ્વિગ્ન છે મન જેમનું એવા, હે નૃપ! તે સંગ્રામથી અપક્રમણ કરી ચિંતા તથા ધ્યાનમાં તત્પર થઇ ત્યાંથી ગયા.

अपक्रम्य तु ते तूर्णं तस्मादायोधनान्नृप ।
शोकसंविग्न मनसाश्चिताध्यानपराभवन् ॥

इति श्री महाभारते शतमाहस्र्यां संहितायां वैयासिक्यां शल्यपर्वांतर्गतगदापर्वणि अश्वत्थामा सेनापत्यभिषेके गुर्जरभाषायां पंचषष्ठितमोध्यायः ॥ ॥ ६५ ॥

॥ शल्य पर्व समाप्तम् ॥



# श्रीमन्महाभारत.

# सौप्तिक पर्व.



## અધ્યાય ૧ લો. સુતેલાને હણવાનો વિચાર.

**संजय उवाच—ततस्ते सहिता वीराः प्रयाता दक्षिणामुखाः ।**
**उपास्तमनवेलायां शिबिराभ्याशमागताः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! ત્યાર પછી દક્ષિણ તરફ પ્રયાણ કરતા કરતા એકઠા મળેલા તે શૂરવીરો સૂર્યાસ્ત સમયે પોતાના તંબુ પાસે આવ્યા. પછી તીક્ષ્ણ બાણેકરી ચોતરફ ક્ષત વિક્ષત થયેલા તથા ભયભીત એવા તેઓ ઉતાવળથી વાહનને છોડી વૃક્ષાદિકે કરી ગહન એવા દેશને પ્રાપ્ત થઇ કોઇ ન જાણે તે રીતે સેનાનિવેશ સ્થાનથી થોડે દૂર જઇ બેઠા. પાછા ત્યાં મોટા નિઃશ્વાસ મૂકી પાંડવોનુંજ ચિંતન કરતા તેઓ જયને ઇચ્છતા પાંડવોનો ભયંકર શબ્દ સાંભળી, તે પાછળ આવશે, એવા ભયથી વળી પૂર્વ તરફ ચાલ્યા. એ રીતે થાકી ગએલાં છે વાહન જેમનાં એવા, તરસ્યા થએલા, રાજાના વધેકરી સંતપ્ત, ક્રોધ તથા અમર્ષ વશ થએલા મોટાં ધનુષવાળા તૃષાને પણ ન ગણકારતાં ત્યાં જઇ બે ઘડીવાર ઉભા રહ્યા. ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! ભીમસેને દશ હજાર હસ્તિના સરખા બળવાળા મારા પુત્રને પાડયો, એ તેણે અશક્ય એવું કર્મ કર્યું. હે સંજય! સર્વ, ભૂતને અવધ્ય, વજ્ર સરખા દૃઢ, જુવાન એવા મારા પુત્રને પાંડવોએ સંગ્રામ વિષે હણ્યો, પણ હે ગાવલ્ગણે! શું કરીયે, મનુષ્યોએ ભાગ્યને અતિક્રમણ કરવા સમર્થ થવાતું નથી. હે સંજય! સો પુત્ર હણાયા એમ સાંભળી સહસ્ત્ર પ્રકારથી મારૂં હૃદય વિદીર્ણ ન થયું, માટે તે પણ કાળમીંઢ પાષાણ સરખું કઠણ છે. હણાયા છે પુત્ર જેમના એવાં અમે કેવી રીતે રહીશું? તેમ હવે હું પાંડવના દેશમાં રહેવાનો ઉત્સાહ પણ કરતો નથી. હે સંજય! રાજાનો પિતા તથા પોતે પણ રાજા હોઇ હવે ભતરીજા એવા પાંડવોની આજ્ઞામાં દાસની પેઠે કેમ રહેવાય? તેમજ સર્વ પૃથ્વીને આજ્ઞા કરી, સર્વ રાજાઓના મસ્તક ઉપર રહેલો હું હવે પાંડવેયને શરણે શા માટે રહું? જેણે એકલે મારા સો પુત્રને હણી મહાત્મા વિદુરનાં વચન સત્ય કર્યાં, તે ભીમનો દાસ થઇ હું કેમ રહી શકું અને હે સંજય! એનાં વાક્ય પણ હું કેમ સાંભળી શકું? હે તાત! હે સંજય! એ રીતે ભીમસેને અધર્મે કરી મારા પુત્ર દુર્યોધનને હણ્યો તે પછી કૃતવર્મા, કૃપાચાર્ય ને અશ્વત્થામાએ શું કર્યું તે મને કહે?

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર! હે રાજન્! તમારી તરફના ત્રણ યોદ્ધાઓ તો સેનાના નિવેશ સ્થાનથી થોડે દૂર બે ઘડી વિસામો લઇ પ્રાપ્ત થયું છે જલ જેમને એવા અશ્વેકરી સૂર્યાસ્ત સમયે નાના પ્રકારનાં વૃક્ષ તથા લતાએ કરી સંકુલ એવા મોટા ઘોર વનમાં ગયા. નાના મૃગગણે સેવન કરેલા, નાના પક્ષિગણુથી વીંટાયલા, નાના પ્રકારનાં દ્રુમ તથા લતાથી ઢંકાઇ ગએલા, નાના પ્રકારના સર્પોએ સેવેલા, થોડા જળેકરી સમાકીર્ણ, નાના પુષ્પેકરી ઉપશોભિત, સેંકડો કમલિનીથી ઢંકાઇ ગએલા નીલકમળયુકત, ઘોર વનમાં પ્રવેશ કરી ચોતરફ નિરીક્ષણ કરતા તે, હજારો શાખાઓથી ઢંકાઇ ગએલા એવા શ્રેષ્ઠ વનસ્પતિરૂપ એક વટવૃક્ષને જોઇ મનુષ્યમાં શ્રેષ્ઠ મહારથિ એવા તે, તે વનસ્પતિરાજ પાસે જઈ રથમાંથી નીચે ઉતરી, ઘોડાઓને છોડી ઘટતી રીતે આચમન કરી સંધ્યાની ઉપાસના કરતા હતા. એટલામાં સૂર્ય શ્રેષ્ઠ પર્વત એવા અસ્તાચળ ઉપર ગયા ને રાત પડી. તે વખતે ચોતરફ રહેલા સંપૂર્ણ એવા ગ્રહ નક્ષત્ર તથા તારાવડે આકાશ રજતબિંદુથી ચિત્રેલું જેવું વસ્ત્ર શોભે તેવું શોભતું હતું, રાત્રિ વિષે વિચરનારાં પ્રાણિયો પોતાની ઇચ્છા પ્રમાણે આમતેમ ફરતાં હતાં, દિવસે વિચરનારાં પ્રાણિઓ નિદ્રાવશ થયાં, તેમ ઘોર એવાં રાત્રિચર પ્રાણિઓનો અત્યંત દારૂણ એવો શબ્દ સંભળાવા લાગ્યો. એ રીતે માંસ ખાનારાં પ્રાણિઓ જેમાં અત્યંત હર્ષિત થયાં છે, એવી ઘોર રાત્રિ પડી. પછી ઘોર રાત્રિમુખ વિષે દુઃખ તથા શોકેકરી સમન્વિત થઇ ગએલા કૌરવ પાંડવના ક્ષયને શોચતા નિદ્રાએકરી ઘેરાયાં છે નેત્ર જેમનાં એવા અત્યંત શ્રમયુક્ત, વિવિધ પ્રકારનાં બાણુથી ક્ષત થએલા, વટવૃક્ષની પાસે ઉભેલા કૃપ, કૃતવર્મા તથા દ્રૌણિ, એ ત્રણે જણુ, પાસે પાસે ધરણીતલ ઉપર બેઠા, એટલામાં હે મહારાજ! શ્રમ તથા શોકેકરી સમન્વિત, અમૂલ્ય શય્યાવિષે શયન કરવા યોગ્ય, સુખને ઉચિત, દુઃખને યોગ્ય નહિ એવા મહારથિ કૃપ તથા ભોજ અનાથની પેઠે પૃથ્વી પર શયન કરી નિદ્રાવશ થયા. હે ભારત! ક્રોધ તથા અમર્ષ વશ થયેલો, ક્રોધથી બળતો, સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતો, મહાબાહુ દ્રોણપુત્ર તો, નિદ્રાને પ્રાપ્ત ન થતાં નાના પ્રકારના પ્રાણિઓએ સેવેલા ઘોર દર્શનવાળા વનપ્રાંતને ચોતરફ જોતો હતો. હજારો કાગડા જેનો આશ્રય કરી રાત્રિ નિર્ગમન કરે છે તે વટ ઉપર જોયું. તે વૃક્ષ ઉપર જ્યારે કાગડાઓ આવી જુદો જુદો આશ્રય કરી વિશ્વાસથી ચોતરફ સુખેકરી બેઠા ત્યારે ઘોર જેનું દર્શન તથા મોટો શબ્દ છે તથા મોટી કાયાવાળું, નીલમણિ સરખાં છે નેત્ર જેનાં, પીંગળ વર્ણવાળું, અત્યંત મોટી નાસિકા તથા તીક્ષ્ણ નખવાળું, ગરૂડના સરખો છે વેગ જેનો એવું ઘુડપક્ષી ઘોર શબ્દ કરી ત્યાં આવી જાણે છુપી જતું હોય નહિ તેમ વડની એક શાખા ઉપર બેસી ગયું, તે પણ તેણે જોયું. તે ઘુડપક્ષી વડની શાખા ઉપર બેસી કાગડાઓને મારવા લાગ્યું. તે કેવી રીતે કે કેટલાકની પાંખો તોડી નાખી, કેટલાકનાં મસ્તક મરડી નાખ્યાં, તથા કેટલાકના પગ ભાગી નાખ્યા. એ રીતે જે જે પોતાની દૃષ્ટિએ પડયા તેમને માર્યા, તેમનાં શરીર તથા શરીરના અવયવે કરી હે પ્રજાપતે! વટવૃક્ષ નીચેનું સર્વ મંડળ ચોતરફથી ઢંકાઇ ગયું. એ રીતે શત્રુ એવા કાગડાઓને મારી શત્રુનો નાશ કરનાર ઘુડપક્ષી અતિ સંતુષ્ટ થયું. રાતને પ્રસંગે તે ઘુડે કરેલા કપટ સહિત કર્મને જોઇ કપટભાવ કરવા વિષે કર્યો છે સંકલ્પ જેણે એવા જાગતા એકલા અશ્વત્થામાએ મનમાં વિચાર કર્યો કે આ પક્ષિએ મને ઉપદેશ કર્યો, માટે મારે પણ તેમ કરવું. શત્રુને મારવાનો મને પણ વખત પ્રાપ્ત થયો છે માટે મારે પણ આ પક્ષિની પેઠે વિશ્વાસથી સુતેલા તેઓને રાત્રિ વિષે મારવા. તેમને મારવાની રાજા પાસે મેં પ્રતિજ્ઞા કરેલી છે,

પણ કર્યો છે ઉત્સાહ જેમણે, પ્રહાર કરનાર, જયશીલ એવા બળવાન પાંડવોને સામે જઇ મારવા સમર્થ થઇ શકાય તેમ નથી, ને કદી પોતાનો નાશ કરનારી પતંગ નામના જંતુ તથા અગ્નિ સરખી વૃત્તિનો આશ્રય કરી ન્યાયથી યુદ્ધ કરૂં તો પ્રાણનો ત્યાગ થાય એમાં સંશય નહિ, માટે કપટ કરવાથીજ કાર્યસિદ્ધિ તથા શત્રુનો મોટો ક્ષય થશે. તેમ સંશયિત અર્થથી જે નિઃસંશય અર્થ હોય તેને શાસ્ત્ર વિશારદ પુરૂષ, યોગ્ય માને છે, ને તે વિષે લોક નિંદિત એવું ગર્હિત વાક્ય કદી હોય તોપણ ક્ષાત્ર ધર્મથી વર્તતા મનુષ્યે તે ક્ષમ કરવું, કેમકે અકૃતાત્મા એવા પાંડવોએ ક્ષણે ક્ષણ કુત્સિત તથા નિંદિત એવાં બધાં કામ કપટથીજ કર્યાં છે. તે વિષે પૂર્વે ન્યાય જોનાર તત્વદર્શિ એવા ધર્મચિંતક પુરૂષોએ ગાયેલા તત્વાર્થરૂપ શ્લોક સંભળાય છે, કે થાકી ગએલ, તથા વિદીર્ણ એવા શત્રુના સૈન્યને ભોજન વખતે, પ્રસ્થાન કરતાં તથા પ્રવેશ વખતે શત્રુઓએ હણવું, તેમજ અર્ધ રાત્રે નિદ્રાર્ત્ત થઇ પડેલું હોય, નાશ થયા છે નાયક જેના એવું, ભેદાયલ યોદ્ધાવાળું તથા બે પ્રકારથી જુદું પડેલું શત્રુનું સૈન્ય પણ શત્રુઓએ હણવું. એ રીતે મનમાં વિચાર કરી સુતેલા પાંચાળ સહિત પાંડવોને રાત્રિમાંજ મારવાનો નિશ્ચય કરી ક્રૂર મતિને આચરી પ્રતાપવાન દ્રોણપુત્રે વારંવાર નિશ્ચય કરી, સુતેલા પોતાના માતુલ કૃપાચાર્ય તથા ભોજ કૃતવર્માને જાગ્રત કરી પોતાનો મનસુબો કહ્યો. એ રીતે તેણે જાગ્રત કરી પૂછેલા મહા બળવાન તથા મહાત્મા એવા તે તેનાં વચન સાંભળી લજ્જાયુક્ત થયા. ભોજ તથા કૃપે તેને પ્રથમ તો કંઇ ઉત્તર આપ્યો નહિ ત્યારે અશ્રુએકરી વિહ્વળ એવો તે, થોડા વખત સુધી ધ્યાન કરી આવી રીતે તેમને કહેવા લાગ્યો કે, જેને વાસ્તે આપણે પાંડવ સાથે વૈર કર્યું, એકવીર એવો મહા બળવાન દુર્યોધન રાજા હણાયો. શુદ્ધ પરાક્રમવાળા અગિયાર અક્ષૌહિણીના પતિ એવા તે એકલા રાજાને ક્ષુદ્ર એવા ઘણાકની સહાયતાથી ભીમસેને માર્યો ત્યાર પછી પણ મૂર્ધાભિષિક્ત એવા તે રાજાનું મસ્તક ક્ષુદ્ર એવા ભીમસેને મર્દન કર્યું એ અતિ ક્રૂર કર્મ કહેવાય. હવે પ્રસન્ન થએલા પાંચાળ ગર્જના કરે છે, ક્રીડા કરે છે, હસે છે અને સેંકડો શંખ દુંદુભિના શબ્દ કરે છે. હમણાં થોડા વખત પહેલાં શંખના શબ્દ સાથે મળેલો, વાયુએ પ્રેરેલો તેમના વાદિત્રનો ઘોર શબ્દ દિશાઓને શબ્દાયમાન કરતો હોય નહિ તેમ સુસવાટ સંભળાતો હતો. શબ્દ કરતા અશ્વ તથા હસ્તિઓનો શૂરવીરના સિંહનાદ સાથે મળેલો મોટો શબ્દ સંભળાતો હતો, પૂર્વ દિશાનો આશ્રય કરી જતા અત્યંત હૃષ્ટ એવા રૂંવાં ઉભાં કરનાર રથના પાટાના શબ્દ પણ સંભળાતા હતા. એ રીતે થતા મોટા સંગ્રામમાં પાંડવોએ દુર્યોધન તરફના સર્વ યોદ્ધાઓનો નાશ કર્યો; તેમાં આપણે ત્રણ બાકી અવશિષ્ટ રહ્યા છીએ. કેટલાક તો સેંકડો હસ્તિસરખા બળવાળા તથા કેટલાક સર્વાસ્ત્ર જાણનાર એવા આપણી તરફના યોદ્ધાઓને પાંડવોએ હણ્યા માટે આપણો કાળ ઉલટો છે એમ હું માનું છું. તત્વથી વિચાર કરીએ છીએ તો આ કાર્ય એ રીતે જરૂર બનવાનુંજ, એમાં સંશય નહીં, નહિ તો દુષ્કર એવું કામ કર્યા છતાં પણ પરાજય કેમ થાય? તમારી બુદ્ધિ જો મોહથી મુંઝાતી ન હોય તો આ મોટો અર્થ નાશ થઇ ગયો છે તથાપિ હવે આપણે માટે જે શ્રેય હોય તે કહો.

भवतोस्तु यदि प्रज्ञा न मोहादपनीयते।
व्यापन्नेस्मिन्महत्यर्थे यन्नः श्रेयस्तदुच्यताम् ॥

इतिश्री महाभारते सौप्तिकपर्वणि द्रौणिमंत्रणायां गुर्जरभाषायां प्रथमो ऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો. દૈવ ને પુરુષાર્થ.

कृप उवाच—श्रुतं ते वचनं सर्वं यदुक्तं च त्वया विभो ।
ममापि तु वचः किंचिच्छृणुष्वाद्य महाभुज ॥ १ ॥

કૃપાચાર્ય કહે છે—હે વિભો ! જે જે તેં વચન કહ્યાં તે સર્વ મેં સાંભળ્યાં પણ હવે હે મહારાજ ! મારાં પણ કંઇક વચન સાંભળ. સર્વ મનુષ્ય, દૈવ, તથા પુરૂષકાર, એ બે કર્મવિષે આબદ્ધ તથા નિબદ્ધ છે. મનુષ્ય દૈવવિષે ચોતરફથી બંધાયલાં છે અને પુરૂષકાર વિષે વિહી પણ એ કરી બંધાયલાં છે તે બેઉથી પર બીજું કંઈ છે નહિ. તેમાં હે સત્તમ ! એકલા દૈવે કરીને પણ કાર્ય સિદ્ધ થાય નહિ, તેમ એકલા પુરૂષકારે કરીને પણ કાર્ય સિદ્ધિ થાય નહિ. તે બેઉના યોગથી સિદ્ધિ થાય છે. તે બેઉવડે કરી નિબદ્ધ એવા પ્રવૃત્ત તથા નિવૃત્ત અધમોત્તમ સર્વ અર્થ, ચોતરફથી દેખાય છે. પર્વત વિષે વરસતો મેઘ શું ફળ નથી આપતો ? આપે છે, કેમકે વનમાં રહેનારા કેવળ વરસાદે કરી જીવે છે, પણ ખેડૂતલોક કેવળ કૃષિએ કરી જીવતા નથી; તેથી મેઘ પડે તો ન કરેલી કૃષિ પણ ફળ આપે. એ રીતે પુરૂષકાર દૈવની પાસે અપેક્ષા રાખે છે, પણ દૈવ પુરૂષકારની અત્યંત અપેક્ષા નથી રાખતું. દૈવ વિનાનો પુરૂષકાર તથા પુરૂષકાર વિનાનું દૈવ વ્યર્થ થાય છે, એ બેઉ પક્ષ સર્વત્ર રહ્યા છે. તેમાં પણ પૂર્વે કહેલો પક્ષ શ્રેષ્ઠ છે તેમાં વળી બેઉની અનુકૂળતા અતિ શ્રેષ્ઠ છે. જેમ મેઘ સારી રીતે વર્ષે ને ક્ષેત્ર પણ સારી રીતે ખેડેલું હોય તો વાવેલું બીજ મહાગુણયુક્ત થાય, તેમજ મનુષ્ય માટે પણ જાણવું. માટે પુરૂષકારથી દૈવ બળવાન છે કેમકે કોઇ વખતે પુરૂષકાર વિના પણ દૈવ, ફળ દેવા પોતે પ્રવર્તમાન થાય છે. આનું કારણ શું, એમ તું કહીશ, તો ત્યાં હું કહું છું કે, પ્રાજ્ઞ એવા પુરૂષ, પોતાનો અપરાધ નિવૃત્ત થવા સારૂ પુરૂષકાર વિષે પ્રવર્તમાન થાય છે. હે નરર્ષભ ! મનુષ્યોના પ્રવૃત્ત તથા નિવૃત્ત એવા સર્વ કાર્યાર્થ, તે બેઉવડે કરીનેજ જોવામાં આવે છે. પુરૂષકાર પણ દૈવે કરી સિદ્ધ થાય છે, અને તે કર્મ કરનારને દૈવ પ્રમાણેજ ફળ મળે છે. દક્ષ એવો મનુષ્યોનો દૈવવર્જિત સારી રીતે સંપાદન કરેલો પુરૂષકાર પણ અફળ જાય છે. તેથી મનુષ્યોમાં ઉત્સાહ વગરના આળસુ એવા જે પુરૂષો હોય તે, પુરૂષકારને નિંદે છે તે વાત પ્રાજ્ઞ પુરૂષોને રૂચતી નથી; કેમકે બહુધાકરી પૃથ્વી વિષે કરેલું કર્મ અફળ દેખાતું નથી, કર્મ કર્યા વગર દુઃખરૂપ મોટાં ફળને કદી પમાય એમ પણ બહુધાકરી દેખાય છે. કંઇ પણ ચેષ્ટા ન કરનાર પુરૂષ, યદચ્છાએ કરી કંઇ ફળને પ્રાપ્ત થાય ને કર્મ કરી જે ફળને ન પ્રાપ્ત થાય એવા તો કોઇ દુર્લભ હોય છે. દક્ષ હોય છે તે સારી રીતે જીવવા સમર્થ થાય છે. આળસુ સુખને નથી પામતો, એ રીતે આ જીવલોકમાં દેખાય છે, કેમકે દક્ષજનો બહુધા કરી પોતાનું હિત કરનારા હોય છે. દક્ષ પુરૂષ, આરંભ કરેલા કર્મથી કદી ફળને પ્રાપ્ત ન થાય તોપણ એને કંઇ કહેવું ન પડે એટલે લોકમાં તે નિંદાય નહિ. જે કંઇ મળે એવું હોય તેને તે પ્રાપ્ત થાય છે. લોકવિષે જે કર્મ કર્યા વગર મોટા થઇ ફળ ભોગવે તે લોકમાં વક્તવ્યતાને પામે, અને દ્વેષ્ય થાય, એટલે આ તો પારકાઓનું

સંપાદન કરેલ ભોગવવા સમર્થ છે, પણ સંપાદન કરવામાં સમર્થ નથી એમ લોકમાં નિશ્ચય; માટે જે દૈવ તથા પુરૂષકારના સાહિત્યનો અનાદર કરી બેઉમાંથી એકના આશ્રયેકરી વર્તે છે તે અનર્થ કરે છે, એવો બુદ્ધિમાન પુરૂષોનો ન્યાય છે. પુરૂષકાર વગરનું દૈવ જેમ અફળ છે તેમ દૈવ વિનાનો પુરૂષકાર પણ અફળ છે, વાસ્તે બેઉએ કરી વર્તવું ને પુરૂષકારે કરી હીન એવું દૈવપણું સિદ્ધ થાય નહિં માટે દૈવને નમસ્કાર કરી દાક્ષિણ્ય સંપન્ન એવો જે દક્ષ, અર્થને ઇચ્છે તેનાં કર્મ ફોગટ જાય નહિ. ઉપસેવન કરેલું શ્રેય શું તે વૃદ્ધને પૂછે ને હિતરૂપ એવાં તેમનાં વચન પ્રમાણે કરે એ સારી ચેષ્ટા કહેવાય, માટે નિરંતર વૃદ્ધને સંમત હોય તેજ કરવું, કેમકે, અત્રબ્ધ લાભ વિષે તે પરમ શ્રેય છે, ને તન્મૂલક સિદ્ધિ છે. વૃદ્ધોનાં વચન સાંભળી જે અભ્યુત્થાન કરે તે થોડા વખતમાં અભ્યુત્થાનના ફળને સારી રીતે પ્રાપ્ત થાય. રાગથી, ક્રોધથી, ભયથી તથા લોભથી નથી જીત્યું ચિત્ત જેણે, પારકાનું અપમાન કરનાર જે માણસ અર્થને ઇચ્છે તે તત્કાળ લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે, તેમજ નથી દીર્ઘ દૃષ્ટિ જેની એવા લોભી દુર્યોધને મૂઢપણાથી ચિંતન કરેલો નહિ એવો તેમ આ અસમર્થ એવો અર્થ આરંભ્યો ને હિતબુદ્ધિ એવા વિદુરાદિકનો અનાદર કરી દુષ્ટ એવા દુઃશાસનાદિક સાથે મનસુબો કરી સંબંધિઓએ વાર્યો તોપણ ગુણવત્તર પાંડવ સાથે વૈર કર્યું. તેમ અતિ દુઃશીલ એવો તે પૂર્વે પણ ધૈર્ય રાખી શક્યો નહિ ને હવે ભીમસેને જ્યારે સાથળ ભાગ્યા ત્યારે 'અરે મેં મિત્રોનાં વચન માન્યાં નહિ' એમ સંતાપ કરે છે. પાપીરૂપ એવા તેને આપણે અનુસર્યા તેથી આપણને પણ અતિદારૂણ એવો આ મોટો અન્યાય પ્રાપ્ત થયો. આ દુઃખેકરી તપ્ત થયેલી મારી બુદ્ધિ આજસુધી વિચાર કરે છે, પણ કંઇ પોતાનું શ્રેય જોતી નથી માટે મુંઝાયલા માણસે સંબંધી જનને પૂછવું તેથી એને બુદ્ધિ, વિનય તથા શ્રેય પ્રાપ્ત થાય, વાસ્તે કાર્યાકાર્ય પૂછેલા બુધ પુરૂષ પોતાની બુદ્ધિથી નિશ્ચય કરી જે રીતે કહે તે પ્રમાણે કરવું જોઇએ. આપણે ધૃતરાષ્ટ્ર, ગાંધારી તથા મહામતિ વિદુર પાસે જઇ તેમને પૂછીએ અને તેઓ કહે કે 'આમ કરવાથી તમારૂં શ્રેય છે' તે આપણે કરીએ. મારી મતિની એવી નિષ્ઠા છે, તેમ તું કહે છે તે પણ ખરૂં છે; કાર્યોના આરંભ વિના અર્થ પ્રાપ્ત થાય નહિ ને પુરૂષકાર કર્યા પછી પણ જેમનું કાર્ય સિદ્ધ થાય નહિ તેમને દૈવે ઉપહત જાણવા એમાં પછી કંઇ વિચાર કરવા જેવું નથી.

कृते पुरुषकारे तु येषां कार्यं न सिद्ध्यति ।
दैवेनोपहतास्ते तु नात्रकार्या विचारणा ॥

इति श्री महाभारते सौप्तिकपर्वणि द्रौणिकृपसंवादे गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

## અધ્યાય ૩ જો. વેર લેવાનો નિશ્ચય.

संजय उवाच—कृपस्य वचनं श्रुत्वा धर्मार्थसहितं शुभं ।
अश्वत्थामा महाराज दुःखशोकसमन्वितः ॥१॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ! કૃપાચાર્યનાં ધર્માર્થવાળાં શુભ વચન સાં-

બળી દુઃખ તથા શોકકરી સંયુક્ત અશ્વત્થામા, પ્રદીપ્ત અગ્નિએ કરી બળે તેમ શોકકરી બળતો ક્રૂર મન કરી બોલ્યો કે, પુરૂષ પુરૂષ વિષે જે જે સારી બુદ્ધિ હોય તે પોતપોતાની બુદ્ધિએ કરી તે સર્વ જુદી જુદી રીતે સંતુષ્ટ થાય. સર્વ લોક, પોતાને અત્યંત બુદ્ધિમાન માને છે કેમકે સર્વને પોતાનો મત બહુ સંમત હોય તેથી સર્વ પોતાના આત્માની પ્રશંસા કરે છે. સર્વને પોતાની પ્રજ્ઞા સાધુવાદ વિષે રહેલી છે એમ માનવામાં આવે છે તેથી સર્વ પારકી બુદ્ધિને નિંદે અને વારંવાર પોતાની બુદ્ધિની પ્રશંસા કરે, પણ બીજા કારણના યોગે કર્મ જો કોઇ પ્રકારે સફળ થાય, તે એક બીજાથી સંતુષ્ટ થાય અને વારંવાર એક બીજાને બહુ માને; ને તેજ માણુસની તે તે બુદ્ધિ, ત્યારે ત્યારે વિપર્યાસને પામી અન્યોન્યને પ્રાપ્ત થાય. વિશેષે કરી મનુષ્યોના ચિત્તનું વિચિત્રપણું છે તેથી ચિત્ત વૈકલ્યને પ્રાપ્ત થઇ તે તે બુદ્ધિ થાય છે; જેમ કુશળ એવો વૈદ્ય વ્યાધિને જાણી તેની શાંતિ વાસ્તે યથાવિધિ ઔષધ કરે છે, તેમજ પોતાની બુદ્ધિયુક્ત એવાં માણુસ કાર્યના યોગવાસ્તે તેવી તેવી બુદ્ધિ કરે, તેને બીજા માણુસો નિંદે છે. મનુષ્યની યૌવન વિષે મોહથી બીજીજ બુદ્ધિ થાય છે, મધ્યમાં વળી જુદી થાય છે, ને જરાને વિષે વળી અન્યજ મતિ રૂચે છે. હે ભોજ ! માણુસ ઘોર એવું દુઃખ વા તેવી સમૃદ્ધિને પ્રાપ્ત થઇ બુદ્ધિમાં વિકાર કરે છે, એમ એક પુરૂષ વિષે તે ને બુદ્ધિ થાય છે પણ તે અવસરને રૂંધતી હોય તો બીજાને રૂચે નહિ, તેમ મને તે શાંતિ બુદ્ધિ રૂચતી નથી, માણુસ પોતાની બુદ્ધિ પ્રમાણે નિશ્ચય કરી જે મતિને સારી જુવે અને તેથી જો કામ કરે તો તે તેને ઉદ્યોગ કરનારી થાય. હે ભોજ ! સર્વ પુરૂષ મરણાદિ કર્મ વિષે પણ ‘ આ હું મારૂં કરૂં છું, ’ એવા નિશ્ચયથી પ્રીતિપૂર્વક કાર્ય કરવાનો આરંભ કરે છે, સર્વ માણુસ, ‘ આ મારો સારો વિચાર છે ’ એમ જાણી વિવિધ પ્રકારની ચેષ્ટા કરે છે અને ‘ આ હું મારૂં હિતજ કરૂં છું ’ એમ જાણે છે, તેમજ દુઃખને લીધે આ મારી મતિ આ વખતે જે મારા શોકને ટાળનારી છે તે હું તમને કહું છું. પ્રજાપતિએ પ્રજાને ઉત્પન્ન કરી તેમને વિષે કર્મ રચી વર્ણ વર્ણ વિષે ગુણભાગ એવો એક એક ગુણ મૂક્યો. તેમાં બ્રાહ્મણ વિષે અક્ષ એવો વેદ, ક્ષત્રિય વિષે ઉત્તમ તેજ, વૈશ્ય વિષે દક્ષતા, ને શૂદ્ર વિષે સર્વ વર્ણને અનુકૂળતા રાખી માટે અદાત્ત એવો બ્રાહ્મણ અસાધુ, નિસ્તેજ ક્ષત્રિય અધમ, અદક્ષ વૈશ્યનિંદ્ય, ને સર્વ વર્ણને પ્રતિકૂળ શૂદ્રનિંદ્ય, માટે હું અત્યંત પૂજિત એવા શ્રેષ્ઠ બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયો છું પણ મંદભાગ્યપણાને લીધે આ ક્ષાત્રધર્મને અનુષ્ઠિત છું વાસ્તે ક્ષાત્રધર્મનો આશ્રય કરી હવે જો બ્રહ્મણ્યનો આશ્રય કરી શમદમાદિરૂપ અત્યંત મોટું કર્મ કરૂં તો સાધુ સંમત કહેવાય નહિ. અવલંબિત એવા ક્ષાત્રધર્મનો અવસ્ય નિર્વાહ કરવો જોઇએ માટે સંગ્રામમાં દિવ્ય ધનુષ તથા દિવ્ય અસ્ત્ર ધારણ કરનાર હું, હણાયલા પિતાને જોઈ લોક સભા વિષે જઇ શું કહું ? હું આજ ઇચ્છા પ્રમાણે ક્ષાત્રધર્મનો આશ્રય કરી, મહાત્મા પિતાની પદવીને પ્રાપ્ત થઇશ. આજ જયશીલ, વિમુક્ત છે વાહન તથા કવચ જેમણે, પોતાનો જય માની હર્ષે સમન્વિત, મહેનતથી થાકી ગએલા દુર્બળ એવા વિશ્વસ્ત પાંચાલ, શયન કરશે, માટે પોતાના તંબુમાં રાત્રિ વિષે સુતેલા તેમના તંબુઓને ચીરી પ્રેતની પેઠે બેભાન થશે. તે વખતે તેમને ઇન્દ્ર જેમ દાનવોને હણે તેમ હું પરાક્રમ કરી હણીશ. આજ ધૃષ્ટદ્યુમ્ન છે મુખ્ય જેમાં એવા એકઠા મળેલા સર્વને પ્રદીપ્ત અગ્નિ જેમ સુકા તૃણને બાળે તેમ હું નાશ કરીશ. હે સત્તમ ! પાંચાલોને હણી હું શાંતિને પ્રાપ્ત થઇશ, પિનાક છે હાથમાં જેના એવા રૂદ્ર પોતે જેમ પશુને હણે તેમ આજ હું સર્વ પંચાલોને હણીશ. આજ હું સર્વ પંચાલોને હણી બાળી સંહાર

આજ પાંડુપુત્રને પીડિત કરીશ. આજ હું સર્વ પંચાલોએ કરી પૃથ્વીને બાણમય કરી તેઓ-માંથી એક એકને પ્રહાર કરી પિતાના ઋણથી મુક્ત થઇશ. આજ દુર્યોધન, કર્ણ, ભીષ્મ તથા સૈંધવની દુર્ગમ એવી પદવી પ્રત્યે પંચાલોને હું મોકલીશ. આજ રાત્રિવિષે પંચાલરાજ ધૃષ્ટદ્યુમ્નના મસ્તકને બળેકરી પશુની પેઠે કાપી નાંખીશ. હે ગૌતમ ! આજ રાત્રિવિષે પાંચાલ તથા પાંડવોના સુતેલા પુત્રોને તીક્ષ્ણ ખડ્ગેકરી કાપી નાંખીશ. હે મહામતે ! આજ રાત્રે સુતેલી પાંચાળ સેનાને હણી કર્યું છે કૃત્ય જેણે એવો હું સુખી થઇશ.

अद्य पांचालसेनां तां निहत्य निशि सौप्तिके ।
कृतकृत्यः सुखीचैव भविष्यामि महामते ॥

इति श्री महाभारते सौप्तिकपर्वणि द्रौणिमंत्रणायां गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

## અધ્યાય ૪ થો. અશ્વત્થામાનો નિશ્ચય.

कृप उवाच—दिष्ट्या ते प्रतिकर्तव्ये मतिर्जातेयमच्युत ।
नत्वां धारयितुं शक्तो वज्रपाणिरपिस्वयं ॥ १ ॥

કૃપ કહે છે—હે વત્સ ! પ્રતિ કર્તવ્યવિષે આ તારી મતિ થઇ એ ઘણું સારૂં થયું. તેમ વજ્રપાણિ પોતે ઇન્દ્ર આવે તો પણ તને વારવા સમર્થ થઈ શકે નહિ, વારતે પ્રભાતે અમે બેઉ એકઠા થઇ તારી પાછળ આવીશું. આજ રાત્રિવિષે વિમુક્ત છે કવચ તથા ધ્વજ એવો તું વિસામો લે. શત્રુઓને સન્મુખ જતાં તારી પાછળ હું તથા સાત્વત કૃતવર્મા કવચ પહેરી રથમાં બેસી આવીશું. હે રથિઓમાં શ્રેષ્ઠ ! આવતી કાલે સંગ્રામવિષે અમ સહિત તું પરાક્રમ કરી, પાછળ ચાલનાર સહિત શત્રુ એવા પાંચાલને હણીશ. હે તાત ! પરાક્રમ કરી તેમને હણવા તું સમર્થ છે, તથાપિ આ રાત્રિ વિસામો લઇ લે. કેમકે તને જાગતાં ઘણો વખત થયો છે. આ રાત્રિ શયન કરી જા. કારણ કે હે માનદ ! વિસામો ખાધેલ, વિનિદ્ર તથા સ્વસ્થ ચિત્તવાળો તું સંગ્રામમાં જઇ શત્રુઓને હણીશ, એમાં સંશય નથી, તેમ ગ્રહણ કર્યું છે શ્રેષ્ઠ આયુધ જેણે એવા રથિઓમાં શ્રેષ્ઠ તને જીતવાનો દેવેશ ઇંદ્ર પણ ઉત્સાહ ન કરે ત્યારે યુદ્ધમાં કૃપ સહિત કૃતવર્માએ રક્ષણ કરેલા અત્યંત કોપાયમાન થએલા અશ્વત્થામા સાથે ઇંદ્ર સરખો પણ યુદ્ધ કરવા સમર્થ કેમ થાય ? રાત્રિવિષે વિસામો લઇ વિગત જ્વર આપણે, રાત્રિ ગયા પછી સવારના પ્હોરમાં શત્રુઓને હણીશું, અને તારાં તથા મારાં અસ્ત્ર દિવ્ય છે, એમાં સંશય નથી. મોટાં ધનુષવાળો સાત્વત કૃતવર્મા પણ યુદ્ધ કોવિદ છે, માટે હે તાત ! આપણે ત્રણેય એકઠા મળી સંગ્રામમાં સામા આવેલા સર્વ શત્રુઓને હઠાત્કારથી હણી જય મેળવીશું. અવ્યગ્ર એવો તું વિસામો લે ને આ રાત્રિ સુખે કરી શયન કર. પ્રભાતે ધનુષ ધરેલા શત્રુને તપાવનાર કવચધારી અમે બેઉ, રથમાં બેસી શત્રુ સામે જતાં તારી સાથે આવીશું. તે વખતે તું તેમના તંબુમાં જઈ પોતાનું નામ સંભળાવી સંગ્રામવિષે યુદ્ધ કરતા શત્રુઓનો નાશ કરજે. પ્રભાતે દિવસે શત્રુઓનો નાશ કરી ઇંદ્ર જેમ અસુરોનો નાશ કરી વિહાર કરે તેમ રણ વિહાર કરજે.

જેમ સર્વ દાનવનો નાશ કરનાર ક્રોધાયમાન થએલો ઇંદ્ર દૈત્ય સેનાને જીતવા સમર્થ છે તેમ તું પણ સંગ્રામમાં પંચાળોની સેનાને જીતવા સમર્થ છે. કૃતવર્માએ રક્ષણ કરેલો હું અને સંગ્રામવિષે ઉભેલા તને વજ્રપાણિ ઇન્દ્ર પણ સહન કરી શકશે નહિ. હે તાત ! હું તથા કૃતવર્મા સંગ્રામમાં પાંડવોને જીત્યા વગર પાછા નહિ ફરીએ. સંગ્રામવિષે ક્રોધાયમાન થએલા પાંડવ સહિત પાંચાળોને હણી આપણે સર્વ પાછા વળીશું વા તેમણે હણેલા આપણે સ્વર્ગમાં જઇશું. હે મહાબાહો ! હે અનઘ ! સંગ્રામમાં સર્વ ઉપાયે કરી અમે તને સહાય થઇશું એ હું તને સત્ય કહું છું.

આ પ્રમાણે મામાએ હિતરૂપ વચન કહ્યાં એટલે ક્રોધથી અત્યંત લાલ નેત્રવાળો અશ્વત્થામા, કહેવા લાગ્યો કે, આતુરને, ક્રોધયુક્તને, અર્થને ચિંતન કરનારને તથા કામના કરનારને નિંદ્રા ક્યાંથી ? તે ચારેય આજે મને પ્રાપ્ત થયાં છે. ચોથો ભાગ જે અમર્ષ છે તે તો ઝટ મારી નિંદ્રાનો નાશ કરે છે. પિતાના વધને યાદ કરૂં છું ત્યાં મારા હૃદયને બાળતો ક્રોધ, જરાએ શાંત થતો નથી, એથી અધિક આલોકમાં બીજું દુઃખ શું ? તમારી સમક્ષ તે સર્વ મારાં મર્મસ્થાનને ખોતરી ખાય છે, માટે આ સમય મારા સરખો લોકવિષે મુહૂર્ત માત્ર પણ કેમ જીવે ? દ્રોણ હણાયા એવાં પાંચાળોનાં વચન હું સાંભળું છું માટે ધૃષ્ટદ્યુમ્નને માર્યા વગર હું જીવવાનો ઉત્સાહ રાખતો નથી. મારા પિતાના વધથી તે વધ્ય છે, તેમજ બીજા એકઠા મળેલા પાંચાળો પણ વધ્ય છે. ભાગ્યા છે સાથળ જેના એવા રાજાનો જે વિલાપ મેં સાંભળ્યો તે ક્રૂરના હૃદયને પણ કંપાવે ને નિર્દયના નેત્રમાંથી પણ અશ્રુ પડાવે, માટે ભાગેલ છે સાથળ જેના એવા રાજાનાં વચન સાંભળી હું જીતતાં જીતાયલો છું. આ મારા મિત્રનો પક્ષ, જળનો વેગ જેમ સમુદ્રને વધારે તેમ મારા શોકને વધારે છે. એકાગ્ર છે મન જેનું એવા મને આજ નિદ્રા તથા સુખ નથી. હે સત્તમ ! વાસુદેવ તથા અર્જુને પરિરક્ષણ કરેલા તેમને મહેંદ્રથી પણ અતિશય સહન થઇ શકે નહિ એવા હું માનું છું. આ ક્રોધને નિયમમાં આણવા હું સમર્થ નથી. લોક વિષે મને ક્રોધથી નિવૃત્ત કરે એવા કોઇને હું જોતો નથી. મેં તો નિશ્ચિત બુદ્ધિ કરી છે ને તેમ કરવું ઠીક છે, એમ માન્યું છે. જાસુસ જનોએ કહ્યો એવો મારા મિત્રોનો પરાભવ અને પાંડવોનો વિજય, મારા હૃદયને બાળતો હોય નહિ તેમ ધખધખે છે, વાસ્તે હું તો આજ સુતેલા શત્રુઓનો નાશ કરીશ, ત્યાર પછી સંતાપ રહિત થઇ વિસામો લઇશ અને શયન પણ કરીશ.

**अहं तु कदनं कृत्वा शत्रूणामद्य सौप्तिके ।**
**ततो विश्रमिताचैव स्वप्ता च विगतज्वरः ॥**

**इति श्री महाभारते सौप्तिकपर्वणि द्रौणिमंत्रणायां गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

## અધ્યાય ૫ મો. સુતેલા શત્રુપર હલ્લો.

**कृप उवाच—शुश्रूषुरपि दुर्मेधाः पुरुषो नियतेंद्रियः ।**
**नालं वेदयितुं कृत्स्नौ धर्मार्थाविति मे मतिः ॥ १ ॥**

કૃપાચાર્ય કહે છે—પુરૂષ સાંભળવાની ઇચ્છાવાળો હોય, તથાપિ દુર્બુદ્ધિમાન, તથા નથી જીતી ઇન્દ્રિયો જેણે એવો હોય, તેથી સમગ્ર ધર્માર્થ જાણી શકાય નહિ એમ મારૂં માનવું છે. પુરૂષ મેધાવી હોય પણ વિનયવાન હોય નહિ, તે પણ ધર્માર્થના નિશ્ચયને જાણે નહીં. ને જે પુરૂષ શૂરવીર હોય પણ જડ હોય તે, ઘણા વખત સુધી પંડિતને સેવતાંએ, કડછી જેમ કઢી દાળ ઇત્યાદિના રસને જાણે નહીં, તેમ ધર્મને જાણે નહીં. અજ્ઞાન પુરૂષ, બે ઘડી માત્ર પણ પંડિતને સેવી જિવ્હા, દાળ, કઢી ઇત્યાદિના રસને જાણે નહિ તેમ ધર્મને ન જાણે. શ્રવણની ઇચ્છાવાળો નિયમમાં છે ઇન્દ્રિયો જેને એવો મેધાવી પુરૂષ સર્વ શાસ્ત્રને જાણે, અને તેમાંથી જે ગ્રાહ્ય હોય તે ગ્રહણ કરે. પારકાનું અપમાન કરનાર સન્માર્ગ જોવાને અશક્ય એવો દુર્બુદ્ધિ પાપીરૂપ ઉપદિષ્ટ એવાં કલ્યાણરૂપ કાર્યને છોડી બહુ પાપરૂપ કાર્યને કરે છે. જેને માથે વડિલ બેઠા હોય એવા પુરૂષને સંબંધિઓ પાપ કર્મથી વારે તથાપિ તે પુણ્યવાન હોય તો પાતકથી નિવૃત્ત થાય અને અપુણ્યવાન હોય તે ન થાય. નથી સાવધાન ચિત્ત જેનું એવા પુરૂષને, સ્નેહિઓ નાના પ્રકારના વાક્યથી નિયમમાં રાખે પણ અશ્રદ્ધને રાખી શકે નહીં, અને તે ખેદને પ્રાપ્ત થાય. તેમજ પાપ કર્મ કરતાં પ્રાજ્ઞ સ્નેહીને ડાહ્યા પુરૂષો યથાશક્તિ વારંવાર પ્રતિષેધ કરે, માટે તું પણ કલ્યાણવિષે મન કરી બુદ્ધિએ કરી આત્માને નિયમમાં રાખી જે કરવાથી તને પશ્ચાત્તાપ થાય નહીં એવાં મારાં વચન પ્રમાણે કર. સુતેલાઓનો, શસ્ત્ર મૂકેલા-ઓનો તથા વિમુક્ત છે રથના અશ્વ જેમના એવાઓનો વધ ધર્મથી વિચારતાં યોગ્ય નથી. તેમજ 'હું તમારો છું' એમ જે કહે, જે શરણાગત હોય, છુટા કેશ મૂકેલા તથા હણાયાં છે વાહન જેમનાં એવા જે હોય તેમનો વધ યોગ્ય નથી. હે વિભો ! આજ છોડયાં છે કવચ જેમણે એવા, વિશ્વાસથી રાત્રિવિષે શયન કરી ગયેલા, પ્રેતની પેઠે બેભાન થએલા, પાંચાલોનો દ્રોહ કરવો ઠીક નથી. સર્વાસ્ત્ર જાણનારાઓના મધ્યમાં શ્રેષ્ઠ એ રીતે તું વિખ્યાત છે ને આ લોકમાં તારેવિષે કાંઈ થોડું પણ પાપ છે નહીં, માટે કાલ પ્રભાતમાં સૂર્યનો ઉદય થાય તે વખતે સર્વ પ્રાણિયો દેખાયા પછી યુદ્ધમાં શત્રુઓને મારજે. વાસ્તે ધોળાં વસ્ત્રવિષે જેમ કાળો ડાઘ કરવો, તેમ શુદ્ધ એવા તારેવિષે પણ નિંદિત કર્મ કરવું સંભવતું નથી, એવી મારી મતિ છે. કૃપનાં વચન સાંભળી અશ્વત્થામા કહેવા લાગ્યા કે, હે માતુલ ! જે રીતે તમે કહો છો તે એમજ છે, એમાં સંશય નહીં પણ તેમણેજ પૂર્વે આ મર્યાદા સૌ પ્રકારે તોડી છે તે કહું તે સાંભળો. બીજા રાજાઓ તથા તમારા સન્નિધાન વિષે પ્રત્યક્ષ ત્યાગ કર્યું છે શસ્ત્ર જેણે એવા મારા પિતાને ધૃષ્ટદ્યુમ્ને માર્યા, તેમજ રથચક્ર પડયું તેથી ઘણા દુઃખમાં મગ્ન થએલા, રથિમાં શ્રેષ્ઠ, કર્ણને ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને હણ્યો. તેજ રીતે ત્યાગ કર્યું છે શસ્ત્ર જેણે એવા નિરાયુદ્ધ શંતનુ પુત્ર ભીષ્મને પણ શિખંડિને આગળ કરી અર્જુને હણ્યા. તેવીજ રીતે સંગ્રામના મધ્યમાં ઉભેલા મોટા ધનુષવાળા ભૂરિશ્રવાને પણ રાજાઓ પોકારતાં સાત્યકિએ અધર્મથી પાડયો. સંગ્રામમાં સામે આવી ભીમસેને સર્વ રાજાઓ જોતાં નાભિથી નીચે પ્રહાર કરી દુર્યોધનને માર્યો. એ રીતે ઘણાક મહારથિઓએ પુરૂષમાં સિંહરૂપ એવા એકલા દુર્યોધનને વીંટી લઇ અધર્મથી પાડયો. તે વખતે ભાગ્યા છે સાથળ જેના એવા ધૃતરાષ્ટ્રનો જાસુસ પુરૂ-

ષોના મુખથકી સાંભળેલો સંતાપ મારા મર્મસ્થાનને કંપાવે છે. એ રીતે અધાર્મિક, ભેદી છે મર્યાદા જેમણે એવા મર્યાદા ભેદનાર પાપરૂપ પાંચાલોને તમે કેમ નિંદતા નથી? હું પણ રાત્રિ વિષે સુતેલા પિતાને હણનાર પાંચાલોને હણી, પછી જન્મ લઇ ત્યાં ભલે કીટક કે પતંગ થાઉં, આજ એ મારૂં ચિકીર્ષિત છે તેથી હું ઉતાવળો થાઉં છું, માટે ઉતાવળ કરતા મને નિંદ્રા તથા સુખ ક્યાંથી? તેમના વધ વિષે કરેલી મારી મતિને જે ફેરવે તેવો કોઇ પુરૂષ, લોક વિષે ઉત્પન્ન થયો નથી ને થશે પણ નહિ.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એમ કહી પ્રતાપવાન દ્રોણપુત્ર, એકાંત વિષે ઘોડાઓ જોડી શત્રુઓની સન્મુખ જવા લાગ્યો. તે વખતે મહાત્મા ભોજ તથા કૃપાચાર્ય બેઉ, તેને કહેવા લાગ્યા કે, શું કરવા રથ જોડ્યો, ને શું કરવાની તારી ઇચ્છા છે? હે નરર્ષભ! તારી સાથે એકઠા મળી અમે પ્રયત્ન કરીશું તેમ સમાન છે દુઃખ તથા સુખ જેમને એવા અમ પ્રત્યે તું શંકા કરવા યોગ્ય નથી. સંક્રુદ્ધ થએલો અશ્વત્થામા પિતાનો વધ યાદ કરી પોતાનું ચિકીર્ષિત ખરેખરૂં તેમની આગળ કહેવા લાગ્યો કે, સેંકડો તથા હજારો યોદ્ધાઓને તીક્ષ્ણ બાણથી હણી ત્યાગ કર્યો છે શસ્ત્ર જેણે એવા મારા પિતાને ધૃષ્ટદ્યુમ્ને માર્યા માટે હું પણ ત્યાગ કર્યો છે ધર્મ જેણે એવા પાપરૂપ પંચાલરાજના પુત્રને પાપ કર્મેકરી તેજ રીતે આજ રાતે હણીશ. કોઇ રીતે પશુની પેઠે મેં હણેલો પાપરૂપ પંચાલ્ય શસ્ત્રે કરી વિજિત એવા લોકને નહીં પામે એ નિશ્ચય છે. સન્નદ્ધ છે કવચ એવા, ખડ્ગ તથા ધનુષ ગ્રહણ કરેલા શત્રુને તપાવનાર તમો પણ શ્રેષ્ઠ રથમાં બેસી ચાલો અને મારી પાછળ આવો. એ રીતે તેમને કહી રથમાં બેસી તે શત્રુઓની સન્મુખ જવા લાગ્યો. તેની પાછળ કૃપ તથા સાત્વત કૃતવર્મા બેઉ જવા લાગ્યા. શત્રુઓની સન્મુખ જતા તે ત્રણેય યોદ્ધાઓ, યજ્ઞ વિષે હોમવા માંડેલા સમિધ અગ્નિઓ શોભે, તેમ શોભતા હતા. હે વિભો! એવી રીતે તે ત્રણેય, સારી રીતે સુઇ ગયાં છે મનુષ્ય જેમાં એવા તંબુ પ્રત્યે ગયા. મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામા, તંબુના બારણા આગળ જઇ ઉભો રહ્યો.

ययुश्च शिबिरं तेषां सम्प्रसुप्तजनं विभो।
द्वारदेशं तु संप्राप्य द्रौणिस्तस्थौ महारथः॥

**इतिश्री महाभारते सौप्तिकपर्वणि द्रौणिगमने गुर्जरभाषायां पंचमोऽध्यायः॥५॥**

## અધ્યાય ૬ ઠો. ભૂત સામે અશ્વત્થામા.

**धृतराष्ट्र उवाच—द्वारदेशे ततो द्रौणिमवस्थितमवेक्ष्यतौ।**
**अकुर्वतां भोजकृपौ किं संजय वदस्व मे॥१॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! દ્વારદેશ વિષે ઉભેલા દ્રોણપુત્ર અશ્વત્થામાને જોઇ ભોજ તથા કૃપ બેઉએ શું કર્યું, તે તું મને કહે. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! કૃતવર્મા તથા કૃપની રજા લઇ ક્રોધેકરી વ્યાપ્ત છે આત્મા જેનો એવો મહારથિ દ્રોણપુત્ર તંબુના બારણામાં આ-

વ્યો. ત્યાં મોટી કાયાવાળું, ચંદ્ર તથા સૂર્ય સરખી છે કાંતિ જેની એવું દ્વાર દેશનો આશ્રય કરી ઉભેલું, રૂંવાં ઉભાં કરનાર, સ્રવે છે રૂધિર જેમાંથી એવું વ્યાઘ્રનું ચર્મ પહેરેલું, કાળિઆર મૃગનું ચર્મ છે ઉત્તરીય વસ્ત્ર જેનું, સર્પનું યજ્ઞોપવિત ધરેલું, નાના પ્રકારનાં ઉગામેલાં શસ્ત્ર સહિત, સ્થૂલ અને ઘણાક બાહુયુક્ત, મોટા સર્પના બાજુબંધ પહેરેલું, અગ્નિની જ્વાળા માળાએકરી આકુળ છે મુખ જેનું, દાઢેકરી વિકરાળ મુખવાળું, ફાડ્યું છે મુખ જેણે, ભયંકર, વિચિત્ર પ્રકારનાં હજારો નેત્રેકરી શોભિતું, જોઇ શકાય નહિ એવો છે વેષ તથા રૂપ જેનું, જે જોઇ પર્વતો પણ સર્વથા ફાટી જાય, તેના મુખ, નાસિકા, શ્રવણ તથા હજારો નેત્રમાંથી મોટી જ્વાળાઓ નિકળતી હતી, તેમજ તેજરૂપી કિરણોમાંથી શંખ, ચક્ર તથા ગદા ધરનાર સેંકડો તથા હજારો વિષ્ણુ પ્રગટ થયા. એવા અતિ અદ્‌ભુત રૂપવાળાં ભયંકર ભૂતને જોઈ વ્યથિત ન થયેલો દ્રોણપુત્ર અશ્વત્થામા તેની ઉપર દિવ્ય અસ્ત્રનો વર્ષાદ કરવા લાગ્યો. એ રીતે અશ્વત્થામાએ મૂકેલાં બાણોને સમુદ્ર જળના ઓઘને જેમ વડવાનળ અગ્નિ ગળે તેમ તે મોટું ભૂત ગળી ગયું. એ રીતે નિરર્થક થએલા બાણના ઓઘને જોઇ અશ્વત્થામાએ પ્રદીપ્ત એવી અગ્નિ શિખા સરખી શકિત મૂકી. દીપ્ત છે અગ્રભાગ જેનો એવી તે તેને અથડાઇ પ્રલય સમયે આકાશમાંથી પડેલું મોટું ઉંબાડીયું સૂર્યને અથડાઇ જેમ વિદીર્ણ થઇ જાય તેમ વિદીર્ણ થઇ ગઇ. તે પછી સુવર્ણની મૂઠવાળું દિવ્યાકાશ સરખી કાંતિવાળું ખડ્ગ, છિદ્રમાંથી સર્પ નિકળે તેમ મ્યાનમાંથી તત્કાલ કાઢી બુદ્ધિમાન અશ્વત્થામાએ ભૂત ઉપર નાખ્યું. તે ખડ્ગ ભૂતને પ્રાપ્ત થઇ નોળિયો જેમ છિદ્ર પ્રત્યે જાય તેમ ભૂતને વાગ્યું તેથી કુપિત થએલા દ્રોણપુત્ર અશ્વત્થામાએ ઇન્દ્રધ્વજ સરખી પ્રજ્વલિત ગદા ગ્રહણ કરી ભૂત પર નાખી, તેને પણ તે ગળી ગયું. એ રીતે સર્વ આયુધનો અભાવ થયો ત્યારે તે તે ઠેકાણે જોતા અશ્વત્થામાએ નિરવકાશ આકાશ જોયું. અતિ આશ્ચર્યરૂપ એવું તે મહાભૂત જોઇ નિરાયુધ એવો દ્રોણપુત્ર, અતિ સંતપ્ત થઇ કૃપાચાર્યનાં વાક્ય યાદ કરી કહેવા લાગ્યો કે, અપ્રિય તથા હિતરૂપ એવું વાક્ય જે ન સાંભળે, તે, તે બેઉને અતિક્રમણ કરી આપદ્‌ને પ્રાપ્ત થાય. હું જેમ શોચ કરૂં છું તેમ આપદ્‌ને પ્રાપ્ત થઇ શોચ કરે, અવિદ્વાન્ એવો જે, શાસ્ત્રને ઉલ્લંઘન કરી શાસ્ત્રે અવધ્યપણાથી કહેલાઓને મારવા ઈચ્છે, ધર્મમાર્ગથી ભ્રષ્ટ થએલો તે, કુપથ્યને પ્રાપ્ત થઇ હણાય. ગાય, બ્રાહ્મણ, રાજા, સ્ત્રી, સખા, માતા, ગુરૂ, હીનપ્રાણ, જડ, અંધ, સુતેલા, ગાફલ, ઘેલછાવાળા, તથા મદિરાદિકથી પ્રમત્ત થએલ, એટલાઓ વિષે શસ્ત્રનો પ્રહાર કરવો નહિ. ગુરૂજનોએ પૂર્વેજ મનુષ્યોને સદા ઉપદેશ કરેલો છે તે હું શાસ્ત્રદૃષ્ટ એવા સનાતન માર્ગને અતિક્રમણ કરી કુમાર્ગે જઇ નરતાં કામનો આરંભ કરી ઘોર એવી આપદ્‌ને પ્રાપ્ત થયો. શક્તિ તથા બળથી મોટાં કૃત્યનો આરંભ કરી પછી અશક્ત થઈ ભયને લીધે કામથી નિવૃત્ત થવું તે ઘોર એવી આપદ્ કહેવાય, એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે. માનુષકર્મ દૈવથી શ્રેષ્ઠ કહેવાતું નથી; કેમકે મનુષ્યકર્મ કરનારને કદી દૈવથી તે કર્મ સિદ્ધ ન થાય તો, ધર્મમાર્ગથી ભ્રષ્ટ થએલો તે, વિપત્તિને પામે. માટે આવી રીતની જે પ્રતિજ્ઞા કરવી એ મોટી ભૂલ છે. કોઇ પણ ક્રિયાનો સમારંભ કરી પછી ભયથી નિવૃત્ત થવું પડે, એટલે કરેલી પ્રતિજ્ઞાની પૂર્તિ ક્યાંથી થાય? મને પણ તેમ કરવાથી આ ભય પ્રાપ્ત થયું. દ્રોણપુત્ર સંગ્રામ વિષે પાછો હઠે નહિ ને મોટું એવું ભૂત પણ દૈવના દંડની પેઠે ઉદ્યુક્ત થઇ ઉભું છે, તેમ હું વિચાર કરૂં છું તોપણ આ શું છે, એમ સર્વથા જાણતો નથી, જે આ મારી પાપરૂપ મતિ, અધર્મપ્રત્યે પ્રવર્તમાન થઇ તેનું ઘોરરૂપ એવું આ ફળ, મારો ઘાત

કરવા કલ્પાય છે. મારૂં સંગ્રામમાંથી પાછું વળવું પણ દૈવવિહિતજ, તે વગર બીજું શું? તે વિના આ ભૂત કોઇ રીતે પણ કેમ હઠે નહિ તે હું આજ સમર્થ એવા મહાદેવના શરણે જાઉં; તે ભગવાન, મારા આ ઘોર એવા દંડને નાશ કરશે. જટાજુટ ધરેલા, દેવના દેવ, ઉમાપતિ, રોગરહિત, કપાલની છે માળા જેને, રૂદ્રરૂપ, ભગનાં નેત્ર હણનાર, હર એવા તે દેવ, તપ તથા પરાક્રમે કરી સર્વ દેવતાઓને ઓળંગી ગયા છે માટે શૂલપાણિ એવા ગિરીશને હું શરણે જાઉં છું.

स हि देवोत्यगाद्देवांस्तपसा विक्रमेण च ।
तस्माच्छरणभ्येमिगिरीशं शूलपाणिनं ॥

इतिश्री महाभारते सौप्तिकपर्वणि द्रौणिचिंतायां गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

## અધ્યાય ૭ મો. ભૂતપતિની સ્તુતિ.

**संजय उवाच—एवं संचिंतयित्वा तु द्रोणपुत्रो विशांपते ।**
**अवतीर्य रथोपस्थाद्देवेशं प्रणतः स्थितः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે વિશાંપતે ! એ રીતે વિચાર કરી દ્રોણપુત્ર, રથમાં બેસવાના સ્થાનકથી નીચે ઉતરી દેવેશ એવા મહાદેવને પ્રણામ કરી ઉભો રહ્યો અને કહેવા લાગ્યો કે, ઉગ્ર, સ્થાણુ, શિવ, રૂદ્ર, શર્વ, ઇશાન, ઇશ્વિર ગિરીશ, વર દેનાર, દેવ, ભવભાવન, ઇશ્વર, શિતિકંઠ, અજ, શુક્ર, દક્ષના યજ્ઞનો નાશ કરનાર, હર, વિશ્વરૂપ, વિરૂપાક્ષ, બહુરૂપ, ઉમાપતિ શ્મશાનવાસી, ગર્વિષ્ઠ, મહા ગણનાપતિ, વિભુ, ખટ્વાંગ ધરનાર, રૂદ્ર, જટિલ, બ્રહ્મચારિ, ત્રિપુરઘાતિ મહાદેવને તે હું મારા આત્માનું બલિદાન આપી યજન કરૂંછું. સ્તુતિ કરેલા, સ્તુતિ કરવા યોગ્ય, સ્તુતિ કરવા માંડેલા, અમોઘ, હસ્તિચર્મના વસ્ત્રવાળા વિલોહિત, નીલકંઠ, અસહ્ય, દુર્નિવારણ, શક્ર, બ્રહ્માને સ્રજનાર, બ્રહ્મરૂપ બ્રહ્મચારી, વ્રતવાન, તપોનિષ્ઠ, અનંત, તપ કરનારની ગતિરૂપ, બહુરૂપ, ગણાધ્યક્ષ, ત્રણ નેત્રવાળા પાર્ષદ છે પ્રિય જેને, ધનાધ્યક્ષ, ક્ષિતિમુખ, ગૌરીવલ્લભ, કુમારના પિતા, પિંગ, ગોવૃષરૂપ ઉત્તમ છે વાહન જેનું, ધર્મરૂપી વસ્ત્ર ધરેલા, અત્યુગ્ર, શોભાવવામાં તત્પર, પર થકી પણ પર, પરમ, જે થકી પર બીજું કંઇ છે નહિ, બાણ તથા અસ્ત્રના ઉત્તમ ભર્તા, દિગંત, દેશનું રક્ષણ કરનાર, સુવર્ણમય છે કવચ જેનું એવા ચંદ્રમૌલિવિભૂષણ દેવને, પરમ સમાધિ તથા શુદ્ધ મનેકરી હું શરણે છું. આજ અતિદુષ્કર એવી આ ઘોર આપદને જો હું તરૂં તો પવિત્ર એવા મહાદેવનું સર્વ ભૂતના ઉપહારે કરી યજન કરૂં. તેનો નિશ્ચય જાણી સુકર્મના યોગથી તે મહાત્માની આગળ સુવર્ણમય વેદી ઉત્પન્ન થઇ. તે વખતે હે રાજન્ ! તે વેદિ વિષે જ્વાલાઓએ કરી દિશા, વિદિશા, તથા આકાશને પૂરી દેતો હોય નહિ જાણે એવો અગ્નિ ઉત્પન્ન થયો. પ્રદીપ્ત છે મુખ તથા નેત્ર જેનાં, અનેક પાદ, મસ્તક તથા ભુજયુક્ત રત્નજડિત વિચિત્ર પ્રકારના બાજુબંધવાળા, ઉગામેલા છે કર જેમણે, દ્વીપ તથા પર્વત સરખા મોટા ગણ પ્રગટ થયા. તેમાં કેટલાક

શ્વાન, વરાહ તથા ઉંટ સરખા રૂપવાળા, કેટલાક અશ્વ, શિયાળ તથા ગાય સરખા મુખવાળા. રીંછ, મંજાર, વ્યાઘ્ર, તથા હસ્તિસરખા મુખવાળા, કેટલાક કાક, મંડુક તથા પોપટ સરખાં મુખવાળા, મોટા અજગર સરખા મુખવાળા, હંસ સરખા મોઢાવાળા. તીક્ષ્ણ છે કાંતિ જેમની એવા હે ભારત! દાર્વાઘાડ નામના પક્ષિ સરખાં મુખવાળા તથા ચાસના જેવાં મુખવાળા કેટલાક હતા. કૂર્મ, નક્ર તથા શિશુમારના જેવા મુખવાળા, કેટલાક મોટા મગરમચ્છ સરખાં મુખવાળા, તિમિ નામના મત્સ્ય જેવા, સિંહ, ક્રૌંચ, કપોત, તથા હસ્તિ સરખાં મુખવાળા, પારાવત તથા મદ્ગુ નામના સર્પ સરખા, હાથ સરખા કાનવાળા, હજારો છે નેત્ર જેમને, મોટાં ઉદરયુક્ત, માંસ વગરના, કાક સરખાં મોંઢાવાળા, બાજપક્ષિ સરખાં છે તુંડવાળા, મસ્તક વગરના, રીંછ સરખાં મુખવાળા. પ્રદીપ્ત છે નેત્ર તથા જિવ્હા જેમની, જ્વાળા સરખા વર્ણવાળા જ્વાળાયુક્ત છે કેશવાળા, પ્રજ્વલિત રોમ સહિત ચાર છે ભુજ જેમને એવા, બકરાં તથા ઘેટાં સરખાં મુખવાળા, શંખ સરખાં છે મુખ તથા વર્ણ જેમનો એવા, શંખની માળારૂપી છે પરિવાર જેમને, શંખના શબ્દ સરખા છે શબ્દ જેમના, જટા ધરેલા, પાંચ શિખા સહિત, માથે છે મુંડા જેમને, કૃશ ઉદરવાળા, ચાર છે જિવ્હા તથા દાઢ જેમને, શંકુ સરખા કાનવાળા, મુગુટ ધરેલા, મૌંજી ધારણ કરનાર, ખીટળીઆળા છે કેશ જેમના, પાઘડી બાંધેલા, મુગટ ધરેલા, સુંદર મુખવાળા તથા સારી રીતે શણગારેલા, કૈરવ તથા શતપત્ર નામનાં કમળ છે શિરોભૂષણવિષે જેમને, માહાત્મ્ય યુક્ત, એવા સેંકડો તથા હજારો ગણ પ્રગટ થયા. શતઘ્ની વજ્ર તથા મુસળ છે હાથમાં જેમના, ભુશંડિ, પાશ, તથા દંડ છે હાથમાં જેમના, પૃષ્ઠ ભાગવિષે બાંધ્યા છે ભાથા જેમણે, વિચિત્ર પ્રકારના બાણેકરી ઉત્કટ, ધ્વજા, પતાકા, ઘંટા, તથા ફરશી સહિત, કેટલાક ઉગામેલી લાકડી યુક્ત હાથવાળા, લોઢાની લાકડી તથા ખડ્ગ છે હાથમાં જેમના, સર્પયુક્ત ઉંચા મુગટવાળા, મોટા સર્પના બાજુબંધ ધરેલા, વિચિત્ર પ્રકારનાં આભરણ ધરનાર, રજયુક્ત છે ધ્વજ જેમના, ગારાથી લીંપાયલા સર્વ, ધોળાં વસ્ત્ર તથા માળા ધરેલા, કેટલાક નીલ અંગવાળા, કેટલાક પિંગલ અંગયુક્ત, મુંડયુક્ત છે મુખ જેમના એવા પ્રહૃષ્ટ થએલા સુવર્ણસરખી કાંતિવાળા પારિષદ ગણ, ભેરી, શંખ, મૃદંગ, ઝાંઝર, આનક તથા ગોમુખ નામના વાદ્યને વગાડતા બીજા કેટલાક ગાતા કેટલાક નૃત્ય કરતા મહારથિ કેટલાક પારિષદ. થેકતા કૂદતા તથા વેગથી કેટલાક દોડતા હતા. પવને ઉડાડ્યા છે કેશ જેમના એવા માથે મુંડાવાળા મદોન્મત્ત, મોટા હસ્તિઓની પેઠે વારંવાર શબ્દ કરતા અત્યંત ભયંકર રૂપવાળા ત્રિશૂળ તથા પટ્ટા છે હાથમાં જેમના, નાના પ્રકારનાં રંગવાળાં વસ્ત્ર પહેરેલા, વિચિત્ર પ્રકારની પુષ્પની માળા તથા ચંદનવાળા, રત્નજડિત વિચિત્ર પ્રકારના, બાજુબંધ ધરેલા, ઉગામ્યા છે હાથ જેમણે, દ્વેષિઓને હઠાત્કારથી હણનારા, શૂરવીર અસહ્ય છે પરાક્રમ જેમનું, રૂધિર તથા વસાના ઓઘને પીનાર, માંસ તથા અંત્રનાં કર્યા છે ભોજન જેમણે એવા મુગુટવાળા. કમળકોશ સરખા અતિ પ્રસન્ન થએલા, થાળી સરખા પેટવાળા, અતિ નાના, અતિ મોટા, અત્યંત લાંબા, અતિ ભયંકર, વિકરાળ, કાળ સરખા લાંબા ઓઠવાળા, મોટા છે ઘુંટણના ઉપલા તથા હેઠલા ભાગ જેમના, કેટલાક માથે મુંડાવાળા, કેટલાક જટાવાળા, અર્ક, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્ર સહિત આકાશને પૃથ્વીતલ કરે એવા, તેમજ ચતુર્વિધભૂતના ગ્રામને હણવાનો ઉત્સાહવાળા, નિરંતર ભયરહિત, હર એવા મહાદેવની ભ્રકુટિને સહન કરનાર, કામ કરનાર ત્રૈલોક્યના ઇશ્વરના પણ ઇશ્વર, નિરંતર આનંદેકરી અત્યંત હર્ષિત, વાણીના ઇશ, ગયો છે મત્સર જેમને, તેમ અષ્ટ ગુણ ઐશ્વર્યને પ્રાપ્ત થઈ જે વિસ્મયને પ્રાપ્ત થાય નહિ,

ભગવાન એવા હર પણ જેમના કર્મેકરી નિરંતર વિસ્મય પામે છે એવા જેમણે એકઠાં મળી મન, વાણી તથા કર્મથી આરાધન કરેલા હર, મન, વાણી તથા કર્મેકરી ઔરસ પુત્રને પાળે તેમ પાળનાર, બ્રહ્મણના દ્વેષિઓનાં રૂધિર તથા વસાનું પાન કરનાર, ક્રોધાયમાન થએલા, બીજા કેટલાક સર્વદા ચાર પ્રકારના સોમનું પાન કરનાર, શ્રુત, બ્રહ્મચર્ય, તપ તથા દમેકરી શશાંક એવા મહાદેવનુ આરાધન કરી શૈવસાયુજ્યને પ્રાપ્ત થએલા, પોતાથી ઉત્પન્ન થએલા જે ગણ તથા પાર્વતી સહિત ભૂત, ભવિષ્ય તથા વર્તમાનના પ્રભુ એવા મહેશ્વર, મહાભૂતના ગુણેકરી ભોગ લેનાર નાના વાદિત્ર સહિત, ક્રીડા, પોકાર તથા ગર્જિતેકરી વિશ્વને ત્રાસ પમાડતા અશ્વત્થામા સામે આવ્યા. મહાદેવની સ્તુતિ કરતા સુંદર કાંતિ પ્રકાશ કરતા, મહાત્મા અશ્વત્થામાના મહિમાને વધારવા ઇચ્છતા, તેના તેજને જાણવા ઇચ્છતા તથા સૌપ્તિક જનને જોવા ઇચ્છતા, ભયંકર તથા ઉગ્ર એવાં ભાલાં, ઊંબાડિઆં, ત્રિશૂળ તથા પટ્ટા છે હાથમાં જેમના એવા ઘોરરૂપ ભૂતના સંઘ, ચોતરફથી આવ્યા. જેમને જોઇ ત્રૈલોકય પણ ભયને પ્રાપ્ત થાય એવા તે ભૂતગણને જોઇને વ્યથા ન પામનાર મહાબળવાન, હાથમાં જેના ધનુષ છે, ઘોના ચામડાના મોજા પહેરેલા અશ્વત્થામાએ પોતે પોતાના આત્માનું બલિદાન કર્યું. હે ભારત! તે કર્મમાં ધનુષરૂપી સમિધ તીક્ષ્ણ બાણરૂપ યજ્ઞ તૃણ, આત્મવાન એવો તેનો આત્મા હવિષ્યવરી પ્રતાપવાન એવો મહા ક્રોધી દ્રોણ પુત્ર, સોમદૈવત્ય મંત્રેકરી પોતાના આત્માનું બલિ સમર્પણ કરી રૌદ્ર છે કર્મ જેનાં એવા મહાત્મા રૂદ્રની રૌદ્રકર્મથી સ્તુતિ કરી હાથ જોડી આવી રીતે કહેવા લાગ્યો કે, હે ભગવન્! આજ આંગિરસકુળવિષે ઉત્પન્ન થએલા આ આત્માને અગ્નિવિષે હું હોમ કરૂં છું માટે બલિરૂપ મને ગ્રહણ કરો. હે મહાદેવ! હે વિશ્વાત્મન્! તમારી ભક્તિએ કરી પરમ સમાધિથી આ આપદ્ વિષે તમારી આગળ હું આ કામ કરૂં છું. સર્વ ભૂત, તમારેવિષે રહ્યાં છે, અને સર્વ ભૂતવિષે તમે રહ્યા છો. પ્રધાન એવા ગુણની એકતા તમારે વિષે રહે છે. હે સર્વ ભૂતાશ્રય! હે વિભો! હે દેવ! જો પારકાઓને હણવા હું શક્ય ન થાઉં તો હવિભૂત એવા મને ગ્રહણ કરો. એમ કહી અશ્વત્થામા, પ્રદીપ્ત છે અગ્નિ જેમાં એવી તે વેદી પ્રત્યે ઉભો રહી આત્માનો ત્યાગ કરી વેદી ઉપર ચઢી અગ્નિવિષે પ્રવિષ્ટ થયો. હવિષરૂપ પ્રાપ્ત થએલા છે બાહુ જેના એવા ચેષ્ટા રહિત તેને જોઇ ભગવાન મહાદેવ, હસતા હોય નહિ તેની પેઠે તેને કહેવા લાગ્યા કે, સત્ય, શૌચ, આર્જવ, ત્યાગ, તપ, નિયમ, શાંતિ, ભક્તિ, ધૃતિ, બુદ્ધિ તથા વચનેકરી અક્લિષ્ટ કર્મથી કૃષ્ણે મારૂં યથાર્થ આરાધન કરેલું છે માટે કૃષ્ણથી અધિક કોઇ પણ મને ઇષ્ટ નથી. માટે હે તાત! કૃષ્ણને સંમાન કરતા તથા તને જાણવા ઇચ્છતા મેં હાલ પાંચાળોની રક્ષા કરી અને તને ઘણી માયા દેખાડી. પાંચાળોને રક્ષણ કરતા તે શ્રીકૃષ્ણનુંજ સંમાન કર્યું છે પણ કાળે કરી તે અભિભૂત થએલા છે, આજ એમનું જીવિત છે નહિ એમ કહી પોતાના શરીરરૂપ એવા મહાત્મા અશ્વત્થામા પ્રત્યે ભગવાન મહાદેવ પોતે પ્રવિષ્ટ થઇ એને નિર્મલ એવું ઉત્તમ ખડ્ગ આપ્યું. એ રીતે ભગવાન મહાદેવે આવિષ્ટ અધિક તેજથી તે પ્રજ્વલિત થયો તથા દેવસૃષ્ટ તેજે કરી યુદ્ધમાં તે વેગવાન થયો, પછી શત્રુના તંબુપ્રત્યે જતા સાક્ષાત્ ઇશ્વર હોય નહિ એવા તેની પાછળ ચોતરફથી અદૃશ્ય એવાં ભૂત તથા રાક્ષસ દોડવા લાગ્યા.

**तमदृश्यानि भूतानि रक्षांसि च समाद्रवन् ।**
**अभितः शत्रुशिबिरं यांतं साक्षादिवेश्वरं ॥**

**इति श्री महाभारते सौप्तिकपर्वणि द्रौणिकृत शिवार्चने गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥**

## અધ્યાય ૮ મો. અશ્વત્થામાએ કરેલો ભયંકર નાશ.

**धृतराष्ट्र उवाच—तथा प्रयाते शिबिरं द्रोणपुत्रे महारथे।**
**कच्चित्कृपश्च भोजश्च भयार्तौ नव्यवर्तताम् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! તે રીતે મહારથ દ્રોણપુત્ર તંબુપ્રત્યે ગયો, તે પછી ભયે કરી પીડિત એવા ભોજ તથા કૃપ પાછા ન વળ્યા. તે ક્ષુદ્ર એવા રક્ષકોએ તેમને વાર્યા નહિ વા જોયા પણ નહિ, વા અસહ્ય છે એવું માની તે બેઉ મહારથિઓ, નિવૃત્ત ન થયા. અથવા તંબુને વિચ્છિન્ન કરી સોમક તથા પાંડવોને હણી સંગ્રામમાં પરમ એવી દુર્યોધનની પદવીને પ્રાપ્ત થયા. પૂર્વે પાંચાલોએ હણેલા શૂરવીરોએ પૃથ્વીવિષે સુતેલા પાંચાલોના વધરૂપ કર્મ કર્યું ? હે સંજય ! તે સર્વ વૃત્તાંત મને કહે.

સંજય કહે છે—મહાત્મા દ્રોણ પુત્ર તંબુ પ્રત્યે ગયો તે વખતે, કૃપ તથા કૃતવર્મા તંબુના દ્વાર પર ઉભા રહ્યા. અશ્વત્થામા તો યત્નવાન એવા તે બેઉ મહારથિને જોઈ અત્યંત હૃષ્ટ થઇ હે રાજન્ ! ધીરેથી તેમને આવી રીતે કહેવા લાગ્યો. સાવધાન થએલા તમો સર્વ ક્ષત્રિયોનો નાશ કરવા સમર્થ છો, ત્યારે સારી રીતે સુતેલા શેષ રહેલા યોદ્ધાઓનો નાશ કરવામાં તમો સમર્થ હો તેમાં શું કહેવું. હું તંબુમાં પ્રવેશ કરી કાળની પેઠે વિચરીશ, અને તમારે કોઇ પણ માણસ જીવે નહિ તેમ કરવું. તે બેઉને આમ કહી દ્રોણપુત્ર અશ્વત્થામા, પાંડવોના તંબુમાં પ્રવિષ્ટ થયો. આડે રસ્તે તંબુને ચીરી ધૃષ્ટદ્યુમ્નના ઠેકાણાને જાણનાર મહાબાહુ અંદર પ્રવેશ કરી પોતાનો ભય છોડી ધીરેથી ધૃષ્ટદ્યુમ્નના સ્થાન પ્રત્યે ગયો. ચોતરફ દોડવાથી થાકેલા, બાણથી ક્ષત થયેલા અંગવાળા બલવાન એવા પાંચાલો તો મોટું કર્મ કરી વિશ્વાસથી સારી રીતે સુતેલા હતા. તે સ્થાનકે હે ભારત ! ધૃષ્ટદ્યુમ્નના ઘર પ્રત્યે પ્રવેશ કરી અશ્વત્થામાએ શયન વિષે સુતેલા પાંચાલ ધૃષ્ટદ્યુમ્નને જોયો. હે મહીપતે ! રેશમી, અમૂલ્ય આસ્તરણથી વીંટાયલા અત્યંત શ્રેષ્ઠ માલ્યાદિક પુષ્પ સંયુક્ત સુગંધી ધૂપ તથા ગંધે કરી વાસિત બિછાનાંમાં સુતેલા વિશ્વાસયુક્ત, નિર્ભય ઉંઘતા મહાત્માને, અશ્વત્થામાએ પાટુ મારી જગાડ્યો. એ રીતે અશ્વત્થામાના પગના સ્પર્શથી અમેય છે આત્મા જેનો એવો રણદુર્મદ તે જાગી મહાત્મા દ્રોણપુત્રને ઓળખી શય્યામાંથી ઉઠવા મંડયો તેટલામાં તો મહાબલવાન અશ્વત્થામાએ બે હાથથી તેના કેશ પકડી તેને પૃથ્વીપર પછાડયો. એ રીતે બળથી તેણે પટકેલા પાંચાલ્ય, ભય તથા નિંદ્રાને લીધે કંઈ કરી શક્યો નહિ. તેટલામાં તો વળી હે રાજન્ ! અશ્વત્થામા કંઠ તથા વક્ષસ્થલ વિષે પગથી આક્રમણ કરી શબ્દ કરતા તથા સ્ફુરાયમાન થતા તેને પશુને મારે તેમ મારવા લાગ્યો. તે વખતે નખે કરી અશ્વત્થામાને વ્યથા કરેલા ધૃષ્ટદ્યુમ્ને અસ્પષ્ટ વાણીથી તેને કહ્યું કે, હે આચાર્યપુત્ર ! શસ્ત્રથી મને માર, ઢીલ લગાડ માં. એટલે હે દ્વીપદાંવર ! તારા મારવાથી હું સુકૃત એવા લોકને પ્રાપ્ત થાઉં; એટલું કહી શત્રુને તપાવનાર બલવાન એવો તે અત્યંત પીડેલો પાંચાલરાજનો પુત્ર

ધૃષ્ટદ્યુમ્ન, વિરામને પ્રાપ્ત થયો. તે સમયે અવ્યક્ત એવી તેની વાણી સાંભળી અશ્વત્થામા કહેવા લાગ્યો કે, હે કુલપાંસન! આચાર્ય હણનારને સુકૃત લોક પ્રાપ્ત થવા જોઇએ નહિ માટે હે દુર્મતે! તું શસ્ત્રથી મરણ પામવા યોગ્ય નથી. એમ તે શૂરવીરને કહી ક્રુદ્ધ થએલા અશ્વત્થામાએ સિંહ જેમ મદોન્મત્ત હસ્તિને હણે તેમ અત્યંત દારૂણ એવા પેનીના પ્રહારથી મર્મસ્થાન વિષે તેને હણ્યો. એ રીતે ઘર વિષે મારવા માંડેલા તે શૂરવીરના શબ્દે કરી હે મહારાજ! જાગ્રત થએલા એના રક્ષક તથા સ્ત્રિયો પણ, અતિમાનુષ છે પરાક્રમ જેનું એવા ઘર્ષણ કરતા તેને જોઇ આ ભૂતજ છે એમ નિશ્ચય કરી ભયને લીધે કંઇ બોલ્યાં નહિ. તેજસ્વી અશ્વત્થામા તો, તેને યમલોક પ્રત્યે મોકલી પાછો સુંદર એવા પોતાના રથમાં જઇ બેઠો, તે પછી વળી હે રાજન્! તેના ઘરથી નીકળી હણવાને ઇચ્છતો બળવાન અશ્વત્થામા, રથે કરી દિશાઓને શબ્દાયમાન કરતો બીજા દ્વૈષિઓના તંબુ તરફ ગયો. એ રીતે ધૃષ્ટદ્યુમ્નને મારી મહારથ દ્રોણપુત્ર ગયો તે સમયે સર્વ રક્ષક સહિત સ્ત્રિયો રોવા લાગી. હણાયલા રાજાને જોઇ અત્યંત શોકમાં તત્પર એવા ધૃષ્ટદ્યુમ્ન તરફના સર્વ ક્ષત્રિયો આક્રોશ કરવા લાગ્યા. સ્ત્રિયોનો શબ્દ સાંભળી સમીપ રહેનારા શ્રેષ્ઠ ક્ષત્રિયો, અરે! આ તે શું છે એમ કહેતા સંનદ્ધ થયા. હે રાજન્! ત્રાસ પામેલી સ્ત્રિયો તો અશ્વત્થામાને જોઇ દીન કંઠથી કહેવા લાગી કે, અરે જલદી દોડો, આ રાક્ષસ વા મનુષ્ય કોણ છે તે અમે જાણતાં નથી. હમણાં પાંચાલરાજાને હણી રથમાં ચઢી ચાલ્યો ગયો. સ્ત્રિયોનાં વચન સાંભળી મુખ્ય યોદ્ધાઓએ તત્કાળ ચોતરફથી તેને ઘેરી લીધો. અશ્વત્થામાએ પોતા સામે આવતા સર્વને રૂદ્રાસ્ત્રેકરી હણ્યા. એ રીતે ધૃષ્ટદ્યુમ્નને તથા એની પાછળ ચાલનારા યોદ્ધાઓને હણી બીજા તંબુમાં સુતેલા ઉત્તમૌજાને જોઇ તેને પણ તેજે કરી પગથી કંઠ તથા વક્ષસ્થળમાં આઘાત કર્યો, શત્રુને દમન કરનાર ઉત્તમૌજાને પણ તેજ રીતે મારી નાંખ્યો. તે વેળાએ યુધામન્યુએ, તેને રાક્ષસે હણ્યો એમ માની તેની પાસે આવી ગદા ઉગામી વેગથી અશ્વત્થામાને હૃદયપર ઘા કર્યો. તેની સામે દોડી તેને પકડી પૃથ્વી વિષે પાડી સ્ફુરાયમાન થતા એને પણ પશુને મારે તેમ મારી નાખ્યો. એ રીતે શૂરવીર અશ્વત્થામા, તેને મારી બીજાઓ તરફ દોડી જઇ હે રાજેન્દ્ર! તે તે સ્થાનકે સારી રીતે સુતેલા તેથી સ્ફુરાયમાન તથા કંપાયમાન થતા મહારથિઓને યજ્ઞવિષે શમિતા, જેમ પશુઓને મારે તેમ મારતો હતો. ત્યારપછી વળી વિભાગથી જુદા જુદા માર્ગ પ્રત્યે વિચરતો ખડ્ગ યુદ્ધમાં વિશારદ હાથમાં ખડગ લઇ જુદે જુદે સ્થાનકે બીજાઓને હણતો હતો. તેજ રીતે પોતપોતાના ગુલ્મ વિષે સુતેલા મધ્ય ગુલ્મમાં રહેલા, થાકી ગએલા, ત્યાગ કર્યાં છે આયુધ જેમણે એવા તે સર્વને ક્ષણમાત્રમાં નાશ કરતો હતો. રૂધિરે કરી વ્યાપ્ત છે અંગ જેનું એવો તે કાળે સરજેલો જાણે અંતકજ હોય નહિ તેની પેઠે યોદ્ધાઓ, અશ્વ, તથા હસ્તિઓને ખડ્ગથી હણતો હતો, અશ્વત્થામા શત્રુઓના શરીરમાંથી ઉછળતા રક્તબિંદુએ કરી ખડ્ગના ઉદ્યમથી તથા ખડ્ગના મારથી ત્રણ પ્રકારે રૂધિરથી વ્યાપ્ત થતો હતો. રૂધિરે કરી પ્રદીપ્ત છે ખડ્ગ જેનું એવા યુદ્ધ કરતા અશ્વત્થામા અમાનુષ સરખો અતિ ભયંકર લાગતો હતો. હે કૌરવ્ય! જે જાગતા હતા તે પણ શબ્દે કરી મોહિત થઇ એકબીજા સામું જોઇ વ્યથાયુક્ત થયા. અશ્વત્થામાનું તે રૂપ જોઇ શત્રુને કર્ષણ કરનાર ક્ષત્રિયો તેને રાક્ષસ માની નેત્ર મીંચી ગયા. તંબુ વિષે કાળની પેઠે વિચરતા ઘોરરૂપવાળા દ્રૌપદીના પુત્ર તથા બાકી રહેલા સોમકોને જોઇ, હે વિશાંપતે! દ્રોણપુત્ર તેમની સામે ગયો. તે શબ્દે કરી ત્રાસ પામેલા મહારથી દ્રૌપદીના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન હણાયો એવું સાંભળી હાથમાં ધનુષ લઇ નિર્ભયની પેઠે અશ્વ-

ત્થામા ઉપર ઘણુંક બાણ નાખવા લાગ્યા. તેમજ શબ્દે કરી જાગ્રત થએલા પ્રભદ્રક તથા શિખંડિ પણ બાણેકરી દ્રોણપુત્રને પીડિત કરવા લાગ્યા. એ રીતે બાણનો વર્ષાદ વરસાવતા તેમને જોઇ બળથી મોટો સિંહનાદ કરી મહારથિઓને હણવા ઇચ્છતો, પરમ સંક્રુદ્ધ થએલો અશ્વત્થામા, પિતાના વધને યાદ કરી, રથમાંથી નીચે ઉતરી ત્વરાથી તેમની સામે દોડી સેંકડો ચંદ્રકાંતિનાં ચિન્હ જેમાં છે એવી ઢાલ તથા સુવર્ણથી શોભિતું નિર્મળ એવું દિવ્ય ખડ્ગ ગ્રહણ કરી તેમને મારવા લાગ્યો. હે રાજન્! પુરૂષમાં સિંહરૂપ તેણે તે મહા સંગ્રામમાં કુક્ષિદેશવિષે હણેલો પ્રતિવિંધ્ય, તત્કાળ પૃથ્વીપર પડ્યો. પ્રતાપવાન સુતસોમ, સાંગથી દ્રોણપુત્ર સામે દોડ્યો. હે નરર્ષભ! અશ્વત્થામાએ સુતસોમનો ખડ્ગ સહિત તે બાહુ કાપી વળી તેને પડખામાં ઘા કર્યો. ભેદાયું છે હૃદય જેનું એવો તે નીચે પડ્યો. પરાક્રમી નકુલપુત્ર શતાંનીકે, રથચક્ર ગ્રહણ કરી બે હાથથી ઉંચુ ફેંકી વેગેકરી વક્ષસ્થળમાં એને તાડન કર્યો. અશ્વત્થામાએ પણ મૂક્યુ છે ચક્ર જેણે એવા શતાંનીકને તાડન કર્યો, તેથી વિહ્વળ એવો તે, પૃથ્વી ઉપર પડ્યો; તે વખતે અશ્વત્થામાએ તેનું મસ્તક કાપી નાંખ્યું. શ્રુતકર્માએ તો ભાલો ગ્રહણ કરી અશ્વત્થામા સામે દોડી સવ્ય ફલક વિષે તેને તાડન કર્યો, તેમણે પણ ખડ્ગેકરી મુખ વિષે તાડન કરેલો શ્રુતકર્મા વિકૃત છે મુખ જેનું એવો વિમૂઢ થઇ પૃથ્વીપર પડ્યો. તેના શબ્દથી ક્રુદ્ધ થએલા મહારથિ શૂરવીર શ્રુતકીર્તિએ અશ્વત્થામા સામે જઇ તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો. સામે આવતા તેના બાણના વર્ષાદને ઢાલથી વારી રાખી અશ્વત્થામાએ, કુંડલ સહિત શોભતું તેનું પણ મસ્તક કાયા ઉપરથી નીચે પાડી નાખ્યું. પછી બળવાન અશ્વત્થામાએ નાના પ્રકારનાં શસ્ત્રે કરી ભીષ્મને હણનાર શિખંડિને સર્વ પ્રભદ્રક સહિત ચોતરફથી હણ્યો. ક્રોધયુક્ત મહા બલવાન દ્રોણપુત્રે બીજું બાણ તેના ભ્રકુટીના મધ્યમાં મારી તેની પાસે જઇ ખડ્ગથી બે પ્રકારે તેને છેદ્યો. શિખંડિને હણી શત્રુને તપાવનાર ક્રોધાવિષ્ટ અશ્વત્થામાએ વેગથી સર્વ પ્રભદ્રકગણ સામે દોડી વિરાટના બાકી રહેલા સૈન્ય સામે જઇ દ્રુપદના પુત્ર, પૌત્ર તથા સંબંધિઓના પણ ઘાણ કાઢ્યો. બીજા પુરૂષો પ્રત્યે પણ સામે જઇ જઇને અસિમાર્ગમાં વિશારદ અશ્વત્થામાએ ખડ્ગથી તેમને કાપ્યા. એટલામાં તે યોદ્ધાઓએ રક્ત છે મુખ તથા નેત્ર જેનાં એવા રક્ત પુષ્પ તથા અનુલેપન યુક્ત, રક્ત વસ્ત્ર ધરનાર, એકાકિની, પાશ છે હાથમાં જેના, કુટુંબિની, ગાન કરતી, નર, અશ્વ તથા કુંજરને ઘોર પાશથી બાંધી ઉભેલી, પાશથી બાંધેલ મસ્તક વગરનાં વિવિધ પ્રકારનાં પ્રેતને વહન કરતી એવી કાલરાત્રિરૂપ કાલીને જોઇ. હે રાજન્! તે મુખ્ય યોદ્ધાઓ, બીજી રાત્રિઓવિષે પણ સ્વપ્નમાં ત્યાગ કર્યાં છે શસ્ત્ર જેમણે એવા સુતેલા મહારથિઓને લઇ જતી કાલીને તથા તેમને હણતા દ્રોણપુત્ર અશ્વત્થામાને પ્રત્યક્ષ દેખતા હતા, એ રીતે મુખ્ય યોદ્ધાઓ, જ્યારથી કૌરવ પાંડવની સેનાઓના સંગ્રામનો સમારંભ થયો ત્યારથી તે કન્યાને તથા અશ્વત્થામાને જોતા હતા, માટે તેમને પૂર્વે દૈવે હણ્યા હતા ને પછી સર્વ ભૂતને ત્રાસ પમાડતા, ભયંકર શબ્દ કરતા અશ્વત્થામાએ હણ્યા. એ રીતે પૂર્વ કાલિન સ્વપ્નદર્શન સંભારી દૈવે પીડિત કરેલા શૂરવીરો, સ્વપ્નમાં જે દેખાતું હતું તે આ બન્યું એ રીતે માનતા હતા. મોટા શબ્દે કરી પાંડવોના તંબુ વિષે રહેલા સેંકડો તથા હજારો ધનુષ ધરનાર યોદ્ધાઓ જાગ્રત થયા. તે વખતે કાળે સરજેલા અંતકની પેઠે અશ્વત્થામાએ કઇના પગ, કઇની જંઘા, તથા કેટલાકનાં પડખાં ભેદ્યાં. હે પ્રભો! અતિ ઉગ્ર અશ્વત્થામાએ પીડેલા, શબ્દ કરતા, અતિ ઉત્કટ ગજ તથા અશ્વે મંથન કરેલા 'આ શું છે? આ કોણ? શું છે? શું કર્યું'? એ રીતે પોકારતા યોદ્ધાઓએ કરી શિબિરભૂમિ વ્યાપ્ત થઇ

ગયા. પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ અશ્વત્થામાએ ત્યાગ કર્યા છે શસ્ત્ર તથા કવચ જેમણે, સજ્જ થયેલા પાંડવ તથા સૃંજયોને મૃત્યુલોક પ્રત્યે મોકલી દીધા. તેના શબ્દથી ત્રાસ પામેલા ફૂદવા ભયેકરી આતુર, નિદ્રાંધ માટેજ સંજ્ઞા વિનાના કેટલાક, તે તે ઠેકાણે સંતાતા હતા. વાયુ વેગે ગ્રહણ કરેલા, મોહથી હણાયું છે પરાક્રમ જેમનું એવા, અત્યંત ત્રાસ પામેલા શબ્દ કરતા યોદ્ધાઓ, એક બીજા સામે પરસ્પર અથડાતા હતા. વળી હાથમાં છે ધનુષ જેના એવા અશ્વત્થામાએ ભયંકર શબ્દવાળા રથમાં બેસી બાણેકરી બીજા કેટલાક યોદ્ધાઓને યમલોક પ્રત્યે મોકલી દીધા. કેટલાક ઉઠી પાછા સામે આવતા તથા પડતા શૂરવીર ઉત્તમ યોદ્ધાઓને અશ્વત્થામાએ દૂરથી કાલરાત્રિને નિવેદન કર્યા. તેમજ પાસે રહેલાઓને રથના અગ્રભાગથી મંથન કરી બીજા દૂર રહેલાઓની ઉપર વિવિધ પ્રકારનાં બાણનો વર્ષાદ કર્યો. તેજ રીતે વળી અશ્વત્થામા, સેંકડો ચંદ્રાકૃતિ યુક્ત વિચિત્ર પ્રકારની ઢાલ, તથા આકાશ સરખા વર્ણવાળા ખડ્ગે કરી વિચરતો હતો. હે રાજેંદ્ર ! એ રીતે સંગ્રામમાં અશ્વત્થામા, તેમના તંબુને, હસ્તિ જેમ મોટા તળાવને ક્ષોભ પમાડે તેમ ક્ષોભ પમાડતો હતો. હે રાજન્ ! મોટા શબ્દે કરી ભયાર્ત તથા નિદ્રાર્ત બેભાન થએલા યોદ્ધાઓ, કૂદતા હતા તથા તે તે ઠેકાણે દોડતા હતા. કેટલાક વિસ્વર થાય તે રીતે ચીસ પાડતા હતા. કેટલાક ઘણું અસંબદ્ધ બોલતા હતા. નિદ્રાને લીધે વસ્ત્ર તથા શસ્ત્રને પ્રાપ્ત થતા ન હતા. બીજા છુટા કેશવાળા, કેટલાક પરસ્પર એકબીજાને ઓળખતા ન હતા. થાકી ગએલા કેટલાક કૂદતા હતા, કેટલાક પડતા હતા તથા કેટલાક ભમતા હતા, કેટલાક વિષ્ઠા તથા મુત્ર કરી જતા હતા. હે રાજેંદ્ર ! અશ્વ તથા હસ્તિઓ બંધન કાપી એકદમ ભાગતા હતા. બધું આકુલ થઇ જતું હતું. તે વખતે બીનેલા કેટલાક પુરૂષ પૃથ્વીતળવિષે છુપાઇ જતા હતા. તે રીતે પૃથ્વીપર પડેલા તેમને હસ્તિ તથા અશ્વ પીસતા હતા. હે પુરૂષર્ષભ ! હે ભરતસત્તમ ! તે વર્તતા ભયંકર સંગ્રામમાં પ્રસન્ન થએલા રાક્ષસો, હર્ષથી ઉંચો શબ્દ કરતા હતા. હે રાજન્ ! હર્ષયુક્ત ભૂત સમુદાયે પૂરેલો તે મોટો શબ્દ, સર્વ દિશાઓને પૂરી સ્વર્ગને પણ અતિક્રમણ કરી જતો હતો. તેમનો આર્ત શબ્દ સાંભળી ત્રાસ પામેલા હસ્તિ તથા અશ્વ, બંધનથી મુક્ત થઇ તંબુ તરફ મનુષ્યોને મર્દન કરતા ચોતરફ દોડતા હતા. રાત્રિવિષે દોડતા એવા તે અશ્વાદિકથી ઉડતી ચરણ રજે કરી તંબુઓમાં દ્વિગુણિત અંધકાર થઇ ગયો. અંધકાર થવાથી ચોતરફથી મૂઢ થઇ ગએલા તે જન, પિતાઓ, પુત્રને તથા ભાઇઓ, ભાઇઓને ઓળખતા ન હતા. હે ભારત ! એ રીતે હસ્તિ હસ્તિઓને તથા નિર્મનુષ્ય એવા અશ્વ અશ્વોને અતિક્રમણ કરી કેટલાકને કચરતા તથા મર્દન કરતા હતા. એ રીતે હસ્ત્યાદિકે હણેલા તે, પરસ્પર એક બીજાને પણ હણતા જણાતા હતા. દોડતા એવા હસ્તિઆદિ કેટલાકને પાડી તેમને પીસતા એ રીતે તંબુમાં રહેલા નર નિદ્રા તથા અંધકારથી બેભાન થઇ ગયા. અંધકારને લીધે કાળે પ્રેરેલા યોદ્ધાઓ, પોતાઓને હણતા હતા, દ્વારપાળ દ્વારને તથા ગુલ્મનું રક્ષણ કરનાર ગુલ્મને છોડી દઇ 'આ કઇ દિશા છે' એવી ખબર જેમને છે નહિ એવા બેભાન થએલા જેવા શક્તિ પ્રમાણે નાસી જતા હતા. હે વિભો ! પ્રનષ્ટ થએલા તે, એકબીજાને પીછાણતા ન હતા તેથી દૈવે હણ્યું છે ચિત્ત જેમનું એવા તે, 'હે તાત ! હે પુત્ર ! એ રીતે આક્રોશ કરતા હતા. પોતાના બાંધવોને પણ છોડી દઇ દિશાઓ પ્રત્યે પલાયન કરતા તેઓના મધ્યમાં મનુષ્યો, ગોત્ર તથા નામે કરી એક બીજાને બોલાવતા હતા. કેટલાક હાહાકાર કરતા પૃથ્વીપર પડતા હતા. કેટલાક રણસંગ્રામમાંથી ભાગતાને દ્રોણપુત્રે વારી રાખ્યા. એ રીતે ક્રોધી અશ્વત્થામાએ વારંવાર પ્રહાર

માંડેલા, બેભાન થએલા, ભય પીડિત કેટલાક, તંબુમાંથી બહાર નિકળવા લાગ્યા. જીવવાની ઇચ્છાવાળા તંબુમાંથી બહાર નિકળેલા ત્રાસયુક્ત થયેલાઓને દ્વારવિષે ઉભેલા કૃતવર્મા તથા કૃપાચાર્ય હણતા હતા. પડી ગયાં છે શસ્ત્ર તથા કવચ જેમનાં એવા છુટા કેશવાળા, જોડયા છે હાથ જેમણે, કંપતા એવા તથા બીનેલા એવા તે કોઇને પણ તેમણે મૂક્યા નહીં. એ રીતે તંબુમાંથી બહાર નિકળેલો કોઇપણ યોદ્ધો તે બેઉથી છુટયો નહીં. હે મહારાજ ! કૃપ તથા દુર્મતિ હાર્દિક્યે, દ્રોણપુત્રનું પ્રિય કરવા દ્વાર દેશમાંથી નિકળેલાઓને મારી તંબુના ત્રણ દેશપ્રત્યે અગ્નિ મૂક્યો તેથી તંબુમાં પ્રકાશ થયો, તેને જોઇ પિતાને આનંદ આપનાર અશ્વત્થામા હે મહારાજ ! ખડ્ગે હણતો ને બાણ છોડવામાં કુશળની પેઠે વિચરતો હતો. ઉત્તમ એવો તે પોતા સામે આવતા કેટલાક શૂરવીરોને તથા દોડયા જતા બીજા શત્રુઓને ખડ્ગ વડે જીવન મુક્ત કરતો હતો. પરાક્રમી અત્યંત ક્રોધાયમાન થએલો દ્રોણપુત્ર, કેટલાક યોદ્ધાઓને તિલના છોડની પેઠે ખડગથી મધ્ય દેશથી કાપી નાખતો હતો. હે ભરતર્ષભ ! શબ્દ કરતા નીચે પડેલા નર, અશ્વ, તથા હસ્તિએકરી પૃથ્વી સંકીર્ણ થઈ ગઇ હતી. અશ્વત્થામાએ હણેલા હજારો માણસમાંથી કેટલાંક માથા વગરનાં ધડ, ઉભાં થઈ પાછાં પડી જતાં હતાં. હે ભારત ! ક્રોધાયમાન થએલો અશ્વત્થામા, કેટલાકના આયુધ તથા બાજુબંધ સહિત બાહુ, કેટલાકનાં મસ્તક તથા કેટલાકના હાથીની સુંઢ સરખા સાથળ, હાથ તથા પગને કાપતો હતો. મહાત્મા એવો અશ્વત્થામા કેટલાકને કપાએલ પૃષ્ટવાળા, કેટલાકને કપાયું છે મસ્તક જેમનું એવા તથા કેટલાકને વિમુખ કરતો હતો. કેટલાકને મધ્ય દેશ વિષે, કેટલાકને કર્ણ પ્રાંત વિષે તથા બીજા કેટલાકને અસદેશ વિષે હણી કેટલાકની કાયામાંજ તેનું મસ્તક પેસાડી દેતો હતો. એ રીતે ઘણાક મનુષ્યને હણતો એવો તે અંધકારથી ઘોર છે દર્શન જેનું એવી દારૂણ દેખાવવાળી રાત્રિમાં સંહાર કરતો હતો. કંઇક જેમાં પ્રાણ છે એવા હણાયલા પુરૂષ. હજારો બીજા તથા ઘણાક પડેલા ગજ તથા અશ્વેકરી રણભૂમિ ભયંકર છે દેખાવ જેનો એવી થઇ ગઇ. યક્ષ તથા રાક્ષસોએ કરી સંકીર્ણ, રથ, અશ્વ ને હસ્તિએકરી દારૂણ એવા તે સંગ્રામમાં ક્રુદ્ધ થયેલા દ્રોણપુત્રે ખડ્ગથી હણેલા યોદ્ધાઓ, પૃથ્વીપર પડતા હતા. તે વખતે કેટલાક ભાઇઓને, બીજા પિતાઓને તથા બીજા કેટલાક પુત્રોને પોકારતા હતા. કેટલાક આવી રીતે કહેતા હતા કે સારી રીતે સુતેલાઓનું ક્રૂરકર્મવાળા રાક્ષસોએ જે કર્યું. તે ક્રુદ્ધ થયેલા ધૃતરાષ્ટ્રના પુત્રોએ પણ કર્યું ન હતું. કતલ થવાની પણ પાંડવોનું સાન્નિધ્ય નહિ તેથી કેમકે જનાર્દન જેના રક્ષક છે એવા કુંતિપુત્ર અર્જુનને જીતવા અસુર, ગંધર્વ, યક્ષ તથા રાક્ષસ પણ સમર્થ થઇ શકે નહીં, તેમ બ્રહ્મણ્ય, સત્ય વાણીવાળો, ઇન્દ્રિયો છે નિયમમાં જેને, સર્વ ભૂત વિષે દયા કરનાર ધનંજય અર્જુન, સુતેલાને, પ્રમત્તને, શસ્ત્ર રહિતને, હાથ જોડી ઉભેલાને, દોડતાને તથા છુટા કેશવાળાને હણે નહિ. આ કર્મ રાક્ષસોએ કર્યું એમ કહેતા ઘણાક જન પૃથ્વી ઉપર પડેલા હતા. એવી રીતે બોલતાં તથા ગર્જના કરતાં મનુષ્યનો તે ભયંકર મોટો શબ્દ, મુહૂર્ત માત્રે શાંત થઇ ગયો, અને રૂધિરે કરી વ્યાપ્ત એવી પૃથ્વી ઉપર ઉડતી રજ પણ ક્ષણમાત્રમાં અંતર્ધ્યાન થઇ ગઇ. ક્રુદ્ધ થએલા અશ્વત્થામાએ ચેષ્ટા કરતાં, ઉદ્વિગ્ન તથા ઉત્સાહ વગરનાં હજારો મનુષ્યોને પશુપતિ જેમ પશુને હણે તેમ ભૂમિપર પાડયાં. એક બીજાને મળી સુતેલાં, નાસતાં, સંતાએલાં તથા યુદ્ધ કરતાં એ સર્વને અશ્વત્થામાએ હણ્યાં. અગ્નિથી બાળવા માંડેલા તથા હણવા માંડેલા યોદ્ધાઓ, પરસ્પર એકબીજાને યમલોકપ્રત્યે મોકલતા હતા. હે રાજેંદ્ર ! એ રીતે દ્રોણપુત્ર અશ્વત્થામાએ તે રાત્રિમાં પાંડવોના મોટા સૈન્યને યમ-

લોકપ્રત્યે મોકલી દીધું. નર, ગજ તથા અશ્વનો ક્ષય કરનારી ભયંકર રાત્રિ નિશાચર પ્રાણિઓને હર્ષ વધારનારી થઇ. નરમાંસને ખાતા તથા રૂધિરનું પાન કરતા, વિકરાળ, પર્વત સરખા દાંતવાળા, રજોયુક્ત, માથે છે જટા જેમને, મોટા કપોલવાળા, પાંચ પગ તથા મોટા ઉદરવાળા અનેક તરેહના રાક્ષસ તથા પિશાચ ત્યાં ફરતા દેખાતા હતા. કેટલાક અવળી આંગળીવાળા, રૂક્ષ, વિરૂપ, ભયંકર શબ્દવાળા, પટાજાળ બાંધેલા, નીલ છે કંઠ જેમનો એવા ભયંકર, પુત્ર, દારસહિત અત્યંત ક્રૂર, દુઃખે કરી દેખી શકાય નહિ એવા, અત્યંત નિર્દય રાક્ષસોનાં વિચિત્ર પ્રકારનાં રૂપ દેખાતાં હતાં. બીજા કેટલાક ગણ, 'આ પરમ મેધ્ય છે, આ સ્વાદિષ્ટ છે,' એમ કહી રૂધિરનું પાન કરી પ્રસન્ન થઇ નૃત્ય કરતા હતા. મેદ, મજ્જા, અસ્થિ, રક્ત તથા વસાનું ભક્ષણ કરનાર; પારકા માંસને ખાનાર, માંસથી જીવનાર, કેટલાક મોટા પેટવાળા રાક્ષસો, વસાનું પાન કરી દોડતા હતા. નાના પ્રકારના મુખવાળા, રૌદ્ર, માંસ ખાનાર અયુત, પ્રયુત, તથા અર્બુદ છે સંખ્યા જેમની એવા રાક્ષસ ત્યાં ફરતા દેખાતા હતા. એ રીતે ઘોર છે રૂપ જેમનાં એવાં ક્રૂર કર્મવાળા, હર્ષિત, તૃપ્ત થએલા રાક્ષસોના અસંખ્ય ગણ દેખાતા હતા. તેમજ મોટા સંગ્રામમાં હે જનાધિપ! એકઠાં મળેલાં ત્રણેક ભૂત પણ ત્યાં હતાં, પછી પ્રત્યૂષ કાળ થયો તે વખતે તેને ત્યાંથી પાછું જવાની ઇચ્છા થઈ. હે પ્રભો! અશ્વત્થામાને મનુષ્યના રૂધિરે સિંચન કરેલી હાથ સાથે મળી ગએલી તરવારની મૂઠ જાણે હાથ સાથે એકીભૂત થઇ ગઇ હોય નહિ તેવી લાગતી હતી. એ રીતે અશ્વત્થામા, મનુષ્યનો ક્ષય કરી દુર્ગમ એવી પદવીને પ્રાપ્ત થઇ યુગાંત વિષે સર્વ ભૂતને ભસ્મ કરી અગ્નિ શોભે તેમ શોભતો હતો. હે પ્રભો! એવી રીતે દ્રોણપુત્ર અશ્વત્થામા, પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે કર્મ કરી દુર્ગમ પદવીને પ્રાપ્ત થઇ પિતા સંબંધી ગયો છે સંતાપ જેનો એવો થયો. પછી જે રીતે સુઇ ગયાં છે મનુષ્ય જેમાં એવા તંબુમાં પ્રવિષ્ટ થયો તે જ રીતે મનુષ્યમાં શ્રેષ્ઠ એવો તે, મરણથી બધું નિઃશબ્દ થયા પછી ત્યાંથી નિકળ્યો. પરાક્રમી એવા તેણે તંબુમાંથી નિકળી બેઉ સાથે મળી હે વિભો! હર્ષથી પોતાનું કરેલું કર્મ તેમને કહી બતાવ્યું. તેનું પ્રિય કરનાર એવા તે બેઉને હજારો પંચાલ તથા સૃંજયોના હનનરૂપ પોતાનું પ્રિય કર્મ કહી બતાવ્યું. એ રીતે પરસ્પર એક બીજાનું કર્મ સાંભળી હર્ષયુક્ત થઇ પોકારતા તેઓ તાલિયો પાડવા લાગ્યા. મનુષ્યનો ક્ષય જેમાં છે એવી તે રાત્રિ સારી રીતે સુતેલા ગાફલ સોમકોને અત્યંત દારૂણ થઇ. હે રાજન્! કાળનો પર્યાય દુરતિક્રમ છે, એમાં સંશય નહિ. કારણ કે કાળના પર્યાયથી યોદ્ધાઓ આપણી તરફના મનુષ્યનો ક્ષય કરી છેવટ પોતે હણાયા. ધૃતરાષ્ટ્ર પૂછે છે કે, મારા પુત્રના જયને ઇચ્છતા મહારથિ અશ્વત્થામાએ આવું અત્યંત મોટું કર્મ પૂર્વેજ કેમ ન કર્યું? મારો પુત્ર હણાયા પછી મહાત્મા દ્રોણપુત્રે આ ક્ષુદ્ર કામ કેમ કર્યું? તે તું મને કહે. સંજય કહે છે—હે કુરૂનંદન! પાંડવ બુદ્ધિમાન કેશવ ભગવાન, તથા સાત્યકિના અસાન્નિધ્યથી દ્રોણપુત્રે હાલ આ કર્મ સાધ્યું અને પૂર્વે તેમના ભયથી એણે તે કામ ન કર્યું, કેમકે તેમની સમક્ષ ઇંદ્ર સરખો હોય તોપણ આમ કરી શકે નહિ. હે રાજન્! આ ભયંકર હનન સુતેલા મનુષ્યનું થયું. એ રીતે પાંડવોનો જેમાં નાશ છે એવો જનક્ષય કરી અન્યોન્ય મળી 'ઘણું સારૂં થયું, ઘણું સારૂં થયું' એ રીતે મહારથિઓ કહેવા લાગ્યા. પછી તે બેઉએ પ્રશંસા કરેલા દ્રોણપુત્ર અશ્વત્થામા તે બેઉને મળી હર્ષથી આવી રીતે ઉત્તમ એવું વાક્ય કહેવા લાગ્યા કે, સર્વ પાંચાળ તથા દ્રૌપદીના પુત્ર મેં હણ્યા. તેમજ સોમક તથા બાકી રહેલા સર્વ મત્સ્યને

પણ મેં હણ્યા. આપણે હવે કૃતકૃત્ય થયા, માટે આપણો રાજા જીવતો હોય તો, આપણે બનેલું વૃત્તાંત તેને કહીએ માટે જલદી ચાલો.

इदानीं कृतकृत्याः स्म यामतत्रैवमाचिरं ।
यदि जीवति नो राजा तस्मैशंसामहे वयं ॥

इतिश्री महाभारते सौप्तिकपर्वणि रात्रियुद्धे पांचालादिवधे गुर्जरभाषाया-मष्टमोऽध्यायः ॥ ८ ॥

## અધ્યાય ૯ મો. વેર લીધાનું દુર્યોધનને નિવેદન.

**संजय उवाच—ते हत्वा सर्वपांचालान् द्रौपदेयांश्च सर्वशः ।
आगच्छन् सहितास्तत्र यत्र दुर्योधनो हतः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તેઓ સર્વ પાંચાળ તથા દ્રૌપદીના પુત્રોને ચોતરફથી હણી એકઠા મળેલા તે જ્યાં દુર્યોધન પડેલો હતો ત્યાં આવ્યા. ત્યાં જઇ કંઇક પ્રાણવાળા રાજાને જોઇ રથમાંથી નીચે ઉતરી તમારા પુત્ર પાસે બેઠા. હે રાજેન્દ્ર! ભાગ્યા છે સાથળ જેના, કષ્ટયુક્ત પ્રાણવાળા, બેભાન સરખા, મુખથી રૂધિરનું વમન કરતા, ઘોર છે દર્શન જેનું એવા, ઘણાંક ભક્ષણ કરનાર શિયાળ, વૃક ઇત્યાદિ શિકારી પશુવડે વીંટાયલા, ખાવાને ઇચ્છતા શ્વાપદોને કષ્ટથી નિવારણ કરતા, પૃથ્વી વિષે ચેષ્ટા કરતા, અત્યંત છે વેદના જેને, અત્યંત રૂધિરે કરી વ્યાપ્ત પૃથ્વી વિષે સુતેલા તેને જોઇ હણાતાં બાકી રહેલા શોકાર્ત એવા તે ત્રણ શૂરવીરોએ તેની પાસે જઇ આમ કહ્યું. અશ્વત્થામા, કૃપાચાર્ય તથા સાત્વત કૃતવર્મા, તે ત્રણ મહારથિઓએ કરી વીંટાયલો રૂધિરે કરી લીંપાયલો, શ્વાસોચ્છ્વાસ કરતો રાજા, ત્રણ અગ્નિએ કરી વેદી શોભે તેમ શોભતો હતો. તે અવસ્થાને યોગ્ય નહિ એવા સુતેલા રાજાને જોઇ અવિસહ્ય દુઃખે કરી તે ત્રણે જણ રોવા લાગ્યા. પછી હાથે કરી રણમાં સુતેલા રાજાના મુખ ઉપરથી રૂધિરને લોહી, દયાથી બોલવા લાગ્યા. પ્રથમ કૃપાચાર્ય બોલ્યા કે, અગિયાર અક્ષૌહિણીનો પતિ એવો હણાયલો રૂધિરે કરી વ્યાપ્ત દુર્યોધન, રણભૂમિમાં સુતો છે એ કંઇ દૈવને અતિભાર નથી. ગદા છે પ્રિય જેને એવા સુવર્ણ સરખી કાંતિવાળા દુર્યોધનની શોભિતી પૃથ્વી વિષે પડેલી આ ગદાને જુઓ. શૂર એવા એને સંગ્રામ વિષે છોડતી નહિ એવી આ ગદા, આ સમયે સ્વર્ગ પ્રત્યે જતા યશસ્વી રાજાને પણ છોડતી નથી, ઘર વિષે રહેલા શયનમાં સુતેલી, પ્રીતિમતિ ભાર્યાજ જાણે હોય નહિ જેવી શૂરવીર રાજા સંગાથે રહેલી સુવર્ણથી શોભિતી આ ગદાને જુઓ. શત્રુને તપાવનાર એવો આ રાજા, મૂર્ધાભિષિક્ત રાજાઓમાં અગ્રણી હતો, ભીમસેને હણેલો તે, આ વખતે રજમાં લોટે છે માટે કાળના વિપર્યાયને જુઓ. જેણે સંગ્રામના મધ્યમાં હણેલા દ્વેષિઓ પૃથ્વીપર સુતા હતા, પારકાઓએ હણેલો તે આ કુરૂરાજ અત્યારે પૃથ્વીપર સુતેલો છે. જેને સેંકડો રાજાઓ, ભયથી નમતા હતા તે માંસ ખાનાર શિકારી પ્રાણીએ વીંટાયલો આ વીરશય્યામાં સુતો છે પૂર્વે બ્રાહ્મણો, ધનવાસ્તે ઇશ્વર એવા જેને સેવતા હતા, તે રાજાને માંસાર્થિ પ્રાણીઓ અત્યારે સેવે છે.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે ભરતસત્તમ! પછી અશ્વત્થામા, સુતેલા કુરૂશ્રેષ્ઠને જોઈ દયા આવે તેમ આવી રીતે કહેવા લાગ્યા, કે—હે રાજશાર્દૂલ! હે અનઘ! સંકર્ષણના શિષ્ય, બળવાન, ક્રિયાકુશળ એવા તને યુદ્ધમાં કુબેરની જેને ઉપમા અપાય એવો તથા સર્વ ધનુષમાનમાં મુખ્ય કહે છે. તેમ છતાં નિરંતર પાપાત્મવાન્ ભીમસેને તારૂં છિદ્ર કેમ જોયું? હે મહારાજ! સંગ્રામમાં ભીમસેને હણેલા તને અમે જોઈએ છીએ માટે આ લોકવિષે જરૂર કાળ બળવત્તર છે એમાં સંશય નહિ. સર્વ ધર્મ જાણનાર એવા તને મંદ તથા ક્ષુદ્ર એવા પાપરૂપ ભીમસેને છળે કરી કેમ હણ્યો? કાળ દુરત્યય છે એમાં સંશય નહિ. ધર્મયુદ્ધમાં સંગ્રામ વાસ્તે પરાક્રમથી તને બોલાવી ભીમસેને અધર્મથી ગદાએ કરી સાથળે હણ્યો છે. અધર્મે કરી સંગ્રામ વિષે હણેલા તારૂં મસ્તક ભીમસેને પગેકરી મર્દન કર્યું તેની પણ ઉપેક્ષા કરનાર કૃષ્ણ તથા યુધિષ્ઠિરને ધિક્કાર છે. તને છળે કરી ભીમસેને પાડ્યો છે માટે જ્યાં સુધી પ્રાણિઓ રહેશે ત્યાં સુધી યોદ્ધાઓ યુદ્ધ વિષે હંમેશ ભીમસેનનો અપવાદ કરશે, એમાં સંશય નહિ. હે રાજન્! યદુનંદન એવા રામ પણ ગદાયુદ્ધ વિષે દુર્યોધન સમાન બીજો કોઈ નથી એ રીતે તારી પ્રશંસા કરતા હતા. હે પ્રભો! હે ભારત! હે રાજન્! વાર્ષ્ણેય બળરામ સભા વિષે પણ તારી શ્લાઘા કરતા હતા કે ગદા યુદ્ધમાં તો મારો કૌરવ્ય એવો તે જ એક શિષ્ય છે ને પરમ ઋષિઓ સંગ્રામમાં સન્મુખ હણાયલા ક્ષત્રિયોને પ્રશસ્ત એવી જે ગતિ કહે છે તે ગતિને તું પ્રાપ્ત થયો છે. હે પુરૂષર્ષભ! હે દુર્યોધન! હું તારો શોચ નથી કરતો પણ હણાયા છે પુત્ર જેમના એવા તારા પિતા ધૃતરાષ્ટ્ર તથા તારી માતા ગાંધારીનો શોચ કરૂં છું. શોચ કરતાં તે બેઉ ભિક્ષુક જેવાં થઈ આ પૃથ્વી પ્રત્યે વિચરશે. ધર્મજ્ઞનું છે માન જેમને એવા વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા કૃષ્ણ તથા દુર્મતિ અર્જુનને ધિક્કાર છે, કેમકે જેમણે, ભીમસેને મારવા માંડેલા તારી ઉપેક્ષા કરી. હે નરાધિપ! નિર્લજ્જ એવા તે સર્વ પાંડવો પણ કેવી રીતે અમે દુર્યોધનને માર્યો એમ કહેશે. હે ગાંધારીના પુત્ર! તું તો હે પુરૂષર્ષભ! ધર્મે કરી શત્રુની સન્મુખ સંગ્રામમાં હણાયો માટે તને ધન્ય છે, પણ હણાયા છે પુત્ર, જ્ઞાતિ તથા બાંધવ જેના એવી ગાંધારી તથા દુર્ધર્ષ એવો પ્રજ્ઞાચક્ષુ તારો પિતા ધૃતરાષ્ટ્ર, એ બેઉ કયી ગતિને પ્રાપ્ત થશે? અમે રાજા એવા તને આગળ કરી સ્વર્ગ પ્રત્યે ગયા નહીં માટે કૃતવર્માને, મને તથા મહારથિ કૃપને પણ ધિક્કાર છે. સર્વ કામનો દાતા પ્રજાનું હિત તથા તેની રક્ષા કરનાર અમે તારી પાછળ આવતા માટે મનુષ્યમાં અધમ એવા અમને પણ ધિક્કાર છે. હે નરવ્યાઘ્ર! કૃપનાં, મારાં તથા મારા પિતાનાં ઘર તારાં પરાક્રમથી રત્નવાન છે તેવાંજ અમારા સેવકોનાં ઘર પણ છે, તેમ તારા પ્રસાદથી મિત્ર તથા બાંધવ સહિત અમે ઘણીક જેમાં દક્ષિણા છે એવા મુખ્ય યજ્ઞ કર્યા. હવે પાપી એવા અમે કેમ જીવીશું? હે રાજન્! જેવો સૈન્યથી સર્વ રાજાઓને આગળ કરી તું ગયો હતો, તે સહિત પરમ ગતિને પ્રાપ્ત થતા અમે ત્રણજ તારી પાછળ આવતા નથી તેથી અમે બળીએ છીએ. હીન છે પુરૂષાર્થ જેનાં એવા તારાં સુકૃતને યાદ કરતાં અમારૂં કોઈ એવું કર્મ છે કે જેથી અમે તારી પાછળ આવતા નથી. હે કુરૂશ્રેષ્ઠ! દુઃખ થાય તે રીતે અમે આ પૃથ્વીમાં વિચરીશું પણ હે રાજન્! તારા વગર અમને શાંતિ તથા સુખ નહિ મળે. હે મહારાજ! તમે સ્વર્ગમાં જઈ મહારથિઓ પાસે જઈ મોટા તથા શ્રેષ્ઠ પહેલી રીતે મારાં વચનથી તેમનો સત્કાર કરજો. અને સર્વ ધનુષ્માનમાં ધ્વજરૂપ આચાર્યની પૂજા કરી હે નરાધિપ! આજ મેં ધૃષ્ટદ્યુમ્નને હણ્યો, એ વૃત્તાંત તેમની આગળ કહેજો. તેમજ મહારથિ એવા બાહ્લિક રાજાને, સૈંધવ એવા

જયદ્રથને, સોમદત્તને, ભૂરિશ્રવાને તથા પૂર્વે સ્વર્ગમાં ગએલા બીજા શ્રેષ્ઠ રાજાઓને મળજો અને અમારાં વાક્યથી અમારી વતી તેમને કુશળ પૂછજો.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે ભાગ્યા છે સાથળ જેના એવા અચેતન થએલા રાજાને કહી, અશ્વત્થામા, વળી તેની સામે જોઈ આવી રીતે વચન કહેવા લાગ્યો કે, હે દુર્યોધન! તું જીવે છે માટે શ્રોત્રને સુખદાયક એવું મારૂં વાક્ય સાંભળ. તે પાંચ ભાઈ પાંડવ, વાસુદેવ તથા સાત્યકિ એ સાત પાંડવ તરફના શેષ રહ્યા, ને હું, કૃતવર્મા તથા શરદ્વાન પુત્ર કૃપાચાર્ય, એ ત્રણ અમે તારી તરફના બાકી રહ્યા. સર્વ દ્રૌપદીના પુત્ર, ધૃષ્ટદ્યુમ્નના પુત્ર, સર્વ પાંચાળ, તથા હણાતાં બાકી રહેલા મત્સ્યને પણ અમે હણ્યા. એમના કર્યા પ્રમાણે આપણે સામું કરી બતાવ્યું અને હણાયા છે પુત્ર જેમના એવા પાંડવ નિર્વંશ થયા. વળી સુતેલા હતા તે વખતે નર તથા વાહન સહિત તેમનો શિબિર બાળી નાંખ્યો. હે મહીપતે! મેં તંબુમાં પ્રવેશ કરી રાત્રિ વિષે પાપકર્મવાળા ધૃષ્ટદ્યુમ્નને પશુની માફક મારી નાખ્યો.

દુર્યોધન રાજા તો મનને પ્રિય એવી તે વાણી સાંભળી પાછો ચેતના પામી આવી રીતે કહેવા લાગ્યો કે, જે મારૂં કાર્ય આજ કૃપ તથા ભોજ સહિત તેં કર્યું તે કાર્ય, ગંગા પુત્ર ભીષ્મે, કર્ણે તથા તારા પિતાએ પણ કર્યું ન હતું. ક્ષુદ્ર એવા તે સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને શિખંડિ સહિત તેં હણ્યો તેથી આ સમે મારા આત્માને હું ઇન્દ્ર સરખો માનું છું. કલ્યાણને તમે પામો, તમારૂં કલ્યાણ થાઓ, આપણો સમાગમ હવે સ્વર્ગમાં થશે; એટલું કહી તુષ્ણીભાવને પ્રાપ્ત થએલો ઉદાર મનવાળો શૂરવીર કુરૂરાજ, સંબંધિઓ સંબંધી દુઃખને છોડી દઇ પોતાના પ્રાણનો ત્યાગ કરી પવિત્ર એવા સ્વર્ગપ્રત્યે ગયો. શરીર, પૃથ્વીપર પડી રહ્યું. હે નૃપ! એ રીતે તમારો પુત્ર દુર્યોધન, નિધનને પ્રાપ્ત થયો. સંગ્રામ વિષે શૂરવીર એવો તે આગળ થયો અને પછી શત્રુઓએ તેને હણ્યો. આ રીતે રાજાને મળી વારંવાર તેને જોતા તેઓ પછી પોતપોતાના રથમાં બેઠા. કરૂણા આવે એવી તમારા પુત્રની વાણી સાંભળી પ્રત્યુષકાળ થયો તે વખતે શોકાર્ત એવા તે, નગર તરફ ગયા. હે રાજન્! એ રીતે તમારા ખરાબ વિચારથી ઘોર તથા ભયંકર એવો કૌરવ પાંડવોની સેનાનો ક્ષય થયો. હે અનઘ! તમારો પુત્ર સ્વર્ગમાં ગયા પછી શોકથી પીડિત મારૂં ઋષિદત્ત દિવ્યદર્શિત્વ હતું તે આજ નષ્ટ થઇ ગયું. વૈશંપાયન કહે છે, હે જનમેજય! એ રીતે ધૃતરાષ્ટ્ર રાજા પુત્રનું નિધન સાંભળી ઉંડા નિસાસો મૂકી ચિંતામાં પડયા.

**इति श्रुत्वा स नृपतिः पुत्रस्य निधनं तदा ।**

**निःश्वस्य दीर्घमुष्णं च ततश्चिंता परो भवेत् ॥**

**इति श्री महाभारते सौप्तिकपर्वणि दुर्योधनप्राणत्यागे गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥**

## અધ્યાય ૧૦ મો. યુધિષ્ઠિરને લાગેલું પુત્ર મરણનું દુઃખ.

### ઐષીકપર્વ.

**वैशंपायन उवाच—तस्यां राज्यां व्यतीतायां धृष्टद्युम्नस्य सारथिः।**
**शशंस धर्मराजाय सौप्तिके कदनंकृतं ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! તે રાત્રિ વ્યતીત થયા પછી ધૃષ્ટદ્યુમ્નનો સારથિ રાતે થએલો તે નાશ ધર્મરાજા આગળ જઇ તેમને કહેવા લાગ્યો કે, પોતાના તંબુમાં વિશ્વાસથી સુતેલા પણ ગાફલ એવા દ્રુપદના પુત્રો સહિત દ્રૌપદીના પુત્રોને રાત્રિવિષે અશ્વત્થામાએ હણ્યા. ક્રૂર એવો કૃતવર્મા, ગૌતમ એવા કૃપ તથા પાપરૂપ અશ્વત્થામાએ રાત્રિએ તમારો શિબિર બાળ્યો. ભાલાં, શક્તિ તથા પરશ્વધેકરી હજારો નર, ગજ તથા અશ્વોને કાપતા એઓએ તમારૂં સૈન્ય, નિઃશેષ કર્યું. હે ભારત! તે વખતે પરશ્વધોએ કરી કાપવા માંડેલા મોટા વનના સરખો તમારા સૈન્યનો અત્યંત મોટો શબ્દ સંભળાતો હતો. હે મહામતે! હે મહાત્મન્! તે સૈન્યમાંથી વ્યગ્ર એવા કૃતવર્માથી કોઈ રીતે મુક્ત થએલો હું એકલોજ અવશેષ રહ્યો છું. સૂતનાં અમંગલ વાક્ય સાંભળી પુત્રના શોકયુક્ત, દુર્ધર્ષ એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર, પૃથ્વીપર પડી ગયા. એ રીતે ધૈર્ય મર્યાદા છોડી દઇ ભૂમિપર પડતા રાજાને, સાત્યકિ, ભીમસેન, અર્જુન તથા માદ્રીપુત્ર નકુલ સહદેવે પકડી રાખ્યા. પછી લબ્ધ થઇ છે સંજ્ઞા જેને એવા, પૂર્વે શત્રુઓને જીતી પછી જીતાયલા કુંતિપુત્ર યુધિષ્ઠિર, શોકથી વિક્લવ એવી વાણીએ કરી પીડિતની પેઠે આવી રીતે વિલાપ કરવા લાગ્યા. દિવ્ય ચક્ષુવાળાઓને પણ અર્થોની ગતિ દુર્વિદ છે એમાં સંશય નહિ, કેમકે જીતેલા બીજા શત્રુઓ જીતે છે ને જય પામેલા આપણે જીતાયા. શત્રુઓના ભાઇઓ, વયસ્ય, પિતૃઓ, પુત્ર, સુહૃદ્ગણ, બંધુ, ચાકર તથા પૌત્રોને હણી સર્વને જીતી પાછળથી આપણે જીતાયા. કોઇ વખતે અનર્થ અર્થ સરખો થાય છે ને કોઇ વખતે અર્થ દેખાતો હોય પણ તે અનર્થરૂપ થાય છે, તેમ આપણો જય આથી અજયાકાર થયો, કારણ કે જયથીજ પાછો પરાજય થયો. જે વસ્તુ જીતી આપદને પ્રાપ્ત થએલાની પેઠે દુર્મતિ જન પશ્ચાતાપ કરે, પારકાઓએ જીતેલો તે, તેથી પોતાનો જય કેમ માને, જે આપણને સંબંધિઓના વધેકરી વિજયને ઠેકાણે પાપજ પ્રાપ્ત થયું. જીતેલા સાવધાન એવા તેમણે જયશીલ એવા આપણને હરાવ્યા. કર્ણિ તથા નાલીક નામના બાણરૂપી છે દંષ્ટ્રા જેની, ખડ્ગરૂપી જિવ્હાવાળા, ધનુષરૂપી બગાસાં યુક્ત, ભયંકર પ્રત્યંચા તથા તલાંના શબ્દરૂપી નાદવાળા, ક્રુદ્ધ થએલા, પુરૂષમાં સિંહરૂપ, સંગ્રામમાં પલાયન ન કરનાર, કર્ણના પ્રમાદથી છુટેલા તે આજ હણાયા. રથરૂપી છે હ્રદ જેમાં, બાણની વૃષ્ટિરૂપ ઊર્મિમાન, રત્નયુક્ત, વાહનરૂપી વાજિ સહિત, શક્તિ તથા ખડ્ગરૂપી મીન, અને ધ્વજ તથા હસ્તિરૂપ છે નક્ર જેમાં, ધનુષરૂપ આવર્ત તથા મોટા બાણરૂપી છે ફીણ જેમાં એવા સંગ્રામરૂપી ચંદ્રોદયના વેગથી છે ભરતી જેમાં, પ્રત્યંચા, તલાં તથા નેમિના શબ્દરૂપી છે શબ્દ જેમાં એવા દ્રોણરૂપી નૌકાએકરી જેઓ ઉતર્યા હતા તે રાજપુત્રો પ્રમાદથી આજ હણાયા. આ જીવલોકમાં પ્રમાદથી અધિક મનુષ્યનો બીજો કોઇ શત્રુ નથી,કેમકે પ્રમત્ત એવા નરને અર્થો ચોતરફથી ત્યાગ કરે છે અને અનર્થો ઘેરી લે છે. ધ્વજના ઉત્તમ અગ્રભાગરૂપી ઉંચા ધુમરૂપી ધ્વજ જેના, બાણરૂપી જ્વાળાવાળા, ક્રોધરૂપી છે મોટો વાયુ જેમાં એવા કવચ તથા નાના પ્રકારનાં શસ્ત્રના

હોમવાળા, મોટી સેનારૂપ શુષ્ક તૃણસમૂહના દાવાનલે અગ્નિરત, મોટા સંગ્રામમાં ગ્રહણ કરેલા, આયુધરૂપી છે તીક્ષ્ણ વેગ જેનો એવા ભીષ્મમય અગ્નિદાહને જે સહન કરી ગયો તે રાજપુત્ર પ્રમાદથી આજે હણાયો. પ્રમત્ત એવો પુરૂષ, વિદ્યા, તપ, શ્રી તથા યશને પ્રાપ્ત થવા શક્ય થતો નથી. એ પ્રમાદેકરી સર્વ શત્રુઓને હણી સુખેથી વૃદ્ધિ પામતા મહેંદ્રને જો. સમુદ્રને તરી જઇ કુનદીમાં બૂડેલા સંમૃદ્ધિવાળા વ્યાપારીની પેઠે સર્વ સૈન્યસમુદ્રને તરી જઇ પ્રમાદથી હણાયલા ઈંદ્રની જેમને ઉપમા અપાય એવા રાજાઓના પુત્ર તથા પૌત્રોને જો. અસહનશીલ એવા શત્રુઓએ ટાઢા લોહીમાં હણેલા તેઓ તો સ્વર્ગને પ્રાપ્ત થયા, એમાં સંશય નહિ, પણ હું તો દ્રૌપદીને શોચું છું કે જે નિર્ભય એવી સાધ્વી છે તે, આજ શોકાર્ણવમાં બુડી જશે. ભાઇઓ, પુત્ર તથા વૃદ્ધ પિતા પાંચાલરાજ હણાયો, એવું સાંભળી શોકેકરી કૃશ થયું છે અંગ જેનું એવી તે સંજ્ઞારહિત થઇ પૃથ્વી ઉપર પડી જશે. શોકથી ઉત્પન્ન થએલા દુઃખના પારને ન પામતી, સુખને ઉચિત, પુત્રનો ક્ષય અને ભાઇઓના વધથી થએલા સંતાપે કરી બળતી એવી તે કેમ જીવશે? એ રીતે વિલાપ કરતા પીડિત થયેલા કૌરવોના રાજાએ નકુલને કહ્યું કે, તું જા, ને માતૃપક્ષ સહિત મંદ ભાગ્યવાળી રાજપુત્રીને અહિં બોલાવી લાવ. માદ્રીપુત્ર નકુળ ધર્મેકરી ધર્મરાજની જેને ઉપમા અપાય એવા રાજાના વાક્યનો સ્વીકાર કરી તત્કાળ રથેકરી પાંચાળ રાજાની સ્ત્રિયો જ્યાં હતી એવાં દેવી દ્રૌપદીના ઘરપ્રત્યે ગયો. એ રીતે માદ્રીપુત્ર નકુળને પ્રસ્થાન કરાવી રૂદન કરતા અજમીઢવંશમાં ઉત્પન્ન થએલા શોકાર્દિત યુધિષ્ઠર રાજા, સંબંધિઓ સહિત, ભૂતગણેકરી સંકીર્ણ એવા સંગ્રામ સ્થાન પ્રત્યે ગયા. ત્યાં જઇ ઉગ્ર છે રૂપ જેનું એવા અમંગળરૂપ તે સ્થાનપ્રત્યે પ્રવેશ કરી, પૃથ્વીપર સુતેલા રૂધિરે કરી આર્દ્ર છે શરીર જેમનાં એવા ભેદાએલ દેહવાળા, હણાયાં છે મસ્તક જેમનાં એવા પુત્ર, સુહૃદ તથા મિત્રોને જોઇ અત્યંત પીડિત છે રૂપ જેમનું એવા ધર્મ ધરનારાઓમાં શ્રેષ્ઠ, કૌરવોમાં મુખ્ય યુધિષ્ઠિર રાજા, ઉંચા સ્વરથી બૂમ પાડી બેભાન થઇ ગણસહિત પૃથ્વી ઉપર પડી ગયા.

> सतांस्तु दृष्ट्वा भृशमार्तरूपो युधिष्ठिरो धर्मभृतां वरिष्ठः ।
> उच्चैः प्रचुक्रोश च कौरवाग्र्यः पपात चोर्व्यां सगणो विसंज्ञः ॥

**इति श्री महाभारते सौप्तिकपर्वणि ऐषीकपर्वणि युधिष्ठिरशिबिरप्रवेशे गुर्जरभाषायां दशमोऽध्यायः॥ १० ॥**

---

## અધ્યાય ૧૧ મો. અશ્વત્થામા પુંઠે ભીમ.

**वैशंपायन उवाच**—स दृष्ट्वा निहतान् संख्ये पुत्रान् पौत्रान् सर्वांस्तथा ।
महादुःखपरीतात्मा बभूव जनमेजयः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! સંગ્રામમાં હણાયલા પુત્ર, પૌત્ર તથા મિત્રોને જોઇ રાજા મહા દુઃખે કરી વ્યાપ્ત છે આત્મા જેનો એવા થયા. પુત્ર, પૌત્ર, ભાઇઓ તથા સ્વજનને યાદ કરતા તે મહાત્માને મોટો શોક ઉત્પન્ન થયો. તેથી અશ્રુએ કરી પરિપૂર્ણ છે નેત્ર જેનાં એવા, કંપાયમાન શરીરવાળા બેભાન સરખા તેમને અત્યંત ઉદ્વિગ્ન થએલા સંબં-

મિત્રો, સાંત્વના કરતા હતા, એટલામાં સમર્થ નકુળ પરમ પીડિત એવી દ્રૌપદી સહિત, સૂર્ય સરખી કાંતિવાળા રથેકરી ત્યાં આવ્યો. ઉપપ્લવ્ય ગએલી સર્વ, પુત્રના વિનાશરૂપ અત્યંત અપ્રિય એવું વૃત્તાંત સાંભળી વાયુએ ચોતરફથી નમાવેલી કંપતી એવી કેળ હોય નહિ જાણે તેવી વ્યથિત થએલી શોકાર્ત દ્રૌપદી, રાજાને મળતાંજ પૃથ્વીપર પડી ગઇ. તે વખતે પ્રફુલ્લિત કમળના પત્ર સરખાં નેત્રવાળી તેનું મુખ, તત્કાળ રાહુએ ગળેલા ચંદ્રમા સરખું થઇ ગયું. તે રીતે પડી ગએલી તેને જોઈ ક્રોધી એવા સત્ય પરાક્રમવાળા ભીમસેને પાસે જઇ બે હાથથી તેને ઝીલી લીધી. એ રીતે ભીમસેને આશ્વાસના કરેલી રૂદન કરતી કંપાયમાન થએલી દ્રૌપદી, ભરતકુળમાં ઉત્પન્ન થએલા પાંડવ યુધિષ્ઠિરને કહેવા લાગી કે, હે રાજન્! ક્ષાત્રધર્મે કરી પુત્રોને યમરાજાને ત્યાં વળાવી સમગ્ર પૃથ્વીને પ્રાપ્ત થઇ હવે તેને ભોગવશો એ ઘણું સારૂં થયું. હે પાર્થ! સમગ્ર પૃથ્વીને પ્રાપ્ત થઇ, કુશળ એવા તમે મદોન્મત્ત હસ્તિ સરખી ગતિવાળા સુભદ્રા પુત્ર અભિમન્યુને યાદ નહિ કરો, એ પણ ઘણું સારૂં થયું, ક્ષાત્રધર્મે કરી હણાયલા શૂરવીર પુત્રોને ઉપપ્લવ્ય વિષે હું સહિત તમે યાદ નહિ કરો, એ પણ ઘણું સારૂં. હે પાર્થ! પાપ કર્મવાળા અશ્વત્થામાએ સુતેલાઓનો કરેલો વધ સાંભળી ઉત્પન્ન થએલો શોક, અગ્નિ જેમ પોતાના આશ્રયને બાળે તેમ મને બાળે છે, માટે આજ યુદ્ધમાં પરાક્રમ કરી પાપ કરનાર એવા પરિવાર સહિત અશ્વત્થામાનું જીવિત જો તમે હરણ નહિ કરો તો હે પાંડવો! અહીંજ હું અન્ન જળનો ત્યાગ કરી દઇશ, એમ તમે જાણો. દ્રોણપુત્ર પાપ કર્મના ફળને જો નહિ પ્રાપ્ત થાય તો તેમ કરીશ, એમ કહી યશસ્વિની દ્રૌપદી ધર્મરાજ પાંડુપુત્ર યુધિષ્ઠિર પાસે જઇ બેઠી. પોતાની પાસે બેઠેલી પોતાની પ્રિયા એવી મહિષીને જોઈ પાંડુપુત્ર રાજર્ષિ ધર્માત્મા યુધિષ્ઠિરે સુંદર છે દર્શન જેનું એવી દ્રૌપદીને કહ્યું કે, હે શુભે! હે ધર્મજ્ઞે! તારા પુત્ર તથા ભાઇઓ તો ધર્મયુદ્ધ કરી ધર્મરૂપ મરણને પ્રાપ્ત થયા, માટે તેમનો શોક કરવા તું યોગ્ય નથી. હે કલ્યાણી! દ્રોણપુત્ર અશ્વત્થામા અહિંથી દૂર દુર્ગ એવા વન તરફ નાસી ગયો છે, વાસ્તે હે શોભને! સંગ્રામમાં તેનું પડવું તારા જાણવામાં કેમ આવશે? યુધિષ્ઠિરનાં વચન સાંભળી દ્રૌપદી બોલ્યાં કે, દ્રોણપુત્રના મસ્તક વિષે રહેલો સહજમણિ મેં જોયો છે માટે સંગ્રામમાં તે પાપીને હણી અહિં આણેલા મણિને હું જોઈશ એટલે મને ખાતરી થશે. હે રાજન્! એ મણિ મારા મસ્તક વિષે રાખી હું જીવું એવી મારી મતિ છે. સુંદર દેખાવવાળી દ્રૌપદી પાંડુપુત્ર યુધિષ્ઠિરને આમ કહી પછી ભીમસેન પાસે જઇ બોલી કે, હે ભીમ! ક્ષાત્રધર્મને યાદ કરી તું મારી રક્ષા કરવા યોગ્ય છે. પાપકર્મવાળા અશ્વત્થામાને ઇંદ્રે જેમ શંબરાસુરને હણ્યો હતો તેમ તું હણ. પરાક્રમ વિષે તારા સરખો બીજો કોઇ પણ પુરૂષ છે નહિ, તે વાત સર્વ લોકમાં વિખ્યાત છે. પરમ એવું દુઃખ પ્રાપ્ત થયું ત્યારે વારણાવત નગરમાં પણ પાંડવોને દ્વીપરૂપ તમે થયા હતા. તેમજ હેડંબના દર્શન વખતે પણ તમેજ ગતિરૂપ થયા હતા. વિરાટ નગરમાં કીચકે અત્યંત પીડિત કરેલી મને તમેજ કષ્ટથી ઇંદ્ર પૌલોમીનો ઉદ્ધાર કરે તેમ ઉદ્ધારી હતી. હે પાર્થ! જેમ પૂર્વે એટલાં મોટાં કામ કર્યાં તેમ હે અમિત્રઘ્ન! દ્રોણપુત્ર અશ્વત્થામાને પણ હણી સુખી થાઓ. દ્રૌપદીનાં અનેક પ્રકારનાં દુઃખયુક્ત વચન સાંભળી મહા બળવાન એવો કુંતીપુત્ર ભીમસેન, તે સહન કરી શક્યો નહીં. સુંદર એવું વિચિત્ર પ્રકારનું ધનુષ તથા બાણ ગ્રહણ કરી સુવર્ણથી વિચિત્ર પ્રકારના મોટા રથમાં બેસી, નકુલને સારથિ કરી દ્રોણપુત્રનો વધ કરવા તૈયાર થયો. બાણ સહિત ધનુષ સજ્જ કરી અશ્વને ચલાવ્યા. પુરૂષમાં સિંહરૂપ નકુળે પ્રેરેલા વાયુ સરખા વેગ-

વાળા જલદી ચાલનારા અશ્વ, વેગથી જવા લાગ્યા. એ રીતે પોતાના તંબુથી રથને જવાના માર્ગનું ચિન્હ જોઇ બળવાન ભીમસેન દ્રોણપુત્ર પાછળ લાગ્યા.

वेगेन त्वरिता जग्मुर्हरयःशीघ्रगामिनः ।
शिबिरात् स्वाद् गृहीत्वा स रथस्य पदमच्युतः ॥

इति श्री महाभारते सौप्तिकपर्वणि ऐषीकपर्वणि द्रौणिवधार्थे भीमसेनगमने गुर्जरभाषायामेकादशोऽध्यायः ॥ ११ ॥

## અધ્યાય ૧૨ મો. શ્રીકૃષ્ણે ભીમ માટે બતાવેલો ભય.

वैशंपायन उवाच—तस्मिन्प्रयाते दुर्धर्षे यदूनामृषभस्ततः ।
अब्रवीत् पुंडरीकाक्षः कुंतीपुत्रं युधिष्ठिरं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! દુર્ધર્ષ એવો ભીમસેન ગયો તે વખતે, યાદવોમાં શ્રેષ્ઠ કમળ સરખાં નેત્રવાળા ભગવાન, કુંતિપુત્ર યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે, હે પાંડવ ! પુત્રના શોકમાં પરાયણ એવો આ તમારો ભાઇ, અશ્વત્થામાને મારવાની ઇચ્છાથી એકલો તેની પાછળ દોડે છે. હે ભરતર્ષભ ! સર્વ ભાઇઓથી ભીમ તમને પ્રિય છે, માટે આજ કષ્ટને પ્રાપ્ત થએલા તેને શું કરવા નથી બોલાવી લેતા ? શત્રુના શહેરને જીતનાર દ્રોણે પોતાના પુત્ર અશ્વથામાને જે બ્રહ્માસ્ત્ર આપ્યું છે તે આખી પૃથ્વીને પણ બાળી નાખે એવું છે. સર્વ ધનુષ્માનમાં ધ્વજરૂપ મોટા ભાગ્યવાળા મહાત્મા આચાર્યે પ્રસન્નતાથી તે બ્રહ્માસ્ત્ર અર્જુનને બતાવ્યું, તે સહન ન કરી શકતા તેના એકજ પુત્ર અશ્વત્થામાએ પણ તે બ્રહ્માસ્ત્રની તેની પાસે યાચના કરી, ત્યારે નથી અતિ પ્રસન્ન મન જેનું એવા તેણે પુત્રને પણ તે બતાવ્યું. દુરાત્મા એવા તે પુત્રની ચપળતાને જાણતા હતા તેથી સર્વ ધર્મને જાણનાર આચાર્યે પોતાના પુત્રને કહ્યું કે, હે તાત ! સંગ્રામમાં પરમ આપદ્‌ને પ્રાપ્ત થાય તોપણ મનુષ્યને વિષે તો આ અસ્ત્રનો તારે પ્રયોગ કરવો નહિ. એમ પુત્રને કહી વળી પાછળથી દ્રોણે તેને કહ્યું કે, હે પુરૂષર્ષભ ! તું સત્પુરૂષના માર્ગ વિષે રહીશ નહિ. પિતાનાં એવાં અપ્રિય વચન સાંભળી સર્વ કલ્યાણથી નિરાશ થએલો દુષ્ટ બુદ્ધિવાળો તે શોકને લીધે પૃથ્વીપર વિચરતો હતો. હે ભારત ! હે કુરૂશ્રેષ્ઠ ! તમે વનમાં હતા તે વખતે પૃથ્વીમાં વિચરતો એવો તે ફરતો ફરતો દ્વારકામાં આવ્યો હતો. પછી યાદવોએ સત્કાર કરેલો તે ત્યાં વસતો હતો. એ રીતે દ્વારકામાં વસતો તે કોઈ વખતે સમુદ્રને કિનારે એકલો મને એકલાને મળી હસતો હોય નહિ તેમ મને કહેવા લાગ્યો કે, હે કૃષ્ણ ! સત્ય પરાક્રમવાળા ભારતોના આચાર્ય એવા મારા પિતા, ઉગ્ર તપ કરી અગસ્ત્ય પાસેથી દેવ તથા ગંધર્વે પૂજિત બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત કરી લાવ્યા છે, તે બ્રહ્માસ્ત્ર હે દાશાર્હ ! જેવું મારા પિતા પાસે હતું તેવું આ સમે મારી પાસે રહ્યું છે, માટે હે યદૂત્તમ ! આ મારી પાસેથી તે દિવ્ય અસ્ત્ર લઇ સંગ્રામમાં શત્રુને હણે એવું તમારૂં ચક્રરૂપી અસ્ત્ર તમે મને આપો. તેનાં વચન સાંભળી હે રાજન્ ! હે ભરતર્ષભ ! મારી પાસેથી પ્રયત્ને કરી અસ્ત્રની યાચના કરનાર હાથ જોડી ઉભેલા તેને પ્રસન્ન થઇ મેં કહ્યું કે, દેવ, દાનવ, ગંધર્વ, મનુષ્ય, પતંગ

તથા ઉરગ એટલા બધા એકઠા મળે તોપણ મારા પરાક્રમના શતાંશ તુલ્ય પણ થાય નહિ. આ મારૂં ધનુષ, આ શક્તિ, આ ચક્ર, અને આ ગદા, એમાંથી જે જે અસ્ત્ર મારાથી તું ઇચ્છતો હોય તે તે હું તને આપું. આમાંથી જે અસ્ત્ર તું ઉપાડવા તથા સંગ્રામમાં પ્રયોગ કરવા સમર્થ થાય તે અસ્ત્ર, મને તું જે અસ્ત્ર આપવા ઇચ્છે છે તે આપવા વગરજ ગ્રહણ કર. એવાં મારાં વચન સાંભળી સહસ્ર જેને આરા છે એવું વજ્ર સરખી નાભિવાળું લોહમય ચક્ર મારી સાથે સ્પર્ધા કરતા મોટા ભાગ્યવાળા તેણે માગ્યું. ત્યારે મેં કહ્યું ઠીક, ચક્ર ગ્રહણ કર, તે સાંભળી તેણે પાસે આવી તત્કાળ ડાબે હાથે કરી ચક્ર ગ્રહણ કર્યું, પણ તે સ્થાનકેથી ચલાયમાન કરવા સમર્થ થયો નહિ. ત્યારે જમણા હાથે કરીને ગ્રહણ કરવા લાગ્યો. એ રીતે સર્વ યત્ન તથા બળેકરી બે હાથે ગ્રહણ કરવા લાગ્યો, તોપણ ચક્રને ઉપાડવા તથા ચલાયમાન કરવા સમર્થ થયો નહિ. ત્યારે યત્ન કરી થાકી ગએલો તે ખેદયુક્ત મનવાળો થઇ નિવૃત્ત થયો. એ રીતે કાર્યથી નિવૃત્ત થયું છે મન અને અભિપ્રાય જેનો એકોગ્ર ગયો હતો યત્ન તેથી ઉદ્વિગ્ન થએલા અશ્વત્થામાને સંબોધનથી બોલાવી મેં કહ્યું કે, જે મનુષ્યો વિષે સદા પરમ પ્રમાણને પ્રાપ્ત થયો છે, ગાંડીવ ધનુષ ધરનાર શ્વેત અશ્વવાળો હનુમાન છે ધ્વજા વિષે જેને, વળી જેણે દ્વંદ્વ યુદ્ધમાં દેવ દાનવના ઇશ, શિતિકંઠ ઉમાપતિ સાક્ષાત્ શંકરને સંતુષ્ટ કર્યા હતા; તેમ પૃથ્વી વિષે મને જેથી અધિક પ્રિય બીજો પુરૂષ નથી, તેમજ સ્ત્રી પુત્ર સુદ્ધાં કંઇપણ જેને ન દેવાય તેવું નથી. અકિલષ્ટ કર્મવાળા સુહૃદ એવા પાર્થે પણ હે બ્રાહ્મણ! જે તેં મને કહ્યું એ વાકય પૂર્વે કહ્યું નથી. હિમવાનના પાર્શ્વભાગનો આશ્રય કરી બાર વર્ષ સુધી મહા ઘોર એવું બ્રહ્મચર્ય પાળી જેને તપેકરી મેં સંપાદન કર્યો છે ને મારા સરખાંજ વ્રત કરનારી રૂકમણી વિષે ઉત્પન્ન થયો છે, સનત્કુમારરૂપ તેજસ્વી એવા પ્રદ્યુમ્ન નામે મારો પુત્ર છે તેણે પણ હે મૂઢ! સંગ્રામમાં બીજાને જેની ઉપમા અપાય નહિ એવા તે મારા મોટા ચક્રની તેં પ્રાર્થના કરી, તેમજ અતિ બળવાન રામે પણ પૂર્વે એ રીતે કહ્યું નથી, તેં જે પ્રાર્થના કરી તે ગદ તથા સાંબ નામના મારા પુત્રે પણ કરી નથી, ને દ્વારકાંવાસી એવા બીજા વૃષ્ણિ તથા અંધક કુળના મહારથિઓએ પણ પૂર્વે એ રીતે કહ્યું નથી તે તો ઠીકજ છે પણ હે રથિઓમાં શ્રેષ્ઠ! હે તાત! સર્વ યાદવોએ માનેલા ભારતાચાર્યનો પુત્ર એવો તું ચક્રેકરી કોની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે. એ રીતે મેં અશ્વત્થામાને કહ્યું ત્યારે તેણે મને કહ્યું કે હે કૃષ્ણ! તમારી પૂજા કરી પછી તમારી સાથે યુદ્ધ કરીશ તથા હું અજય થાઉં એમ જાણી દેવ દાનવે પૂજિત એવા તમારા ચક્રની મેં પ્રાર્થના કરી, હે વિભો! એ હું તમને સત્ય કહું છું પણ હે કેશવ! હે ગોવિંદ! તમારાથી ને દુર્લભ એવી કામનાને પ્રાપ્ત થયા વગર હું પાછો જાઇશ નહીં, માટે મારૂં કલ્યાણ થાય તેવું તમે કરો. શસ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવા તમે અત્યંત ભયંકર એવું ચક્ર ધારણ કર્યું છે ને તમારી સામે બીજો કોઇ ચક્રધારી છે નહીં. એટલાં વચન દ્રોણપુત્ર અશ્વત્થામા, મને કહી જોડવા લાયક અશ્વ, ધન તથા વિવિધ પ્રકારનાં રત્ન લઇ કાળેકરી ત્યાંથી ગયો: ક્રોધી એવો દુરાત્મા તે ચપળ તથા ક્રૂર છે અને બ્રહ્માસ્ત્ર જાણે છે માટે એથી વૃકોદરની રક્ષા કરો.

स संरंभीदुरात्मा च चपलः क्रूर एव च।
वेदचास्त्रं ब्रह्मशिरस्तमाद्रक्ष्यो वृकोदरः॥

इति श्री महाभारते सौप्तिकपर्वणि ऐषीकपर्वणि युधिष्ठिरकृष्णसंवादे गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥



## અધ્યાય ૧૩ મો. ભીમની મદદે માધવ.

**वैशंपायन उवाच—एवमुक्त्वा युधिश्रेष्ठः सर्वयादवनंदनः।**
**सर्वायुधवरोपेतमारुरोह रथोत्तमं ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એમ કહી યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ સર્વ યાદવને આનંદ આપનાર શ્રીકૃષ્ણ, સર્વ ઉત્તમ આયુધયુક્ત સુવર્ણની માળા પહેરેલા કાંબોજ દેશના અશ્વ જોડેલા ઉત્તમ રથમાં વિરાજમાન થયા. સૂર્યના ઉદય સરખા વર્ણવાળા શ્રેષ્ઠ રથની દક્ષિણ બાજુની ધોંસરીને શૈબ્ય નામનો અશ્વ વહન કરતો હતો. ડાબી તરફની ધોંસરીને સુગ્રીવ નામનો અશ્વ વહેતો હતો. મેઘપુષ્પ તથા બલાહક નામના બે અશ્વ તે રથના પાર્શ્વ ભાગને વહેતા હતા. તે રથ વિષે રહેલી, રત્ન તથા ધાતુથી શોભિતી ઉંચી ધ્વજાની લાકડી વિશ્વકર્માની કરેલી જાણે માયા હોય નહિ એવી દેખાતી હતી, તે લાકડીવિષે રહેલા વિનતાનો પુત્ર કાંતિમંડળની કિરણોવાળો ધ્વજરૂપ ગરૂડ દેખાતો હતો, તે રથ વિષે સર્વ ધનુષ્માનમાં ધ્વજરૂપ, હૃષીકેશ ભગવાન ચઢી બેઠા. તેમજ સત્ય છે કર્મ જેનાં એવા અર્જુન તથા કુરૂરાજ યુધિષ્ઠિર ચઢી બેઠા. તે વેળાએ રથમાં બેઠેલા શાર્ઙ્ગધનુષ્ય ધરનાર દાશાર્હ ભગવાનની બેઉ બાજુએ બેઠેલા બેઉ ભાઇઓ ઇન્દ્રની બે બાજુએ બેઠેલા બે અશ્વિનીકુમાર શોભે તેમ શોભતા હતા. એ રીતે દાશાર્હ ભગવાન તે બેઉને લોકપૂજિત એવા રથમાં પાસે બેસાડી વેગયુક્ત ઉત્તમ અશ્વને ચાબખો લઇ હાંકવા લાગ્યા. ભગવાને હાંકવા માંડેલા તે અશ્વ, તત્કાળ બે પાંડવ તથા યાદવ કુળમાં શ્રેષ્ઠ એવા ભગવાન જેમાં વિરાજે છે એવા ઉત્તમ રથને ગ્રહણ કરી એકદમ ચાલવા લાગ્યા. તે વખતે શાર્ઙ્ગધન્વા ભગવાનને વહન કરતા જલદી ચાલનાર અશ્વોનો ઉડતાં પક્ષિઓના શબ્દ સરખો મોટો શબ્દ થતો હતો. હે ભરતર્ષભ પુરૂષમાં સિંહરૂપ તે પાછળ દોડી ક્ષણમાત્રમાં મોટા ધનુષ્યવાળા ભીમસેનને પહોંચી વળ્યા. ક્રોધેકરી દીપ્ત, દુષ્ટ વારને ઉત્સુક્ત થએલ એવા કુંતિપુત્ર ભીમસેનને મળી તેને વારવા સમર્થ થયા નહિ ભીમસેન તો દૃઢ ધનુષ્યવાળા શ્રીમાન્ એવા તે જૂવે છે તે રીતે જ્યાં ભાગીરથીના તીર ઉપર પુત્રોનો હણનાર અશ્વત્થામા સંભળાતો હતો ત્યાં અત્યંત વેગવાન અશ્વેકરી ગયો. ત્યાં જઇ જળની સમીપ ઋષિઓ સહિત બેઠેલા, યશસ્વી મહાત્મા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસને તથા ક્રૂરકર્મ કરનાર, ઘી ચોપડેલા કુશ તથા ચીરવસ્ત્ર પહેરેલા રજેકરી વ્યાપ્ત દ્રોણપુત્ર અશ્વત્થામાને જોઇ બાણસહિત ધનુષ ગ્રહણ કરી તેની સામે દોડી મહાબાહુ ભીમસેને 'અરે ઉભો રહે ઉભો રહે' એમ તેને કહ્યું. અશ્વત્થામા પણ ગ્રહણ કર્યું છે ધનુષ જેણે એવા ભયંકર ધનુષવાળા ભીમસેનને જોઇ તેમજ એની પાછળ જનાર્દન ભગવાનના રથમાં બેઠેલા અર્જુન તથા યુધિષ્ઠિર એ બે ભાઇઓને જોઇ વ્યથાયુક્ત છે આત્મા જેનો એવો અશ્વત્થામા સંક્રુદ્ધ થયો. નથી દીન આત્મા જેનો એવો અશ્વત્થામા દિવ્ય એવાં તે પરમાસ્ત્રનું ચિંતન કરી ડાબા હાથથી કુશ નામના તૃણની સળી લઇ આપદને પ્રાપ્ત થએલા દિવ્ય આયુધ લઇ ઉભેલા શૂરવીરોને ન સહન કરી

શક્તા તેણે ક્રોધથી પાંડવના અભાવ વાસ્તે 'આ કરૂં છું' એમ દારૂણ વાણી બોલી તે દિવ્ય અસ્ત્રનો પ્રયોગ કરી પ્રતાપવાન દ્રોણપુત્રે સર્વ લોકને પ્રમોહ કરવા સારૂ તરત કર્યો. તેજ વખતે તે તૃણની શલાકા વિષે ત્રણ લોકને જાણે બાળી નાખશે કે શું એવો કાળ અંતક તથા યમ સરખો અગ્નિ ઉત્પન થયો.

तत्तस्तस्यामिषीकायां पावकः समजायत ।
प्रधक्ष्यन्निवलोकांस्त्रीन् कालांतकयमोपमः ॥

इति श्री महाभारते सौप्तिकपर्वणि ऐषीकपर्वणि ब्रह्मशिरोस्त्रत्यागे गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો. બ્રહ્માસ્ત્રનો પ્રયોગ.

वैशंपायन उवाच—इंगितेनैव दाशार्हस्तमभिप्रायमादितः ।
द्रौणेर्बुध्वा महाबाहुरर्जुनं प्रत्यभाषत ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! પ્રથમથીજ એની ચેષ્ટા જોઇ દાશાર્હ એવા મહાબાહુ ભગવાન દ્રૌણિનો અભિપ્રાય જાણી અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે, હે પાંડવ! હે અર્જુન! દ્રોણે ઉપદેશ કરેલું દિવ્ય એવું અસ્ત્ર તારા હૃદયમાં રહ્યું છે તે નાખવાનો આ વખત છે. હે ભારત! ભાઇઓના તથા આત્માના રક્ષણ વાસ્તે તું પણ તે અસ્ત્રને નિવારણ કરનારૂં એવું એ અસ્ત્ર નાંખ, કેશવ ભગવાને એ રીતે જેને કહ્યું હતું એવા પરપ્રા શૂરવીરને હણનાર પાંડુપુત્ર અર્જુને, તત્કાળ બાણ સહિત ધનુષ ગ્રહણ કરી રથમાંથી નીચે ઉતરી શત્રુને તપાવનાર તેણે પ્રથમ આચાર્યપુત્ર વાસ્તે, તે પછી પોતા વાસ્તે તથા સર્વ ભાઇઓ વાસ્તે 'સ્વસ્તિ' એ રીતે કહી દેવતાઓ તથા ગુરૂજનોને ચોતરફથી નમસ્કાર કરી શિવજીનું ધ્યાન ધરી "અસ્ત્રેકરી અસ્ત્ર શાંત થાઓ" એમ કહી બ્રહ્માસ્ત્ર સાંધ્યું. એ રીતે ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને સાંધેલું પ્રલય સમયના અગ્નિ સરખું અસ્ત્ર, તત્કાળ મોટી જ્વાળાઓ થાય તે રીતે પ્રજ્વલિત થયું. તેમજ તીક્ષ્ણ તેજવાળા દ્રોણપુત્રનું મોટી જ્વાળાવાળું તેજોમંડળથી વીંટાયલું તે અસ્ત્ર પ્રજ્વલિત થયું. તે વખતે ઘણાક કડાકા સાથે હજારો ઉલ્કા પડવા લાગ્યાં. એ વખતે સર્વ પ્રાણિઓને મોટો ભય ઉત્પન્ન થયો. અત્યંત જ્વાળની માળાએકરી આકુળ એવું આકાશ પણ શબ્દાયમાન થયું. પર્વત વન તથા દ્રુમ સહિત સમગ્ર પૃથ્વી ચલાયમાન થઈ. એ રીતે લોકને તપાવતા એવા તે બેઉ બ્રહ્માસ્ત્રના તેજને, મહર્ષિઓ સહિત નારદ તથા સર્વ ભૂતના આત્મા એવા ભરતોના પિતામહ વ્યાસજીએ જોયાં. પછી શૂરવીર એવા અશ્વત્થામા તથા અર્જુન એ બેઉને શાંત કરવા સારૂ, સર્વ ધર્મને જાણનાર, સર્વ ભૂતના હિતેચ્છક, પ્રદીપ્ત એવા બ્રહ્માસ્ત્રના મધ્યમાં રહેલા, પરમ તેજસ્વી, કોઇથી સહન થાય નહિ એવા, યશસ્વી, પ્રજ્વલિત અગ્નિ સરખા દેવ તથા દાનવે સંમત એવા તે બેઉ શ્રેષ્ઠ ઋષિઓએ, બ્રહ્માસ્ત્રનું તેજ શમાવવા સારૂ અને લોકના કલ્યાણ વાસ્તે, તે બેઉની વચ્ચે ઉભા રહી કહ્યું કે, પૂર્વે નાના પ્રકારનાં શસ્ત્ર જાણનાર મહારથિઓ થઇ ગયા પણ તેઓએ આ અસ્ત્ર, મનુષ્યો

ઉપર નાખ્યું ન હતું અને શૂરવીર એવા તમોએ લોકનો મોટો નાશ થાય તે રીતે આ શું સાહસ કર્યું ?

नानाशास्त्रविदः पूर्वैरप्यतीता महारथाः ।
नैतदस्त्रं मनुष्येषु तैः प्रयुक्तं कथंचन ।
किमिदं साहसं वीरौ कृतवंतौ महात्ययं ॥

इति श्री महाभारते सौप्तिकपर्वणि ऐषीकपर्वणि अर्जुनास्त्रप्रयोगे गुर्नरचाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

## અધ્યાય ૧૫ મો. વ્યાસે આપેલી શિક્ષા.

वैशंपायन उवाच—दृष्ट्वैव नरशार्दूल तावग्निसमतेजसौ ।
संजहार शरं दिव्यं त्वरमाणो धनंजयः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે નરશાર્દૂલ ! અગ્નિ સરખા તેજવાળા તે બેઉને જોઈને અર્જુને ઉતાવળથી દિવ્ય શરનો સંહાર કરી લીધો. હાથ જોડી હે ભરતશ્રેષ્ઠ ! તે બેઉ ઋષિઓને કહ્યું કે, અસ્ત્રેકરી અસ્ત્ર શાંત થાઓ એમ જાણી મેં અસ્ત્ર મૂક્યું છે. આ પરમાસ્ત્રને હું સંહાર કરીશ તો પાપ કર્મવાળો અશ્વત્થામા અમને સર્વને અસ્ત્રના તેજેકરી જરૂર બાળી દેશે, માટે જે રીતે અમારૂં તથા લોકનું હિત થાય તે રીતે દેવ સરખા તમો સંમતિ આપવા યોગ્ય છો; એમ કહી વળી અર્જુને અસ્ત્રનો ઉપસંહાર કર્યો. સંગ્રામમાં બ્રહ્માસ્ત્રનો ઉપસંહાર કરવો દેવતાઓને પણ દુષ્કર છે. સંગ્રામમાં મૂકેલા તે પરમાસ્ત્રનો ઉપસંહાર કરવામાં પાંડવ વિના બીજો સાક્ષાત્ ઇન્દ્ર પણ સમર્થ થાય નહિ, ઉપસંહાર જાણનારે મૂકેલું તેને બ્રહ્મ તેજથી છે ઉદ્‌ભવ જેનો એવું જાણો, માટે બ્રહ્મચર્યવ્રત પાળેલા વગર એનો ઉપસંહાર કરવા સમર્થ થવાય નહિ. નથી પાલન કર્યું બ્રહ્મચર્ય જેણે એવો બ્રહ્માસ્ત્ર સજી પાછો તેનો ઉપસંહાર કરે તો તે અસ્ત્ર, પરિવાર સહિત તેના મસ્તકને કાપી નાંખે. બ્રહ્મચર્ય પાળનાર તથા વ્રત કરનાર દુર્વાર્ય એવા બ્રહ્માસ્ત્રને પ્રાપ્ત થએલા અર્જુને પરમ દુઃખથી પીડિત થયો તોપણ બ્રહ્માસ્ત્ર મૂક્યું નહીં. સત્ય વ્રત ધરનાર, શૂરવીર બ્રહ્મચારી તથા ગુરૂની સેવા કરનાર એવો અર્જુન હતો તેથી તેણે પાછો બ્રહ્માસ્ત્રનો ઉપસંહાર કર્યો. અશ્વત્થામા પણ આગળ ઉભેલા તે બેઉ ઋષિઓને જોઈ ઘોર એવા તે અસ્ત્રનો પરાક્રમથી પાછો ઉપસંહાર કરવા સમર્થ થયો નહિ. હે રાજન્! સંગ્રામમાં પરમાસ્ત્રનો ઉપસંહાર કરવામાં અસમર્થ એવો દીન મનવાળો અશ્વત્થામા, દ્વૈપાયન વ્યાસજી પ્રત્યે કહેવા લાગ્યો કે, હે મુને ! ઘણા દુઃખથી પીડિત થએલા પ્રાણના રક્ષણને ઇચ્છતા મેં ભીમસેનના ભયથી આ અસ્ત્ર મૂક્યું છે. તેમ હે ભગવન્ ! દુર્યોધનને હણવા ઇચ્છતા મિથ્યા આચારવાળા આ ભીમસેને, સંગ્રામમાં અધર્મ કર્યો. તેથી હે બ્રહ્મન્ ! અકૃતાત્મ એવા મેં આ બ્રહ્માસ્ત્ર નાંખ્યું, તેનો પાછો હું ઉપસંહાર કરવાનો ઉત્સાહ રાખતો નથી. હે મુને ! અગ્નિના તેજનું અભિમંત્રણ કરી પાંડવ વિનાની પૃથ્વી થાઓ એમ કહી આ દુરાસદ એવું દિવ્ય અસ્ત્ર મેં મૂક્યું છે, માટે પાંડવના અંત વાસ્તે મોકલેલું તે, આજ સર્વ પાંડુસુતને જીવિતથી ભ્રષ્ટ કરશે. હે બ્રહ્મન્ ! પાંડવોના વધને ઉદ્દેશી સંગ્રામમાં

અસ્ત્રને મૂકતા મેં, રોષાવિષ્ટ ચિત્તે કરી આ પાપ કર્મ કર્યું. અશ્વત્થામાનાં વચન સાંભળી વ્યાસજી કહેવા લાગ્યા કે, હે તાત ! બ્રહ્માસ્ત્રને જાણનાર અર્જુને સંગ્રામમાં રોષેકરી તારા નાશ વાસ્તે બ્રહ્માસ્ત્ર સાંધ્યું હતું, તારા અસ્ત્રને શાંત કરવા સારૂ અર્જુને અસ્ત્ર મોકલ્યું હતું તે પાછું ઉપસંહાર કરી લીધું, ને તારા પિતાના ઉપદેશથી બ્રહ્માસ્ત્રને પ્રાપ્ત થઇને મહાબાહુ અર્જુન, ક્ષાત્રધર્મથી ચલાયમાન થયો નહિ. એ રીતે ધૃતિમાન, સધુ સર્વાસ્ત્ર જાણનાર અર્જુનનો ભાઇઓ તથા બંધુસહિત વધ કરવો તું શું કરવા ઇચ્છે છે ? જ્યાં પરમાસ્ત્રે કરી બ્રહ્માસ્ત્રનો વધ થાય તે દેશમાં બાર વર્ષસુધી વર્ષાદ વરસે નહિ, મહાબાહુ પાંડુપુત્ર અર્જુને પોતે શક્તિમાન છતાં પણ, પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી બ્રહ્માસ્ત્રનો ઉપસંહાર કર્યો માટે તારે પણ પાંડવની,તારી તથા દેશની સદા રક્ષા કરવી યોગ્ય છે માટે હે મહાભુજ ! આ દિવ્ય અસ્ત્રનો તું ઉપસંહાર કર. તું રોષ રહિત થા અને પાંડવ પણ સુખી થાઓ. રાજર્ષિ એવા પાંડુપુત્ર યુધિષ્ઠિર, અધર્મેકરી જીતવા ઇચ્છતા નથી. તારા મસ્તકાવિષે જે આ મણિ રહ્યો છે તે તું એને આપ એટલે એ મણિ ગ્રહણ કરી પાંડવો તારો બચાવ કરશે. વ્યાસજીનાં વચન સાંભળી અશ્વત્થામા કહેવા લાગ્યો કે, પાંડવોને જે રત્ન પ્રાપ્ત થયાં છે તથા કૌરવોને જે ધન મળ્યું છે તેથી પણ મારો મણિ વિશેષ છે. જે મણિ બાંધ્યે શસ્ત્ર, વ્યાધિ તથા ક્ષુધા સંબંધી ભય થાય નહીં, તેમજ દેવ, દાનવ, નાગ, રક્ષોગણ તથા તસ્કર સંબંધી પણ ભય થાય નહિ, એવો પરાક્રમી આ મારો મણિ છે; માટે કોઇ રીતે પણ મારો ત્યાં અજય નથી, તેમ છતાં પણ ભગવાન એવા તમે મને કહો છો તેથી મારે તેમ કરવું પડે છે. આ મણિ અને મેં અભિમંત્રણ કરેલી શલાકા તો પડશે. હે ભગવન ! ઉદ્યુત થએલા અસ્ત્રનો પાછો ઉપસંહાર કરવા હું સમર્થ છું નહિ માટે મૂકેલું એવું આ ઉત્તમ અસ્ત્ર પાંડવોના ગર્ભવિષે સફળ થશે. હે મુને ! ભગવન્ એવા તમારૂં વાક્ય હું ન માનું એમ થાય નહિ, પણ હું પાછું ખેંચવા સમર્થ નથી, વાસ્તે તમારા કહેવાથી પાંડવોને છોડી દઇ એમના ગર્ભવિષે નાખું છું. અશ્વત્થામાનાં વાક્ય સાંભળી વ્યાસજીએ તેને કહ્યું કે, હે અનઘ ! એ રીતે કર, હવે તારે બીજી બુદ્ધિ કરવી નહીં. પાંડવોના ગર્ભવિષે એ અસ્ત્ર નાખી વિરામને પ્રાપ્ત થા. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! વ્યાસજીનાં વચન સાંભળ્યા પછી દ્રોણપુત્ર અશ્વત્થામાએ સંગ્રામવિષે ઉદ્યુત એવું પરમાસ્ત્ર ગર્ભ ઉપર છોડી મૂક્યું.

ततः परममस्त्रं तु द्रौणिरुद्यतमाहवे ।
द्वैपायनवचः श्रुत्वा गर्भेषु प्रमुमोचह ॥

**इति श्री महाभारते सौप्तिकपर्वणि ऐषीकपर्वणि ब्रह्मशिरोऽस्त्रस्य पांडवेय गर्भप्रवेशने गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥**

---

## અધ્યાય ૧૬ મો. ઉત્તરાના ગર્ભ ઉપર ઘાત.

**वैशंपायन उवाच—तदाज्ञाय हृषीकेशो विसृष्टं पापकर्मणा ।**
**हृष्यमाण इदं वाक्यं द्रौणिंप्रत्यब्रवीत्तदा ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પાપ કર્મવાળા તેણે ગર્ભ ઉપર નાખેલા તે અસ્ત્રને

જાણી પ્રસન્ન થએલા ઋષીકેશ ભગવાન, અશ્વત્થામા પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, પૂર્વે ઉપપ્લવ્ય તરફ ગએલી અર્જુનની પુત્રવધૂ વિરાટની પુત્રીને જોઇ કોઇ વ્રતવાન બ્રાહ્મણે તેને કહ્યું હતું કે કૌરવો પરિક્ષીણ થયા પછી તને પુત્ર થશે અને ગર્ભમાં રહેલા એને એ પરિક્ષિતપણું આવશે. તે સાધુનાં વચન સત્ય થશે. એમના વંશને વધારનારો પાછો પરિક્ષિત નામે પુત્ર થશે. એ રીતે કહેતા યાદવોમાં અત્યંત શ્રેષ્ઠ એવા ગોવિંદ ભગવાન પ્રત્યે અત્યંત ક્રોધાયમાન થયેલો અશ્વત્થામા, આવી રીતે ઉત્તર આપવા લાગ્યો કે, હે પુંડરીકાક્ષ ! હે કેશવ ! તમે જે રીતે કહો છો તે એમ નથી, તમે પક્ષપાતથી એવાં વચન કહો છો પણ મારાં વાક્ય અન્યથા થવાનાં નથી. હે કૃષ્ણ ! મેં નાખેલું અસ્ત્ર, જેને તમે રક્ષણ કરવા ઇચ્છો છો, તે વિરાટની પુત્રીના ગર્ભમાં પડશે. અશ્વત્થામાનાં વાક્ય સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા કે, પરમાસ્ત્રનું પડવું સફળ થશે, પણ મૃત સરખો થએલો ગર્ભ પાછો જીવતો થઈ આયુષ્યને પ્રાપ્ત થશે. તું તો નિરંતર પાપકર્મ કરનાર, બાળકના જીવિતનો ઘાતક માટે પાપરૂપ કુત્સિત પુરૂષ છે, એ રીતે સર્વ બુદ્ધિમાન પુરૂષો કહેશે. તું તારા આ પાપ કર્મના ફળને પ્રાપ્ત થા. ત્રણ હજાર વર્ષ સુધી તું આ પૃથ્વી પર વિચરીશ. તે કેવી રીતે કે કોઈ સાથે પણ કંઇ પરસ્પર ભાષણ ન કરતાં, નથી કંઇ સહાય જેને એવો તું નિર્જન એવા દેશો પ્રત્યે ફર્યા કરીશ. હે ક્ષુદ્ર ! મનુષ્યના મધ્યમાં તો તારી સ્થિતિ થશેજ નહિ ને પરૂ તથા રૂધિરની ગંધ જેના શરીરમાં છે એવો સર્વ વ્યાધિ સમન્વિત પાપાત્મા તું દુર્ગ વનમાં ફરીશ. અવસ્થાને પ્રાપ્ત થઇ પરિક્ષિત રાજા શારદ્વત કૃપાચાર્યથી વેદવ્રતને પ્રાપ્ત થઇ સર્વ અસ્ત્રોને પ્રાપ્ત થશે. પરમાસ્ત્રને જાણી ક્ષાત્રધર્મના વર્તાવમાં રહેલા ધર્માત્મા તે સાઠ વર્ષ સુધી પૃથ્વીને પાળશે. હે સુદુર્મતે ! યુધિષ્ઠિરના રાજ્ય પછી મહાબાહુ કુરૂરાજ પરિક્ષિત તારા દેખતાં રાજા થશે. શસ્ત્રાગ્નિના તેજેકરી દગ્ધ થએલા તેને હું જીવાડીશ હે નરાધમ ! મારા તપનું તથા સત્યનું પરાક્રમ તું જો. એમ ભગવાને તેને કહ્યું તેટલામાં વ્યાસજી તેને કહેવા લાગ્યા કે, જે કારણ માટે અમારો અનાદર કરી તેં દારૂણ કર્મ કર્યું, એ રીતે બ્રાહ્મણ છતાં તારૂં એવું વૃત્ત છે માટે દેવકી પુત્રે જે ઉત્તમ વચન તને કહ્યું તે જરૂર તને ફળશે, એમાં સંશય નથી. ક્ષાત્રધર્મનો તેં આશ્રય કર્યો છે. વ્યાસજીનાં વચન સાંભળી અશ્વત્થામાએ કહ્યું કે, હે બ્રહ્મન્ ! તમારી સાથે તમારા પુરૂષો વિષે હું રહીશ ને ભલે આ પુરૂષોત્તમ ભગવાન સત્યવાણીવાળા થાઓ.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! દ્રોણપુત્ર અશ્વત્થામા, મહાત્મા પાંડવોને મણિ આપી ખેદયુક્ત છે મન જેનું એવો તે સર્વ જુવે તેમ વનમાં ગયો. હણાયા છે દ્વેષિઓ જેમના એવા પાંડવો ગોવિંદ ભગવાનને, કૃષ્ણદ્વૈપાયનને તથા મહામુનિ નારદને આગળ કરી દ્રોણપુત્રના સહજ મણિને લઈ ઉતાવળથી અન્ન જલનો ત્યાગ કરી બેઠેલી મનસ્વિની દ્રૌપદી પાસે જવા લાગ્યા. વૈશંપાયન કહે છે, હે જનમેજય ! પુરૂષમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ સહિત વાયુની જેમને ઉપમા અપાય એવા શ્રેષ્ઠ અશ્વેકરી પાછા તેઓ તંબુમાં ગયા. ત્યાં જઇ અત્યંત પીડિત કેશવ સહિત મહારથિ તેઓ રથમાંથી નીચે ઉતરી અશ્વત્થામાના પરાભવે કરી શ્રેષ્ઠ અને પુત્રાદિકના શોકથી આર્ત, નિરાનંદ દુઃખ તથા શોકસમન્વિત એવી દ્રૌપદીને જોઇ તેની પાસે જઇ તેને વીંટી સર્વ ઉભા રહ્યા. ત્યાર પછી રાજાએ આજ્ઞા કરેલા મહા બળવાન ભીમસેન, દિવ્ય એવો તે મણિ દ્રૌપદીને આપી આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે ભદ્રે ! આ તારા પુત્રને હણનારનો જીતેલો મણિ; માટે હવે ઉભી થા અને શોકને છોડી દઇ ક્ષાત્રધર્મને યાદ કર. હે

અસિત લોચને! વાસુદેવ ભગવાન જે વખતે શાંતિ કરવા સારૂ હસ્તિનાપુર ગયા તે વખતે હે ભીરૂ! મધુદૈત્યને મારનાર ભગવાનને તેં વાક્ય કહ્યાં છે કે મારા પતિઓ પણ નથી, પુત્ર પણ નથી, ભાઇઓ પણ નથી અને હે ગોવિંદ! તમે પણ મારા નથી, એ રીતે રાજા તમને ઇચ્છતા તે વખતે તીવ્ર એવાં વાક્ય તેં પુરુષોત્તમ ભગવાનને કહ્યાં હતાં. ક્ષાત્રધર્મને યોગ્ય એવાં વાક્ય તું યાદ કરવા યોગ્ય છે. અમે પણ તારૂં પ્રિય કરવા સારૂ રાજ્યના પરિપંથી એવા પાપરૂપ દુર્યોધનને હણ્યો, સ્ફુરાયમાન એવા દુઃશાસનનું રૂધિર પીધું. એ રીતે વૈરના અનૃણીપણાને અમે પ્રાપ્ત થયા, અમે કોઇને નિંદવા લાયક રહ્યા નથી. દ્રોણપુત્રને જીતી બ્રાહ્મણ તથા ગુરૂપણાથી ભ્રષ્ટ કર્યો. હે દેવિ! એનો પણ યશ તો જતો રહ્યો, કેવળ શરીર માત્ર અવશેષ રહ્યું. મણિએકરી વિયુક્ત તથા આયુધથી ભ્રષ્ટ કર્યો. ભીમસેનનાં વચન સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, ગુરૂનો પુત્ર તો મારો ગુરૂ છે પણ મણિથી કેવળ હું અનૃણીપણાને પ્રાપ્ત થઇ છું, પણ હવે હે ભારત! આ મણિને મસ્તક વિષે બાંધો. દ્રૌપદીનાં વચનથી ગુરૂનું આ ઉચ્છિષ્ટ છે એમ જાણીને મણિ લઇ યુધિષ્ઠિર રાજાએ પોતાના મસ્તકવિષે રાખ્યો. એ રીતે દિવ્ય એવા તે શ્રેષ્ઠ મણિને મસ્તકવિષે ધરતા યુધિષ્ઠિર રાજા, ચંદ્ર સહિત પર્વત શોભે તેમ શોભવા લાગ્યા. ત્યાર પછી પુત્રના શોકેકરી આર્ત એવી મનસ્વિની દ્રૌપદી ઉભી થઇ ને મહાબાહુ ધર્મરાજા, શ્રીકૃષ્ણને પૂછવા લાગ્યા.

उत्तस्थौ पुत्रशोकार्ता ततः कृष्णामनस्विनी।
कृष्णंचापि महाबाहुः पारिपप्रच्छ धर्मराट् ॥

इतिश्री महाभारते सौप्तिकपर्वणि ऐषीकपर्वणि द्रौपदीसांत्वनायां गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો. શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર સંવાદ.

वैशंपायन उवाच—हतेषु सर्वसैन्येषु सौप्तिके तैरथैस्त्रिभिः।
शोचन् युधिष्ठिरो राजा दाशार्हमिदमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! સૌપ્તિકવિષે તે ત્રણ રથિઓએ સર્વ સૈન્યને હણ્યા પછી શોચ કરતા યુધિષ્ઠિર રાજા, દાશાર્હ એવા ભગવાન પ્રત્યે આવી રીતે પૂછવા લાગ્યા કે—હે કૃષ્ણ! ખરાબ કર્મ કરનાર પાપરૂપ ક્ષુદ્ર એવા અશ્વત્થામાએ મહારથિ મારા સર્વ પુત્રને કેમ હણ્યા? તેમ અસ્ત્ર શીખેલા પરાક્રમી હજારો તથા સેંકડો સાથે યુદ્ધ કરનાર દ્રુપદના પુત્રોને પણ દ્રોણપુત્રે પાડયા. જેને સંગ્રામમાં મોટા ધનુષવાળા દ્રોણ મુખ આપતા ન હતા, રથિમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્નને અશ્વત્થામાએ કેમ હણ્યા? હે નરર્ષભ! એકલા ગુરૂપુત્રે આપણી તરફના સર્વને સંગ્રામમાં હણ્યા એવું યુક્ત કર્મ તેણે શું કર્યું હતું? યુધિષ્ઠિરનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન કહેવા લાગ્યા કે અશ્વત્થામા જરૂર દેવના દેવ ઇશ્વરના પણ ઇશ્વર એવા અવિનાશી શિવને શરણે ગયો તેથી તેણે એકલે ઘણાકને માર્યા. પ્રસન્ન થએલા મહાદેવ અમરતાને પણ આપે ને ગિરીશ એવા તે જેથી ઇન્દ્રને મારે એવું વીર્ય પણ આપે. હે ભરતર્ષભ! હું મહાદેવને તત્વેકરી જાણું છું અને એમનાં પુરાણ એવાં વિવિધ પ્રકારનાં જે કર્મ છે તેને પણ હું જાણું છું. હે ભરત! જેમ કનક કુંડલાદિકનું આદિ મધ્ય તથા અંત સુવર્ણ છે તેમ એ રૂદ્ર જગતના આદિ, મધ્ય તથા અંત છે ને એમના કર્મેકરી સર્વ જગત ચેષ્ટા

કરે છે. બ્રહ્માદિક દેવતાઓ પણ એમના કર્મથી ચેષ્ટા કરે છે, તે ઉપર એક કથા કહું તે સાંભળો. પ્રાણિઓને સજવાની જેને ઈચ્છા છે એવા વિરાટ ભગવાને પ્રથમ રૂદ્રને જોઈ કહ્યું કે, તમે પ્રાણિઓને ઉત્પન્ન કરો. વિરાટ પુરૂષનાં વચન સાંભળી 'ઠીક તેમ કરીશ' એમ કહી સૃષ્ટિમાં દોષદર્શિ મહા તપસ્વી રૂદ્ર જળમાં મગ્ન થઇ ઘણાક કાળસુધી તપ કરવા લાગ્યા, એની ઘણાક કાળસુધી વાટ જોઇ વિરાટ પુરૂષે મનેકરી સર્વ ભૂતના સૃષ્ટા બીજા રજોગુણમય ચતુર્મુખને ઉત્પન્ન કર્યા. તેણે જળમાં પેઠેલા ગિરીશ રૂદ્રને જોઇ પિતાને કહ્યું કે, જો મારો બીજો અગ્રજ ન હોય તો હું પ્રજાને સજું. તેને પિતાએ કહ્યું કે તારાથી બીજો અગ્રજ પુરૂષ નથી. સ્થાણુ એવો તે આ જળમાં બૂડેલો છે માટે વિશ્વાસ રાખી તું વિકારરૂપ પ્રજા કર. વિરાટ પુરૂષનાં વચન સાંભળી ચતુર્મુખે સાત પ્રકારનાં પ્રાણિઓ તથા દક્ષાદિક પ્રજાપતિને ઉત્પન્ન કર્યા. તેઓવડે ચાર પ્રકારનાં પ્રાણિઓનો વિસ્તાર થયો. ક્ષુધિત એવી તે સર્વ પ્રજા હે રાજન્! પ્રજાપતિ એવા બ્રહ્માને ભક્ષણ કરવા સારૂ દોડી. પ્રજાએ ભક્ષણ કરવા માંડેલા રક્ષણાર્થ તે ચતુર્મુખ વિરાટ ભગવાન પાસે દોડી જઇ કહેવા લાગ્યા કે, આ પ્રજાથી ભગવાન એવા તમે મારૂં રક્ષણ કરવા સારૂ આમની જીવિકા કરો. પ્રજાપતિનાં વચન સાંભળી વિરાટ ભગવાને પ્રજાને ઔષધ સ્થાવર તથા બળવાન વાસ્તે દુર્બળ એવાં જંગમ પ્રાણિરૂપ અન્ન આપ્યું. ત્યારે પ્રાપ્ત થયું છે અન્ન જેમને એવી તે પ્રજા જે રીતે આવી હતી તેમ પાછી ગઇ. પછી હે રાજન્! હર્ષયુક્ત તે પ્રજા પોત પોતાની જાતિ વિષે વૃદ્ધિ પામવા લાગી. એ રીતે ભુતગ્રામ વૃદ્ધિને પ્રાપ્ત થયો ને લોકગુરૂ પરમ સંતુષ્ટ થયા. જળમાંથી ઉભા થયેલા જ્યેષ્ઠ રૂદ્રે ચતુર્મુખે સજેલી પોતાના તેજથી વૃદ્ધિગત થયેલી બહુરૂપ પ્રજાને જોઇ, ભગવાને ક્રોધથી પોતાનું પ્રસવ કરવાનું સામર્થ્ય લિંગરૂપે કરી પૃથ્વી વિષે પાડયું. પૂજન કરનારને સર્વ સિદ્ધિ આપનાર તે લિંગ પૃથ્વીવિષે જઇ રહ્યું. તે વખતે અવ્યય એવા બ્રહ્માએ વાણીથી તેને શાંત કરતા હોય તેમ કહ્યું કે, હે શર્વ! જળવિષે ઘણા કાળસુધી રહેલા તમે શું કર્યું અને આ લિંગ શું કરવા પૃથ્વીમાં પ્રવેશિત કર્યું? બ્રહ્માનાં વચન સાંભળી થયો છે ક્રોધ જેને એવા લોકગુરૂ રૂદ્રે ગુરૂ એવા પ્રજાપતિને કહ્યું કે, બીજાવડે તમે આ પ્રજા સજી માટે આણેકરી હવે શું કરૂં એમ જાણી મેં તે પૃથ્વીમાં પ્રવેશિત કર્યું. હે પિતામહ! મારા જલવાસરૂપ તપેકરી પ્રજાવાસ્તે અન્ન ઉત્પન્ન થયું માટે ઔષધિઓ જેમ બીજ અંકુર સંબંધી સંતાનના ક્રમેકરી પરિવર્તન કરે છે, તેમજ પ્રજા પણ નિરંતર અન્નદ્વારા પરિવર્તન કરશે. એમ કહી સંક્રુદ્ધ એવા ખેદયુક્ત મનવાળા મોટા તપવાળા ભવ મુંજવાન પર્વતની પાસે રહેલી નાની ટેકરી ઉપર તપ કરવા ગયા.

एवमुक्त्वा स क्रोधो जगाम विमनाभव: ।
गिरेर्मुंजवत: पादं तपस्तप्तुं महातपा: ॥

इति श्री महाभारते सौप्तिकपर्वाणि ऐषीकपर्वाणि युधिष्ठिरकृष्णसंवादे गुर्जरभाषायां सप्तदशोऽध्याय: ॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો. શાંકરી સૃષ્ટિ.

श्री भगवानुवाच—ततो देवयुगे तीतेदेवा वै समकल्पयन् ।
यज्ञ वेदप्रमाणेन विधिवद्यष्टुमीप्सव: ॥ १ ॥

શ્રી ભગવાન કહે છે—સત્યયુગ થયા પછી વિધિપુર:સર યજન કરવા ઇચ્છતા દેવતાઓ વેદાજ્ઞા પ્રમાણે યજ્ઞ કરતા હતા. યજ્ઞ કરનાર દેવતાઓએ યજ્ઞનાં સાધન, હવિષ, સાગાઈ દેવતાઓ તથા યજ્ઞસંબંધી દ્રવ્ય તૈયાર કર્યાં પણ યથાર્થપણાએકરી રૂદ્રને જાણતા ન હતા. દેવ-

તાઓએ હે નરાધિપ! દેવ એવા રૂદ્રનો ભાગ કલ્પ્યો નહિ. એ રીતે યજ્ઞમાં દેવતાઓએ પોતાનો ભાગ કલ્પ્યો નહિ તેથી યજ્ઞનો નાશ કરે એવાં સાધનને ઇચ્છતા રૂદ્રે પ્રથમ ધનુષ ઉત્પન્ન કર્યું. યજ્ઞોએકરી સર્વ જગત ઉત્પન્ન થયું છે એવા લોકયજ્ઞ, ક્રિયાયજ્ઞ, સનાતન ગૃહયજ્ઞ, તથા પંચમહાભૂત નૃયજ્ઞમાંના લોકયજ્ઞ તથા નૃયજ્ઞ નામના બે યજ્ઞેકરી કપર્દી રૂદ્રે ધનુષ ઉત્પન્ન કર્યું, તે ધનુષ, પાંચ હસ્તનું છે પ્રમાણ જેનું એવું થયું. હે ભારત! વષટ્કાર, તે ધનુષ્યની પ્રત્યંચા થયો અને ચાર યજ્ઞનાં અંગ તે ધનુષને દૃઢ કરનાર થયાં ત્યાર પછી ક્રુદ્ધ થએલા મહાદેવ તે ધનુષ ગ્રહણ કરી જ્યાં દેવતાઓ યજન કરતા હતા ત્યાં આવ્યા. તે વખતે ધનુષ ગ્રહણ કરેલા અવ્યય એવા તે બ્રહ્મચારિને જોઇ દેવી પૃથ્વી, વ્યથા પામવા લાગી અને પર્વતો કંપવા લાગ્યા. પવન વાતો ન હતો, વૃદ્ધિ પામેલો અગ્નિ, પ્રજ્વલિત થતો ન હતો. સંવિગ્ન થએલું નક્ષત્રમંડળ આકાશમાં ભમતું ન હતું, સૂર્ય શોભતો ન હતો. ચંદ્ર પણ શોભા રહિત છે મંડળ જેનું એવો થયો અંધકારે કરી વીંટાયલું સર્વ આકાશ આકુળ થયું હતું. પરાભવ પામેલા દેવતાઓ પોતપોતાના વિષયને જાણતા ન હતા, યજ્ઞ શોભતો ન હતો. તેમજ દેવતાઓ ત્રાસ પામતા હતા. રૂદ્રે ભયંકર બાણેકરી યજ્ઞને હૃદયમાં વિંધ્યો તે વખતે અગ્નિ સહિત યજ્ઞ, મૃગ થઇ ત્યાંથી ભાગ્યો યજ્ઞ તો તેજ રૂપેકરી સ્વર્ગને પામી શોભતો હતો. હે યુધિષ્ઠિર! નભસ્તલ વિષે રૂદ્રે ખોળવા માંડેલો તે, ત્યાંથી પણ ભાગ્યો. એ રીતે યજ્ઞ ભાગ્યો તેથી દેવતાઓને સંજ્ઞા રહી નહીં. મંજ્ઞારહિત દેવતાઓ થયા ત્યારે કંઇપણ જણાતું ન હતું. તે વખતે ક્રુદ્ધ થએલા ત્ર્યંબક એવા રૂદ્રે ધનુષની કોટિએકરી સવિતાના બાહુ કાપી નાંખ્યા. ભગનાં નેત્ર કાઢી લીધાં અને પૂષાના દાંત પાડી નાખ્યા. ત્યાંથી દેવતાઓ તથા યજ્ઞનાં અંગ ભાગવા લાગ્યાં ને ત્યાંજ કેટલાક પ્રાણ રહિત હોય નહિ તેવા થઇ ગયા એ રીતે તે સર્વને નસાડી શિતિકંઠ મહાદેવ, હાસ્ય કરી ધનુષની કોટિને સ્તંભક કરી દેવતાઓને રૂંધવા લાગ્યા. દેવતાઓએ કહેલી વાણીએ તે ધનુષની પ્રત્યંચા કાપી નાખી. હે રાજન્! તત્કાલ સ્ફુરાયમાન એવું તે ધનુષ પ્રત્યંચા વગરનું થઇ રહ્યું. તે વખતે યજ્ઞસહિત દેવતાઓ, વિધનુષ દેવ શ્રેષ્ઠને શરણે ગયા. સમર્થ મહાદેવ તેમની ઉપર પ્રસન્ન થયા. એ રીતે પ્રસન્ન થએલા ભગવાન મહાદેવ, ઉત્પન્ન થએલા કોપને જળાશયમાં સ્થાપન કરી હે પ્રભો! અગ્નિરૂપ થઇ નિરંતર જલનું શોષણ કરે છે હે પાંડવ! પ્રસન્ન થએલા મહાદેવે ભગનાં નેત્ર, સવિતાના બાહુ, તથા પૂષા દેવનાનાં દાંત પણ પાછા આપ્યા અને યજ્ઞનું સંધાન કર્યું એ રીતે મહાદેવ પ્રસન્ન થવાથી પાછું સર્વ સુસ્થ થયું. સંધાયલા યજ્ઞમાં દેવતાઓએ મહાદેવના સર્વ હવિષરૂપી ભાગ કલ્પ્યો. હે વિભો! મહાદેવ ક્રુદ્ધ થયા ત્યારે સર્વ જગત્ અસુસ્થ થયું હતું, ને પાછા તે પ્રસન્ન થયા ત્યારે પાછું સુસ્થસ્થ થયું પરાક્રમી મહાદેવ, એને પ્રસન્ન થયા તેથી મહારથિ તમારા સર્વ પુત્રોને તથા પાંચાળની પાછળ ચાલનાર બીજા પણ ઘણા શૂરવીરોને તેણે હણ્યા આ વાત મનમાં ન લાવવી કેમકે તે કાંઇ અશ્વત્થામાએ કર્યું નથી. તેને મહાદેવ પ્રસન્ન થયા તેથી થયું છે, માટે તે ઇશ્વરને તો સર્વ જગત્ વશ છે એમ જાણી શોક ન કરતાં હવે જે કાર્ય કરવું યોગ્ય હોય તે કરો.

न तन्मनसि कर्तव्यं न च तत् द्रौणिना कृतं ।
महादेवप्रसादेन कुरु कार्यमनन्तरं ॥

इति श्री महाभारत शतसाहस्र्यां संहितायां वैयासिक्यां सौप्तिके ऐषीक पर्वणि गुर्जरभाषायामष्टादशोऽध्यायः ॥ १८ ॥

॥ सौप्तिक पर्व समाप्त. ॥



# श्रीमन्महाभारत.

# स्त्रीपर्व.

## અધ્યાય ૧ લો. ધૃતરાષ્ટ્રને થયેલો શોક ને પશ્ચાત્તાપ.

जनमेजय उवाच—हते दुर्योधने चैव हते सैन्ये च सर्वशः ।
धृतराष्ट्रो महाराज श्रुत्वा किमकरोन्मुने ॥ १ ॥

જનમેજય પૂછે છે–હે મુને! દુર્યોધન હણાયો તથા સઘળું સૈન્ય પણ હણાયું તે વાત સાંભળી મહારાજ ધૃતરાષ્ટ્રે શું કર્યું? તેમજ ઉદાર મનવાળા કુરૂકુળમાં ઉત્પન્ન થએલા ધર્મ-પુત્ર યુધિષ્ઠિર રાજાએ શું કર્યું અને કૃપાચાર્ય આદિ કૌરવ સૈન્યમાંથી બાકી રહેલા પેલા ત્રણ જણાએ શું કર્યું તથા પરસ્પર શાપ થયા હતા એવું અશ્વત્થામાનું કર્મ મેં સાંભળ્યું પણ તે પછીનું વૃત્તાંત સંજયે જે ધૃતરાષ્ટ્રને કહ્યું હોય તે હવે તમે મને કહો? વૈશંપાયન કહે છે— હે જનમેજય! હે મહારાજ! સો પુત્ર હણાયા તેથી કપાઇ ગઇ છે શાખાઓ જેની એવા વૃક્ષની પેઠે દીન થએલા પુત્રના શોકેકરી અભિમંતપ્ત, ધ્યાનેકરી મૂકપણાને પ્રાપ્ત થએલા, ચિંતાએકરી વ્યાપ્ત ધૃતરાષ્ટ્ર રાજા પાસે જઇ સંજય બોલ્યો કે, હે મહારાજ! શું શોચ કરો છો? શોક વિષે કોઇ સહાયતા કરનાર છે નહિ, કેમકે, હે વિશાંપતે! અઢાર અક્ષૌહિણી સેના હણાઇ એટલે વિરામ પામ્યો છે ઉત્સવ જેમાંથી એવી રાજાઓએ કરી હીન આ પૃથ્વી નિ-ર્મનુષ્ય થઇ ગઇ છે. સર્વ દિશાઓમાંથી આવી નાના દેશમાં રહેનાર રાજાઓ તમારા પુત્ર સહિત નાશ પામ્યા. વાસ્તે હવે પિતૃઓ, પુત્ર, પૌત્ર, જ્ઞાતિલા, સંબંધિઓ તથા ગુરૂઓનાં ક્રમેકરી પ્રેતકાર્ય કરાવો. વૈશંપાયન કહે છે–હે જનમેજય! દયા આવે એવાં તે વાક્ય સાંભળી પુત્ર તથા પૌત્રના વધથી પીડિત થએલા બળવાન તે રાજા, વાયુએ હણેલા વૃક્ષની પેઠે પૃથ્વીપર પડી ગયા. પછી ધીરેથી બેઠા થઇ કહેવા લાગ્યા કે, હણાયા છે પુત્ર, ચાકર તથા સર્વ સુહૃ-જ્જન જેના એવો પૃથ્વીમાં વિચરતો હું દુઃખને પ્રાપ્ત થઇશ. કપાઇ ગઇ છે પાંખ જેની એવા પક્ષિની પેઠે બંધુહીન તથા જરાએ કરી જીર્ણ એવા મને હવે જીવિત કંઇ કામનું નથી. હે મહાપ્રાજ્ઞ! હરણ થયું છે રાજ્ય જેનું એવો બંધુહીન તથા ચક્ષુ વગરનો હું ક્ષીણ થયાં છે કિરણો જેનાં એવા સૂર્યની પેઠે હવે શોભીશ નહિ. પ્રથમ સંબંધીઓનું વાક્ય મેં માન્યું નહિ, તેમજ પરશુરામનું, દેવર્ષિ નારદનું, કૃષ્ણદ્વૈપાયન વ્યાસજીનું પણ કહેલું મેં માન્યું નહિ, સભા વચ્ચે શ્રીકૃષ્ણે મારાં શ્રેયનાં વાક્ય કહ્યાં કે, હે રાજન્! વૈર કરવાથી ઘણું થયું અને પુત્રને નિયમમાં રાખ. શ્રીકૃષ્ણનાં તે વાક્ય પણ મેં માન્યાં નહિ તેથી દુર્મતિવાળો એવો હું

હવે અત્યંત તપું છું, તેમજ ધર્મયુક્ત ભીષ્મનું પ્રભાષિત પણ મેં શ્રવણ કર્યું નહિ પણ હવે આ વખતે શબ્દ કરતા દુર્યોધનનો, કર્ણનો તથા દુઃશાસનનો વધ અને દ્રોણરૂપી સૂર્યનું ગ્રહણ સાંભળી મારૂં હૃદય વિદીર્ણ થાય છે, તેમ હે સંજય! જે કર્મનું આ ફળ મૂઢ એવો હું ભોગવું છું, એવું પૂર્વે આ જન્મમાં મેં કંઇ દુષ્કૃત કરેલું મને સાંભળતું નથી; પણ આ જન્મમાં નહિ તો પૂર્વ જન્મમાં કંઈ મોટું પાપ મેં કર્યું હશે એમાં સંશય નહિ, તે વિના દુઃખ છે પરિણામે જેમાંથી એવાં કર્મમાં વિધાતા મને કેમ નાંખે? એક તો અવસ્થાનો પરિણામ, સર્વ બંધુનો ક્ષય અને સુહૃદ તથા મિત્રનો વિનાશ, એ બધું દૈવયોગથી એકદમ મને પ્રાપ્ત થયું, માટે આ સમયે પૃથ્વીપર મારાથી અધિક દુઃખવાળો બીજો કોણ છે? કોઇજ નહિ. આજેજ તીક્ષ્ણ વ્રતવાળા પાંડવો, આવરણ રહિત બ્રહ્મલોકના માર્ગ પ્રત્યે જતો મને જુવો, એટલે કે આજ હું પ્રાણ ત્યાગ કરીશ.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે વિલાપ કરતા ઘણોક શોક કરતા રાજાને, સંજય, શોક શમે એવું આશ્વાસન આપવા લાગ્યો કે, હે રાજન્! હે નૃપસત્તમ! વેદાંત તથા વિવિધ પ્રકારનાં શાસ્ત્રો વૃદ્ધો પાસેથી તમે સાંભળેલાં છે માટે શોક કરવો છોડી દો. હે નૃપ! તમે પુત્રના શોકથી પીડિત સંજયને પૂર્વે મુનિઓએ જે કહ્યું હતું તે પણ તમે સાંભળ્યું છે, યૌવનથી થયો છે ગર્વ જેને એવા તમારા પુત્રને જે રીતે કહ્યું હતું તે પણ તમે સાંભળ્યું છે. સંબંધિઓનું વાક્ય તમે કાને ધર્યું નહિ; ફળને ઇચ્છનાર લુબ્ધ એવા તમે કોઇ સ્વાર્થ પણ કર્યો નહિ. એક ધારવાળી તરવારની પેઠે પોતાની બુદ્ધિથીજ વિચાર કર્યો અને બહુધા વૃત્તરહિત ખરાબ માણસોની સોબત કરી. હે મહારાજ! તમારા પુત્રના દુઃશાસન, દુરાત્માવાન રાધાપુત્ર કર્ણ, દુષ્ટાત્મા શકુનિ, દુર્મતિ એવો ચિત્રસેન, તથા જેણે સર્વ જગત્ શલ્યભૂત કર્યું એવો શલ્ય, એ સર્વ મંત્રિઓ, તેમ તમારા પુત્રે કુરૂકુળમાં વૃદ્ધ એવા ભીષ્મ, ગાંધારી, વિદુર, દ્રોણ, કૃપ, શ્રીકૃષ્ણ, બુદ્ધિમાન નારદ, અમિત તેજવાળા વ્યાસ તથા બીજા ઋષિઓનાં વચન પણ માન્ય કર્યાં નહિ, ને નિરંતર જય ઇચ્છતા તેણે કોઇ ધર્મનો પણ સત્કાર કર્યો નહિ. વળી અલ્પ બુદ્ધિવાળો અહંકારી તે નિરંતર યુદ્ધ કરવું, એમજ કહેતો હતો. તે કોઈથી સહન થાય નહિ એવો ક્રૂર તથા અસંતુષ્ટ હતો. તમે નિરંતર સત્યવાન મેધાવી તથા શાસ્ત્રના જાણ છો માટે શાસ્ત્રજ્ઞ એવા તમારા સરખા બુદ્ધિમાન મોહ પામે નહિ. હે મારિષ! તમારા પુત્રે કોઇ પણ ધર્મનો સત્કાર કર્યો નહિ, તેથી એણે સર્વ ક્ષત્રિયોનો ક્ષય કરાવ્યો, અને શત્રુઓનો યશ વધાર્યો. તમે પણ મધ્યસ્થ હતા પણ યોગ્ય રીતે તેને કંઇ કહ્યું નહિ. દુર્ધર્ષ એવા તમે રાજ્યકારભાર ધારણ કર્યો પણ તે ન્યાયથી સમાન રીતે ધારણ કર્યો નહિ. મનુષ્યોએ પ્રથમજ યોગ્ય હોય તેમ વર્તવું, કાર્ય કર્યા પછી પશ્ચાત્તાપ થાય તેમ કરવું નહિ. હે રાજન્! પુત્રના કલ્યાણને ઇચ્છતા તમે તેને ગમતું બધું કર્યું તેથી હવે આ પશ્ચાત્તાપને પ્રાપ્ત થયા છો, માટે શોચ કરવા યોગ્ય નથી. જે પુરૂષ પર્વતના અગ્રભાગ ઉપર રહેલા મધને જોઇ ત્યાંથી પડીશું તો, એવો વિચાર કરતો નથી તે મધના લોભેકરી ત્યાંથી પડેલો પાછળથી શોક કરે તેમ તમે શોચ કરો છો. શોચ કરનાર મનુષ્ય અર્થને પામતો નથી. શોચ કરતો જન ફળને પ્રાપ્ત થાય નહિ, શોચ કરતો નર, લક્ષ્મીને પ્રાપ્ત કરે નહિ તથા શોચ કરતો મનુષ્ય પરમ પદને પણ પામે નહિ, માટે પોતેજ વસ્ત્રમાં અગ્નિ ઉત્પન્ન કરી તે કટિ દેશવિષે વીંટી પછી બળવા માંડે એટલે સંતાપને પામે તે પંડિત કહેવાય નહિ. પુત્ર સહિત તમે વાક્યરૂપી વાયુએ પ્રેરેલો

લોભરૂપ આજ્યથી સારી રીતે સિંચન કરેલો પાર્થરૂપ અગ્નિ, પ્રજ્વલિત થયો. પાર્થરૂપ સારી રીતે વૃદ્ધિ પામેલા અગ્નિ વિષે તીડ નામના જંતુઓની પેઠે તમારા પુત્રો પડયા, વાસ્તે બાણરૂપી અગ્નિએકરી બળેલા તેમનો તમારે શોક કરવો યોગ્ય નથી. હે નૃપ! અશ્રુપાતે કરી વ્યાપ્ત એવું તમારૂં મુખ દેખાય છે પણ શાસ્ત્ર વિહિત નહિ એવાં કર્મને પંડિતો વખાણતા નથી, શોક, તણખાની પેઠે મનુષ્યને બાળે છે, વાસ્તે દીનતાને છોડી દઇ બુદ્ધિએકરી ધૈર્ય રાખો, પ્રાણનો ત્યાગ ન કરો. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે મહાત્મા સંજયે આશ્વાસના કરી એટલામાં શત્રુને તપાવનાર વિદુર ત્યાં આવી ફરીથી બુદ્ધિપૂર્વક તેમને આવી રીતે કહેવા લાગ્યા.

एवमाश्वासितस्तेन संजयेन महात्मना ।
विदुरो भूय एवाह बुद्धिपूर्वं परंतपः ॥

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि विशोककरणे गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥**



## અધ્યાય ૨ જો. ધૃતરાષ્ટ્રના શોકનું પ્રમાર્જન.

**वैशंपायन उवाच—ततोऽमृतसमैर्वाक्यैर्ह्लादयन् पुरुषर्षभम् ।**
**वैचित्रवीर्यं विदुरो यदुवाच निबोध तत् ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! પછી અમૃત સરખાં વાક્યેકરી પુરૂષમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રને આનંદ આપતા વિદુરે જે કહ્યું તે તું સાંભળ. વિદુર કહે છે, હે રાજન્! હે લોકેશ્વર! શું સુતા છો? બેઠા થાવ અને બુદ્ધિવડે ધૈર્ય ધરો, કેમકે આવી ગતિ તો સર્વ પ્રાણિઓને એકવાર પ્રાપ્ત થાય છે. જેટલા આરંભો છે તે બધા ક્ષયાંત છે એટલે કે સંગ્રહ કરેલું કોઇ દિવસે પણ ક્ષય પામે છે ને જેટલા ઉદય છે તે પતનાંત છે, એટલે જે ચડે તે કોઇ દિવસે પણ પડે તો છેજ. જે સંયોગ છે તે વિયોગાંત છે, જે ભેગાં થયાં તે કોઇ દિવસે પણ જૂદાં પડે છે, તથા જીવિત મરણાંત છે, જીવનને અંતે એક દિવસ મરણ તો અવશ્ય છે. હે ભારત! હે ક્ષત્રિયર્ષભ! જ્યારે શૂર અને ભીરૂ બેઉને યમ ખેંચી જાય છે ત્યારે ક્ષત્રિયો યુદ્ધ શું કરવા ન કરે? ભીરૂને જો યમરાજા ન લે તો તે શૂરવીર પણ ભીરૂ થઇ બેસી રહેત હે મહારાજ! યુદ્ધ ન કરનાર મરે અને યુદ્ધ કરનાર કેટલાંક વર્ષ જીવતો રહે માટે જે વખતે કાળ આવે તે વખતે તેને કોઇ પણ અતિક્રમણ કરી શકે નહિ. હે ભારત! અભાવ છે આદિરૂપ જેનું ને નામ રૂપાત્મક છે મધ્ય જેમનું તથા પાછું અભાવમાં છે નિધન જેમનું એવાં પ્રાણિઓ ક્ષયવાળાં છે એમાં શોચ કરવો નકામો છે. શોચ કરનાર મરેલાની પાછળ જતો નથી ને શોચ કરવાથી મરણ પણ ટળતું નથી. સ્વભાવથીજ સિદ્ધ એવો આ ક્ષયી લોક છે, વાસ્તે તમે શોચ કરવા યોગ્ય નથી. કાળ, સર્વ ભૂતને આકર્ષણ કરે છે. હે કુરૂસત્તમ! કાળને કોઇ પ્રિય નથી, તેમ દ્વેષ્ય પણ નથી. હે ભરતર્ષભ! જેમ વાયુ તૃણના અગ્રભાગને વિંઝે છે, તેમ સર્વ ભૂત પણ કાળથી વિંઝાય છે. એટલું તારતમ્ય છે કે એક

સઘળાંરે જતા પરલોક પ્રત્યે ગમનશીલ એવાં સર્વ પ્રાણિઓમાંથી જેનો કાળ ઢુંકડો આવે તે આગળ જાય, એમાં શોચ શો ? હે રાજન્ ! યુદ્ધમાં હણાયેલા એમનો તમે શોચ કરવા યોગ્ય નથી, કેમકે શાસ્ત્ર જો પ્રમાણ છે તો, તે પરમ ગતિને પ્રાપ્ત થયા. વેદાનુસાર આચરણ કર્યાં છે વ્રત જેમણે એવા તે સૌ હતા અને સંગ્રામમાં સન્મુખ જઈ મુઆ માટે શોચ શો કરવો ? અવિદ્યાથી ઉત્પન્ન થયા અને પાછા અવિદ્યામાં ગયા. તેમ એ તમારા નહિ, અને તમે તેમના નહિ, માટે તેમના જવાથી શો શોચ કરવો ? યુદ્ધમાં હણાયલો સ્વર્ગને પામે ને પારકાઓને હણી જય કરે તે ક્ષત્રિય યશ પામે, એ રીતે આપણે ક્ષત્રિયને યુદ્ધ વિષે બે પ્રકારે ગુણ છે માટે સંગ્રામ નિષ્ફલ જતો નથી. તેમને વાસ્તે ઇન્દ્ર, કામદુઘ એવા લોકની કલ્પના કરશે, માટે હે ભરતર્ષભ ! આ યોદ્ધાઓ ઇન્દ્રના અતિથિ થાય છે. શૂરવીર પુરૂષો જેવી રીતે સંગ્રામમાં સામે જઇ મરવાથી સ્વર્ગમાં જાય છે તેવી રીતે દક્ષિણાવાળા યજ્ઞથી, તપથી તથા વિદ્યાથી પણ જતા નથી. શૂરવીરોના શરીરાગ્નિ વિષે બાણરૂપ આહુતિનો હોમ કર્યો ને તેજસ્વી એવા તેમણે પોતાવિષે હોમાયલા બાણને પરસ્પર સહન કર્યાં. હે રાજન્ ! સ્વર્ગનો ઉત્તમ એવો માર્ગ હું કહું તે તમે સાંભળો. ક્ષત્રિયને યુદ્ધથી અધિક બીજો કોઇ સ્વર્ગનો માર્ગ નથી. સંગ્રામમાં શોભિતા મહાત્મા એવા શૂરવીર ક્ષત્રિયો ઉત્તમ કામને પ્રાપ્ત થયા છે એટલે તમારે તેમનો શોચ કરવો નહિ. હે પુરૂષર્ષભ ! આત્માવડે આત્માને આશ્વાસના કરી શોક કરો માં. આજ શોકેકરી અભિભૂત એવા તમે પ્રાણ ત્યાગ કરવા યોગ્ય નથી. માતા, પિતા, તથા પુત્ર, દારનો સંસારમાં અનુભવ કર્યો તેમાં કોનાં તે અને કોના આપણે, દિવસે દિવસ હજારો શોકનાં સ્થાન અને સેંકડો ભયનાં સ્થાન, અજ્ઞાનીને ચિંતા કરાવે છે. પંડિતને કરાવતાં નથી. હે કુરૂસત્તમ ! કાળને કોઇ પ્રિય નથી તેમ દ્વેષ્ય પણ નથી. કાળ કોઇ વખતે ઉદાસીન પણ રહેતો નથી, કાળ સર્વને લઇ જાય છે. કાળ પ્રાણિઓને ખાય છે, કાળ પ્રજાનો સંહાર કરે છે, કાળ, પ્રજા સુતી વખતે પણ જાગે છે, માટે કાળને કોઇ દુઃખે કરીને પણ અતિક્રમણ કરી શકતું નથી. યૌવન, રૂપ, જીવિત, દ્રવ્યસંચય, આરોગ્ય, તથા પ્રિય સાથે સહવાસ પણ નિત્ય નથી; વાસ્તે એમના ઉપર પંડિત લલુતા, મમતા, રાખતા નથી. તેમજ આખા દેશને દુઃખ છે તો તમે એકલા શોચ કરવા યોગ્ય નથી, કેમકે મૃત્યુ સાથે પણ એ દુઃખ નિવૃત્ત થતું નથી. પોતામાં પરાક્રમ હોય તો શોચ ન કરતાં પ્રતિકાર કરવો એ દુઃખનું ઔષધ, વા એનું ચિંતન ન કરવું એ દુઃખનું ઔષધ છે; કેમકે ચિંતન કરેલું દુઃખ નવું થઈ પાછું વૃદ્ધિ પામે છે ને અનિષ્ટના સંયોગથી તથા પ્રિયના વિયોગથી અલ્પબુદ્ધિવાળા મનુષ્ય, માનસ દુઃખેકરી હંમેશ બળે છે. તમે પણ આ શોચ કરો છો તેથી ધર્મ, અર્થ તથા સુખ કંઇ પણ પ્રાપ્ત થવાનું નથી. તેમ શોચ કરનાર કાર્યાર્થ ત્રિવર્ગથી પણ હીન થાય છે. વળી ધનાવસ્થાને પ્રાપ્ત થઇને પણ અસંતુષ્ટ પુરૂષો મોહ પામે છે અને પંડિતો સંતોષને પ્રાપ્ત થાય છે. પંડિત પુરૂષોએ બુદ્ધિએ કરી માનસ દુઃખ ટાળવું અને ઔષધેકરી શરીરનું દુઃખ ટાળવું. આ વિજ્ઞાનનું સામર્થ્ય બાળકની સાથે સમતાને પ્રાપ્ત થાય નહિ. પૂર્વનું કરેલું કર્મ, સુતેલાની પાછળ સુવે છે, બેઠેલાની પાછળ બેસે છે તથા દોડતાની પાછળ દોડે છે. જે જે અવસ્થામાં શુભ વા અશુભ કર્મ માણસ કરે છે તે તે અવસ્થા વિષે તે શુભાશુભ કર્મના ફળને ભોગવે છે. તેમજ જે પુરૂષ, જે જે શરીરે કરી જે જે કર્મ કરે છે તે તે કર્મના ફળને અવસ્ય ભોગવે છે. આત્માજ આત્માનો બંધુ તથા આત્માનો શત્રુ ને આત્માનો તથા પોતે કરેલાં સારાં નરસાંનો સાક્ષી પણ આત્માજ છે. શુભકર્મે કરી સુખ થાય

અને પાપકર્મે કરી દુઃખ થાય છે. સર્વત્ર કરેલા કર્મનું ફળ મળે છે, પણ કર્મ કર્યા વગર ફળ મળતું નથી, માટે જ્ઞાનથી વિરૂદ્ધ; ઘણો છે નાશ જેમાં એવા શરીરનો આપઘાત કરવા રૂપ કર્મ વિષે તમારા સરખા બુદ્ધિમાન પુરૂષો મન કરતા નથી.

**नहि ज्ञानविरुद्धेषु बव्हपायेषु कर्मसु ।**
**मूलघातिषु सज्जंते बुद्धिमंतो भवद्विधाः ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि धृतराष्ट्रविशोककिरणे गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**

## અધ્યાય ૩ જો. ધૃતરાષ્ટ્રને જ્ઞાનાશ્વાસન.

**धृतराष्ट्र उवाच—सुभाषितैर्महाप्राज्ञ शोकोयं विगतो मम ।**
**भूय एव तु वाक्यानि श्रोतुमिच्छामि तत्वतः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે મહાપ્રાજ્ઞ ! તમારાં સુભાષિતવડે મારો શોક ટળી ગયો, માટે ફરીથી પણ તમારાં વાક્ય તત્વથી હું શ્રવણ કરવા ઇચ્છું છું. અનિષ્ટ પદાર્થના સંસર્ગથી ને ઇષ્ટ વસ્તુના ત્યાગથી ઉત્પન્ન થએલાં માનસ દુઃખેકરી પંડિતો કેમ મુક્ત થાય, તે મને કહો ? વિદુર કહે છે, જે જે દુઃખથી કે સુખથી મન મુક્ત થાય ત્યારે તે તે દુઃખ સુખથી મનને નિયમમાં રાખી બુધ પુરૂષ, શાંતિને પ્રાપ્ત થાય છે. હે નરર્ષભ ! વિચારીએ તો આ સર્વ અશાશ્વત છે. લોક, કેળના સ્તંભ સરખો છે, એટલે તેમાં જેમ કંઇ સાર છે નહિ, તેમ લોકમાંથી પણ કંઈ સાર નિકળતો નથી. જ્યારે પ્રાજ્ઞ તથા મૂઢ અને ધનવાન તથા નિર્ધન, એ સર્વ, મૃત્યુને પ્રાપ્ત થઇ સુખથી શયન કરે છે, ત્યારે નિર્માંસ, ઘણાંક અસ્થિવાળાં નાડિઓથી બંધાએલ સર્વનાં શરીર જોઈ જ્ઞાની માણસો એમાં કંઇ વિશેષ જોતાં નથી, એટલે કે બધાં સમાન જોવામાં આવે છે. જે અદૃષ્ટ રૂપ હેતુએ કરી કુલ તથા રૂપને પ્રાપ્ત થાય છે તે અદૃષ્ટ રૂપ હેતુ સર્વ કાર્યમાં રહેલો છે, માટે પૂર્વ કર્માધીન એવા પુત્રાદિના સંયોગ વિયોગ વિષે શોકાદિક કરવો, એ યોગ્ય નથી. મનુષ્યના દેહ ગૃહ સરખા છે એમ પંડિતો કહે છે, તેથી કાળેકરી તે નાશ પામે છે ને લિંગશરીર શાશ્વત છે. જેમ પુરૂષ જીર્ણ વા અજીર્ણ એવાં વસ્ત્રનો ત્યાગ કરી બીજું વસ્ત્ર ધારણ કરે છે તેમજ જીવ પણ જીર્ણ વા અજીર્ણ શરીરનો ત્યાગ કરી બીજા શરીરને ધારણ કરે છે. હે વૈચિત્રવીર્ય ! દુઃખ વા સુખ એક સાધ્ય છે, કેમકે મનુષ્યો પોતાના કર્મે કરીનેજ તેને પ્રાપ્ત થાય છે. હે ભારત ! સ્વર્ગ, સુખ તથા દુઃખ એ બધું કર્મે કરીનેજ પ્રાપ્ત થાય છે: ત્યારે તે ફળરૂપ ભારને મનુષ્ય, પોતાને વશ તથા પરવશ થઇ વહન કરે છે. જેમ મૃતિકાનું પાત્ર કાં તો ચક્ર ઉપર ચઢે ત્યાંજ ભાગી પડે, વા કંઇક થએલું ભાગી પડે, અથવા પુરૂં થયા પછી ભાગી જાય, વા સુકાતાં સુકાતાં ભાગે, તૈયાર થએલું હોય ત્યાં ભાગે વા ઉતારવા માંડેલું ભાગે, એ રીતે કોઇ પણ વખતે આર્દ્ર, કોઇ વખતે સુકાયેલું તથા કોઈ સમયે પકાવવા માંડેલું વા પાકેલા પાત્ર કુટમાંથી ઉતારતી વખતે વા હાથમાં લીધા પછી વા ચુલે ચઢતાં ભાગી જાય છે, એજ રીતે

મનુષ્યનાં શરીરો પણ કાં તો ગર્ભમાંજ ને કાં તો જન્મતાં વા એક દિવસનાં થઇ વા અર્ધા માસનાં અથવા વર્ષ દિવસનાં થયા પછી, બે વર્ષનાં વા યૌવનસ્થ, મધ્યસ્થ વા વૃદ્ધ થઇને નાશ પામે છે. પૂર્વનાં કર્મે કરી પ્રાણિઓ ઉત્પન્ન થાય છે તથા નાશ પામે છે, એવી રીતના સ્વભાવ સિદ્ધ એવા લોક વિષે તમે શું કરવા તપાયમાન થાવ છો ? હે નરાધિપ ! હે રાજન્ ! જેમ જળમાં ક્રીડા વાસ્તે તરતો પ્રાણી અંદર બુડે ને વળી પાછો તેમાંથી નિકળે, એ રીતે સંસારરૂપ ગુહાવિષે માણસનું ડુબવું તથા નિકળવું થાય છે. સંસારમાં અલ્પબુદ્ધિવાળા પુરૂષ કર્મના ભોગથી બંધાય છે તથા કલેશ પામે છે. આ સંસારમાં સર્વના હિતેચ્છુ સત્વ વિષે રહેલા પ્રાણિઓનો સમાગમ કેવી રીતનો છે એમ જાણનારા જે પ્રાજ્ઞ પુરૂષો છે તે, પરમ ગતિને પ્રાપ્ત થાય છે.

**ये तु प्राज्ञाः स्थिताः सत्वे संसारेस्मिन् हितैषिणः ।**
**समागमज्ञा भूतानां ते यांति परमां गतिं ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि विशोकीकरणे गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥**



## અધ્યાય ૪ થો. સંસારની દુઃખરૂપતા.

**धृतराष्ट्र उवाच—कथं संसारगहनं विज्ञेयं वदतांवर ।**
**एतदिच्छाम्यहं श्रोतुं तत्त्वमाख्याहि पृच्छतः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે વદતાંવર ! સંસારરૂપી ગહન વન કેમ જાણવું એ વાત હું સાંભળવા ઇચ્છું છું વાસ્તે પૂછતા એવા મને તમે યથાર્થ કહો. વિદુર કહે છે- શુક્ર શોણિતના સંયોગથી આરંભી પ્રાણિઓની ગર્ભવૃદ્ધિ રૂપ સર્વ ક્રિયા ઉપલક્ષ થાય છે, તેમાં કેટલોક વખત જીવ કલીલમાં એટલે શુક્ર શોણિતના યોગમાં વસે છે. તે પછી ગર્ભ રહ્યા પછી એક રાત્રિ જાય ત્યારે તે કલિલ કહેવાય અને પાંચ રાત્રિ થાય ત્યારે બુદબુદ કહેવાય, એ રીતે ક્રમેકરી પાંચ માસ થયા પછી, અવયવની વૃદ્ધિ જેમાં છે એવા પિંડ વિષે ચૈતન્યનો આવિર્ભાવ થાય છે, તે પછી દશ માસના અભ્યંતર વિષે તે ગર્ભ સર્વાંગે કરી પૂર્ણ થાય છે. એ રીતે તે ગર્ભ માંસ તથા શોણિતનું છે લેપન જેમાં એવા અપવિત્ર સ્થાનના મધ્યમાં વસે છે. તે પછી વાયુના વેગેકરી ઉંચા પગ ને નીચે છે મસ્તક જેનું એવો તે, ઘણાક કલેશને પ્રાપ્ત થાય છે, એવી રીતે જનન પીડાને પ્રાપ્ત, પૂર્વ કર્મે કરી યુક્ત એવો તે, જન્મી બીજા ઉપદ્રવને પામે છે. તે વખતે તેની પાસે શ્વાનો જેમ માંસને જોઇ તેની પાસે જાય તેમ પુતનાદિ બાલગ્રહો તેની પાસે જાય છે. પછી ઉત્તર કાળ વિષે પણ પોતાના કર્મથી બંધાયલા, જીવન દરમિયાન વ્યાધિઓ ઘેરી લે છે .હે નરાધિપ ! વિષયસંગ છે સ્વાદુ જેને એવાં ઇન્દ્રિયરૂપ પાશેકરી બંધાયલા તેને વિવિધ પ્રકારનાં વ્યસન વળગે છે. તે તે વ્યસને કરી બંધાયલો તે, વારંવાર વિષય સુખ ભોગવે છે તોપણ તૃપ્તિને પામતો નથી. કર્મ કરતો એવો તે શું સારૂં અને શું ખરાબ તે પણ જાણતો નથી, ને ધ્યાનમાં પરિનિષ્ઠિત એવા પુરૂષો તેના આત્માની રક્ષા કરે છે. અ-

સની એવો તે નજીક આવેલા યમલોકને પણ જાણતો નથી. પછી યમના દૂતોએ આકર્ષણ કરેલો તે કાળેકરી મૃત્યુને પ્રાપ્ત થાય છે. એ રીતે યમના દૂતોએ લઇ જવા માંડેલા વાણીએ કરી હીન એવા તેના મુખથીજ તેનુ જે કંઈ પુણ્ય પાપ હોય તે જણાય છે. પાછો ફરીથી પણ કર્મે બંધાયલા પોતાના આત્માની ઉપેક્ષા કરે છે, માટે લોભે વશ કરેલો જરૂર છેતરાય તેમાં સંશય નહિ, કેમકે લોભ, ક્રોધ તથા ભયેકરી ઉન્મત્ત પુરૂષો પોતાના આત્માને ઓળખતા નથી. 'અમે કુલીન છીએ' એમ માની નીચા કુલવાળાઓને તેઓ નિંદે છે, ધનના ગર્વેકરી મદોન્મત્ત એવા દરિદ્રોની નિંદા કરે, પારકાઓને 'આ મૂર્ખો છે' એમ કહે છે પણ પોતાનો વિચાર કરતા નથી. તેમજ બીજાઓના દોષ જુએ પણ પોતાના આત્માને શિક્ષા કરવા ઇચ્છતા નથી. જ્યારે પ્રાજ્ઞ, મૂર્ખ, ધનવાન, નિર્ધન, કુલીન, અકુલીન, માની તથા અમાની આચ્છાદન હીન એવા સર્વ મૃત્યુને પ્રાપ્ત થઇ શયન કરે છે, ત્યારે નિર્માંસ, ઘણાક અસ્થિવાળાં નાડિઓનાં છે બંધન જેમાં એવાં તેમનાં શરીર જોઇ, બીજા માણસો તેમાં કંઇ પણ વિશેષ જોતા નથી, જે અદષ્ટરૂપમાં હેતુથી કુળ તથા રૂપનું યથાર્થ જ્ઞાન થાય છે તે ધરણીતલ વિષે જ્યારે સંગાથે શયન કરે છે ત્યારે દુર્બુદ્ધિવાળા અન્યોન્ય એક બીજાને છેતરવા ઇચ્છે છે. પ્રત્યક્ષ તથા પરોક્ષ એવી આ શ્રુતિને સાંભળી અધ્રુવ એવા આ જીવલોક વિષે ધર્મનું પાલન કરે અને જન્મથી આદિ લઇ પરમાર્થ સાધનનો વ્યાપાર કરે તે પરમ ગતિને પ્રાપ્ત થાય છે. એ રીતે સર્વ જાણી જે તત્વને અનુસરે, તે હે મનુજેશ્વર! સર્વ માર્ગથી આત્માને મુકાવે અને બ્રહ્મલોકના માર્ગ પ્રત્યે જાય.

एवं सर्वं विदित्वा वै यस्तत्त्वमनुवर्तते ।
स प्रमोक्षयते सर्वान् पंथानो मुनजेश्वर ॥

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि विशोकीकरणे गुर्जर भाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

## અધ્યાય ૫ મો. સંસારનો માયામોહ.

धृतराष्ट्र उवाच—यदिदं धर्मगहनं बुद्ध्या समनुगम्यते ।
तद्धिविस्तरत: सर्वं बुद्धिमार्गं प्रशंस मे ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—જે આ ધર્મની ગહનતા બુદ્ધિએકરી જણાય છે તે બુદ્ધિનો સર્વ માર્ગ વિસ્તારથી મને કહો. વિદુર કહે છે કે, આ પ્રસંગે સ્વયંભુને નમસ્કાર કરી જેવી રીતે પરમર્ષિઓ સંસારરૂપ દુર્ગમ સ્થાન કહેલું છે તે પ્રમાણે હું વર્ણન કરી બતાવું તે સાંભળો. મોટા વનમાં વિચરનાર કોઈ બ્રાહ્મણ મોટા શબ્દવાળા સિંહ, વ્યાઘ્ર, ગજ તથા રીંછના સમુદાયેકરી ભયંકર મહા ઉગ્ર આકૃતિવાળા ભયંકર રાક્ષસોએકરી ચોતરફથી વીંટાએલ અને જેને જોઇ યમરાજ પણ ત્રાસ પામે એવા મોટા દુર્ગમ વન પ્રત્યે ગયો. જેને જોઇ બ્રાહ્મણનું હૃદય પરમ ઉદ્વેગને પ્રાપ્ત થયું. શરીરપર રૂંવાં ઉભાં થયાં ને બીજી પણ વિક્રિયા થવા લાગી, તથી વનમાં રહેલો તે અહીં ત્યાં ચોફેર દોડવા લાગ્યો. શરણ ક્યાં પ્રાપ્ત થશે, એમ જાણી સર્વ દિશાઓ પ્રત્યે જોવા લાગ્યો. પછી સિંહાદિકના ઉપાય ઇચ્છતો ભય પીડિત તે ભાગવા લાગ્યો

પણ તેમાંથી બહાર દૂર જઇ શક્યો નહિ, તેમ તે સિંહાદિક તેને મૂકતાં પણ ન હતાં, તેટલામાં વળી તેણે ભયથી વીંટાયલું અને પરમ ઘોર એવી સ્ત્રીએ બે હાથથી વારણ કરેલું તેમજ પાંચ મસ્તક ધરનાર નાગ તથા શૈલ્ય સરખા ઉંચા આકાશને અડે એવડા મોટા વૃક્ષોકરી વ્યાપ્ત વન જોયું. તે વનમાં તૃણથી ઢંકાએલ એવી દઢ લતાઓએ કરી વીંટાએલો એક કૂપ હતો. લતાદિકથી ઢંકાયલા કૂપમાં તે બ્રાહ્મણ પડી ગયો ત્યારે લતાના સંતાનથી સંકુલ કૂપમાં બ્રાહ્મણ, ડીંટાથી બંધાયેલું ફનસનું મોટું ફળ જેમ ટીંગાઇ રહે તેમ ઉંચા પગ અને નીચે મસ્તક એ રીતે ઉંધો ટીંગાઇ રહ્યો. વળી ત્યાં એને બીજો પણ ઉપદ્રવ થયો, તે એ કે કૂપના મધ્યમાં મહા બલવાન એવો સર્પ અને કૂવાના કાંઠા ઉપર ૭ મુખવાળો કાળો તથા ધોળો, બાર પગથી ચાલનાર, ક્રમેથી ગતિ કરનાર, વલ્લી તથા વૃક્ષથી વીંટાએલ મોટો હસ્તિ તેણે જોયો. તે હસ્તિની પ્રશાખાઓ વિષે વૃક્ષ શાખાઓનો અવલંબ કરનાર, નાના પ્રકારના રૂપવાળા, ઘોરરૂપ, ભયાવહ ભ્રમરો હતા. ઘરમાંથી ઉત્પન્ન થએલા તે મધુને ગ્રહણ કરી પૂર્વેજ રહ્યા હતા. હે ભરતર્ષભ ! તે ભ્રમર વારંવાર પ્રાણિઓને સ્વાદ લગાડનાર એવા મધુને ઇચ્છિતા હતા. બાલબુદ્ધિવાળાઓને આકર્ષણ કરનાર મધુની અનેક તરેહની ધારાઓ સ્રવતી હતી. હે ભરતર્ષભ ! ઉંધે માથે ટીંગળાએલો તે બ્રાહ્મણ સર્વદા તે મધુધારાનું પાન કરતો હતો. એ રીતે સંકટમાં પડેલા પાન કરનાર એની તૃષ્ણા વિરામ પામતી ન હતી અને તૃપ્તિને ન પ્રાપ્ત થએલો તે વારંવાર મધુધારાને ઇચ્છતો હતો, પણ હે રાજન્ ! એને જીવિત વિષે વૈરાગ્ય થતો નહિ; કેમકે કામ સુખ વાસ્તે જે મનુષ્યને જીવિતાશા રહી છે તે વૃક્ષને કાળી તથા સફેદ ઉંદરડીઓ કાપવા માંડે છે, દુર્ગ એવા વન વિષે વ્યાલનો ભય, બીજું પરમ ઉગ્ર એવી સ્ત્રીનો ભય, કૂપની નીચે સર્પનો ભય, કૂવાના મુખ ઉપર હસ્તિનો ભય, પાંચમું વૃક્ષ પડવાથી ઉંદરડીઓનો ભય ને મધુના લોભથી મધુકરથી થએલો છઠ્ઠો મોટો ભય છે, એ રીતે સંસારસાગરમાં પડેલો તે ત્યાં વસે છે, પણ જીવિતાશા તજી વૈરાગ્યને પ્રાપ્ત થતો નથી.

**एवं स वसते तत्र क्षिप्तः संसारसागरे ।**
**न चैव जीविताशायां निर्वेदमुपगच्छति ॥**

**इतिश्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि धृतराष्ट्रं विशोकीकरणे गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥**

## અધ્યાય ૬ ઠ્ઠો. સંસારની મહાજાળ.

**धृतराष्ट्र उवाच—अहो खलु महद्दुःखं कृच्छ्रवासश्च तस्य ह ।**
**कथं तस्य रतिस्तत्र तुष्टिर्वा वदतांवर ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—અહો, મોટું દુઃખ ! તે બ્રાહ્મણનો ત્યાં કષ્ટરૂપ નિવાસ હોવાથી હે વદતાંવર ! તેને ત્યાં પ્રીતિ કેમ થઇ અને ધર્મસંકટ વિષે જ્યાં એ બ્રાહ્મણ વસે છે, તે દેશ ક્યાં છે, અને મહા ભયથી તે નર મુક્ત કેમ થાય, એ સર્વ વૃત્તાંત મને કહો, જેથી અમે સારી રીતે ચેષ્ટા કરીએ ને તેના ઉદ્ધારની વાત કરવાથી તમે મારી ઉપર મોટી કૃપા કરી

એમ હું માનીશ. વિદુર કહે છે–હે રાજન્! મોક્ષ જાણનારા પુરૂષોએ જેણેકરી મનુષ્ય પરલોક વિષે કલ્યાણને પામે એવું આ દૃષ્ટાંત કહ્યું છે, તેનો ખુલાસો હું કહું તે સાંભળો. ગહન એવું વન જે કહ્યું તે મહા સંસાર, અને દુર્ગ એવું વન કહ્યું એ સંસાર ગહન, અને જે વ્યાલ કહ્યો તે વ્યાધિઓ, મોટી કાયાવાળી ત્યાં ઉભેલી સ્ત્રી જે કહી તે રૂપ તથા વર્ણને વિનાશ કરનારી જરા, એમ પ્રાજ્ઞ પુરૂષો કહે છે. હે નૃપતે! જે કૂપ કહ્યો તે પ્રાણિઓનો દેહ, તે કૂપની નીચે મોટો સર્પ જે કહ્યો તે પ્રાણિઓનો સર્વને હરનાર સર્વ ભૂતનો અંતકાલ અને જેના તંતુને વળગી તે લટકી રહ્યો હતો એવી જે કૂપના મધ્યમાં લતા કહી તે પ્રાણિઓની જીવિતાશા. હે રાજન્! કુવાના મોઢા ઉપર ૭ મુખવાળો હસ્તિ કહ્યો તે સંવત્સર એમ મોટા પુરૂષો કહે છે. હસ્તિનાં ૭ મુખ કહ્યાં તે ૭ ઋતુઓ, ને બાર પગ કહ્યા તે બાર માસ, તેમજ વૃક્ષને કાપનારી કૃષ્ણ તથા શ્વેત જે ઉંદરડીઓ કહી તે પ્રાણિઓના વખતને ગણનાર એવાં રાત્રિ દિવસ જાણવાં. પ્રશાખાઓ વિષે રહેલા જે મધુકર કહ્યા તે કામનાઓ, ને મધુની ધારાઓ સ્રવે છે એમ કહ્યું તે જેને વિષે મનુષ્યો રમે છે એવા કામરસ જાણવા, એવી રીતે સંસારચક્રનું ફરવું છે, એમ બુધ પુરૂષો જ્ઞાની જાણે છે, માટે વૈરાગ્યે કરી સંસારચક્રના પાશને જે કાપે તેજ ડાહ્યા પુરુષ જાણવા.

**एवं संसारचक्रस्य परिवृत्तिं विदुर्बुधाः ।**
**येन संसारचक्रस्य पाशांश्छिंदंति वै बुधाः ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि धृतराष्ट्र विशोकीकरणे गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥**

---

## અધ્યાય ૭ મો. સંસારમાંથી વૈરાગ્ય લેવો.

**धृतराष्ट्र उवाच—अहोभिहितमाख्यातं भवता तत्वदर्शिना ।**
**भूय एव तु मे हर्षः श्रुत्वा वागमृतं तव ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે–તત્વદર્શિ એવા તમે આશ્ચર્યરૂપ આખ્યાન મને કહ્યું તે તમારી વાણીરૂપી અમૃતને સાંભળી વળી ફરીથી મને હર્ષ થાય છે. વિદુર કહે છે–જે સાંભળી વિચક્ષણ પુરૂષો સંસારથકી વિમુક્ત થાય એવો એ માર્ગ વિસ્તારથી હું કહું તે ફરીથી સાંભળો. હે રાજન્! જેમ મોટે માર્ગે નિકળેલો પુરૂષ શ્રમથી થાકી જાય ત્યારે કોઇ કોઇ સ્થાનકે નિવાસ પણ કરે, એજ રીતે સંસારના અનુક્રમમાં રહેલા દુર્બુદ્ધિવાળા ગર્ભવાસ વિષે નિવાસ કરે છે, અને પંડિતો તેથી મુક્ત થાય છે. શાસ્ત્રવેત્તા પુરૂષો, સંસારનો માર્ગ વિષમ કહે છે. તેમજ બુદ્ધિમાન પુરૂષો, સંસાર ગહન એટલે વન એ રીતે કહે છે. હે ભરતર્ષભ! મનુષ્યોનો આલોક સમાવર્ત જાણવો, એજ રીતે સ્થાવર તથા જંગમ પ્રાણિઓનું આ લોકમાં આવર્તન થાય છે, તે પર પંડિત ઇચ્છા કરતો નથી. મનુષ્યોના પ્રત્યક્ષ તથા પરોક્ષ એવા શારીર તથા માનસ વ્યાધિઓ છે, તેમને બુધ પુરૂષો વ્યાલ કહે છે. હે ભારત! તેણેકરી, નિરંતર, ક્લેશ પામતા તથા વારેલા અલ્પ બુદ્ધિવાળા પુરૂષ પોતાના કર્મ ફલરૂપ મોટા વ્યાલે કરીને પણ

ઉદ્વેગ પામતા નથી. કોઇ વખતે હે નૃપ! વ્યાધિઓ થકી પુરૂષ મુક્ત થાય છે તો પાછળથી તેને રૂપનો વિનાશ કરનારી જરા આવે છે. શબ્દ, રૂપ, રસ, ગંધને સ્પર્શ તથા વિવિધ પ્રકારના પ્રલોભને મોહિત થયેલા તે, નથી કોઇ આશ્રય જેમાં એવા મજ્જા તથા માંસરૂપ મોટા કાદવમાં કળતો ખૂદતો રહે છે; સંવત્સર, માસ, પક્ષ, દિવસ, રાત્રિ તથા તેની સંધિઓ ક્રમે એના રૂપ તથા આયુષનો ઉપયોગ કરે છે. દિવસાદિક સર્વ કાળના કર્તવ્યાર્થને સાધનારાં છે, પણ દુર્બુદ્ધિવાળા પુરૂષો તે જાણતા નથી. સર્વ ભૂતને વિધાતાએ ક્રમેકરી નિર્બદ્ધ કર્યા છે એમ તાત્વિકો કહે છે. પ્રાણિઓનું શરીર રથ છે, બુદ્ધિ તે રથનો સારથિ છે, ઇન્દ્રિયો તે શરીરરૂપી રથના અશ્વ છે, અને મન, તે અશ્વની રાશ છે; દોડતા તે અશ્વોના વેગની પાછળ જે દોડે તે આ સંસારચક્રમાં ચક્રની પેઠે ભ્રમણ કરે છે. ભ્રમણ કરનાર જો મોહ પામે નહિ તો સંસારમાં ભમે નહિ. હે રાજન્! સંસારમાં ભ્રમણ કરનાર ઓને પૂર્વે કહેલાં દુઃખ થાય છે વાસ્તે દુઃખની નિવૃત્તિ થવા સારૂ બુદ્ધ પુરૂષે હંમેશ યત્ન કર્યા કરવો. એ કરવાની ઉપેક્ષા કરવી નહિ, કારણ સેંકડો શાખાવાળો, સંસારરૂપી વૃક્ષ વૃદ્ધિ પામી જાય છે. હે રાજન્! નિરાકરણ કર્યા છે ક્રોધ તથા લોભ બેઉ જેણે એવો, સંતુષ્ટ, સત્યવાદી, ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર હોય તે શાંતિને પ્રાપ્ત થાય છે. જેણેકરી દુર્બુદ્ધિવાળા મોહ પામે છે, એ યમલોકને પમાડનાર રથ છે એમ બુધ પુરૂષો કહે છે. હે નરાધિપ! જે દુઃખને તમે પ્રાપ્ત થયા એ દુઃખને તે મોહાવિષ્ટ પણ પ્રાપ્ત થાય છે. હે ભારત! હે મારિષ! તૃષ્ણાશીલને રાજ્ય, સુહૃદ તથા પુત્રના નાશરૂપ દુઃખ થાય છે, સાધુપુરૂષ એવાં દુઃખનું ઔષધ કરે છે. નિયમમાં છે મન જેનું એવો તે સાધુ જ્ઞાનરૂપી મહા ઔષધને પ્રાપ્ત થઇ દુઃખરૂપી મોટા વ્યાધિનું છેદન કરે છે. જેવી રીતે સ્થિર તથા નિયમમાં રાખેલું મન માણસને દુઃખથી છોડાવે છે, તેવી રીતે પરાક્રમ, અર્થ, મિત્ર તથા સુહૃજ્જન પણ છોડાવતા નથી, માટે હે ભારત! સર્વત્ર મૈત્રિ રાખી દમ, ત્યાગ, તથા અપ્રમાદ એ ત્રણ બ્રહ્મલોક જવાના અશ્વ અને શીલરૂપી રાશયુક્ત મનરૂપી માનસરથમાં જે બેસે તે મૃત્યુભયપર જય કરી બ્રહ્મલોક પ્રત્યે જાય. હે મહીપતે! સર્વ ભૂતને જે અભયદાન આપે તે પણ અનામય એવા વિષ્ણુના પરમ પદને પામે છે. અભયના દાનેકરી મનુષ્ય જે ફલને પ્રાપ્ત થાય તે ફલ હજારો યજ્ઞથી તથા નિરંતર કરેલા ઉપવાસથી પણ પ્રાપ્ત થતું નથી. આત્માને અતિશય પ્રિય એવું કંઇ પણ નિશ્ચયતાથી રહેવાનું છેજ નહીં ને સર્વ ભૂતને અનિષ્ટ એવું મરણ તો નિશ્ચય છે, માટે વિદ્વાન પુરૂષે સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, કેમકે નાના પ્રકારનાં મોહયુક્ત બુદ્ધિજાળેકરી વીંટાયલી નથી સૂક્ષ્મ દૃષ્ટિ જેમની એવા મંદ પુરૂષો તે તે યોનિ વિષે ભમે છે અને હે રાજન્! અત્યંત સૂક્ષ્મદૃષ્ટિવાળા શાશ્વત એવા બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.

असूक्ष्मदृष्टयो मंदा भ्राम्यंते तत्र तत्र ह।
सुसूक्ष्मदृष्टयो राजन् व्रजंति ब्रह्मशाश्वतं ॥

**इति श्री महाभारते स्त्रीपर्वाणि जलप्रदानिकपर्वणि धृतराष्ट्र विशोकीकरणे गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७॥**

## અધ્યાય ૮ મો. વ્યાસે આપેલું આશ્વાસન.

**वैशंपायन उवाच—विदुरस्य तु तद्वाक्यं निशम्य कुरुसत्तमः ।**
**पुत्रशोकाभिसंतप्तः पपात भुवि मूर्छितः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! વિદુરનાં વાક્ય સાંભળી પુત્રના શોકેકરી તપેલા કુરૂકુળમાં અત્યંત શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર રાજા, મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયા. પૃથ્વીપર પડેલા સંજ્ઞા રહિત તેમને જોઇ બાંધવ, કૃષ્ણદ્વૈપાયન વ્યાસજી, ક્ષત્તા એવા વિદુર, સંજય, બીજા સંબંધિઓ તથા સંમત એવા જે એમના દ્વારપાલ હતા તે સર્વ શીતળ જળ તથા તાડના પંખાથી તેમને વા નાંખતા હાથથી હલાવવા લાગ્યા. મૂર્છામાં પડેલા ધૃતરાષ્ટ્રને ઘણા વખત સુધી આશ્વાસના કરવામાં તત્પર થયા. એ રીતે યત્નથી વાસર કરેલા પુત્રની આધિથી દુઃખિત એવા તે રાજા ઘણા વખતે સંજ્ઞાને પ્રાપ્ત થઇ આવી રીતે વિલાપ કરવા લાગ્યા. મનુષ્યપણાને ધિક્કાર છે; કેમકે જે મનુષ્યપણામાં પરિવારને લીધે તન્મૂલક વારંવાર દુઃખ થાય છે. પુત્ર અર્થ, જ્ઞાતિ તથા સંબંધિઓનો નાશ થવાથી વિષ તથા અગ્નિ સરખું મોટું દુઃખ પ્રાપ્ત થાય છે. એ દુઃખથી શરીર બળે, બુદ્ધિનો નાશ થાય, ને એ દુઃખથી પરાભવ પામેલો પુરૂષ મરણને ઉત્તમ માને, નિર્બળ ભાગ્ય હોવાથી આ દુઃખને હું પ્રાપ્ત થયો છું. જેના અંતને પ્રાણનો ત્યાગ કર્યા વગર પ્રાપ્ત થઇશ નહીં, હે દ્વિજસત્તમ ! તે રીતે આજ હું કરીશ. બ્રહ્મવેત્તાઓમાં અત્યંત શ્રેષ્ઠ મહાત્મા વ્યાસજીને આમ કહી પરમ શોકને પ્રાપ્ત થએલો વિચાર કરતો રાજા હે મહીપતે ! મૂઢ થઇ તૂષ્ણીભાવને પ્રાપ્ત થયો. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સમર્થ કૃષ્ણદ્વૈપાયન વ્યાસ પુત્રના શોકેકરી સંતપ્ત થઈ ધૃતરાષ્ટ્ર પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે ધૃતરાષ્ટ્ર ! હે મહાબાહો ! જે હું તને કહું તે સાંભળ. હે પ્રભો ! મેધાવી એવો તું શાસ્ત્ર જાણે છે, તેમ ધર્માર્થમાં કુશળ છે, માટે હે પરંતપ ! તને કંઈપણ અવિદિત નથી તથા કંઇ બાકી વેદિતવ્ય પણ રહ્યું નથી. મનુષ્યોની અનિત્યતાને તું જાણે છે એમાં સંશય નથી. હે ભારત ! જીવલોક અધ્રુવ છે, સ્થાન પણ અશાશ્વત છે અને જીવિત મરણાંત છે એમ તું જાણે છે ત્યારે શું કરવા શોચ કરે છે ? હે રાજેંદ્ર ! તારી સમક્ષ આ વૈરનો સમુદ્ભવ થયો તે તારા પુત્રને સારૂ કાળયોગે કરાવ્યો, માટે હે નૃપ ! આ કૌરવનો ક્ષય અવશ્ય ભવિતવ્ય હતો, એમ જાણવા છતાં પરમ ગતિને પ્રાપ્ત થએલા શૂરવીરોનો તું શું કરવા શોચ કરે છે ? હે મહાબાહો ! હે જનેશ્વર ! ભવિતવ્ય જાણતા મહાત્મા વિદુરે શાંતિ થવા સારૂ અનેક રીતે યત્ન કર્યો, પણ દૈવે કરેલા માર્ગને ઘણા વખત સુધી યત્ન કરે તોપણ કોઇ ટાળવા સમર્થ થતું નથી; તેમજ દેવતાઓનું જે કાર્ય તે પણ પ્રત્યક્ષ મેં સાંભળ્યું છે. તે પણ તને જે રીતે સ્થિરતા થાય તે રીતે કહું તે સાંભળ. ગ્લાનિ રહિત એવો હું પૂર્વે ઉતાવળો થઇ ઇન્દ્રની સભામાં ગયો હતો; ત્યાં એકઠા મળેલા દેવતાઓને મેં જોયા, ને નારદ છે મુખ્ય જેમાં એવા સર્વ દેવર્ષિઓને પણ ત્યાં જોયા. હે પૃથ્વીપતે ! ત્યાં દેવતાઓ પાસે પોતાના કાર્ય વાસ્તે આવેલી પૃથ્વીને પણ મેં જોઇ. દેવતાઓ પાસે આવી પૃથ્વીએ કહ્યું કે, હે મોટાં ભાગ્યવાળા દેવતાઓ ! મારૂં જે કાર્ય કરવાની તમે બ્રહ્માના સદન વિષે પ્રતિજ્ઞા કરેલ છે તે જલદી સફળ કરો; પૃથ્વીનાં વચન સાંભળી લોકોએ નમસ્કાર કરેલા વિષ્ણુ હાસ્ય કરી દેવતાઓની સભામાં પૃથ્વીને કહેવા લાગ્યા કે—ધૃતરાષ્ટ્રના સો પુત્રમાં મોટો દુર્યોધન નામે થશે તે તારૂં કાર્ય કરશે. તે રાજાને પ્રાપ્ત થઇ તું કૃતકૃત્ય થઇશ. તે રાજા વાસ્તે પૃથ્વીના બધા રાજાઓ

કુરૂક્ષેત્રમાં આવી દઢ શસ્ત્રેકરી એક બીજાઓને હણશે, ત્યારે હે દેવિ ! તારો ભાર ઉતરશે. માટે હે શોભને ! જલદી તારા સ્થાન પ્રત્યે જઇ તું લોકોને ધારણ કર. હે રાજન્ ! હે નૃપ ! આ તારો દુર્યોધન પુત્ર હતો તે લોકનો સંહાર કરવા વાસ્તે કલિયુગનો અંશજ ગાંધારીના ઉદરમાંથી ઉત્પન્ન થયો હતો, તેથી અસહનશીલ, ચપલ, ક્રોધી તથા દુઃખેકરીને કોઇથી સાધ્ય થાય નહિ એવો હતો. તેમજ દૈવયોગથી એના ભાઇઓ પણ તેવાજ થયા. તેવીજ રીતે તેનો માતુશ્ર શકુનિ, પરમ મિત્ર કર્ણ તથા પોતાના નાશ વાસ્તે પૃથ્વીના રાજાઓ પણ ભેગા થયા હતા. જેવો રાજા થાય તેવા એના જન પણ થાય. સ્વામિ જો ધાર્મિક હોય તો અધર્મ પણ ધર્મતાને પામે. સ્વામિના ગુણ દોષેકરી સેવકો તેવા થાય એમાં સંશય નથી. હે નૃપ ! દુષ્ટ એવા એ રાજાને પ્રાપ્ત થઇ તારા પુત્ર ગયા. હે મહાબાહો ! તત્વવેત્તા નારદ આ વાત જાણે છે. હે પૃથ્વિપતે ! તમારા પુત્ર, પોતાના અપરાધથી નષ્ટ થયા માટે હે રાજેંદ્ર ! તેમનો શોચ ન કરો. શોક કરવાનું કંઈ કારણ નથી. હે ભારત ! પાંડવોનો સ્વલ્પ પણ અપરાધ છે નહિ. જેમણે આખી પૃથ્વી નાશ કરી એવા તારા પુત્ર દુરાત્મા હતા. તારૂં કલ્યાણ થાઓ. રાજસૂય યજ્ઞમાં યુધિષ્ઠિરની સભા વિષે નારદે તો પૂર્વેજ કહ્યું હતું કે હે કૌંતેય ! પાંડવ તથા કૌરવ સર્વ પરસ્પર પ્રાપ્ત થઇ નાશ પામશે માટે તે વિષે તારે જે કૃત્ય હોય તે કર. નારદનાં વચન સાંભળી તે વખતે પાંડવો શોચ કરતા હતા. આ વિધિ દેવકૃત છે એમ જાણી કેવી રીતે તારો શોક ટળે, પ્રાણ વિષે તને દયા થાય તથા પાંડુપુત્ર વિષે સ્નેહ થાય એવો વિચાર કરી દેવ ગુહ્ય એવું સનાતન સર્વ આખ્યાન મેં તને કહ્યું. હે મહાબાહો ! આ ભાવિ પૂર્વેજ મેં સાભળ્યું ત્યારે ઉત્તમ એવા રાજસૂય યજ્ઞમાં ધર્મરાજને મેં કહ્યું હતું. ગુહ્ય એવું વૃત્તાંત મેં તેને નિવેદન કર્યું તે સાંભળી ધર્મપુત્રે કૌરવોનો વિગ્રહ ન થવા વિષે યત્ન કર્યો તથાપિ દૈવ બલવત્તર છે. હે રાજન્ ! વિધિને સ્થાવર, જંગમ કોઈ પણ પ્રાણી અતિક્રમણ કરી શકે તેમ નથી. હે ભારત ! તું ધર્મમાં તત્પર તથા બુદ્ધિએ કરી શ્રેષ્ઠ છે, તેમ પ્રાણિની ગતિ તથા અગતિને જાણીને પણ તું મોહ પામ્યો છે માટે શોકેકરી સંતપ્ત વારંવાર મોહ પામતા તને જાણી યુધિષ્ઠિર રાજા પ્રાણનો પરિત્યાગ કરશે. શૂરવીર એવો જે નિરંતર પશુની યોનિવિષે ગએલા પ્રાણિઓ ઉપર કૃપાળુ રહે છે તે હે રાજેંદ્ર ! તમારે વિષે કૃપા કેમ નહિ કરે ? હે ભારત ! દૈવ અનિવાર્ય છે એમ જાણી મારી આજ્ઞાથી અને પાંડવો ઉપર કરૂણા રાખી પ્રાણને ધારણ કર; એમ કરવાથી લોકવિષે તમારી કીર્ત્તિ થશે અને હે તાત ! અત્યંત મોટો એવો ધર્માર્થ પ્રાપ્ત થશે ને ઘણાક કાળ સૂધી કરેલું તપ સફળ થશે. જેમ અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ઉત્પન્ન થએલા પુત્ર સંબંધી શોકને હે મહાભાગ ! સત્પુરૂષ વિષે રહેનાર એવા પ્રજ્ઞારૂપ જળેકરી શાંત કર. વૈશંપાયન કહે છે, હે જનમેજય ! અમિત તેજવાળા વ્યાસનાં વચન સાંભળી મુહૂર્ત પર્યંત ધ્યાન કરી ધૃતરાષ્ટ્ર રાજા બોલ્યા કે હે દ્વિજોત્તમ ! તમારા વાકયથી હું મોટા શોકથી રહિત થયો છું, પણ વારંવાર મોહ પામું છું તેથી આત્માને જાણતો નથી. હે દેવ ! તમારી આજ્ઞારૂપ તમારૂં વચન સાંભળી હું પ્રાણ ધારણ કરીશ અને શોચ નહિ કરૂં. હે રાજેંદ્ર ! ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સત્યવતી પુત્ર વ્યાસ ત્યાંજ અંતર્ધાન થઇ ગયા.

एतच्छ्रुत्वा तु वचनं व्यासः सत्यवतीसुतः ॥
धृतराष्ट्रस्य राजेंद्र तत्रैवांतरधीयत ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि गुर्जरभाषायामष्टमो ऽध्यायः ॥ ८ ॥



## અધ્યાય ૯ મો. ક્રિયા કરવાનો ઉપદેશ.

**जनमेजय उवाच—गते भगवति व्यासे धृतराष्ट्रो महीपतिः ।**
**किमचेष्टत विप्रर्षे तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે વિપ્રર્ષે ! ભગવાન વ્યાસ ગયા પછી ધૃતરાષ્ટ્ર રાજાએ શું કર્યું તે તમે મને કહો. કુરૂકુળમાં ઉત્પન્ન થએલા, ઉદાર મનવાળા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાએ શું કર્યું, તથા કૃપાચાર્ય આદિ કૌરવ તરફના બાકી રહેલા પેલા ત્રણ જણ પણ શું કર્યું. તે તમે મને કહો. પરસ્પર શાપ જેમાં થયો છે એવું અશ્વત્થામાનું કર્મ તો મેં સાંભળ્યું, ત્યારપછીનું વૃત્તાંત સંજયે કહ્યું હોયતો, તમે મને કહો. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! દુર્યોધન તથા તમામ સૈન્ય હણાયા પછી ગયું છે વ્યાસદત્ત દિવ્ય જ્ઞાન જેને એવો સંજય ધૃતરાષ્ટ્ર પાસે જઇ કહેવા લાગ્યો કે–હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! નાના પ્રકારના દેશમાંથી આવેલા અનેક રાજાઓ તમારા પુત્ર સહિત લડીને પિતૃલોક પ્રત્યે ગયા. હે ભારત ! યુદ્ધની માગણી કરતાં વૈરનો અંત કરવા ઇચ્છતા તમારા પુત્રે સર્વ પૃથ્વીનો નાશ કરાવ્યો. હે મહીપતે ! પુત્ર, પૌત્ર તથા સર્વ પિતૃઓનાં હવે ક્રમે કરી કાર્ય કરાવો. વૈશંપાયન કહે છે—હે પૃથ્વીપતે ! સંજયનાં ઘોર વચન સાંભળી ધૃતરાષ્ટ્ર રાજા પાસે આવી સર્વ ધર્મ જાણનાર વિદુર કહેવા લાગ્યા કે —હે રાજન્ ! હે ભરતર્ષભ ! ઉભા થાઓ, શું પડયા છો ? શોચ કરો માં, હે લોકેશ્વર ! સર્વ પ્રાણિઓની પરમ એવી એજ ગતિ છે. હે ભારત ! અભાવ છે આદિ ને ભાવ છે મધ્યમાં જેના એવાં પ્રાણિઓ અભાવમાંજ નિધન થાય, તેમાં શોચ શું કરવો ? શોચ કરવાથી મરેલાની પાછળ ન જવાય, ને શોચ કરવાથી મરાય પણ નહિ, માટે એમ થવાનો સ્વભાવજ જેનો છે એવો આ લોક છે એવું જાણી શું કરવા શોચ કરો છો ? યુદ્ધ ન કરનાર મરણ પામે છે ને યુદ્ધ કરનાર જીવતો રહે છે એવું નથી. હે મહારાજ ! કાળને પ્રાપ્ત થઇ કોઇ પણ તેને અતિક્રમણ કરી શકતું નથી. કાળ, વિવિધ પ્રકારનાં સર્વભૂતને આકર્ષણ કરે છે. હે કુરૂસત્તમ ! કાળને કોઇ પ્રિય પણ નથી અને કોઈ દ્વેષ્ય નથી. જેમ વાયુ, ચોતરફથી તૃણના અગ્રભાગ વાળે છે તેમ કાળ પ્રાણિઓને વશ કરે છે. એક સથવારે જનાર એક ઠેકાણે જનાર સર્વમાંથી જેને આગળથી કાળ આવે તે આગળ જાય તેમાં શોચ શું કરવો ? હે રાજન્ ! યુદ્ધ વિષે હણાએલા, જેમનો તું શોચ કરે છે તે મહાત્મા એવા શોક કરવા યોગ્ય નથી. કેમકે તે સ્વર્ગ પ્રત્યે ગયા છે. સંગ્રામમાં શરીર ત્યાગ કરનાર શૂરવીર જે રીતે સ્વર્ગ પ્રત્યે જાય તે રીતે દક્ષિણાવાળા યજ્ઞ, તપ તથા વિદ્યાએ કરીને પણ સ્વર્ગને પ્રાપ્ત થવાના નથી. સર્વ વેદ જાણનાર, શૂરવીર, સારી રીતે વ્રત કરનાર સન્મુખ જઇ રણમાં મરણ પામ્યા તેનો શોચ શું કરવો ? પુરૂષમાં ઉત્તમ એવા તે શૂરવીરોના શરીરરૂપી અગ્નિ વિષે બાણ રૂપી આહુતિ હોમી હોમાયલા બાણને સહન કરતા હતા. હે રાજન્ ! ઉત્તમ એવો સ્વર્ગનો માર્ગ કહું તે સાંભળો. ક્ષત્રિયને સ્વર્ગ આપનાર યુદ્ધથી અધિક બીજું કંઇ છે નહીં. સંગ્રામમાં શોભિતા શૂર-

વીર મહાત્મા એવા તે ક્ષત્રિયો, પરમ કામનાઓને પ્રાપ્ત થયા માટે તેઓ શોચ કરવા યોગ્ય નથી. હે પુરૂષર્ષભ! આત્માવડે આત્માને આશ્વાસના કરી શોચ કર માં ને શોકે પરાભવ પમાડેલો તું અવશ્ય કર્તવ્ય એવાં કાર્યનો ત્યાગ કર નહિ.

आत्मनात्मानमाश्वास्य मा शुचः पुरुषर्षभ ।
नाद्यशोकाभिभूतस्त्वं कार्यमुत्स्रष्टुमर्हसि ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि विदुरवाक्ये गुर्जर-भाषायां नवमोऽध्यायः ॥ ९ ॥



## અધ્યાય ૧૦ મો. વિધવાઓનું વિલાપન.

**वैशंपायन उवाच—विदुरस्य तु तद्वाक्यं श्रुत्वा तु पुरुषर्षभः ।**
**युज्यतां यानमित्युक्त्वा पुनर्वचनमब्रवीत् ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! વિદુરનાં વચન સાંભળી પુરૂષમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર, 'વાહન જોડો' એમ કહી વળી આવી રીતે કહ્યું કે ગાંધારીને, સર્વ ભરતની સ્ત્રિયોને, વધૂ એવી કુંતિને તથા બીજી સ્ત્રિઓને અહિં તેડી લાવો. એ રીતે ધર્મવેત્તા વિદુરને કહી શોકેકરી હણાયું છે જ્ઞાન જેનું એવા ધર્માત્મા ધૃતરાષ્ટ્ર, વાહને ચઢ્યા. સ્વામિનાં વચને પ્રેરણા કરેલી કુંતિ તથા બીજી સ્ત્રિયોસહિત ગાંધારી પણ ત્યાં આવી. અત્યંત શોકયુક્ત એવી તે સ્ત્રિયો, રાજાને મળી પછી એક બીજા સાથે ઉંચા સ્વરથી રોવા લાગી. અશ્રુ છે આંખમાં જેમને એવી તે સ્ત્રિઓને તેઓથી અત્યંત પીડિત એવા પોતે આશ્વાસના આપી વાહનમાં બેસાડી શહેર-માંથી બહાર નિકળ્યા. તે વખતે સર્વ કૌરવોના ઘરમાં મોટો હાહાકાર થયો. કુમાર પર્યંત સર્વ શહેર શોકેકરી કર્શિત થયું. પૂર્વે દેવગણોએ પણ જે સ્ત્રિઓને જોઇ ન હતી તે હણાયા છે સ્વામિ જેમના એવી સર્વ આ વખતે નહાવા ઉતરી. સુંદર કેશને જેમ તેમ છુટા મૂકી દઇ આભૂષણ તોડી એક વસ્ત્ર ધરેલી તે સ્ત્રિયો અનાથની પેઠે રડતી હતી. હણાયા છે યૂથ-પતિ જેમના એવી ચિત્રહરિણીઓ, જેમ ગુહામાંથી બાહાર નીકળે તેમ તે સ્ત્રિયો શ્વેતપર્વત સરખાં ઘરમાંથી બહાર નિકળી. હે રાજન્! તે નારીઓના શોકાર્ત અનેક વૃંદ, અશ્વશાળામાં રમતાં જેમ વછેરીઓ દોડે તેમ દોડતાં હતાં. બાહુને ગ્રહણ કરી પુત્ર, ભાઇઓ તથા પિતૃઓનાં નામ લઇ આક્રોશ કરતી તેઓ યુગાંત વિષે લોકનો ક્ષય થતો દેખાડતી હોય નહિ એમ વિલાપ કરતી રૂદન કરતી તે તે ઠેકાણે દોડતી શોકેકરી હણાયું છે જ્ઞાન જેનું એવી તે સ્ત્રિયો, કંઇ પણ કર્તવ્યને જાણતી ન હતી, જે સ્ત્રિયો પૂર્વે સખીઓની આગળ પણ લજાતી હતી, તે સ્ત્રિયો આ વખતે એક વસ્ત્રથી લજ્જા મૂકી સાસુની આગળ થાય છે, હે રાજન્! શોકેકરી વિહ્વલ એવી તે સ્ત્રિયો, શોક ભાર ઓછો કરવા સારૂ એક બીજા સામે જોઇ સાંત્વના કરતી હતી. રૂદન કરતી સ્ત્રિયોથી વીંટાયલો દીન એવો રાજા સંગ્રામ ભૂમિ પ્રત્યે જવા સારૂ જલદી ઘરમાંથી નિકળ્યો, તે વખતે કારિગર લોકો, વ્યાપાર કરનાર વૈશ્ય, કર્મેકરી ઉપજીવન કરનાર બાકી બીજાઓ રાજાને આગળ કરી નગરમાંથી બહાર નિકળ્યા.

તે વખતે કુરૂઓનો સંક્ષય થવાથી આક્રોશ કરતી પીડિત એવી તે સ્ત્રિયોનો યુગાંત સમય પ્રાપ્ત થયા વખતે બાળતા પ્રાણિઓના જેવો શોકાર્ત શબ્દ થાય તેવો ભુવનોને વ્યથા કરતો મોટો શબ્દ થતો હતો. જે સાંભળી ' આ શું ક્ષય પ્રાપ્ત થયો ! એમ પ્રાણિઓ માનતા હતા. કૌરવોનો સંક્ષય થવાથી અત્યંત ઉદ્વિગ્ન છે મન જેમનું એવા રાજા વિષે અત્યંત પ્રીતિમાન શહેરનાં માણસો, આક્રોશ કરતાં હતાં.

**भृशमुद्विग्नमनसस्ते पौराः कुरुसंक्षये ।**
**प्राक्रोशंत महाराज स्वनुरक्तास्तदा भृशं ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वाणि जलप्रदानिकपर्वाणि धृतराष्ट्रनिर्गमने गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥**



## અધ્યાય ૧૧ મો. સ્ત્રીઓને કૃપે આપેલું આશ્વાસન.

**वैशंपायन उवाच—क्रोशमात्रं ततो गत्वा ददृशुस्तान्महारथान् ।**
**शारद्वतं कृपां द्रौणिं कृतवर्माणमेव च ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ત્યાંથી ક્રોશમાત્ર જઇ શારદ્વત એવા કૃપાચાર્ય, દ્રોણ-પુત્ર અશ્વત્થામા તથા કૃતવર્મા એ ત્રણ મહારથિઓને તેઓએ જોયા. તેઓ પણ પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્ર રાજાને જોઇ અશ્રુ છે આંખમાં જેમને એવા નિશ્વાસ મૂકી રૂદન કરતા રાજા પ્રત્યે કહેવા લાગ્યા કે, હે મહારાજ ! હે રાજન્ ! હે મહીપતે ! તમારો પુત્ર અત્યંત દુષ્કર એવું કર્મ કરી અનુચર સહિત ઇંદ્રલોક પ્રત્યે ગયો. હે ભરતર્ષભ ! દુર્યોધનના બળથી રથિ એવા અમે ત્રણ બચ્યા, બાકીનું તમારૂં સૈન્ય પરિક્ષીણ થયું. રાજાને આમ કહી શરદ્વાનના પુત્ર કૃપા-ચાર્ય પુત્રના શોકેકરી પીડિત ગાંધારી પાસે આવી કહેવા લાગ્યા કે, ઘણાક શત્રુગણને હણતા નિર્ભયપણાથી યુદ્ધ કરતા તમારા પુત્ર શૂરવીરોને કરવા યોગ્ય એવાં મોટાં કર્મ કરી નિધનને પ્રાપ્ત થયા, તે તમારા પુત્ર અવશ્ય શસ્ત્રેકરી નિર્જિત એવા નિર્મળ લોકને પામી ભાસ્વર દેહને પ્રાપ્ત થએલા દેવતાઓની પેઠે સ્વર્ગમાં વિહાર કરે છે. તેઓમાંથી શૂરવીરોના મધ્યમાં યુદ્ધ કરતો કોઇ પણ વિમુખ થયો હતો નહિ. તેમ કોઇએ શત્રુને હાથ પણ જોડ્યા હતા નહિ કેવળ શસ્ત્રે કરી સંગ્રામમાં શત્રુ સન્મુખ જઇ નિધન પામવું, એજ ક્ષત્રિયોને પરમ ગતિરૂપ છે, એમ પ્રાચીન પુરૂષો કહે છે, વાસ્તે તેમનો તમે શોચ કરવા યોગ્ય નથી. હે રાજ્ઞિ ! તેમના શત્રુ એવા પાંડવ પણ વૃદ્ધિને પ્રાપ્ત થયા નથી. અશ્વત્થામા છે મુખ્ય જેમાં એવા અમે જે કર્યું તે સાંભળો. અધર્મેકરી ભીમસેને તમારા પુત્રને હણ્યો એ વાત સાંભળી સુઇ રહેલા પાંડ-વના તંબુમાં જઈ પાંડવ તરફનાઓનું કદન કર્યું. ધૃષ્ટદ્યુમ્ન છે મુખ્ય જેમાં એવા સર્વ પાંચા-લોને હણ્યા, દ્રુપદના પુત્રોને હણ્યા, તેમજ દ્રૌપદીના પુત્રોને પણ હણ્યા. તમારા પુત્રના શત્રુગણનો નાશ કરી અમે ત્યાંથી ખસ્યા. ત્રણજ બાકી રહેલા અમે તેમની સામે ઉભા રહેવા સમર્થ ન હતા. પુત્ર હણાયા એવું સાંભળી ક્રોધવશ થએલા મોટાં ધનુષવાળા શૂરવીર પાંડવ વૈરનો બદલો લેવા સારૂ જલદી આવશે. હે યશસ્વિની ! પુરૂષમાં શ્રેષ્ઠ, શૂરવીર તેઓ અમારાં

પગલાં જોતા આવશે તેથી હવે અહિં ઉભા રહેવાનો અમે ઉત્સાહ રાખતા નથી; માટે હે રાજન્ ! અમને આજ્ઞા આપો ને શોચ વિષે મન કરો માં. હે રાજન્ ! તમે પણ ઉત્તમ એવા ધૈર્યનો આશ્રય કરી અમને આજ્ઞા આપો ને સંગ્રામમાં મરવું, એજ ક્ષાત્રધર્મ છે, એમ જાણી શોચ કરો માં. રાજાને આમ કહી પ્રદક્ષિણા કરી હે ભારત ! કૃપાચાર્ય, કૃતવર્મા તથા દ્રોણપુત્ર અશ્વત્થામા, બુદ્ધિમાન ધૃતરાષ્ટ્ર રાજા સામે જોતા જોતા હે મહારાજ ! ગંગાતટ તરફ ઘોડાઓને હાંકવા લાગ્યા. હે રાજન્ ! તે સર્વ મહારથિઓ એ રીતે અપક્રમણ કરી ઉદ્વિગ્ન એવા તે એક બીજાની આજ્ઞા લઇ ત્રણ જુદે જુદે માર્ગે ગયા. શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય હસ્તિનાપુર ગયા. હાર્દિક્ય કૃતવર્મા, પોતાના દેશ તરફ અને દ્રોણપુત્ર અશ્વત્થામા, વ્યાસના આશ્રમે ગયો. પરસ્પર જોતા ભયથી પીડિત શૂરવીર તે મહાત્મા પાંડવોનો અપરાધ કરી જતા રહ્યા તે પછી સૂર્યનો ઉદય થયો ન હતો તેટલામાં બીજા શૂરવીરો પણ રાજા પાસે આવી શત્રુને દમન કરનાર તેમની રજા પોતપોતાની ઇચ્છા પ્રમાણે ગયા. હે રાજન્ ! મહાત્મા પાંડુપુત્રોએ સંગ્રામમાં દ્રોણપુત્ર અશ્વત્થામાને પકડી પરાક્રમ કરી તેને જીત્યો.

**समासाद्याथ वै द्रौणिं पांडुपुत्र महारथाः ।**
**व्यजयंस्तं रणे राजन् विक्रम्य तदनंतरं ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि कृष्णद्रौणिभोजदर्शने गुर्जरभाषायामेकादशोऽध्यायः ॥ ११ ॥**

## અધ્યાય ૧૨ મો. લોઢાના ભીમને ધૃતરાષ્ટ્રે કચર્યો.

**वैशंपायन उवाच—हतेषु सर्वसैन्येषु धर्मराजो युधिष्ठिरः ।**
**शुश्रुवे पितरं वृद्धं निर्यातगजसाव्हयात् ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! સર્વ સૈન્ય હણાયા પછી વૃદ્ધ એવા પિતા ધર્મરાજ યુધિષ્ઠિર હસ્તિનાપુરથી નિકળ્યા, એમ સાંભળ્યું તે વખતે પુત્રના શોકેકરી પીડિત ધર્મરાજ પોતાના ભાઇઓ શૂરવીર મહાત્મા દાશાર્હ, સાત્યકિ અને યુયુત્સુ સહિત પુત્રના શોકેકરી વ્યાપ્ત પિતા પાસે આવ્યા તેમની પાછળ અત્યંત દુઃખથી પીડિત શોકેકરી કર્શિત એવી દ્રૌપદી પણ પંચાલની સ્ત્રિયો સહિત આવી. એ રીતે ધૃતરાષ્ટ્ર પાસે જતા યુધિષ્ઠિરે હે ભરતસત્તમ ! ટીટોડીઓની પેઠે આક્રોશ કરતી પીડિત એવી સ્ત્રિયોનાં વૃંદને ગંગાતટ વિષે જોયાં. તે સમયે મરણ પામેલા દુર્યોધનાદિક તથા અભિમન્યુ આદિકને સંભારી આક્રોશ કરતી, ઉંચા છે બાહુ જેમના, પીડિત અને 'અરે રાજાની ધર્મતા ક્યાં ગઇ? અરે આ વખતે તેને ક્રૂરતા કેમ થઇ, કે પિતા, ભાઇઓ, પુત્ર તથા મિત્રોને પણ મરાવી નાંખ્યા. અરે હે મહાબાહો ! ગુરૂ એવા દ્રોણ તથા પિતામહ ભીષ્મને મરાવી જયદ્રથને હણાવી-પિતા, ભાઇઓ, દુર્ધર્ષ એવા અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રને ન જોતાં હવે રાજ્યનું શું પ્રયોજન છે ? અરે આતે તારૂં મન કેવું થયું ! એ રીતે રૂદન કરતી હજારો સ્ત્રિયોએ વીંટાયલા મહાબાહુ રાજાએ ટિટોડીયોની પેઠે આક્રોશ કરતી તેમને અતિક્રમણ કરી જ્યેષ્ઠ પિતા ધૃતરાષ્ટ્રને પ્રણામ કર્યો.

પછી શત્રુને આકર્ષણ કરનારા સર્વ પાંડવોએ ઘટતી રીતે ચોતરફથી પિતાને પ્રણામ કરી પોતાનાં નામ નિવેદન કર્યા. તે વેળાએ પુત્રના વધે કરી પીડિત, શોકાર્ત, અપ્રસન્ન છે મન જેનું એવા પિતા પોતાના પુત્રનો નાશ કરનાર પાંડુપુત્ર યુધિષ્ઠિરને મળ્યા. હે ભારત! એ રીતે ધર્મરાજને મળી તેની સાંત્વના કર્યા પછી દુષ્ટ છે આત્મા જેનો અને અગ્નિની પેઠે બાળવાને ઇચ્છતા ભીમસેનને મળવાની ઇચ્છા કરી. તે વખતે શોકરૂપી વાયુએ પ્રેરણા કરેલો તેનો તે શોકરૂપી અગ્નિ, ભીમસેનમય વનને બાળવા ઇચ્છતો હોય નહિ જાણે તેવો દેખાતો હતો. ભીમસેન પ્રત્યે થએલો તેનો અશુભ સંકલ્પ જાણી ભીમને બે હાથથી ખેંચી લઇ લોહમય ભીમ તેમને આપ્યો. પૂર્વેજ મહા બુદ્ધિમાન જનાર્દન ભગવાને તેનો અભિપ્રાય જાણી આવી રીતે સંવિધાન કરી રાખ્યું હતું. લોહમય ભીમસેનને બે હાથથી ગ્રહણ કરી બળવાન ધૃતરાષ્ટ્ર રાજાએ તેને ભીમસેન માની ભાંગી નાંખ્યો. દશ હજાર હાથી સરખું છે બળ તથા પ્રાણ જેના એવા રાજાએ લોહમય ભીમને ભાંગી મર્દન થઇ છે છાતી જેની એવા તેણે મુખમાંથી રૂધિરનું વમન કર્યું. રૂધિરેકરી વ્યાપ્ત તે, પ્રપુષ્પિત છે અગ્ર ભાગ જેનો એવો પારિજાતકનો વૃક્ષ પડે તેમ પૃથ્વીપર પડયો. તે વખતે ગાલ્વના પુત્ર વિદ્વાન સંજયે તેમને ગ્રહણ કરી સાંત્વનાપૂર્વક કહ્યું કે, આમ કરો માં. ઉદાર મનવાળો ક્રોધ રહિત થએલો ધૃતરાષ્ટ્ર તો શોકે-કરી 'હા ભીમ હા ભીમ' એ રીતે આક્રોશ કરવા લાગ્યો. ભીમસેનના વધથી પીડિત અને ગયો છે ક્રોધ જેનો એવા તેને જાણી પુરૂષમાં શ્રેષ્ઠ વાસુદેવ, બોલ્યા કે–હે ધૃતરાષ્ટ્ર! તમો શોચ્ય ન કરો. તમે જેને હણ્યો તે ભીમ નથી. હે વિભો! આ લોહની પ્રતિમા તમે હણી. હે ભરતર્ષભ! ક્રોધવશ થએલા તમને જાણી મૃત્યુની દાઢની વચમાં આવેલા કુંતિપુત્ર ભીમસેનને મેં ખેંચી લીધો. હે રાજશાર્દૂલ! બળેકરી તમારા સરખો કોઇ નથી. હે મહા-બાહો! તમારા બાહુના ગ્રહણને કોઇ સહન કરી શકે નહિ. જેમ કાળને પ્રાપ્ત થયા પછી કોઇ પણ જીવતો મુકાય નહિ તેમ તમારા બાહુની વચમાં આવેલો કોઇ જીવે નહિ. વાસ્તે તમારા પુત્રે ભીમસેનની લોહમયી પ્રતિમા કરાવેલી હતી તે હે કૌરવ્ય! તમારીજ મેં અહિં આણી. હે રાજેંદ્ર! પુત્રના શોકે કરી અતિસંતપ્ત ભીમસેનને મારવારૂપ અધર્મમાં મન ગયું હતું તેથી તમે ભીમસેનને મારવા ઇચ્છતા હતા, પણ હે રાજન્! ભીમસેનને તમે હણો છો એ કંઇ તમને યોગ્ય નહિ, કેમકે હે મહારાજ! ભીમસેનને માર્યો હોત તોપણ તમારા પુત્ર કોઇ રીતે જીવતા થાત નહિ; કારણ ગતાયુષ એવા તે કોઇ બીજા નિમિત્તથી મરણ પામ્યા છે, વાસ્તે શાંતિ કરવા ઇચ્છતા અમે જે કર્યું તે સર્વ સારૂંજ કર્યું છે માટે શોક વિષે મન કરો માં.

**तस्माद्यत्कृतमस्माभिर्मन्यमानैः शमंप्रति ।**
**अनुमन्य स्वतत्सर्वं मा च शोके मनःकृथाः ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि आयसभीमभंगे गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥**



## અધ્યાય ૧૩ મો. ધૃતરાષ્ટ્રનું શાંત થવું.

**वैशंपायन उवाच—तत एनमुपातिष्ठन् शौचार्थमुपचारका: ।
कृतशौचं पुनश्चैनं प्रोवाच मधुसूदन: ॥ १ ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય! પછી પરિચારક જનોએ તેમને નદીમાં સ્નાન કરાવ્યું. કર્યું છે શૌચ જેણે એવા તેમને મધુસુદન ભગવાન કહેવા લાગ્યા કે, હે રાજન્! તમે વેદ તથા વિવિધ પ્રકારનાં શાસ્ત્ર અધ્યયન કર્યાં છે, તેમજ કેવળ રાજધર્મ શ્રવણ કર્યો છે. એ રીતે મહાપ્રાજ્ઞ બલાબલ જાણનાર સમર્થ એવા તમે પોતાના અપરાધથી શું કરવા આવો કોપ કરો છો હે રાજન્! મેં, ભીષ્મે, દ્રોણે, વિદુરે તથા સંજયે તમને તે વખતેજ કહ્યું હતું પણ તે પ્રમાણે તમે કર્યું નહિ. હે કૌરવ! અમે તમને વાર્યા તેમ બળ તથા શૌર્ય વિષે પાંડવો અધિક છે એમ તમે જાણતા હતા તોપણ અમારાં વચન પ્રમાણે કર્યું નહિ. સ્થિર બુદ્ધિવાળો રાજા, પોતાના દોષ જૂવે ને દેશકાળના વિભાગને પણ જાણે તે પરમ શ્રેયને પામે. જે કહ્યા પછી પણ હિતાહિત તથા પોતાના શ્રેયને ન જાણે, અન્યાય વિષે રહેલો તે આપદને પ્રાપ્ત થઇ શોચ કરે. હે રાજન્! નથી સ્વાધિન આત્મા જેનો એવો તું દુર્યોધનને વશ થયો માટે પોતાના અપરાધથી આપદને પ્રાપ્ત થએલો છે તે શું કરવા ભીમસેનને હણવા ઇચ્છે છે? વાસ્તે કોપને નિયમમાં રાખી તારા દુષ્કૃતને યાદ કર. ક્ષુદ્ર એવા જેણે સ્પર્ધાએ કરી દ્રૌપદીને સભામાં આણી હતી તેને પાછું વેર લેવા સારૂ ભીમસેને હણ્યો. અપરાધ વિના રાજ્ય ન આપવાથી તમે પાંડવોનો તિરસ્કાર કર્યો એ તમારો તથા દુરાત્મા તમારા પુત્રનો અતિક્રમ હતો. વૈશંપાયન કહે છે–હે જનાધિપ! એ રીતે શ્રીકૃષ્ણે સર્વ સત્ય જેને કહ્યું એવો ધૃતરાષ્ટ્ર રાજા, દેવકીપુત્ર ભગવાન પ્રત્યે કહેવા લાગ્યો કે, હે મહાબાહો! હે માધવ! જે રીતે તમે કહો છો, તે તેમજ છે. બળવાન એવા પુત્રસ્નેહે ધૈર્યથી મને ચલિત કર્યો. હે કૃષ્ણ! પુરૂષમાં સિંહરૂપ, સત્ય પરાક્રમવાળો બળવાન તમે રક્ષણ કરેલો ભીમસેન મારા બાહુના મધ્યમાં ન આવ્યો એ ઘણું સારૂં થયું. હે માધવ! હવે આ સમયે અવ્યગ્ર, ગયો છે ક્રોધ જેને તાપ રહિત એવો હું, શૂરવીર ભીમસેન સહિત સર્વને મળવા ઇચ્છું છું. કેમકે મોટા રાજાઓ હણાયા, તેમ પુત્રો પણ હણાયા માટે હવે પાંડુપુત્ર વિષે મને દ્વેષ રહ્યો નથી. ને પ્રીતિ પણ થઇ છે. એમ કહી તે પછી પ્રકર્ષે કરી રૂદન કરતા ધૃતરાષ્ટ્ર ભીમને, અર્જુનને, પુરૂષમાં અત્યંત શૂરવીર એવા માદ્રીપુત્ર નકુલ સહદેવને સુંદર ગાત્રવાળા શરીરથી સ્પર્શ કરી તેમની આશ્વાસના કરી તમારૂં કલ્યાણ થાઓ એમ કહેવા લાગ્યા.

**तत: सभीमं च धनंजयं च माद्र्याश्च पुत्रौ पुरुषप्रवीरौ ।
पस्पर्शगात्रै: प्ररुदन् सुगात्रामाश्वास्य कल्याणमुवाच चैतान् ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि धृतराष्ट्रकोपविमोचने गुर्जरभाषायां पांडवपरिष्वंगोनाम त्रयोदशोऽध्याय:॥ १३ ॥**

## અધ્યાય ૧૪ મો. વ્યાસે કરેલું ગાંધારી સાંત્વન.

**वैशंपायन उवाच—धृतराष्ट्राभ्यनुज्ञातास्ततस्ते कुरुपांडवाः ।**
**अभ्ययुर्भ्रातरः सर्वे गांधारी सहकेशवाः ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય! ધૃતરાષ્ટ્રે આજ્ઞા આપેલા કુરૂવંશીય સર્વ ભાઇઓ પાંડવ, કેશવ ભગવાન સહિત ગાંધારી પાસે ગયા, તે સમયે હણાયા છે શત્રુ જેના એવા પાસે આવેલા યુધિષ્ઠિરને જાણી પુત્રના શોકથી પીડિત થયેલી અનિંદિત ગાંધારીએ શાપ દેવાની ઇચ્છા કરી. તે વેળાએ પાંડવ પ્રત્યે તેનો પાપરૂપ અભિપ્રાય જાણી પૂર્વેજ તે વાતનું જેને જ્ઞાન થયું છે એવા સત્યવતી પુત્ર ઋષિ વ્યાસ, શાપ વખતને દૂર કરી શમ વખતની સૂચના કરતા સત્યવાદી પોતાની સ્નુષા ગાંધારીને વખતને ઉચિત આવી રીતનું વાકય કહેવા લાગ્યા કે, હે ગાંધારી! પાંડવપર તારે કોપ કરવો નહિ ને તું શાંતિને પ્રાપ્ત થા. પાંડવને શાપ દેવા ઉધુકત થયેલા વાકયને નિગ્રહ કરી આ હું કહું તે સાંભળ. જયને ઇચ્છતા તારા પુત્રે અઢાર દિવસ સુધી તને કહ્યું કે, હે માત! શત્રુ સાથે યુદ્ધ કરતા એવા મારૂં કલ્યાણ કર. એ રીતે અઢાર દિવસ સુધી વખતો વખત જયને ઇચ્છતા તેણે યાચના કરેલી તું હે ગાંધારી! તેને આવી રીતે કહેતી હતી કે જ્યાં ધર્મ ત્યાં જય. હે ગાંધારી! તે તારી વાણીને હું મિથ્યા માનતો નથી ને પ્રસન્ન થઇ જે રીતે તેં તેને કહ્યું હતું તેજ પ્રમાણે થયું; કેમકે પાંડવોમાં ધર્મ અધિક હતો તેથી રાજાઓના મોટા વિગ્રહના પારને પામી તેઓ જયને પ્રાપ્ત થયા. પૂર્વે તું ક્ષમાશીલ થઇ આ વખતે કેમ ક્ષમા કરતી નથી? હે ધર્મજ્ઞે! અધર્મને છોડી દે, જ્યાં ધર્મ ત્યાંજ જય છે. હે મનસ્વિનિ! પોતાના ધર્મને તથા કહેલી વાણીને યાદ કરી હે ગાંધારિ! હે સત્યવાદિનિ! કોપનું નિયમન કર, આવી થા માં. વ્યાસનાં વચન સાંભળી ગાંધારી બોલી કે, હે ભગવન્! એમને હું શાપ દેવા ઇચ્છતી નથી પણ પુત્રના શોકેકરી બળાત્કારથી મારૂં મન જાણે વિહ્વળ થતું હોય નહિ તેવું થાય છે, જે રીતે કુંતિએ પાંડવો રક્ષિતવ્ય છે તેજ રીતે મારે તથા ધૃતરાષ્ટ્રને પણ રક્ષિતવ્ય છે દુર્યોધનના તથા સુબલ પુત્ર શકુનિના અપરાધે કરી કર્ણ તથા દુ:શાસને કૌરવનો સંક્ષય કર્યો. અર્જુનનો, વૃકોદરનો, નકુલનો, સહદેવનો તથા યુધિષ્ઠિરનો અપરાધ નથી. કર્યો છે અહંકાર જેમણે એવા પરસ્પર યુદ્ધ કરતા કૌરવ્ય એકઠા મળી બીજા વડે હણાયા એ મને અપ્રિય નથી પણ વાસુદેવ જોતાં ભીમસેને ગદા યુદ્ધમાં દુર્યોધનને બોલાવી બહુ પ્રકારે સંગ્રામમાં વિચરતા તેને એ મારાથી અધિક છે એમ જાણી નાભિની નીચે તેને પ્રહાર કર્યો, ભીમસેનનું એ કર્મ મારા કોપને વધારે છે. મહા મા એવા ધર્મજ્ઞોએ કહેલા ધર્મને શૂરવીર પુરૂષો પોતાના પ્રાણ વાસ્તે પણ કોઇ રીતે કેમ ત્યાગ કરતા નથી.

**कथनुधर्मं धर्मज्ञैः समुद्दिष्टं महात्मभिः ।**
**त्यजेयुराहवे शूराः प्राणहेतोः कथचंन ॥**

**इतिश्री महाभारते स्त्रीपर्वाणि जलप्रदानिकपर्वणि गांधारीसांत्वनायां गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥**



## અધ્યાય ૧૫ મો. પાંડવોને ગાંધારીએ આપેલી માફી.

**वैशंपायन उवाच—तच्छ्रुत्वा वचनं तस्याभीमसेनोथ भीतवत् ।**
**गांधारीं प्रत्युवाचेदं वचः सानुनयं तदा ॥ १ ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! તેનાં વચન સાંભળી ભીમસેને બીન્યો હોય નહિ તેની પેઠે ગાંધારી પ્રત્યે વિનયપુરઃસર આવી રીતે વચન કહ્યું કે, અધર્મ વા ધર્મ પોતાના રક્ષણની છે કામના જેને એવા મેં ત્રાસને લીધે કર્યો, તે તમે ક્ષમા કરવા યોગ્ય છો, ધર્મ-યુધ્ધે કરીને તો મહા બળવાન એવા તમારા પુત્રને કોઇ પણ હણવા સમર્થ થાય નહિ, માટે મેં વિષમ આચરણ કર્યું. પૂર્વે તેણે પણ અધર્મેકરી યુધિષ્ઠિરને જીત્યા હતા. તેમ અમને સદા છેતર્યા હતા તેથી મેં વિષમ આચરણ કર્યું, સૈન્યમાં બાકી રહેલો પરાક્રમી એક આ ગદા યુદ્ધથી મને હણી રાજ્ય ન હરે એમ જાણી મેં તે રીતે કર્યું. એક વસ્ત્ર ધરેલી રજસ્વલા રાજપુત્રી પાંચાલીને તમારા પુત્રે જે કહ્યું હતું, તે સર્વ તમારા જાણવામાં છે. દુર્યોધનને માર્યા વગર સાગર પર્યંત પૃથ્વીને ભોગવવા અમે સમર્થ થઇએ નહિ માટે મેં એ રીતે કર્યું. તેજ રીતે તમારા પુત્રે અમારૂં અપ્રિય કર્યું હતું. સભાના મધ્યમાં દ્રૌપદીને પોતાનો ડાબો સાથળ દેખાડયો હતો તે વખતેજ દુરાચરણવાળો તમારો પુત્ર અમારે વધ્ય હતો, પણ ધર્મ-રાજાની આજ્ઞાથી સમયની વાટ જોઇ અમે બેસી રહ્યા. હે રાજ્ઞિ ! તમારા પુત્રે મોટું વેર ઉદ્દિપન કર્યું, વનમાં પણ અમને નિરંતર કલેશયુક્ત કર્યા, તેથી એ રીતે મેં કર્યું. સંગ્રામમાં દુર્યોધનને હણી વૈરના પારને અમે પ્રાપ્ત થયા, યુધિષ્ઠિર રાજ્યને પ્રાપ્ત થયા અને અમે ગયો છે ક્રોધ જેમનો એવા થયા.

ભીમસેનનાં વચન સાંભળી ગાંધારી બોલ્યાં કે, મારા પુત્રની તું પ્રશંસા કરે છે માટે તેનો એ વધજ ન કહેવાય, અને જે તું મારી આગળ કહે છે તે સર્વ તેણે કર્યું છે. હે ભા-રત ! જે વખતે વૃષસેને નકુલના અશ્વને હણ્યા તે વખતે તેં સંગ્રામના મધ્યમાં દુઃશાસનનું રૂધિર પાન કર્યું. સત્પુરૂષોએ નિંદિત અનાર્યજનોએ સેવિત એવું એ ઘોર કર્મ કર્યું. તેં હે વૃકો-દર ! એ તેં અયોગ્ય કર્મ કર્યું. ગાંધારીનાં વચન સાંભળી ભીમસેન કહેવા લાગ્યો કે, કોઇ બીજાનું પણ રૂધિર પીવું નહિ ત્યારે પોતાનાનું તો કેમજ પીવું ઘટે ? જેવો પોતાનો આત્મા તેવોજ સામાનો, એમાં કંઇપણ વિશેષ છે નહિ. હે માતા ! તું શોચ કર માં, એ રૂધિર મારા અધરોષ્ઠની અંદર ગયું નથી, તે તો યમરાજ જાણે છે, કેવળ મારા હાથ રૂધિરેકરી ખરડયા. તે પણ શું કરવા કરવું પડયું તે કહું તે સાંભળો. સંગ્રામના મધ્યમાં વૃષસેન નામના કર્ણ પુત્રે હણ્યા છે અશ્વ જેના એવા નકુલને જોઇ અત્યંત પ્રહૃષ્ટ થએલા ભાઇઓને મેં ત્રાસ ઉત્પન્ન કર્યો. દ્યૂતકારિત દ્રૌપદીના કેશપરામર્ષ વિષે ક્રોધથી જે મેં કહ્યું હતું તે મારા હૃદયમાં છે. હે રાજ્ઞિ ! કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે જો હું ન કરૂં તો ક્ષત્રિય ધર્મથી ભ્રષ્ટ થએલો હું ઘણાંક વર્ષ સુધી તેનાં ફળ ભોગવું, માટે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે મેં કર્યું. હે ગાંધારિ ! મારી ઉપર દોષેકરી તમે શંકા કરવા યોગ્ય નથી. પૂર્વે પાછો અપકાર ન કરનાર એવા અમે છીએ. પુત્રોને પહેલાં વાર્યા નહિ ને હવે શા માટે અમારી ઉપર શંકા કરો છો ?

ભીમસેનનાં વચન સાંભળી ગાંધારી બોલ્યાં કે પરાજય પામેલા નહિ એવા આ વૃદ્ધના સો પુત્ર હણાયા તેમાંથી બાકી એક પણ શું કરવા રાખ્યો નહિ જેથી તારો અપરાધ થોડો

કહેવાત, માટે હરણ થયું છે રાજ્ય જેમનું એવા વૃદ્ધ તથા અંધ એવાં અમારા સંતાનરૂપ એક લાકડી પણ કેમ બાકી રાખી નહિ? હે તાત! પુત્રોના અંતકરૂપ એવા તારાથી બાકી એક રહ્યો હોત તોપણ હું જાણુત કે તેં ધર્માચરણ કર્યું અને મને આટલું દુઃખ પણ થાત નહિ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે ભીમસેનને કહી પુત્ર પૌત્રના વધથી પીડિત સંક્રુદ્ધ ગાંધારીએ 'રાજા ક્યાં છે' એમ યુધિષ્ઠિરની પૃચ્છા કરી. તે વખતે જોડયા છે હાથ જેણે એવા કંપાયમાન થતા યુધિષ્ઠિર રાજા તેની પાસે આવી, આવી રીતે મધુર વાક્ય કહેવા લાગ્યા કે, હે માતા! તમારા પુત્રને હણુનાર ક્રૂર શાપને યોગ્ય પૃથ્વીના નાશ વિષે હેતુભૂત એવો હું યુધિષ્ઠિર આ રહ્યો મને શાપ આપો. સંબંધિઓને હણી મૂઢ તથા સંબંધિના દ્રોહી એવા આ મને જીવિતનું, રાજ્યનું તથા ધનનું કંઇ પ્રયોજન નથી. એ રીતે બોલતા, ભય પામેલા, પાસે આવેલા તેમને જાણી અત્યંત નિઃશ્વાસ મૂકતાં ગાંધારી કંઇ પણ બોલ્યાં નહિ. એ રીતે અવનત છે દેહ જેનો, પગમાં પડેલા યુધિષ્ઠિર રાજાના અંગુલીના અગ્રભાગ દીર્ઘદર્શીની ધર્મજ્ઞ દેવી ગાંધારીએ આંખે બાંધેલા પાટામાંથી જોયા, તેથી દર્શનીય છે નખ જેના એવો તે રાજા કુનખી થયો. તેને જોઇ વાસુદેવની પાછળ અર્જુન પણ ત્યાં ગયો. હે ભારત! એ રીતે અહીં ત્યાં ચેષ્ટા કરતાં તેમની ગયો છે ક્રોધ જેનો એવી ગાંધારીએ માની પેઠે સાંત્વના કરી. ત્યાર પછી ગાંધારીએ આજ્ઞા આપેલા વિશાલ વક્ષઃસ્થળવાળા પાંડવ એકઠા મળી શૂરવીરને જણુનારી પોતાની માતા પૃથા પાસે ગયા. પુત્રની આધિએ કરી વ્યાપ્ત તે ઘણે વખતે પુત્રોને જોઇ વસ્ત્રેકરી મુખ વીંટી લઇ અશ્રુ પાડવા લાગી. એ રીતે પુત્ર સહિત તે, અશ્રુ મુકી શસ્ત્રના ઓઘથી બહુ પ્રકારે ક્ષત વિક્ષત થએલા તેમને જોઇ એક પુત્રને વારંવાર સ્પર્શ કરી શોચ કરવા લાગી, તેટલામાં દુઃખથી પીડિત એવી તેણે હણાયા છે પુત્ર જેના એવી રૂદન કરતી પૃથ્વી વિષે પડેલી પાંચાલીને જોઇ. તે વખતે પાંચાલીએ તેમને કહ્યું કે—હે આર્યે! અભિમન્યુ સહિત તમારા સર્વ પુત્ર ક્યાં ગયા? તપસ્વિની એવી તમને જોઇ ઘણો વખત થયો તોપણ તમારી પાસે હજી કેમ આવતા નથી? પુત્રે કરી વિહીન એવી મને રાજ્યનું હવે શું પ્રયોજન છે. વિલાપ કરતી દ્રૌપદીને વિસ્તૃત છે નેત્ર જેનાં એવી કુંતિ, આશ્વાસના કરી શોકકર્શિત રૂદન કરતી યાજ્ઞસેનીને ઉભી કરી. પુત્રે અનુગત એવી અત્યંત શોકખિન્ન તે, પીડિત ગાંધારી પાસે ગઇ. વૈશંપાયન કહે છે—હે જનમેજય! વધૂ સહિત યશસ્વિની એવી કુંતિ પ્રત્યે આવી રીતે શોકાર્ત એવી ગાંધારી કહેવા લાગી કે, હે પુત્રિ! એમ શોક કર માં, દુઃખિત એવી મને પણ જો કાલવિપર્યયે પ્રેરેલા આ લોકનો વિનાશજ થયો એમ હું માનું છું. અવસ્ય ભાવીરૂપ આવો સંગ્રામ ઉભો કરનાર પોતાની મેળે આવી સ્થિતિને પ્રાપ્ત થયો. શ્રીકૃષ્ણનું કહ્યું માનવામાં આવ્યું નહિ તે વખતે મહામતિ વિદુરેજે મોટું વાકય કહ્યું હતું તે આખરે પ્રાપ્ત થયું, અપરિહાર્ય અર્થ થઇ ગયો માટે હવે શોચ કરો માં; કેમકે સંગ્રામમાં નિધનને પ્રાપ્ત થએલા તેઓ શોચ કરવા યોગ્ય નથી. જેવી હું તેવીજ તું, માટે કોણ આશ્વાસના આપે? મારાજ અપરાધે કરી શ્રેષ્ઠ એવું કુળ નાશ પામ્યું.

**यथैवाहं तथैवत्वं को वामाश्वासयिष्यति ।**
**ममैवह्यपराधेन कुलमग्र्यं विनाशितं ॥**

**इतिश्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि पृथापुत्रदर्शने गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥**

## અધ્યાય ૧૬ મો. સ્ત્રીઓનું રણક્ષેત્રમાં જવું ને રોવું.

**वैशंपायन उवाच—एवमुक्त्वा तु गांधारी कुरूणामवकर्तनं ।**
**अपश्यत्तत्र तिष्ठंती सर्वं दिव्येन चक्षुषा ॥ १ ॥**

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! એમ કહીં ત્યાં ઉભેલી ગાંધારીએ કૌરવોના સર્વ યુદ્ધસ્થાનને દિવ્યચક્ષુએ કરી જોયું. પતિવ્રતા, મોટાં ભાગ્યવાળી, સમાનવ્રત કરનારી ઉગ્ર તપેકરી યુક્ત, નિરંતર સત્ય બોલનારી, પુણ્યકર્મવાળા મહર્ષિ કૃષ્ણના વરદાનેકરી દિવ્ય જ્ઞાન તથા બળે કરી યુક્ત એવી તે, વિવિધ પ્રકારનો વિલાપ કરતી હતી. પછી બુદ્ધિમતિ એવી તેણે પાસેથી દેખે તેમ દૂરથી અદ્દભુત, રૂંવાં ઉભાં કરનાર, અસ્થિ, કેશ તથા વસાએકરી સંકીર્ણ, રૂધિરના ઓધેકરી વ્યાપ્ત, ચોતરફ પડેલા અનેક હજાર શરીરેકરી યુક્ત, ગજ, અશ્વ તથા રથના યોદ્ધાઓના રૂધિરેકરી વીંટાયેલ, તેમજ માથાં વગરનાં શરીર તથા દેહ વગરનાં મસ્તક વગેરે અવયવ યુક્ત, ગજ, અશ્વ, નર તથા નારીઓના શબ્દેકરી ચોતરફથી વીંટાયલું, શૃગાલ, બક, આરણ્ય વરાહ, ગૃધ્ર તથા કાકોએ સેવિત, પુરૂષને ખાનાર રાક્ષસોને આનંદ આપનાર, કુરર નામના પક્ષિથી સંકુલ, અમંગળ એવી શિયાળિઓએ નિંદિત, ગૃધ્રોએ સેવન કરેલું શૂરવીર પુરૂષોનું રણાંગણ જોયું. તે પછી વ્યાસે આજ્ઞા આપેલા ધૃતરાષ્ટ્ર રાજા, અને યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં એવા તે સર્વ પાંડુપુત્ર, વાસુદેવને તથા હણાયા છે બંધુ જેના એવા રાજાને આગળ કરી કૌરવની સ્ત્રિયોને લઇ સંગ્રામ ભૂમિ પ્રત્યે ગયા. હણાયા છે સ્વામિ જેમના એવી સ્ત્રિયો કુરૂક્ષેત્રમાં હણાયેલા પુત્ર, ભાઇઓ, પિતૃઓ તથા પોતાના સ્વામિઓને જોતી હતી. માંસ ખાનાર શિયાળ, વાયસ, ભૂત, પિશાચ, રાક્ષસ તથા વિવિધ પ્રકારના નિશાચરે ભક્ષણ કરવા માંડેલા તેમને તથા રૂદ્રક્રીડારથાન સરખા કુરૂક્ષેત્રને જોઇ આક્રોશ કરતી સ્ત્રિયો, અમૂલ્ય એવા વાહન ઉપરથી નીચે ઉતરી પડી. પૂર્વે જોએલા નહિ એવા તે ભયંકર સ્થાનને જોઇ દુઃખથી પીડિત થએલી ભરતકુલની સ્ત્રિયો, તેમના શરીર ઉપર પડતી હતી. બીજી કેટલીએક પૃથ્વીપર પડતી હતી. થાકી ગએલી અનાથ પાંચાળ તથા કૌરવોની સ્ત્રિયોને કંઇ પણ ચેતના રહેતી ન હતી. દુઃખેકરી ઉપહત છે ચિત્ત જેમનાં એવી સ્ત્રિયોએ ચોતરફથી શબ્દાયમાન કરેલા અતિ ઉગ્ર સંગ્રામસ્થાનને જોઇ ધર્મજ્ઞ સુબલ રાજાની પુત્રી ગાંધારી કૌરવોનો નાશ જોઇ કમળ સરખાં નેત્રવાળા પુરૂષોત્તમને આમંત્રણ કરી આવી રીતે કહેવા લાગી કે, હે પુંડરીકાક્ષ ! હે માધવ ! હણાયા છે સ્વામિ જેમના તેથી વિખરાએલ કેશવાળી, ટિટોડીની પેઠે આક્રોશ કરતી એવી આ મારી પુત્રવધૂઓને જુઓ. આ સ્ત્રિયો, પાસે આવી સ્વામિના ગુણને યાદ કરી પુત્ર, ભાઇઓ, પિતૃઓ તથા પતિ પ્રત્યે જૂદી જૂદી રીતે રડે છે. હે મહાભાગ ! હણાયા છે પુત્ર જેમના એવી પુત્રવતી સ્ત્રિયોએ વીંટાયલા કોઇ સ્થાનકે હણાયા છે વીર જેમના એવી બહેનો અને વીરપત્નીઓએ વીંટાયલા પુરૂષમાં સિંહરૂપ એવા કર્ણ, ભીષ્મ તથા અભિમન્યુવડે શોભિતા પ્રજ્વલિત અગ્નિ સરખા દ્રોણ, દ્રુપદ તથા શલ્યેકરી મંડિત, મહાત્મા પુરૂષોના સુવર્ણમય કવચ, કંઠના આભરણ, મણિઓ, બાજુબંધ તથા માળાઓએ કરી અલંકૃત, તેમજ વીરપુરૂષોના બાહુથી મુકાયલી શક્તિઓ, ભાલાં, તીક્ષ્ણ એવાં વિવિધ પ્રકારનાં ખડ્ગ તથા બાણ સહિત ધનુષેકરી સંકુલ, કોઇ ઠેકાણે હર્ષિત એવા માંસ ખાનારા પ્રાણીઓ એકઠા મળી ઉભેલા છે, કોઇ ઠેકાણે તેઓ ક્રીડા કરે છે, કોઇ સ્થાનકે સૂતેલા છે, એવી રીતના

ભયંકર સંગ્રામસ્થાનને હે વીર ! હે વિભો ! તમે જુઓ. હે જનાર્દન ! આ સ્થાનને જોતી એવી હું શોકેકરી બળું છું. હે મધુસૂદન ! પંચાલ તથા કૌરવોનો નાશ થવાથી પંચમહતત્ત્વાત્મક સર્વ જગતનો વધ થયો એમ હું ચિંતન કરૂં છું. સંગ્રામ ભૂમિપર પડેલા તેમને રૂધિરે કરી વ્યાપ્ત એવા સુપર્ણ તથા ગૃધ્ર પક્ષિઓ ખેંચે છે, હજારો ગૃધ્ર તો ચરણથી ગ્રહણ કરી તેમનું ભક્ષણ કરે છે, જયદ્રથ, કર્ણ, તેમજ દ્રોણ, ભીષ્મ તથા અભિમન્યુના વિનાશને ચિંતન કરવા કોણ યોગ્ય થાય ? અવધ્ય સરખા, હણાયલા, ગયા છે પ્રાણ જેમના, ચેતના રહિત, ગૃધ્ર, કંક, વટ, શ્યેન, શ્વાન તથા શૃગાલાદિકે ભક્ષણ કરેલા, ક્રોધવશ થએલા દુર્યોધનને વશ, પુરૂષમાં સિંહરૂપ પ્રશાંત અગ્નિ જેવા અહિં પડેલા શૂરવીરોને જુઓ પૂર્વે જેઓ, મૃદુ એવાં શયન બીછાવી સૂતા હતા તે આ વખતે મરણ પામેલા આવરણ રહિત થઈ પૃથ્વીપર સુતા છે. પૂર્વે જેઓ નિરંતર વખતસર બંદિજનોની સ્તુતિ સાંભળી આનંદ પામતા હતા તે મરણ પામેલા આ વખતે અમંગલ એવી વિવિધ પ્રકારની શિયાળીઓની વાણીને સાંભળે છે પૂર્વે ચંદન તથા અગરેકરી દિગ્ધ છે અંગ જેમનાં યશસ્વી જે શૂરવીર, શયન વિષે સૂતા હતા તેઓ આ સમયે રજવિષે સુતા છે. આ ગૃધ્ર, શિયાળ તથા વાગસ, તેમના આભરણ ખેંચે છે, શિયાળીઓ વારંવાર શબ્દ કરે છે. યુદ્ધાભિમાની એવા કેટલાક બાણ, પામેલાં અત્યંત તીક્ષ્ણ એવાં ખડ્ગ, તથા નિર્મલ ગદાઓને જીવતાની પેઠે ધારણ કરી રહ્યા છે. અત્યંત સુંદર છે રૂપ તથા વર્ણ જેમના, માંસ ખાનાર પ્રાણિઓએ ભક્ષણ કરવા માંડેલા વૃષભ સરખા લીલીમાળા પહેરેલા કેટલાક યોદ્ધાઓ સૂતા છે. ભોગળ સરખા બાહુવાળા કેટલાક શૂરવીર, દયિત એવી સ્ત્રિયોની પેઠે ગદાઓને આલિંગન કરી સુતેલા દેખાય છે. હે જનાર્દન ! કેટલાક નિર્મલ એવાં આયુધ તથા કવચ ધારણ કરેલા પડ્યા છે તેમને 'આ જીવે છે' એમ જાણી માંસ ખાનાર પ્રાણિઓ પાસે જતાં નથી. વળી માંસ ખાનાર પ્રાણિઓએ ખેંચેલા બીજા કેટલાક મહાત્માઓની વિચિત્ર પ્રકારની સુવર્ણની માળાઓ, ચોતરફ વિખરાયલી દેખાતી હતી. ભયંકર એવાં હજારો શિયાળિયાંઓ, સંગ્રામમાં હણાયલા યશસ્વી એવા શૂરવીરોના કંઠમાં રહેલા હારોને ખેંચે છે. જેમને અપર રાત્રવિષે બંદિજનો અમૂલ્ય એવી સ્તુતિએ કરી આનંદ આપતા હતા તેમને હે વૃષ્ણિશાર્દૂલ ! દુઃખ તથા શોકેકરી અત્યંત પીડિત દુઃખાર્ત પરમાંગનાઓ, દીનની પેઠે શોચ કરે છે. હે કેશવ ! પરમ એવી સ્ત્રિયોનાં સુકાઇ ગએલાં સુંદર મુખ, રક્ત કમળનાં જાણે વન હોય નહિ તેવાં દેખાતાં હતાં. રડવાથી વિરામ પામેલી પરિવાર સહિત દુઃખિત કૌરવ સ્ત્રિયો તેની સામે જાય છે. સૂર્ય સરખા વર્ણવાળાં રોષથી તામ્ર કૌરવસ્ત્રિયોનાં મુખ જૂઓ. હે કેશવ ! એક વસ્ત્ર પહેરેલી સ્યામા તથા ગૌરી દુર્યોધનની શ્રેષ્ઠ સ્ત્રિયોનાં વૃંદને જૂવો. એક બીજાના રડવાથી પરસ્પરના વિલાપને પરિપૂર્ણ ન સાંભળતી સ્ત્રિયો બેભાન જેવી લાગે છે. કેટલાક શૂરવીરો મોટા નિઃશ્વાસ મૂકી આક્રોશપૂર્વક વિલાપ કરી દુઃખથી શોચ કરતી સ્ત્રિયોને જોઇ પોતાનું જીવિત દુઃખી માને છે. કેટલીક સ્ત્રિયો, સ્વામિનાં શરીર જોઇ આક્રોશપૂર્વક વિલાપ કરે છે. કોમળ હાથવાળી કેટલીએક સ્ત્રિયો હાથથી પોતાનું માથું કુટે છે. પડેલાં મસ્તક, હાથ તથા એક બીજામાં મળેલાં સર્વ અંગેકરી સંકીર્ણ રણભૂમિ ભયંકર લાગે છે. મસ્તક વગરની કાયાઓ તથા દેહ વગરનાં મસ્તક અનિંદિત એવાં એ સર્વને જોઇ મોહ પામતી સ્ત્રિયો મસ્તક લઇ કાયા સાથે સાંધી જોતી અરે આ મસ્તક આનું નહિ એમ કહી દુઃખિત એવા બાણથી કપાઇ ગએલા બાહુ, સાથળ તથા ચરણને સાંધતી દુઃખાવિષ્ટ વારંવાર મૂર્છા પામે છે. કેટલીક ભરતકુળની સ્ત્રિયો, મૃગ તથા પક્ષિઓએ

ભક્ષણ કરેલા, કપાઇ ગએલા મસ્તકવાળા બીજાઓને જોઇ પોતાના સ્વામિઓને જાણતી ન હતી, હે મધુસૂદન ! કેટલીક સ્ત્રિયો પારકાઓએ હણેલા પોતાના ભાઇઓ, પિતૃઓ, પુત્ર તથા પતિઓને જોઇ હાથથી મસ્તક કુટે છે. ખડ્ગ સહિત બાહુ તથા કુંડલ સહિત મસ્તક તથા ગયું છે જીવિત જેમનું એવા પ્રાણિઓએકરી માંસ શોણિતના ગારાવાળી રણભૂમિ અગમ્ય દેખાય છે. હે જનાર્દન ! દુઃખને યોગ્ય નહિ એવી અનિંદિત સ્ત્રિયો, દુઃખને વહન કરે છે, કેમકે હે જનાર્દન ! ઘોડાઓની વછેરીઓનાં જાણે યૂથ હોય નહિ એવા સુંદર કેશવાળી ધૃતરાષ્ટ્રની પુત્રવધૂના અનેક વૃંદને જુઓ. હે કેશવ ! આથી અધિક બીજું મને શું ભાસે ? આ સર્વ સ્ત્રિયો, વિચિત્ર પ્રકારનું રૂપ કરે છે. જરૂર પૂર્વજન્મ વિષે મેં પાપ કરેલું છે કેમકે હું હે માધવ ! હણાયલા પુત્ર, પૌત્ર તથા ભાઇઓને જોઉં છું. એ રીતે વિલાપ કરતી પુત્ર શોકાર્ત ગાંધારીએ જનાર્દન ભગવાનને કહી હણાયલા પુત્રને જોયા.

एवमार्ता विलपती समाभाष्य जनार्दनं ।
गांधारीपुत्रशोकार्ता ददर्श निहतं सुतं ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि जलप्रदानिकपर्वणि आयोधनदर्शने गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો. દુર્યોધન આગળ ગાંધારીનો વિલાપ.

वैशंपायन उवाच—दुर्योधनं हतं दृष्ट्वा गांधारीशोककर्शिता ।
सहसा न्यपतद्भूमौ छिन्नेव कदली वने ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હણાયલા દુર્યોધનને જોઇ શોકેકરી કર્શિત એવી ગાંધારી, વન વિષે કાપેલી કેળ જેમ પડે તેમ તે તત્કાલ પૃથ્વી ઉપર પડી ગઈ. પછી સંજ્ઞા પામી આક્રોશપૂર્વક વિલાપ કરી રૂધિરેકરી વ્યાપ્ત દુર્યોધનને જોઇ તેને મળી શોકથી પીડિત, આકુલ છે ઇન્દ્રિયો જેની, શોકથી તપેલી અને અત્યંત ગૂઢ કંઠવિષે ઘણા હાર તથા નિષ્ક નામનાં આભરણથી શોભિત એવા તેના વક્ષઃસ્થલને નેત્રથી ઉત્પન્ન થયેલા જળેકરી ‘ હા પુત્ર હા પુત્ર ’ એ રીતે કૃપણની પેઠે વિલાપ કરી, પાસે ઉભેલા હૃષિકેશ ભગવાનને આમ કહેવા લાગી કે, હે વિભો ! જ્ઞાતિનો છે સંક્ષય જેમાં એવો આ સંગ્રામ ઉપસ્થિત થયો તે વખતે હે વાર્ષ્ણેય ! રાજામાં અત્યંત શ્રેષ્ઠ દુર્યોધને હાથ જોડી મને કહ્યું કે, આ જ્ઞાતિના યુદ્ધ વિષે અંબા ! મારો જય કહો, એમ તેણે કહ્યું તોપણ સર્વ વ્યસનના આગમનને જાણતી એવી મેં હે પુરૂષવ્યાઘ્ર ! કહ્યું કે જ્યાં ‘ ધર્મ ત્યાં જય. ’ અને વળી કહ્યું કે ‘ હે પુત્રક ! ’ હે પ્રભો ! યથાર્થ યુદ્ધ કરતો તું મોહ નહિ પામે અને જરૂર દેવની પેઠે શસ્ત્રથી જીતેલા લોકને પ્રાપ્ત થઇશ. ’ હે પ્રભો ! એ રીતે પૂર્વે મેં કહ્યું હતું તેથી આને હું શોચતી નથી પણ હણાયા છે બાંધવ જેના એવા કૃપણ ધૃતરાષ્ટ્રને શોચું છું. હે માધવ ! અસહનશીલ, યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ, અસ્ત્ર શીખેલા, યુદ્ધમાં દુર્મદ, વીરશયનમાં સુતેલા મારા પુત્રને હે માધવ ! તમે જુઓ, શત્રુને તપાવનાર એવો આ મારો પુત્ર, મસ્તકપર અભિષેક કરેલા રાજાઓની આગળ

જતો હતો તે આજ રજવિષે સુતો છે, કાળના વિપર્યયને જૂવો. વીરસેવિત શયનમાં શૂરવીર દુર્યોધન સન્મુખ થઇ સુતો છે માટે કંઇ સુલભ એવી ગતિને પ્રાપ્ત થયો નથી, દુર્લભ એવી ગતિને પ્રાપ્ત થયો. પૂર્વે જેની પાસે રહી શ્રેષ્ઠ સ્ત્રિયો રમાડતી હતી, વીરશયનમાં સુતેલા તેને આજ અમંગલ એવી શિયાળિઓ રમાડે છે. જેને પૂર્વે પાસે રહી બીજા રાજાઓ રમાડતા હતા તે હણાઇ પૃથ્વીતલપર પડેલા તેને આજ ગૃધ્રપક્ષિઓ રમાડે છે. પૂર્વે જેને સ્ત્રિયો, રમ્ય એવા પંખાથી પવન કરતી હતી, તેને આજ પક્ષિઓ પોતાના પક્ષરૂપ વિંજણાથી પવન કરે છે. સિંહ જેમ હસ્તિને હણે તેમ સંગ્રામમાં ભીમસેને પાડેલો, સત્ય પરાક્રમવાળો, બલવાન, મહાબાહુ, આ રણભૂમિમાં સુતો છે હે કૃષ્ણ! ભીમસેને હણેલા, ગદા પાસે લઇ રણશય્યામાં સુતેલા, રૂધિરેકરી વ્યાપ્ત દુર્યોધનને જુઓ. હે કેશવ! પૂર્વે જેણે સંગ્રામ વિષે અક્ષૌહિણી સેના આણી તે દુર્યોધન, અન્યાયથી નિધનને પ્રાપ્ત થયો. સિંહે પાડેલો સિંહજ જાણે હોય નહિ તેમ ભીમસેને પાડેલો મોટા ધનુષવાળો મહા બળવાન દુર્યોધન, રણશય્યામાં સુતો છે. બાળક એવા મંદભાગ્યવાળા આણે વિદુર તથા પિતાનું અપમાન કર્યું તેથી આ મૃત્યુને પ્રાપ્ત થયો. જેની આગળ તેર વર્ષ સૂધી શત્રુની પૃથ્વી રહી આ સમયે હણાયલો એવો તે મારો પૃથ્વીપતિ પુત્ર પૃથ્વી વિષે સુતો છે. હે કૃષ્ણ! હે વાર્ષ્ણેય! હસ્તિ, ગાયો તથા અશ્વે કરી પરિપૂર્ણ દુર્યોધને શિક્ષા કરેલી પૃથ્વિને હું જોતી હતી તેમ ઘણા કાળ રહ્યું નહિ; હે મહાબાહો! હે માધવ! હસ્તિ, ગાયો તથા અશ્વેકરી હીન એવી તેજ પૃથ્વી બીજાઓએ અનુશાસન કરેલી હું જોઉં છું, માટે શું જીવું? પુત્રના વધથી મારૂં અત્યંત કષ્ટ જૂવો, આ સ્ત્રિયો, સંગ્રામમાં હણાયલા શૂરવીરને ચોતરફથી ઉપસેવન કરે છે. હે કૃષ્ણ! વિખરાઇ ગએલા કેશવાળી, સુંદર કટિપશ્ચાદ્ ભાગવાળી, સુવર્ણની વેદી સરખી, લક્ષ્મણની માતા દુર્યોધનની શુભ અંગનાને જૂવો. પૂર્વે રાજા વિદ્યમાન છતે બાળક એવી મનસ્વિની આ સુંદર ભુજવાળા સ્વામિના ભુજનો આશ્રય કરી રમતી હતી, તે મારો પુત્ર પોતાના પુત્ર સહિત હણાયો તેને જોઇ મારૂં હૃદય સો પ્રકારે કેમ વિદીર્ણ થાય નહિ? અનિંદિત એવી આ રૂધિરેકરી સંસિક્ત પુત્રને સુંઘે છે, અને દુર્યોધનને હાથથી પરિમાર્જન કરે છે. મનસ્વિની એવી આ, ભર્તા તથા પુત્રનો શોચ કરે છે. પુત્રને જોઇ શોચ કરતી ઉભી હોય તેવી લાગે છે. હે માધવ! વિસ્તીર્ણ નેત્રવાળી પાંચ આંગળીવાળા બે હાથથી પોતાના મસ્તકને હણી શૂરવીર કુરૂરાજના વક્ષઃસ્થળ પર પડે છે. કમળકોશ સરખી કાંતિ અને પુંડરીક સરખાં નેત્રવાળી પુત્ર તથા ભર્તાના મુખનું માર્જન કરે છે. જો શાસ્ત્ર તથા વેદ સત્ય હોય તો જરૂર આ રાજા બાહુબળે કરી સંપાદન કરેલા લોકને પ્રાપ્ત થાઓ.

**यदि सत्यगमाः संति यदि वैश्रुतयस्तथा ।**
**ध्रुवलोकानवाप्तोयं नृपो बाहुबलार्जितान् ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविलापपर्वणि दुर्योधनदर्शने गुर्जर भाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥**

## અધ્યાય ૧૮ મો. ગાંધારીના શોકોદ્ગાર.

**गांधार्युवाच—पश्य माधव पुत्रान्मे शतसंख्यान् जितक्लमान् ।**
**गदया भीमसेनेन भूयिष्ठं निहतान् रणे ॥ १ ॥**

ગાંધારી કહે છે–હે માધવ ! ભીમસેને ગદાએકરી સંગ્રામમાં હણેલા, જીત્યો છે ખેદ જેમણે એવા શત સંખ્યાંક મારા પુત્રોને જૂવો. છુટા મૂકયા છે કેશ જેમણે, હણાયા છે પુત્ર જેમના એવી બાળક મારી પુત્રવધૂઓ સંગ્રામમાં રડે છે, તે જોઇ મને અતિશય દુઃખ થાય છે. જે સ્ત્રિયો ભૂષણયુક્ત ચરણેકરી પ્રાસાદતળમાં વિચરતી હતી, તે આપદને પ્રાપ્ત થએલી સ્ત્રિયો આ વખતે રૂધિરેકરી આર્દ્ર એવી આ પૃથ્વીનો સ્પર્શ કરે છે. દુઃખથી પીડિત ઘોરતી એવી સ્ત્રિયો, કષ્ટેકરી ગૃધ્ર, શિયાળિયાંઓ તથા વાયસોને દૂર કરે છે, રણભૂમિમાં મત્તની પેઠે વિચરે છે. મુષ્ટિ પ્રમિત છે મધ્ય ભાગ જેનો એવી સુંદર અંગવાળી આ વધૂઓ ઘોર એવા રણસ્થાનને જોઇ અતિ દુઃખિત થઇ આમતેમ પડે છે. હે મહાબાહો ! લક્ષ્મણની માતા એવી આ રાજપુત્રીને રણમાં ફરતી જોઈ મારૂં મન શાંતિ પામતું નથી. કેટલીક ભાઇઓને, કેટલીક પિતૃઓને તથા કેટલીક હણાયેલા પુત્રોને જોઇ સુંદર એવા તેમના મોટા ભુજને ગ્રહણ કરી રણભૂમિમાં રડે છે. હે અપરાજિત ! હણાયા છે બંધુ જેમના એવી મધ્યમા તથા વૃદ્ધ સ્ત્રિયોના સંગ્રામભૂમિ વિષે તથા ખેદદાયક એવા દુઃખિત શબ્દને સાંભળો. હે મહાભુજ ! રથના નીડ અને હણાયલા ગજ તથા વાજિના દેહનો આશ્રય કરી ઉભેલી શ્રમ તથા મોહેકરી આર્ત એવી સ્ત્રિયોને જૂઓ. હે કૃષ્ણ ! કાયા ઉપરથી પડી ગએલી, સુંદર કુંડલયુક્ત ઉંચી છે નાસિકા જેની એવી પોતાના બંધુના મસ્તકને ગ્રહણકરી ઉભેલી જૂઓ. હે અનઘ ! પૂર્વજન્મ વિષે અનિંદિત એવી આ સ્ત્રિયોએ તથા અલ્પમેધવાળી મેં પણ ઘણું પાપ કર્યું હશે એમ હું માનું છું, નહિ તો હે જનાર્દન ! ધર્મરાજથી અમને આ દુઃખ કેમ થાય ? હે વાર્ષ્ણેય ! આ દેહ શુભ તથા પાપ કર્મનાં ફળ ભોગવ્યા વગર નાશ થતો નથી. હે માધવ ! નવી અવસ્થાવાળી, દર્શનીય છે મુખ તથા કુચ જેમના, ઉત્તમ કુળ વિષે ઉત્પન્ન થએલી, લજ્જાવાળી, શ્યામ છે પક્ષ્મ, અક્ષિ તથા કેશ જેમના, હંસના સરખું ગદ્ગદ ભાષણ કરનારીઓ, દુઃખ તથા શોકે કરી પ્રમોહિત, સારસ પક્ષિની સ્ત્રિઓની પેઠે શબ્દ કરતી રણભૂમિમાં પડેલી આ સ્ત્રિયોને જુઓ. કિરણયુક્ત સૂર્ય, પ્રફુલ્લિત કમળ સરખા પ્રકાશવાળાં કમળ સરખાં નેત્રવાળી સ્ત્રિયોના સુંદર એવાં મુખને તપાવે છે. હે વાસુદેવ ! મદોન્મત્ત હસ્તિ સરખો છે ગર્વ જેમને એવા ઇર્ષ્યાવાન મારા પુત્રોનાં અંતઃપુરને આજ હલકાં માણસો જૂવે છે. હે ગોવિંદ ! સારી રીતે હોમેલી અગ્નિ સરખી મારા પુત્રોની પૃથ્વીતલ વિષે પડેલી સેંકડો ચંદ્રાકૃતિ ચિન્હવાળી ઢાલો, સૂર્યસરખી કાંતિવાળી ધ્વજાઓ, સુવર્ણના કવચ, સુવર્ણના નિષ્ક નામના કંઠાભરણ તથા લડાઇ વિષે મસ્તક ઉપર રાખવાની પ્રદીપ્ત ટોપીઓ જૂવો. શત્રુને ઘાત કરનાર શૂરવીર ભીમસેને પીધું છે સર્વ અંગમાંથી રૂધિર જેનું એવો દુઃશાસન અહિં સૂતો છે. દ્યૂત સંબંધી ક્લેશને યાદ કરી દ્રૌપદીએ પ્રેરણા કરેલા, ગદાએકરી હણેલા મારા પુત્રને હે માધવ ! તમે જુઓ. હે જનાર્દન ! ભાઇનું તથા કર્ણનું પ્રિય કરવા ઇચ્છતા આણે દ્યૂતથી જીતેલી પાંચાલીને સભા વિષે કહ્યું હતું કે 'સહદેવ, નકુલ તથા અર્જુન સહિત તું અમારી દાસી થઇ છે, માટે જલદી અમારા ઘરમાં પ્રવેશ કર,' તે વખતે હે કૃષ્ણ ! દુર્યોધન રાજાને મેં કહ્યું હતું કે 'હે પુત્ર ! મૃત્યુપાશથી બંધાયલા શકુનિને છોડી દે અને સમજ. અત્યંત

દુર્બુદ્ધિવાળા, કલહ છે પ્રિય જેને એવા માતુલને જલદી છોડી દઇ પાંડવ સાથે તું સંધિ કર, કેમકે હે દુર્બુદ્ધિવાળા! અસહનશીલ એવા ભીમસેનને તું જાણતો નથી ને ઉંબાડીઆંએ કરી જેમ હસ્તિને વ્યથા કરે તેમ તું તીક્ષ્ણ એવા વાણીરૂપી બાણેકરી તેને વ્યથા પમાડે છે, એ રીતે મેં કહ્યું હતું પણ તેણે મારૂં વચન માન્ય કર્યું નહી તેથી અંદર ક્રુદ્ધ થએલા, તેમના વાણીરૂપ શલ્યને ધારણ કરતા ભીમસેને, સર્પ જેમ ગોવૃષભ વિષે વિષ મૂકે તેમ તેમને વિષે ઘણા દિવસથી એકઠું કરેલું ક્રોધરૂપ વિષ મૂક્યું. સિંહ જેમ મોટા હસ્તિને હણે તેમ ભીમસેને હણેલો દુઃશાસન, મોટા એવા ભુજને વિસ્તારી પૃથ્વી વિષે સુતો છે. અત્યંત અસહનશીલ એવા ક્રુદ્ધ થએલા ભીમસેને સંગ્રામના મધ્યમાં દુઃશાસનના રૂધિરનું પાન કર્યું એ અત્યંત ભયંકર કર્મ કર્યું.

अत्यंतमकरोद्रौद्रं भीमसेनोत्यमर्षणः ।
दुःशासनस्य यत्क्रुद्धो पिबच्छोणितमाहवे ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविकारपर्वणि गांधारीवाक्ये गुर्जरभाषायामष्टादशोऽध्यायः ॥ १८ ॥

## અધ્યાય ૧૯ મો. ગાંધારીનો વિલાપ [ ચાલુ ]

गांधार्युवाच—एवमाद्यत्र पुत्रो मे विकर्णः प्राज्ञसंमतः ।
भूमौ विनिहतः शेते भीमेन शतधा कृतः ॥ १ ॥

ગાંધારી કહે છે—હે માધવ! પ્રાજ્ઞ સંમત એવો આ મારો પુત્ર વિકર્ણ, ભીમે હણી સો પ્રકારે વિદીર્ણ કરેલો પૃથ્વીપર સુતો છે. હે મધુસૂદન! શરદ્ઋતુમાં નીલ મેઘના મધ્યમાં રહેલો ચંદ્ર હોય નહિ તેમ હણાયલો તે વિકર્ણ હસ્તિઓના મધ્યમાં સુતો છે. ધનુષ ગ્રહણ કરવાથી થયો છે લીસોટો જેમાં એવો મોજાયુક્ત આનો મોટો હાથ, ભક્ષણ કરવાની કામનાવાળા ગૃધ્રોએ કંઇક છેદેલો દેખાય છે. હે માધવ! તપસ્વિની બાલક એવી આની સ્ત્રી માંસને ઇચ્છતા ગૃધ્ર તથા કાગડાઓને વારે છે પણ વારવા સમર્થ થતી નથી. હે પુરૂષર્ષભ! યુવાવસ્થાવાળો, દેવસરખો, શૂરવીર, સુખથી રહેલો, સુખને યોગ્ય વિકર્ણ, હે માધવ! આ વખતે રજ વિષે સુતો છે. સંગ્રામવિષે કર્ણિ, નાલીક, તથા નારાચ નામનાં બાણેકરી ભેદાયાં છે મર્મસ્થાન જેનાં એવા ભરતકુળમાં અત્યંત શ્રેષ્ઠ વિકર્ણને હજી સુધી લક્ષ્મી છોડતી નથી. સંગ્રામમાં શૂરવીર પોતાની પ્રતિજ્ઞા પાલન કરનાર ભીમસેને સંગ્રામમાં હણેલો શત્રુગણને હણનાર આમ દુર્મુખ પડયો છે. હે કૃષ્ણ! હે તાત! શિકારી પશુઓએ અરધું ભક્ષણ કરેલું તેનું આ મુખ સપ્તમીના ચંદ્રમાની પેઠે અધિક શોભે છે. હે કૃષ્ણ! શૂરવીર એવા એનું આવું મુખ તો જુવો. શત્રુઓએ કેમ રીતે હણેલો મારો પુત્ર રજને ગળે છે. હે સૌમ્ય! સંગ્રામ વિષે જેની સન્મુખ ઉભા રહેવા કોઇ સમર્થ થાય નહિ, દેવલોકને જીતનાર તે દુર્મુખને શત્રુએ કેમ હણ્યો? હે મધુસૂદન! ધનુષ્માનની પ્રતિમારૂપ હણાયલા, પૃથ્વીવિષે સુતેલા આ મારા પુત્ર ચિત્રસેનને જુવો. વિચિત્ર પ્રકારની માલતીના પુષ્પની માળા તથા આભરણ

વાળો તેને રૂદન કરતી શોકેકરી કર્શિત એવી યુવતી સ્ત્રિયો માંસ ખાનાર પ્રાણિગણ સહિત સેવે છે. હે કૃષ્ણ ! સ્ત્રિયોના રૂદિતનો શબ્દ અને શિકારી પ્રાણિઓની ગર્જનાઓ અને વિચિત્ર પ્રકારનું ભાસે છે. હે માધવ ! યૂવા, દેવસરખો, નિરંતર અવર સ્ત્રિયોએ સેવિત હણાયેલો આ વિવિંશતિ રજ વિષે સુતો છે. હે કૃષ્ણ ! બાણથી કપાયું છે કવચ જેનું એવો સંગ્રામ વિષે હણાયલા શૂરવીર વિવિંશતિને ગૃધ્ર પક્ષિઓ ચોતરફથી વીંટીને બેઠાં છે તેને તમે જુઓ. શૂરવીર એવો સંગ્રામમાં પાંડવોની સેના પ્રત્યે પ્રવેશ કરી તેમનો શત્રુ એવો તે, સત્પુરૂષને ઉચિત એવી વીરશય્યામાં સુતો છે. હે કૃષ્ણ ! હાસ્યયુકત, સુંદર નાસિકા તથા સુંદર ભ્રૂકુટી વા ચંદ્રની જેને ઉપમા અપાય એવા વિવિંશતિના અત્યંત શુભ વદનને જુવો. ક્રીડા કરતા ગંધર્વને જેમ હજારો દેવકન્યાઓ ચોતરફથી સેવન કરે તેમ આને શ્રેષ્ઠ સ્ત્રિયો સેવે છે. પારકા સૈન્યને હણનાર, શૂરવીર, સંગ્રામમાં શોભિતા, શત્રુઓને નાશ કરનાર, દુઃખેકરી સહન થાય નહિ એવા આને કોણ સહન કરી શકે ? પોતાવિષે રહેલા પ્રફુલ્લિત એવા કર્ણિકારના વૃક્ષેકરી યુકત પર્વતની પેઠે બાણેકરી વીંટાઇ ગએલું દુઃસહ આનું શરીર દીસે છે. અગ્નિએકરી શ્વેત પર્વત શોભે તેવો સુવર્ણની માળા તથા પ્રકાશવાન કવચેકરી પ્રાણ રહિત દુઃસહ લામતો પણ તે શોભે છે.

शातकौम्भ्यास्रजाभाति कवचेन च भास्वता ।
अग्निनेवगिरिः श्वेतो गतासुरपिदु:सहः ॥

**इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविलापपर्वणि गांधारीवाक्ये गुर्जर-भाषायामेकोनविंशोऽध्यायः ॥ १९ ॥**

## અધ્યાય ૨૦ મો. ઉત્તરાના શોકનું વર્ણન.

**गांधार्युवाच—**अध्यर्धगुणमाहुर्यंबले शौर्ये च केशव ।
पित्रात्वया च दाशार्ह दृप्तंसिंहमिवोत्कटं ॥ १ ॥

ગાંધારી કહે છે—હે કેશવ ! હે દાશાર્હ ! મદોન્મત્ત સિંહની પેઠે ઉત્કટ એવા જેને બળ તથા શૌર્ય વિષે પિતા તથા તમારાથી દોઢ ઘણો કહે છે અને જેણે એકલે, દુઃખેકરી કોઇથી ભેદી શકાય નહિ એવી મારા પુત્રની સેનાને ભેદી તે અભિમન્યુ, બીજાઓનો મૃત્યુ થઇ પોતે પણ છેવટ મૃત્યુવશ થયો. હે કૃષ્ણ ! અમિત તેજવાળા અર્જુનના પુત્ર અભિમન્યુની હણાયો છે તોપણ કાંતિ ઝાંખી થતી નથી. આ પીડિત તથા અનિંદિત એવી દુહિતાને ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનની પુત્રવધૂ ઉત્તરા, બાલક એવા શૂરવીર પતિને જોઇ શોચ કરે છે, હે કૃષ્ણ ! ભાર્યા એવી આ વિરાટ રાજાની દુહિતા સ્વામિની પાસે જઇ હાથથી તેનું પરિમાર્જન કરે છે. અભિમન્યુની સુંદર રૂપવાળી મનસ્વિની એવી આ ભામિની, પ્રફુલ્લિત કમળ સરખાં નેત્ર, કંબુસરખો કંઠ તથા વૃત્તાકાર મસ્તકવાળા તેના મુખને સુંઘી દ્રાક્ષાજન્ય મદેકરી મૂર્છિત એવી લજ્જાયુક્ત થઇને તેને મળતી હતી. તે આ સમયે હે કૃષ્ણ ! સુવર્ણથી શોભિતા, રૂધિરેકરી સંદિગ્ધ એવા તેના કવચને છોડી શરીરને જૂવે છે. હે કૃષ્ણ ! તેને જોતી બાલા એવી તે

તમને કહે છે કે, હે પુંડરીકાક્ષ ! હે અનઘ ! તમારા સરખાં નેત્રવાળો, બળ, પરાક્રમ તથા તેજેકરીને તમારા સરખો, શત્રુઓએ પાડેલો આ પૃથ્વીપર સુતો છે. અરે હે સ્વામિન્ ! અત્યંત સુકુમાર, રંકુમૃગના ચર્મમાં સુવાવાળા તમારૂં શરીર આ પૃથ્વીપર કેમ તપાયમાન થતું નથી? હાથીની સુંઢ સરખા, પ્રત્યંચાના લાગવાથી કઠિન ત્વચાવાળા, સુવર્ણના બાજુબંધવાળા, વિપુલ બાહુને વિસ્તારી ઘણી મહેનત કરી શ્રમથી સુખેકરી સુતા હોય નહીં જાણે તેની પેઠે કેમ સુતા છો ? આ રીતે વિલાપ કરતી પીડિત એવી તે રુવે છે. " મારી સાથે કેમ બોલતા નથી ? તમારો અપરાધ હું યાદ કરતી નથી તોપણ મારી સાથે કેમ બોલતા નથી ? અરેરે ! તમે પૂર્વે મને દૂરથી જોઇનેજ મારી સાથે બોલતા હતા તે તમે મારો કયો અપરાધ યાદ કરી આ વખતે મારી સાથે બોલતા નથી ? હે આર્ય પુત્ર ! આર્ત એવા સુભદ્રાને, દેવતાઓની જેમને ઉપમા અપાય એવા પિતૃઓને તથા દુઃખથી પીડિત એવી મને પણ છોડી દઇ તમે ક્યાં જતા રહ્યા ? " એમ વિલાપ કરી પછી રૂધિરેકરી દિગ્ધ એવા તેના કેશને હાથથી સમા કરી, ખોળામાં તેનું મસ્તક રાખી, વાસુદેવના ભાણેજ અને ગાંડિવ ધનુષ ધરનાર અર્જુનના પુત્ર તેને જાણે જીવતો હોય નહિ તેની પેઠે પૂછે છે કે, " રણના મધ્યમાં રહેલા તમોને એ મહારથિઓએ કેમ હણ્યા ? ક્રૂર કર્મ કરનાર એવા તે કૃપ, કર્ણ તથા જયદ્રથને ધિક્કાર પડો. તેમજ દ્રોણ તથા અશ્વત્થામાને પણ ધિક્કાર છે, કેમકે જેમણે મળી મને વિધવા કરી. બાલક એવા એકલા તમને વીંટી લઇ મને દુઃખ થવા વાસ્તે હણતા એવા રથિઓમાં શ્રેષ્ઠ તે સર્વનું મન કેવું નિષ્ઠુર હશે ? હે વીર ! પાંડવ તથા પંચાલ જોતાં નાથવાન એવા તમે અનાથની પેઠે નિધનને પ્રાપ્ત થયા ! સંગ્રામ વિષે ઘણાકે મળી હણેલા તમને જોઇ પુરૂષમાં સિંહરૂપ શૂરવીર તમારા પિતા પાંડુપુત્ર અર્જુન કેમ જીવતા રહ્યા ? હે પુષ્કરેક્ષણ ! વિપુલ એવો રાજ્ય લાભ તથા શત્રુઓનો પરાભવ પણ તમારા વગર પાંડવોને પ્રીતિ આપશે નહિ હે આર્ય પુત્ર ! તમે શસ્ત્રથી જીતેલા લોક પ્રત્યે ધર્મ તથા દમેકરી જલદી હું પાછળ આવીશ; એટલે ત્યાં મારૂં પાલન કરજો. કેમકે સંગ્રામમાં હણાયલા તમને જોઇ દુર્ભાગ્ય એવી હું જે જીવું તેથી કાળ પ્રાપ્ત થયા વગર પણ કોઇ કારણથી દુર્મરણ પામી તમારી પાછળ આવુંતે સારૂં. હે નરવ્યાઘ્ર ! પિતૃલોકમાં જઇ હાસ્યયુક્ત મનોહર વાણીએકરી મારી પેઠે બીજી કોને આમંત્રણ કરશો ? જરૂર સ્વર્ગમાં અપ્સરાઓના મનને મંથન કરશો. પુણ્યકૃત લોકને પ્રાપ્ત થઇ પરમ રૂપથી અને હાસ્યપૂર્વક વાણીએકરી અપ્સરાઓ સાથે રમશો. હે સૌભદ્ર ! એ રીતે સ્વર્ગમાં વિહાર કરતા તમો મારાં સુકૃતને વખતે યાદ કરજો. મારી સાથે તો તમે ષણ્માસ પર્યંત જેટલોજ સહવાસ કર્યો. હે વીર ! સાતમા માસ વિષે તમે નિધનને પ્રાપ્ત થયા." એ રીતે કહ્યાં છે વચન જેણે એવી દુઃખિત, ફોગટ છે સંકલ્પ જેનો એવી ઉત્તરાને મત્સ્યરાજાની કુલસ્ત્રિયો, પોતા તરફ બોલાવે છે. અત્યંત પીડિત એવી મત્સ્યરાજની સ્ત્રિયો, પીડિત ઉત્તરાને આકર્ષણ કરી હણાયલા વિરાટને જોઇ આક્રોશ તથા વિલાપ કરે છે. દ્રોણનાં અસ્ત્ર તથા બાણેકરી કપાયલા, રણભૂમિ વિષે સુતેલા, રૂધિરે વ્યાપ્ત એવા વિરાટને આ ગૃધ્ર શિયાળિયાં તથા વાયસ ભક્ષણ કરવા આવે છે. એ રીતે પક્ષિઓએ ભક્ષણ કરવા માંડેલા વિરાટને જોઇ આતુર એવી અસિતનેત્રવાળી તે સ્ત્રિયો, પક્ષિઓને વારવા સમર્થ થતી નથી. તડકા તથા આયાસથી તપ્ત એવાં આ સ્ત્રિયોનાં શ્રમેકરી વિવર્ણ થએલાં વક્ત્રોની આકૃતિ વિવર્ણ થઇ ગઇ છે. ઉત્તર, અભિમન્યુ, કાંબોજ દેશનો સુદક્ષિણ વગેરે હણાયલા આ શિશુઓને જુઓ. તેમજ હે માધવ ! સંગ્રામને મોખરે સુતેલા સુંદર દેખાવવાળા લક્ષ્મણને જુવો.

शिशुमेतान् हतान् पश्य लक्ष्मणं च सुदर्शनं ।
अयोधनशिरोमध्ये शयानं पश्य माधव ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविलापपर्वणि गांधारीवाक्ये गुर्जर भाषायां विंशतितमोऽध्यायः ॥ २० ॥

---

## અધ્યાય ૨૧ મો. કર્ણને સંભારીને ગાંધારીનું રૂદન.

गांधार्युवाच—एष वैकर्तनः शेते महेष्वासो महारथः ।
ज्वलितानलवत्संख्ये संशांतः पार्थतेजसा ॥ १ ॥

ગાંધારી કહે છે—પાર્થના તેજથી સંશાંત થએલા પ્રજ્વલિત અગ્નિ સરખો, મોટા ધનુષવાળો, મહારથિ આ કર્ણ સુતો છે. ઘણાક અતિરથિઓને હણી પૃથ્વી વિષે પડેલા રૂધિરના ઓઘેકરી વ્યાપ્ત છે અંગ જેનું એવા સૂર્યપુત્ર કર્ણને જુવો. અસહનશીલ, ઘણા કાળનો છે રોષ જેને એવા મોટા ધનુષવાળો, ગાંડિવ ધનુષ ધરનાર, અર્જુને હણેલો, શૂરવીર, મહા બળવાન કર્ણ, રણ વિષે સુતો છે. મહારથિ એવા મારા પુત્રોએ પાંડવના ત્રાસથી હસ્તિએ જેમ યુથપતિને આગળ કરે તેમ કર્ણને આગળ કરી પાંડવ સાથે યુદ્ધ કર્યું. મદોન્મત્ત હસ્તિ જેમ હસ્તિને પાડે અને સિંહ જેમ શાર્દૂલને પાડે તેમ સંગ્રામમાં અર્જુને પાડેલા શૂરવીર કર્ણને, હે પુરૂષવ્યાઘ્ર! વિખરાયા છે કેશ જેમના એવી રૂદન કરતી સ્ત્રિયો સેવન કરે છે. જેનાથી નિરંતર ઉદ્વિગ્ન ધર્મરાજ યુધિષ્ઠિર, તેર વર્ષ સુધી જે સંબંધી વિચાર કરતાં નિદ્રાને પ્રાપ્ત થતા ન હતા, યુદ્ધ વિષે શત્રુઓએ ઇંદ્રની પેઠે અનાધૃષ્ય, પ્રલય સમયના અગ્નિ સરખો જ્વાલાયુક્ત, હિમવાન સરખો:નિશ્ચલ, હે માધવ! શૂરવીર એવા દુર્યોધનનું શરણ થઇ વાયુએ કરી ભગ્ન થએલા વૃક્ષની પેઠે હણાયલો તે, પૃથ્વી પર સુતો છે. વૃષસેનના માતા દયા આવે તે રીતે વિલાપ કરતી, રૂદન કરતી, પૃથ્વી પર પડેલી કર્ણની પત્નીને જુવો. તે કેવી રીતે રૂદન કરે છે. 'અરે હે સ્વામિન્! આચાર્યનો શાપ તમને જરૂર લાગ્યો, કેમકે આ ચક્રને પૃથ્વીએ ગળ્યું, એટલે સંગ્રામમાં શોભિતા અર્જુને બાણેકરી તમારૂં મસ્તક કાપી નાંખ્યું અને આ જીવિતને હવે ધિક્કાર છે. એમ કહી સુવર્ણની બાંધી છે કમરપટ્ટા સરખી દોરી જેણે એવા ઘણા બળવાળા કર્ણને જોઇ અત્યંત પીડિત થએલી, રૂદન કરતી, સુષેણની માતા સંજ્ઞા રહિત થઇ પડી છે ને શરીરને ભક્ષણ કરનાર એવાં ચોતરફથી ભક્ષણ કરતાં પ્રાણિઓએ કર્યો છે બાકી અવશેષ જેને એવો મહાત્મા આ, કૃષ્ણ પક્ષના ચાદમા દિવસના ચંદ્રની પેઠે જોવાથી આપણને હર્ષ કરનાર થતો નથી. પુત્રના વધેકરી સંતપ્ત દીન તે પૃથ્વી પર પડેલી વળી પાછી ઉઠી કર્ણના મુખને સુંઘી રૂદન કરે છે.

सा वर्तमाना पतितापृथिव्यामुत्थाय दीना पुनरेव चैषा ।
कर्णस्य वक्त्रं परिजिघ्रमाणा रोरूयते पुत्रवधाभितप्ता ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविलापपर्वणि गुर्जरभाषायां कर्णदर्शनोनामैकविंशतितमोऽध्यायः ॥ २१ ॥

## અધ્યાય ૨૨ મો. મુએલા રાજાઓ માટે વિલાપ.

**गांधार्युवाच—आवंत्यंभीमसेनेन भक्षयंति निपातितं ।**
**गृध्रगोमायवः शूरं बहुबंधुमबंधुवत् ॥ १ ॥**

ગાંધારી કહે છે—ભીમસેને પાડેલા, શૂરવીર બંધુવાળા આવંત્યને બંધુ વગરનાની પેઠે ગૃધ્ર તથા શિયાળિયાં ભક્ષણ કરે છે. હે મધુસૂદન ! શત્રુઓનો નાશ કરી વીરશયનમાં સુતેલા, રૂધિરેકરી વ્યાપ્ત એવા તેને તમે જુવો. તેને શૃગાલ, કંક, તથા માંસ ખાનાર બીજાં અનેક પ્રાણિઓ, તે માર્ગે ખેંચે છે. કાળનો વિપર્યય તો જુવો. વીરશયનમાં સુતેલા, શૂરવીર, આક્રંદ કરનાર આવંત્ય રાજાને રૂદન કરતી સ્ત્રિયો ચોતરફથી સેવે છે. હે કૃષ્ણ ! ભલ્લ નામના બાણથી હણેલા, મોટા ધનુષવાળા, પ્રતીપના પુત્ર સારી રીતે સુતેલા સિંહ સરખા મનસ્વી એવા બાહ્લીકને જુવો. હણાયલો છે તોપણ આના મુખનો વર્ણ, પૂર્ણિમાના ઉદય થએલા પરિપૂર્ણ ચંદ્ર સરખો અત્યંત શોભે છે. પુત્રના શોકથી અભિસંતપ્ત પોતાની પતિવ્રતાને અભિરક્ષણ કરતા અર્જુને સંગ્રામ વિષે જયદ્રથને પાડ્યો. અગિયાર અક્ષોહિણી સેનાને ભેદી પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા ઈચ્છતા, મહાત્મા અર્જુને હણેલા, ચોતરફથી રક્ષણ કરેલા, આ જયદ્રથને જુવો. સિંધુ સૌવીરનો ભર્તા, ગર્વેકરી પૂર્ણ મનસ્વી એવા જયદ્રથને હે જનાર્દન ! શિયાળ તથા ગૃધ્રો ભક્ષણ કરે છે. હે અચ્યુત ! અનુરક્ત એવી સ્ત્રિયોએ સારી રીતે રક્ષણ કરેલા તેને ભય આપતી એવી શિયાળો પાસે રહેલાં નીમ્ન એવાં વન પ્રત્યે ખેંચે છે. સિંધુ સૌવીરના પતિ ચોતરફથી રક્ષણ કરેલા, મહાબાહુને કાંબોજ તથા યવનની સ્ત્રિયો સેવે છે, જયદ્રથ જ્યારે દ્રૌપદીને લઇ કેકયસહિત નાઠો હતો, ત્યારે હે જનાર્દન ! પાંડવોને વધ્ય હતો, પણ દુઃશલાને માન આપી છોડી દીધો. હે કૃષ્ણ ! તેની પેઠે હાલ પણ તે પાંડવોએ તેને માન શું કરવા ન આપ્યું ? આ દુઃખિત તથા વિલાપ કરતી મારી બાલક પુત્રી પોતે પોતાને હણે છે અને પાંડવોને આક્રોશ કરે છે, હે કૃષ્ણ ! એથી મને અધિક દુઃખ શું હોય ? બાલક એવી પુત્રી વિધવા અને હણાયા છે ઇશ્વર જેના એવી પુત્રવધૂઓને જોઉં છું તે મને ધિઃક્કાર છે, શોક તથા ભયરહિત જાણે હોય નહિ એવી દુઃશલાને જુવો. સ્વામિના મસ્તકને ન પ્રાપ્ત થવાથી અહિં ત્યાં દોડે છે. જેણે પુત્રના રક્ષણને ઇચ્છનાર સર્વ પાંડવોને વારી રાખ્યા હતા તે ઘણીક સેનાઓને હણી પોતે મૃત્યુવશ થયો. મદોન્મત્ત હસ્તિ સરખા, પરમ દુર્જય એવા તે શૂરવીરને વીંટી લઇ ચંદ્ર સરખાં મુખવાળી આ સ્ત્રિયો રૂદન કરે છે.

**तं मत्तमिव मातंगे वरं परमदुर्जयं ।**
**परिवार्य रुदंत्येताः स्त्रियश्चंद्रोपमाननाः ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविलापपर्वणि गांधारीवाक्ये कुमारभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥**

## અધ્યાય ૨૩ મો. શલ્યાદિક માટે શોક.

**गांधार्युवाच—एष शल्यो हतः शेते साक्षान्नकुलमातुलः ।**
**धर्मज्ञेन हतस्तात धर्मराज्ञेन संयुगे ॥ १ ॥**

ગાંધારી કહે છે—હે તાત! સંગ્રામમાં ધર્મજ્ઞ ધર્મરાજાએ હણેલો નકુલનો માતુલ આ સાક્ષાત્ શલ્ય સૂતો છે, હે પુરૂષર્ષભ! જે હમેશ તમારી સાથે સ્પર્ધા કરતો હતો, પણ હણાયલો તે આજે રણમાં સૂતો છે. હે તાત! યુદ્ધમાં કર્ણના રથને ચલાવતાં જેણે પાંડવોના જય વાસ્તે કર્ણનો તેજોવધ કર્યો હતો તેને ધિક્કાર છે. હે કૃષ્ણ! કમળપત્ર સરખાં છે નેત્ર જેનાં, કાગડાઓએ ચોતરફથી કોતરેલા, વ્રણ રહિત, શલ્યના પૂર્ણ ચંદ્ર સરખા મુખને જુવો. સુવર્ણ સરખી કાંતિવાળાઓની તપાવેલ સુવર્ણ સરખી કાંતિવાળી જિન્હા મુખમાંથી બહાર નિકળી પડી છે, તેને પક્ષિઓ ભક્ષણ કરે છે. યુધિષ્ઠિરે હણેલા, સંગ્રામમાં શોભિતા, મદ્રરાજને રૂદન કરતી કુલાંગનાઓ સેવે છે. અત્યંત સૂક્ષ્મ વસ્ત્રવાળી આક્રોશ કરતી આ ક્ષત્રિયાણીઓ ક્ષત્રિયમાં શ્રેષ્ઠ એવા મદ્રરાજને પ્રાપ્ત થઈ એકવાર પ્રસૂત થયેલી હસ્તિનીઓ જેમ પંકજમાં ડુબેલા હસ્તિને વીંટી લે તેમ ચોતરફથી વીંટી લઇ બેઠી છે. હે વિષ્ણુનંદન! વીરશયનમાં સુતેલા બાણથી હણાયલા શરણ આપનાર, શૂરવીર શલ્યને જુવો. હાથમાં અંકુશ ધરેલો, શ્રીમાન પૃથ્વીપર પડેલો પર્વતમાં રહેનાર, પ્રતાપવાન આ ભગદત્તરાજા સૂતો છે. શિકારી પશુઓએ ભક્ષણ કરવા માંડેલા જેના કેશને જાણે શોભાવતી હોય નહિ એવી સુવર્ણમયી આ માળા તેના મસ્તકપર શોભે છે. આની સાથે અર્જુનનું ઇન્દ્ર તથા વૃત્રાસુરના જેવું રૂંવાં ઉભા કરનાર અતિ ઉગ્ર દારૂણ યુદ્ધ થયું હતું, મહાબાહુ આ, ધનંજય—અર્જુન સાથે યુદ્ધ કરી એને સંશયમાં નાંખી કુંતિપુત્રે પાડયો. જેના સરખો શૌર્ય તથા પરાક્રમવિષે લોકમાં કોઇ છે નહિ. સંગ્રામમાં ભયંકર કર્મ કરનાર હણાયલા ભીષ્મ પણ સૂતા છે. હે કૃષ્ણ! યુગાંત વિષે કાળેકરી આકાશમાંથી પડેલા જાણે સૂર્ય હોય નહિ એમ સૂતેલા, સૂર્યસરખી કાંતિવાળા, શંતનુ પુત્ર ભીષ્મને જુવો. હે કેશવ! પરાક્રમી, શસ્ત્રના તાપથી સંગ્રામમાં શત્રુઓને તપાવી નરરૂપી સૂર્ય, સૂર્ય જેમ અસ્ત થાય તેમ અસ્તને પામે છે. શૂરપુરૂષોએ સેવેલા, વીરશયનમાં સૂતેલા, ઉર્ધ્વ છે વીર્ય જેનું એવા બાણશય્યામાં રહેલા અચ્યુત ભીષ્મને જૂવો. કર્ણિ, નાલિક, તથા નારાચ નામના બાણેકરી ઉત્તમ શયન રચી તેમાં બેસી કાર્તિકસ્વામિ જેમ શર નામના તૃણવનમાં શયન કરે તેમ તેમાં સૂતા છે. ગંગાપુત્ર ભીષ્મ, ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને આપેલાં ત્રણ બાણેકરી યુક્ત, રૂ વગરનું શ્રેષ્ઠ ઓશિકું મૂકી પિતાની આજ્ઞા પાળતા ઉંચું છે વીર્ય જેનું, એવા મોટા યશવાળા, યુદ્ધવિષે બીજાને જેની ઉપમા અપાય નહિ એવા હે માધવ! આ શંતનુ પુત્ર ભીષ્મ સૂતા છે. હે તાત! ધર્માત્મા, સર્વજ્ઞ પોતે મર્ત્ય છતાં અમર્ત્યની પેઠે તત્વજ્ઞાનના બળથી પ્રાણને ધારણ કરી રાખ્યા; યુદ્ધ વિષે જેની આગળ કોઇ કુશલ વિદ્વાન તથા પરાક્રમી ન છતાં બાણેકરી હણાયલા શંતનુ પુત્ર ભીષ્મ આજ રણભૂમિમાં સૂતા છે. પાંડવોએ જેને પૂછયું એવા સત્યવાદી તથા ધર્મજ્ઞ આ શૂરવીરે પોતાનું મૃત્યુ પાંડવોને કહ્યું. જેણે નાશ પામેલા કુરૂના વંશને પાછો ઉદ્ધાર કર્યો હતો, મહા બુદ્ધિવાળા કૌરવો સહિત પરાભવને પ્રાપ્ત થયા. હવે હે માધવ! દેવ સરખા પુરૂષમાં શ્રેષ્ઠ એવા દેવવ્રત ભીષ્મ સ્વર્ગમાં ગયા માટે અહેરમાં ધર્મની બાબતમાં કૌરવો કોને પૂછશે? અર્જુનને નિયમમાં રાખનાર, સાત્યકિના આચાર્ય, કૌરવોના ગુરૂ રણભૂમિમાં પડેલા ઉત્તમ દ્રોણને જુવો. હે માધવ! ચાર પ્રકારનાં

અર્જુનને જેવી રીતે ઇન્દ્ર તથા મહા પરાક્રમી પરશુરામ જાણે તેજ રીતે દ્રોણ જાણતા હતા. જેના પ્રસાદથી પાંડુપુત્ર અર્જુને દુષ્કર એવું કર્મ કર્યું, સંગ્રામવિષે હણાયલા એમને અસ્ત્રોએ પણ પાલન કર્યાં નહિ. જેને આગળ કરી કૌરવોએ સંગ્રામવિષે પાંડવોને બોલાવ્યા, શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા આ દ્રોણ શસ્ત્રોકરી હણાયા. સેનાને દહન કરતા જેની ગતિ અગ્નિના સરખી થતી એવા હણાયલા તે, શાંત છે જ્વાલા જેની એવો અગ્નિ હોય નહીં તેની પેઠે પૃથ્વીપર સુતા છે. હે માધવ! દ્રોણ હણાયા છે તોપણ વિખરાય નહિ એવી ધનુષની મુષ્ટિ તથા હાથના મોજા, જાણે જીવતા ન હોય તેવા દેખાય છે. શૂરવીર દ્રોણ થકી હે કેશવ! ચારવેદ તથા અસ્ત્ર, પૂર્વે જેમ પ્રજાપતિથકી દૂર થયાં ન હતાં એમ દ્રોણના વંદન યોગ્ય, બંદિજનોએ વંદન કરેલા સેંકડો શિષ્યોએ પૂજિત શુભાચરણને શિયાળિયાં ખેંચે છે. હે મધુસૂદન! દ્રુપદપુત્રે હણેલા દ્રોણને દુઃખેકરી હણાઇ છે ચેતના જેની એવી કૃપી, કૃપણની પેઠે રુવે છે. રુદન કરતી પીડિત એવી છુટા કેશવાળી તે હે કેશવ! શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ને બાણેકરી ભેદ્યું છે કવચ જેનું એવા હણાયલા દ્રોણપતિની ઉપાસના કરતી એવી કૃપીને જુવો. જટિલા, બ્રહ્મચારિણી, આતુર એવી સુકુમારી, યશસ્વિની, પ્રેતકૃત્યમાં યત્ન કરતી કૃપી વિધિવત્ અગ્નિનું આરાધન કરી ચોતરફ ચિતાને પ્રજ્વલિત કરી દ્રોણને, અંદર રાખી, સામ ગાનારા બ્રાહ્મણો, ત્રણ સામ ગાય છે, અને એ જટિલ એવા બ્રહ્મચારિઓ, હે માધવ! ધનુષ. શક્તિઓ, રથના નીડ તથા બીજાં વિવિધ પ્રકારનાં બાણેકરી ચિતા સમી કરી ઘણા તેજવાળા દ્રોણને બાળી તેઓ, દ્રોણની પ્રશંસા સાથે રુદન કરે છે. બીજા કેટલાક, અગ્નિવિષે અગ્નિનું આરાધન કરી હુતાશનવિષે દ્રોણને હોમી અંતસ્થ એવા ત્રણ સામેકરી અનુશંસન કરે છે, પછી દ્રોણના શિષ્ય એવા બ્રાહ્મણ, ચિતાને અપસવ્ય કરી કૃપીને આગળ કરી ગંગાની સન્મુખ ગયા.

**गच्छंत्यभिमुखा गंगां द्रोणशिष्याद्विजातयः ।**
**अपसव्यां चितिं कृत्वा पुरःस्कृत्य कृपीं च ते ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वाणि स्त्रीविलापपर्वाणि गांधारीवचने गुर्जरभाषायां त्रयविंशोऽध्यायः ॥ २३ ॥**



## અધ્યાય ૨૪ મો. રાજાઓ માટે શોક.

**गांधार्युवाच—सोमदत्तसुतं पश्य युयुधानेन पातितं ।**
**वितुद्यमानं विहगैर्बहुभिर्माधवांतिके ॥ १ ॥**

ગાંધારી કહે છે—હે માધવ! યુયુધાને પાડેલા, પાસે રહેલા ઘણાક પક્ષિઓએ વ્યથા પમાડેલા સોમદત્તના પુત્રને જુવો. હે જનાર્દન! પુત્રના શોકેકરી અભિસંતપ્ત એવો સોમદત્ત મોટા ધનુષવાળા યુયુધાનને નિંદતો હોય નહિ એવો દેખાય છે. શોકેકરી વ્યાપ્ત અનિંદિત એવી આ ભૂરિશ્રવાની માતા, પોતાના ભર્તા સોમદત્તને આશ્વાસના કરે છે. હે મહારાજ! દારુણ એવો આ ભરતનો ક્ષય તથા પ્રલય સરખું ઘોર એવું કૌરવોનું આક્રંદ નસે ન

જોયું એ, ઘણું સારૂં થયું. તેમજ યૂપ છે ધ્વજવિષે જેને એવા ઘણાક શસ્ત્ર દેનાર અનેક યજ્ઞથી યજન કરનાર, હણાયલા, શૂરવીર પુત્રને તમે ન જોયો એ પણ ઘણું સારૂં થયું. હે મહારાજ ! સમુદ્રમાં સારસ પક્ષિની સ્ત્રિયો જેમ વિલાપ કરે તેમ આક્રંદ કરતી પુત્રવધૂઓનો ઘોર એવો ઘણોક વિલાપ નથી સાંભળતા, એ પણ સારૂં થયું. એક વસ્ત્રમાંથી અર્ધાએકરી માથાં ઢાંકેલીઓ, છૂટા કેશવાળી અને હણાયા છે પુત્ર તથા પતિ જેમના એવી તમારી પુત્રવધૂઓ પાછળ હિંસક પ્રાણીઓ ચોતરફ દોડે છે. પશુઓએ ભક્ષણ કરવા માંડેલા, કપાઈ ગયો છે બાહુ જેનો, પુરૂષમાં સિંહરૂપ અર્જુને પાડેલા પુત્રને તમે નથી જોતા એ સારૂં થયું. સંગ્રામમાં હણાયલા ભૂરિશ્રવાને તથા દુઃખિત એવી સર્વ વિવિધ પ્રકારની પુત્રવધૂઓને તમે નથી જોતા એ પણ શલ્યને સારૂં થયું. તેમજ યૂપ છે ધ્વજ વિષે જેને એવા મહાત્મા ભૂરિશ્રવાનું રથમાં બેસવાને ઠેકાણે પડેલા સુવર્ણના છત્રને પણ તમે જોયું નહિ એ ઠીક થયું. અસિત નેત્રવાળી આ ભૂરિશ્રવાની સ્ત્રિયો, સાત્યકિએ હણેલા સ્વામિને વીંટી લઇ શોચ કરે છે. હે કેશવ ! ભર્તાના શોકેકરી કર્શિત એવી આ સ્ત્રિયો, દયા આવે તે રીતે વિલાપ કરી કૃપણની પેઠે પૃથ્વીપર પડે છે. અતિ નિર્મળ કર્મવાળા અર્જુને અતિ બીભત્સ એવું એ કર્મ કેમ કર્યું? જે યજન કરનાર શૂરવીર ભૂરિશ્રવાનો બાહુ કાપી નાખ્યો, સાત્યકિએ વળી તેથી પણ અત્યંત પાપ કર્મ કર્યું, કે અન્ન જલનો ત્યાગ કરી ઉભેલા તીક્ષ્ણ બુદ્ધિવાળા તેને માર્યો. હે ધાર્મિક ! અધર્મેકરી બેઉને મળી હણેલા એકલા તમે સૂતા છો પણ સત્પુરૂષોની ગોષ્ટીવિષે કે સભાવિષે અપુણ્ય તથા અપકીર્ત્તિને આપનારૂં એવું આ કર્મ કરનાર સાત્યકિ શું કહેશે ? હે માધવ ! એ રીતે યૂપ-ધ્વજની આ સ્ત્રિયો આક્રોશ કરે છે. કર સંમતિ છે મધ્ય ભાગ જેનો એવી યૂપધ્વજની આ સ્ત્રી સ્વામિના ભુજને ખોળામાં લઇ કૃપણની પેઠે આવી રીતે વિલાપ કરે છે કે, શૂર-વીરોને હણનાર, મિત્રોને અભય દેનાર, હજારો ગાયો આપનાર ક્ષત્રિયોનો નાશ કરનાર, નીવી ખેંચનાર, પીનસ્તનને મર્દન કરવાવાળો, નાભિ, ઉર તથા જઘનનો સ્પર્શ કરનાર વાસુ-દેવના સાનિધ્ય સંગ્રામ વિષે અન્ય સાથે યુદ્ધ કરતાં ગાફલ એવા યૂપધ્વજનો હાથ, અક્લિષ્ટ છે કર્મ જેનું એવા અર્જુને કાપી નાંખ્યો. એ કર્મ કરનાર અર્જુનની સભા વિષે શું વાર્તા થશે અને અર્જુન પોતે પણ શું કહેશે એ રીતે એ શ્રેષ્ઠ સ્ત્રી નિંદા કરી, હે જનાર્દન ! બોલતી રહી ગઇ, તે આ સ્ત્રી ને તેની સપત્નીઓ પોતાની પુત્રવધૂની પેઠે શોચ કરે છે. ભાગિનેય એવા સહદેવે હણેલો, સત્ય પરાક્રમવાળો, બળવાન, ગાંધારરાજ માતુલ શકુનિ સૂતો છે. પૂર્વે સુવર્ણના દાંડાવાળા પંખાથી જેને પવન થતો હતો, સંગ્રામમાં સુતેલા તેને આ વખતે પક્ષિઓ પાંખથી પવન નાંખે છે. પોતાનાં સેંકડો તથા હજારો રૂપ ધરનાર તેની માયા પાંડવના તેજથી બળી ગઈ. ચળ કરી જાણનાર એવા તેણે માયાવડે યુધિષ્ઠિરને જીતી સભા-વિષે તેનું વિપુલ એવું રાજ્ય પણ જીતી લીધું હતું. આ વખતે પાંડવોએ તે ગાંધારરાજનું જીવિત જીતી લીધું. હે કૃષ્ણ ! શકુનિને જુવો. પક્ષિઓ ચોતરફથી સેવે છે. એણે નાશ થવા સારૂ મારા પુત્રોને કપટ શિખવ્યું તેથી પાંડવો સાથે આ મોટું વૈર ઉભું થયું, જેણેકરી ગણ રહિત એનો પોતાનો તથા મારા પુત્રોનો નાશ થયો. હે પ્રભો ! જે રીતે મારા પુત્રોને શસ્ત્રજિત એવા લોક પ્રાપ્ત થયા, તેમજ દુર્બુદ્ધિવાળા એને પણ શસ્ત્રથી જીતેલા લોક પ્રાપ્ત થયા. હે મધુસૂદન ! વક્રબુદ્ધિવાળા આ સરલ બુદ્ધિવાળા મારા પુત્રોને કોઇ રીતે ત્યાં ભાઇઓ સાથે વિરોધ કરાવશે.

कथं च नायं तत्रापि पुत्रान् मे भ्रातृभिः सह ।
विरोधयेज्जुघन्नाननृजुर्मधुसूदन ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविलापपर्वणि गांधारीवाक्ये गुर्भ-भाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

## અધ્યાય ૨૪ મો. ગાંધારી વિલાપન [ ચાલુ ].

गांधार्युवाच—कांबोजं पश्य दुर्धर्षं कांबोजास्तरणोचितं ।
शयानमृषभस्कधं हतं पांसुषु माधव ॥

ગાંધારી કહે છે—હે માધવ! કામ્બોજ દેશના આસ્તરણને યોગ્ય, વૃષભ સરખા સ્કંધ-વાળા, હણાયલા, રજવિષે સુતેલા, દુર્ધર્ષ કાંબોજને જુવો. જેના રૂધિરે કરી સંદિગ્ધ અને ચંદનેકરી ભૂષિત બાહુ જોઈ અતિ દુઃખિત એવી તેની સ્ત્રી દયા આવે તે રીતે વિલાપ કરે છે. હે જનેશ્વર! પૂર્વે સુંદર આંગળીવાળા ભોગળ સરખા તમારા બાહુના મધ્યને પ્રાપ્ત થએલી અને રતિ ત્યાગ કરતી ન હતી, તમવડે કરી હીન હણાયા છે બંધુ જેના, અનાથ, કંપતી મધુરસ્વરવાળી એવી હું કયી મતિને પ્રાપ્ત થઈશ? તડકાવિષે કરમાતી એવી વિવિધ પ્રકારની પુષ્પની માળાઓના પેઠે, ગ્લાનિયુક્ત નારિઓના શરીરને લક્ષ્મી છોડતી નથી. હે મધુસૂદન! ચોતરફથી સુતેલા પ્રદીપ્ત બાજુબંધથી બાંધેલા છે મોટા ભુજ જેના એવા શૂર-વીર કાલિંગને જુવો. તેમજ હે જનાર્દન! ચોતરફથી જેને વીંટી અત્યંત વિહ્વલ સ્ત્રિયો રૂદન કરે છે એવા માગધના અધિપતિ જયત્સેનને જુવો. હે જનાર્દન! વિસ્તૃત નેત્રવાળી સુંદર છે સ્વર જેમનો એવી આ સ્ત્રિયોનો મન તથા શ્રવણને હરે એવો શબ્દ, મારા મનને જાણે મોહ કરતો હોય નહિ તેમ કરે છે. વિખરાયાં છે વસ્ત્ર તથા આભરણ જેમનાં, રૂદન કરતી, શોકકરી કર્ષિત, સુંદર, આસ્તીર્ણ યુક્ત શયનને ઉચિત માગધ દેશની સ્ત્રિયો, પૃથ્વી પર સુતી છે. કોશલોના અધિપતિ પોતાના ભર્તા રાજપુત્ર બૃહદ્બળને વીંટી લઇ રૂદન કરતી આ સ્ત્રિયો, અભિમન્યુના બાહુબળે અર્પિત શરીરમાં પેઠેલા બાણને કાઢે છે અને દુઃખાવિષ્ટ એવી તેઓ, વારંવાર મૂર્છા પામે છે. હે માધવ! અવધ્ય છે સર્વ અંગ જેમનાં એવી આ સ્ત્રિયોનાં મુખ તડકા તથા પરિશ્રમને લીધે કરમાઇ ગએલાં કમળ સરખાં શોભે છે. સુંદર બાજુબંધ બાંધેલા, સુવર્ણની માળા ધરેલા, દ્રોણે હણેલા, શૂરવીર બાલક ધૃષ્ટદ્યુમ્નના સર્વ પુત્ર સુતા છે. રથરૂપી છે અગ્ન્યાગાર જેનું, ધનુષ્યરૂપી જ્વાળાવાળા, બાણ, શક્તિ તથા ગદારૂપી છે ઇન્ધન જેમાં એવા દ્રોણરૂપી પાવકને પ્રાપ્ત થઈ તીડ નામના જંતુઓની પેઠે તે સંનિ-દગ્ધ થયા. દ્રોણે હણેલા, સુંદર બાજુબંધવાળા, શૂરવીર પાંચ ભાઇ કેકય અહિં સુતા છે. તપાયેલ સુવર્ણના કવચવાળા, લાલ છે ધ્વજા જેની એવા રથ સમુદાયવાળા, પ્રજ્વલિત અગ્નિ સરખા પોતાની કાંતિએકરી પૃથ્વીને ભાસમાન કરે છે. હે માધવ! સંગ્રામવિષે, અરણ્યમાં મોટા સિંહે હણેલો હસ્તિ હોય નહિ જાણે તેની પેઠે દ્રોણે પાડેલા દ્રુપદને જુવો. હે પુંડરીકાક્ષ! પાંચાલ રાજાનું નિર્મળ એવું શ્વેત છત્ર, શરદૃતુમાં ચંદ્ર શોભે તેમ શોભે છે. આ દુઃખિત એવી તેની પુત્રવધૂ તથા ભાર્યાઓ, વૃદ્ધ એવા પાંચાલ્ય દ્રુપદ રાજાને બાળી તેને અપસવ્યથી કરી

છે. દ્રોણે હણેલા, શૂરવીર ચેદિ શ્રેષ્ઠ મહાત્મા ધૃષ્ટકેતુને, તેમાં ગયાં છે ચિત્ત જેમનાં એવી તેની સ્ત્રિયો હરણ કરે છે. હે મધુસૂદન! સંગ્રામવિષે દ્રોણનાં અસ્ત્રને હણી મેલ્યા ધનુષવાળો મહારથિ ચેદિપતિ આ ધૃષ્ટકેતુ હજારો શત્રુઓને હણી નદીએ હણેલા વૃક્ષની પેઠે હણાયો. હે ઋષિકેશ! પક્ષિઓએ ભક્ષણ કરવા માંડેલા બળ તથા બાંધવ સહિત તેને સ્ત્રિયો સેવે છે. દાશાર્હપુત્રી વિષે ઉત્પન્ન થએલા, સત્ય પરાક્રમવાળા, શૂરવીર, સુતેલા તેને ખોળામાં રાખી આ ચેદિરાજની શ્રેષ્ઠ અંગનાઓ રુદન કરે છે. હે ઋષિકેશ! સુંદર મુખવાળા શોભિતાં છે કુંડલ જેને એવા સંગ્રામમાં દ્રોણે બાણથી બહુ પ્રકારે હણેલા એના પુત્રને જુવો. હે મધુસૂદન! એ રીતે સંગ્રામમાં રહેલા મારકાઓ સાથે યુદ્ધ કરતા શૂરવીર પિતાને આજસુધી પુત્ર છોડતો નથી. એજ રીતે પારકા શૂરવીરને હણનાર, મારા પુત્રનો પુત્ર લક્ષ્મણ પણ દુર્યોધનની પાછળ ગયો. હે માધવ! હેમંતવિષે વાયુએ પાડેલા પુષ્પિત બે શાલ વૃક્ષ હોય નહિ તેમની પેઠે પડેલા સુવર્ણના બાજુબંધ તથા કવચ પહેરેલા બાણ, ખડ્ગ તથા ધનુષ ધરનાર, વૃષભના સરખાં નેત્રવાળા, નિર્મળ માળા પહેરેલા, રણભૂમિમાં સુતેલા અવંતિપુરના વિંદ તથા અનુવિંદને જુવો. હે કૃષ્ણ! તમ સહિત સર્વ પાંડવ, અવધ્યજ છો; કેમકે જે તમો દ્રોણ, ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય, દુર્યોધન, અશ્વત્થામા, સિંધુ દેશનો જયદ્રથ, સોમદત્ત, વિકર્ણ તથા શૂરવીર એવા કૃતવર્માથી પણ મૂક્ત રહ્યા. પુરૂષમાં શ્રેષ્ઠ એવા જેઓ, શસ્ત્રના વેગેકરી દેવતાઓને પણ હણે તે આ, સંગ્રામમાં હણાયા, કાળનો વિપર્યય તો જુવો. હે માધવ! ક્ષત્રિયોવડે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ એવા આ શૂરવીર હણાયા એમાં કંઈ દૈવને જરૂર કરી અતિ ભાર નથી. હે કૃષ્ણ! જ્યારે વિષ્ટિ કરવા આવેલા તમો કામ કર્યા વગર પાછા ઉપપ્લવ્ય ગયા ત્યારે વેગવાન મારા પુત્રો હણાયા હતા, કેમકે તે વખતે શંતનુ પુત્ર ભીષ્મ તથા પ્રાજ્ઞ વિદુરે મને કહ્યું હતું કે પુત્રોવિષે તું સ્નેહ કર માં. એવાં તે બેઉનાં વચન સાંભળી મેં વિચાર કર્યો કે તે બેઉનું કહેવું મિથ્યા થવા યોગ્ય નથી ને તેમજ થશે. માટે તેજ પ્રમાણે હે જનાર્દન! મારા પુત્ર ભસ્મીભૂત થયા.

વૈશંપાયન કહે છે—હે જનમેજય! હે ભારત! એટલાં વચન કહી દુઃખેકરી ઉપહત છે વિજ્ઞાન જેનું એવી શોકેકરી મૂર્છિત ગાંધારી ધૈર્યને છોડી દઇ પૃથ્વીપર પડી ગઇ. પછી ક્રોધેકરી વ્યાપ્ત છે અંગ જેનું, એવી પુત્રના શોકેકરી પરિપ્લુત, વ્યથિત છે ઇન્દ્રિયો જેની એવી ગાંધારી શ્રીકૃષ્ણ ઉપર દોષબુદ્ધિ કરી કહેવા લાગી કે, હે કૃષ્ણ! હે જનાર્દન! પાંડવ તથા ધૃતરાષ્ટ્રના પુત્ર પરસ્પર યુદ્ધ કરી નાશ પામ્યા. આ રીતે નાશ પામતા તેમની તમે કેમ ઉપેક્ષા કરી? સમર્થ, ઘણા ચાકરવાળા, ઘણા બળવાળા, બેઉ સ્થાનકે છે સામર્થ્ય જેનું એવાં સાંભળ્યાં છે વાક્ય જેણે એવા તમે હે મધુસૂદન! કૌરવના નાશની કેમ ઉપેક્ષા કરી? હે મહાબાહો! તમે ઉપેક્ષા કરી માટે તમે તેના ફળને પ્રાપ્ત થાઓ. પતિની સેવાએકરી મેં જે કંઇ તપ ઉપાર્જન કર્યું છે, દુરવાપ એવાં તે તપેકરી ચક્ર તથા ગદા ધરનાર એવા તમને હું શાપ દઉં છું. હે ગોવિંદ! જે માટે પરસ્પર હણતા જ્ઞાતિય એવા કૌરવ પાંડવની તમે ઉપેક્ષા કરી તે માટે તમે જ્ઞાતિનો વધ કરશો ને હે મધુસૂદન! તમે પણ આજથી છત્રીશમું વર્ષ ઉપસ્થિત થશે ત્યારે હણાયા છે જ્ઞાતીય, ચાકર તથા પુત્ર જેના એવા વનમાં વિચરનાર અનાથની પેઠે કોઇએ ન જાણેલા, કોઈ ન જાણે તે રીતે કુત્સિત એવા ઉપાયે નિધનને પ્રાપ્ત થશો. તમારી આગળ પણ આજ રીતે હણાયા છે સુત, જ્ઞાતિ તથા બાંધવ જેમના એવી આ ભરતની સ્ત્રિયો રડે છે તેમ રડશે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! ગાંધારીનાં એવાં ઘોર વચન સાંભળી મોટા મનવાળા વાસુદેવ ભગવાન કંઇક ધ્વંસ કરતા હોય નહિ, તેની પેઠે, દેવી એવી ગાંધારી પ્રત્યે કહેવા લાગ્યા કે, હે ક્ષત્રિયાણિ ! હું પણ સર્વ જાણું છું ને મારે જે કહેવું છે તે જ તું કહે છે, યાદવો દૈવથી નાશ થશે, એમાં સંશય નહિ. હે શુભે ! વૃષ્ણિચક્રને મારા વિના બીજો કોઇ સંહાર કરનાર છે નહિ, કેમકે તેઓ બીજા પુરૂષોએ તથા દેવ દાનવોએ કરીને પણ અવધ્ય છે, વાસ્તે યાદવો, પરસ્પર કરેલા નાશને પ્રાપ્ત થશે એ રીતે દાશાર્હ એવા શ્રીકૃષ્ણે કહ્યું તે સાંભળી, ભયભીત છે ચિત્ત જેમનું એવા પાંડવ, અત્યંત ઉદ્વિગ્ન તથા જીવિત વિષે પણ નિરાશ થઇ ગયા.

**इत्युक्तवति दाशार्हे पांडवास्त्रस्तचेतसः ।**
**बभूवुर्भृषसंविग्ना निराशाश्चापि जीविते ॥**

**इति श्री महाभारते स्त्रीपर्वाणि स्त्रीविलापपर्वणि गांधारीशापदाने गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥**

## અધ્યાય ૨૬ મો. ઔર્ધ્વદૈહિક ક્રિયા વિચાર.

**श्रीभगवानुवाच—उत्तिष्ठोत्तिष्ठ गांधारि मा च शोके मनःकृथाः ॥**
**तवैव ह्यपराधेन कुरवो निधनं गताः ॥ १ ॥**

શ્રી ભગવાન કહે છે—હે ગાંધારી ! ઉભી થા ઉભી થા, શોક વિષે મન કર માં, કેમકે તારાજ અપરાધે કરી કૌરવો નિધનને પ્રાપ્ત થયા છે. તું દુરાત્મા, અસહનશીલ, અત્યંત માની, દુષ્કર્મ કરનાર, નિષ્ઠુર, વૈરી પુરૂષ, વૃદ્ધની આજ્ઞાને ઉલંઘન કરનાર દુર્યોધનને આગળ કરી તેના દુષ્કૃતને સાધુ માનતી હતી, માટે તારો પોતાનો કરેલો દોષ મારે વિષે મૂકવા કેમ ઇચ્છે છે ? જે માણસ, મરણ પામેલાનો વા નષ્ટ થએલાનો શોચ કરે તે પૂર્વાપર દુઃખરૂપ બેઉ અનર્થને પામે છે. બ્રાહ્મણની સ્ત્રી તપોર્થી એવા ગર્ભને ધારણ કરે, ગાય વહન કરનાર બળદના ગર્ભને ધારણ કરે, શૂદ્રની સ્ત્રી દાસપણામાં કુશલ એવા ગર્ભને ધારણ કરે, વૈશ્યની સ્ત્રી પશુ પાલનાર ગર્ભને ધારણ કરે ને તારા સરખી રાજપુત્રી ક્ષત્રિયા વધાર્થીય એવા ગર્ભને ધારણ કરે, એટલે કે, ક્ષત્રિયાણિઓ તો રણશૂર ગર્ભને જ ધારણ કરે. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! વાસુદેવનાં ફરીથી કહેલાં અપ્રિય એવાં તે વચન સાંભળી, શોકેકરી વ્યાકુળ છે નેત્ર જેનાં એવી ગાંધારી તૂષ્ણીભાવને પ્રાપ્ત થઇ. રાજર્ષિ એવા ધર્મજ્ઞ ધૃતરાષ્ટ્રે દુર્બુદ્ધિ થકી ઉત્પન્ન થએલા અજ્ઞાનનો નિગ્રહ કરી ધર્મરાજ એવા યુધિષ્ઠિરને આવી રીતે પૂછ્યું કે, હે પાંડવ ! જીવતાં સૈન્યના પરિમાણને તમે જાણતા હતા માટે હણાયલાના પરિમાણને પણ જો જાણતા હો તો મને કહો. યુધિષ્ઠિરે કહ્યું કે, હે રાજન્ ! દશકરોડ, વીશહજાર તથા બીજા છાસઠ કરોડ એટલા ક્ષત્રિય આ સંગ્રામમાં હણાયા. હે રાજેંદ્ર ! ચોવીશ હજાર એકસો ને પાંસઠ શૂરવીર તો કોઇના જાણવામાંજ આવ્યા નહિ, જે કયાં ગયા ? વળી ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે યુધિષ્ઠિર ! હે પુરૂષોત્તમ ! હે મહાબાહો ! તે સર્વ કયી ગતિને

પ્રાપ્ત થયા તે તમે કહો, કેમકે તમે સર્વજ્ઞ છો એમ હું માનું છું. ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી યુધિષ્ઠિર કહે છે કે, જેમણે હૃષ્ટ થઇ પરમ સંયુગવિષે પોતાનાં શરીર હોમ્યાં, સત્ય પરાક્રમવાળા તે તો ઇન્દ્રના સરખા લોક પ્રત્યે ગયા. હે ભારત ! જેઓ અપ્રસન્ન મનેકરી હવે તો મરવુંજ એમ જાણી સંગ્રામમાં હણાયા તે ગંધર્વના લોકમાં ગયા. સંગ્રામ ભૂમિવિષે ઉભેલા, યાચના કરતા, વિમુખ થયેલા, શસ્ત્રથી જે હણાયા તેઓ, ગુહ્યકના લોકપ્રત્યે ગયા. પારકાઓએ પાડેલા પાડેલા, આયુધ વગરના, લજ્જાયુક્ત એવા ક્ષાત્રધર્મમાં તત્પર જે મહાત્માઓ, તીક્ષ્ણ શસ્ત્રેકરી શત્રુની સન્મુખ હણાયા તે બ્રહ્મલોક પ્રત્યે ગયા, એમાં કંઇ પણ સંશય નથી; અને જેઓ સંગ્રામ ભૂમિની બહાર કોઈ રીતે પણ હણાયા તે ઉત્તર કુરૂ પ્રત્યે ગયા. ધૃતરાષ્ટ્ર પૂછે છે, હે પુત્ર ! હે યુધિષ્ઠિર ! હે મહાબાહો ! કયા જ્ઞાનબળે કરી તું સિદ્ધની પેઠે દેખે છે તે મને કહેવા યોગ્ય હોય તો કહે. યુધિષ્ઠિર કહે છે—પૂર્વે તમારી આજ્ઞાથી વન વિષે વિચરતા મને તીર્થયાત્રાના પ્રસંગેકરી આ અનુગ્રહ પ્રાપ્ત થયો. વનમાં વિચરતા મેં દેવર્ષિ એવા લોમશ ઋષિને જોયા. તે થકી પૂર્વે હું જ્ઞાનયોગે કરી અનુસ્મૃતિને તથા દિવ્ય ચક્ષુને પણ પ્રાપ્ત થયો છું. ધૃતરાષ્ટ્ર પૂછે છે--હે ભારત ! આ સંગ્રામમાં હણાયલા અનાથ તથા સનાથ એવા મનુષ્યોનાં શરીરને તમે વિધિપૂર્વક દાહ કરશો. તેમજ જેમને કોઇ અગ્નિસંસ્કાર કરનાર નથી તથા જે આહિતાગ્નિ નથી, તેમને પણ તમે વિધિપૂર્વક દાહ કરાવશો. હે તાત ! કર્મ ઘણાં હોવાથી અમે કોનાં કર્મ કરીએ; અને જેમને સુપર્ણ તથા ગૃધ્ર, જ્યાં ત્યાંથી ખેંચે છે તેમને હે યુધિષ્ઠિર ! કર્મેકરી કયો લોક પ્રાપ્ત થશે. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! હે મહારાજ ! એ રીતે ધૃતરાષ્ટ્રે જેને પૂછયું હતું એવા કુંતિપુત્ર યુધિષ્ઠિરે, સુધર્મા, ધૌમ્ય, સૂત એવો સંજય, મહા બુદ્ધિમાન વિદુર, કુરૂકુળમાં ઉત્પન્ન થએલો યુયુત્સુ, ઇન્દ્રસેન છે મુખ્ય જેમાં એવા સેવક તથા સારથિઓને આજ્ઞા કરી કે તમે જે રીતે અનાથની પેઠે કોઇપણ શરીર નાશ ન પામે તે રીતે આ સર્વનાં પ્રેત કાર્ય કરાવો. ધર્મરાજાની આજ્ઞાથી વિદુર, સૂત એવો સંજય, ધૌમ્ય સહિત સુધર્મા નામનો દુર્યોધનનો પુરોહિત તથા ઇન્દ્રસેનાદિક ભૃત્ય, એ સર્વે મળી ચંદન તથા અગરૂકાષ્ઠ, કૃષ્ણાગુરૂ, ઘૃત, તૈલ, ગંધ, અમૂલ્ય એવાં રેશમી વસ્ત્ર તથા બીજાં ઘણાંક કાષ્ઠ લઇ આવી તેમજ ભાગેલા રથ, નાના પ્રકારનાં શસ્ત્રવડે પ્રયત્નથી ચિતાઓ કરી અવ્યગ્ર એવા તેમણે શાસ્ત્રદષ્ટ કર્મેકરી સર્વેને દાહ કર્યો. તેમજ રાજા દુર્યોધન, શતાધિક એવા એમના ભાઇઓ, શલ્ય, શલ, રાજા ભૂરિશ્રવા, જયદ્રથ રાજા, અભિમન્યુ, દુઃશાસન, પુત્ર લક્ષ્મણ, રાજા ધૃષ્ટકેતુ, બૃહંત, સોમદત્ત, શતાધિક એવા સૃંજય, રાજા ક્ષેમધન્વા, વિરાટ, દ્રુપદ, શિખંડિ, પાંચાલ્ય એવો પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થએલો ધૃષ્ટદ્યુમ્ન, વિક્રાંત એવો યુધામન્યુ, ઉત્તમૌજા, કોશલ રાજા, દ્રૌપદીના પુત્ર, સુબલ પુત્ર શકુનિ, અચલ એવો વૃષક, ભગદત્ત રાજા, અસહનશીલ એવો પુત્ર સહિત સૂર્યપુત્ર કર્ણ, મોટા ધનુષ્યવાળા કેકય, મહારથિ ત્રિગર્ત, બકનો ભાઇ રાક્ષસેંદ્ર ઘટોત્કચ, રાક્ષસેંદ્ર અલંબુષ, જલસંધ રાજા, એટલા એ અને બીજા પણ હજારો રાજાઓને, હોમી, ઘૃતધારાવાળા પ્રદીપ્ત અગ્નિવડે દાહ કર્યા. તે વખતે કેટલાક મહાત્માઓના પિતૃમેધ થતા હતા, કેટલાક સામગાન કરતા હતા, બીજા કેટલાક શોક કરતા હતા, તે રાત્રિ વિષે સામ તથા ઋચાઓના શબ્દથી અને સ્ત્રિયોના રૂદિત શબ્દેકરી સર્વ પ્રાણિઓ મૂર્છિત તુલ્ય થઇ ગયાં, અને ધૂમ રહિત દીપ્યમાન એવો પ્રદીપ્ત પાવક, આકાશવિષે નાનાં વાદળાંથી વીંટાયલા ગ્રહ દેખાય તેવો દેખાવા લાગ્યો. નાના દેશમાંથી આવેલા અનાથ એવા જે ત્યાં સંગ્રામમાં મરણ પામ્યા હતા તે સર્વને એક ઠેકાણે

આણી, હજારો મૃતશરીરોનો ઢગલો કરી સ્નેહયુક્ત એવાં ઘણાંક કાષ્ટેકરી રાજાની આજ્ઞાથી વિદુરે તે સર્વનો દાહ કર્યો. એ રીતે કુરુરાજ એવા યુધિષ્ઠિર, તેમની ક્રિયા કરાવી ધૃતરાષ્ટ્રને આગળ કરી ગંગા ઉપર ગયા.

कारयित्वा क्रियास्तेषां कुरुराजो युधिष्ठिरः ।
धृतराष्ट्रं पुरस्कृत्य गंगामभिमुखोगमत् ॥

इति श्री महाभारते स्त्रीपर्वणि स्त्रीविलापपर्वणि श्राद्धपर्वणि कुरूणामौर्ध्वदेहिके गुर्जरभाषाया षड्विंशोऽध्यायः ॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો. છેલ્લી જલાંજલી.

वैशंपायन उवाच—ते समासाद्य गंगां तु शिवापुण्यजलोचितां ।
ह्रदिनीं च प्रसन्नां च महारूपां महाबलाम् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય! તેઓ પવિત્ર જલયુક્ત, પ્રસન્ન, મોટા રૂપવાળી મહાબળવાળી કલ્યાણરૂપ એવી ગંગાને પ્રાપ્ત થઇ ભૂષણ ઉતારી પાઘડી તથા કટિબંધનાદિકને નીચે મૂકી પિતૃઓ, ભાઇઓ, પૌત્ર, સ્વજન, પુત્ર તથા આર્ય એવા પતિઓને, યાદ કરી અત્યંત દુ:ખે રૂદન કરતી એવી કૌરવની સ્ત્રિયો, જલાંજલિપ્રદાન કરવા લાગી. ધર્મજ્ઞ એવી તે સ્ત્રિયોએ બીજા સંબંધિઓને પણ જલાંજલી આપી. એ રીતે વીરપત્નીઓએ શૂરવીરોને ઉદકદાન આપવાથી, સુંદર છે જલમાં ઉતરવાનો માર્ગ જેમાં એવી ગંગા છાછરી થઇ તેથી કરીને તે માર્ગે ચાલવા લાગી. તે સમયે મહોદધિ સરખું, આનંદ રહિત, ઉત્સવ વગરનું, વીરપત્નીઓએ કરી સંકીર્ણ ગંગાતીર શોભતું હતું. તે વખતે હે મહારાજ! શોકેકરી કર્શિત, રૂદન કરતી કુંતિએ તત્કાળ મંદ વાણીએકરી પોતાના પુત્રો પ્રત્યે આવી રીતે વચન કહ્યું કે, મોટા ધનુષવાળા રથના યૂથને પાળનારાના યૂથને પણ પાળનાર એવા વીર લક્ષણેકરી લક્ષિત એવા જે શૂરવીરને સંગ્રામ વિષે અર્જુને જીત્યો, અને જેને રાધાના ગર્ભથી ઉત્પન્ન થએલ સૂતપુત્ર એ રીતે તમે માનો છો, ને સેનાના મધ્યમાં સમર્થ સૂર્ય સરખો, જે શોભતો હતો, વળી પાછળ ચાલનારાઓ સહિત તમારી સર્વની સામે યુદ્ધ કરતાં દુર્યોધનના સર્વ સૈન્યને આકર્ષણ કરી શોભતો હતો, પૃથ્વી વિષે જેના સરખો પરાક્રમી બીજો કોઇ પણ રાજા નથી એવો શૂરવીર જે પ્રાણે કરીને પણ સદા પૃથ્વી વિષે યશનેજ માગતો હતો, સંગ્રામમાં પલાયન ન કરનાર, સત્ય પ્રતિજ્ઞાવાન, અક્લિષ્ટ કર્મવાળા તે ભાઇ એવા કર્ણને જલાંજલિ આપો; કેમકે શૂરવીર એવો સૂર્ય સરખી કાંતિવાળો તે, સૂર્યથકી કુંડલ તથા કવચ સહિત મારે વિષે ઉત્પન્ન થયો હતો તેથી તમારો તે મોટો ભાઇ થતો હતો. માતાનાં એવાં અપ્રિય વચન સાંભળી સર્વ પાંડવ કર્ણનેજ શોચ કરતા અત્યંત ખેદયુક્ત થયા. ત્યાર પછી હે પુરૂષવ્યાઘ્ર! શૂરવીર એવા કુંતિપુત્ર યુધિષ્ઠિર સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરી માતા પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે—બાણરૂપી લહેરવાળા, ધ્યારૂપી છે આવર્ત જેમાં, મોટા ભુજરૂપી તેમજ ગ્રાહયુક્ત તાળી શબ્દરૂપી છે શબ્દ જેનો એવો મહારથિરૂપી મોટા હ્રદના ઇંધુપાતને પ્રાપ્ત થઇ અર્જુન વિના

બીજો જેની સામે ઉભો રહે નહિ દેવ ગર્ભ એવો તે કર્ણ પૂર્વે તારો પુત્ર કેમ થયો હતો ? જેના બાહુ પ્રતાપે અમને ચોતરફથી તાપયુક્ત કર્યા એવા તેને વસ્ત્રેકરી જેમ અગ્નિને આચ્છાદન કરે તેમ તેં કેમ છુપો રાખ્યો ? જેના બાહુબળનો અમે જેમ ગાંડીવ ધનુષ ધરનારા અર્જુનના બાહુબળનો આશ્રય કર્યો હતો તેમ ધૃતરાષ્ટ્રના પુત્રોએ આશ્રય કર્યો હતો, બળવાનમાં શ્રેષ્ઠ તથા રથિ એવા કુંતિપુત્ર કર્ણ વિના બીજો કોઈપણ રથિ એવા સર્વ રાજાઓના બળમે ગ્રહણ કરનાર યોદ્ધો હતો નહિ. સર્વ શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ અદ્ભુત પરાક્રમવાળા અમારા તે મોટા ભાઈને તેં કેમ ઉત્પન્ન કર્યો હતો ? અહો એ વાર્તા તેં ગુપ્ત રાખી તેથી અમે હણાયા. કર્ણ નિધન થવાથી બાંધવસહિત અમે પીડાયા. અભિમાન્યુના વિનાશથી, દ્રૌપદી પુત્રના વધથી, પંચાળોના વિનાશથી તથા કૌરવોના પડવાથી પણ સો ઘણું દુઃખ અમને થાય છે. કર્ણનોજ હું અગ્નિમાં નાખેલાની પેઠે શોચ કરૂં છું. પ્રથમ-કર્ણ અમારો ભાઈ છે, એમ જણાયું હોત તો સ્વર્ગમાં રહેલી કોઈ વસ્તુ પણ અમને દુર્લભ થાત નહિ. ઘોર એવો કૌરવનો ક્ષય પણ થાત નહિ. એ રીતે ઘણોક વિલાપ કરી સમર્થ ધર્મરાજ યુધિષ્ઠિરે ધીરેથી રૂદન કરી એને પણ ઉદકપ્રદાન કર્યું. તે સમયે ઉદક કર્મ વિષે ચોતરફ જે સ્ત્રિયો બેઠી હતી તેઓ પણ ચોતરફથી પીડિત સ્વર કરવા લાગી. ત્યાર પછી બુદ્ધિમાન યુધિષ્ઠિરે ભાઈના પ્રેમે કરી કુટુંબ સહિત કર્ણની સ્ત્રિયોને બોલાવી લઈ તેઓ સહિત વિધિએકરી એનું પ્રેતકૃત્ય કર્યું. ત્યાર પછી યુધિષ્ઠિરે કહ્યું કે, પાપરૂપ એવા મેં શ્રેષ્ઠ એવા ભાઈને પાડયો માટે આજથી હવે સ્ત્રિયોના મનમાં ગુહ્ય વસ્ત રહેશે નહિ. એ રીતે કહી આકુળ છે ઇન્દ્રિયો જેની એવા તે, ગંગા ઉતરી ભાઈઓ સહિત સામા તીર ઉપર ગયા.

इत्युक्त्वा स तु गंगाया उत्ततारा कुलेंद्रियः ।
भ्रातृभिः सहितः सर्वैर्गंगातीरमुपेयिवान् ॥

इति श्रीमन् महाभारते शतसाहस्र्यांसंहितायां वैयासिक्यां स्त्रीपर्वे गुर्जरभाषायां कर्णगूढजत्वकथने उप्तविंशोऽध्यायः ॥ २७ ॥

**स्त्री पर्व समाप्त.**

